શ્રી માતાજીના આશીર્વાદ



To Bapalal

all knowledge, past
and present, must
be illumined by the
Truth of the future

with blessings

# સંપાદકનું નિવેદન

## ષષ્ટિપૂર્તિ ?

આજકાલ છાપાંમાં અનેક ષષ્ટિપૂર્તિઓ ઉજવાતી વાંચીએ છીએ. વાંચીએ છીએ ને ભૂલી જઈએ છીએ. પણ પ્રજામાં પ્રાણ પૂરનાર મહાનુભાવોની યાદ તો સદાય તાજી રહેવી જોઈએ. આજે અમે એક વૈદ્યની ષષ્ટિપૂર્તિ ઊજવી રહ્યા છીએ, જેઓ વૈદ્ય ઉપરાંત સાહિત્યકાર, કેળવણીકાર અને વૈજ્ઞાનિક પણ છે. વૈદ્ય તરીકે તેમનું ગૌરવ કરીને એક વર્ગ તરીકે અમે પોતાને જાણે માન આપી રહ્યા હોઈએ તેવી લાગણી થાય. પણ વાસ્તવમાં જે વર્ગનું સ્થાન સમાજમા ઘણું ઊંચું હોવું જોઈએ, તેની આજની સ્થિતિ સંતોષકારક ન કહેવાય તેવી છે. તે માટેનાં કારણો રજૂ કરવા અપ્રસ્તુત છે. આજે સમસ્ત ગુજરાતની પ્રજા તેમને માન આપીને પોતાની ફરજ પ્રત્યે ઉદાસીન રહી હતી તે સુધારી લઈને એક પ્રકારનું સમાધાન મેળવી રહી છે હું આને એક શુભ નિશાની ગણું છું.

બાપાલાલભાઈ સાઠ વર્ષના તો સાત વર્ષ પૂર્વે થઈ ગયા હતા, પણ તેમને અભિનંદવાનો સમય આજે પકવ થાય છે. એક ષષ્ટિપૂર્તિ સંમાન સમિતિ અસ્તિત્વમાં આવી. આયુર્વેદિક પ્રવૃત્તિમા વપરાય એ દૃષ્ટિએ તેમને આપવાની એક થેલી માટે અપીલ કરવામાં આવી અને જવાબ ઉત્સાહજનક મળતો ગયો.

ગ્રંથ સંપાદનની જવાબદારી મારે શિરે આવી પડી. ધોળી, ભીરતી, બગરચી અને ખ...ર...આ બધું કામ એક જ જણ કરી શકે તેવો બ્રહ્મન હું મળી આવ્યો ! ગૌરવગ્રંથનું સંપાદન કરવું એ નાનુંસૂનું કામ નથી. એના માટેની મારી પાત્રતા કેટલી ? પણ ગાલ્લી હાંકયે રાખ્યે જ છૂટકો હતો. લેખો આસ્તે આસ્તે એકઠા થવા લાગ્યા. પણ લેખો આવે તેમ ભેગા કરી છાપી દઈએ એટલે અભિનંદન ગ્રંથ તૈયાર થઈ જાય ? મન મૂંઝાતું હતું એટલે આજ દિન સુધીમાં પ્રકાશિત થએલા તેવા ગ્રંથો સંબંધે માહિતી મેળવવા માંડી. કેટલાક પ્રયત્ન પછી તેવા દસેક ગ્રંથો એકઠા કર્યા ને તેમને સંપાદનની દૃષ્ટિએ જોતાં તો હાજા જ ગગડી ગયા. શ્રી. અંબુભાઈ પુરાણીના અભિનંદન ગ્રંથમા હિમ્મતસિંહ ચાવડાએ લખેલું નિવેદન જોયું અને ભાન થયું કે તેમના જેવા સંપાદક માટે ય સંપાદન કાર્ય કેવું મુશ્કેલ છે; તો અમે તો રહ્યા વૈદ્યો પણ વિદ્ શબ્દ ઉપરથી વૈદ્ય અને વિદ્વાન બનેલા છે ને ? હૈયાધારણ મેળવી, ટેકે ટેકે ઝુકાવ્યે રાખ્યું.

આઠદસ ગ્રંથો મારા ટેબલ ઉપર પડ્યા છે. અંબુભાઈના અભિનંદન ગ્રંથમા તો બહુ પરિચિત તત્ત્વો મળ્યાં. પ્રેરણા પણ મળી; તો કાકાસાહેબનો અધ્યયન ગ્રંથ ઉપાડયો અને રસમા તરબોળ થઈ જવાયું. ન્હાનાલાલ સ્મારક ગ્રંથ જોયો ને આંખો ભીની થઈ ગઈ. કેળવણીકારનું પોત અને પ્રતિભા—એમાં આપ્તજનના દર્શન થયા દરબાર ગોપાળદાસ સ્મારકગ્રંથ જોયો અને તેમના ત્યાગ અને ટેકથી જીવન ભર્યું ભર્યું લાગ્યું. મેઘાણી સ્મારક ગ્રંથ જોતા માનવીની તપશ્ચર્યાના ધૂધવતા પુરમા ગળાબૂડ સ્નાન કર્યું. ઉપાયન જોયું અને જાણે બીજા જ લોકમા પ્રવેશ કર્યો. આમ કેટકેટલા ગ્રંથોનાં દર્શન કરી પાવન્ થઈ જવાયું. આટલા બધા ગ્રંથો એકસામટા ક્યારે જોવા મળવાના હતા ? અંગત રીતે તેમણે મને ઘણું આપ્યું. પણ આ ગ્રંથોનું

વાચન કેવળ મારા વ્યક્તિગત સંવેદન માટે ન હતુ, મારે તો તેમાંથી સંપાદનકના દોહનન કરવા હતા. આ ભાન જેમ જેમ જાગૃત થતું ગયું તેમ તેમ મારા તરાપાથી સાગર ખેડવામા કેવું જોખમ હતું તેનો ખ્યાલ વધતો ગયો. પણ નિર્બલકે બલ રામ! જેણે આ કામ સુઝાડયું તે પૂરું પણ કરાવવાનો જ.

પેઢીઅરીથી આ ગ્રંથ માટે માતાજીના આશીર્વાદ માગ્યા અને મહાજ ગીને મળનાં માર્ગ મોકળો થઈ ગયો. ઉત્સાહનો પાર ન રહ્યો અને તે મળ્યા પણ એવા સ્વરૂપમા કે આજના અમારા શુદ્ધ મિશ્રના વિવાહમા અમને તેમાથી નવી દૃષ્ટિ મળી. કોઈ પણ જ્ઞાનવિજ્ઞાને પ્રગતિ કરવી હોય તો સનાતન સત્ય ઉપર જ તેની નજર મંડાએલી હોવી જોઈએ. ભૂત કે વર્તમાનના જ્ઞાનથી સંતોષ મેળવીને માનવીથી બેની ન રહી શકાય તેણે તો આગળ, ને સદૈવ આગળ જ વધ્યે જવુ જોઇએ. આ પુણ્યવચનો અમને કેટલાં બધા આશ્વાસક અને પ્રેરક નીવડયાં તે હું શબ્દોમાં કેવી રીત વ્યકત કરી શકું?

જે પ્રવૃત્તિને માતાજીના આશીર્વાદ મળે તે સર્વાંગમા સફળ થવા જ નિર્માએલી છે તેવી મારી શ્રદ્ધાએ મારી બધી નબળાઈઓ ઉપર છીત મેળવી અને આગળ વધ્યે જવાનું બળ મળ્યું. ભલે આ મારી અંગત નિર્બળતા હોય, પણ મારું તો બળ જ તેમાં રહેલું છે. મારી શ્રદ્ધાના વિશેષ પુરાવા રૂપે ભાઈશ્રી કૃષ્ણલાલ જેવા ચિત્રકારમિત્ર ગ્રંથના જેકેટના સુશોભન માટે અશ્વિનીકુમારોનું પ્રેરકગમ્ય ચિત્ર બનાવી આપે અને બચુભાઈ રાવત જેવા અગત રસ લઈને તેના બ્લોક બનાવી આપે. લેખો પણ વિવિધ ક્ષેત્રોના નિષ્ણાતો તરફથી આવતા ગયા અને છાપકામ માટે બકુલ જેવું સહૃદયી મુદ્રણાલય મળી ગયુ. પછી ગ્રંથની સફળતા માટે શી ખામી રહે?

ગ્રંથમાંનું સારતત્ત્વ અનેકોને ભાગે વહેંચાઈ જાય છે. સર્વેને યાદ કરી કૃતાર્થ થાઉં છું. પણ તેમાં જે અસાર રહેલું છે તે ભલે મારા એકલાનું રહે. તેનો હું સભાનપણે સ્વીકાર કરું છું. મુદ્રારાક્ષસના પંજામા એક વખત માણસ ફસાય પછી તે ગમે તેટલાં તરફડીઆ મારે તો પણ બહાર નથી નીકળી શકતો, આ એક કરુણતા છે. અને તેનો હું રાજી થઈને ભોગ બન્યો છું પછી મારે કશું બળાપવાપણું ન રહે.

જો આ ગ્રંથ વાંચ્યા કેડે અધિકારી વાંચકને એમ નહિ લાગે કે તેનો વાંચવાનો શ્રમ વૃથા ગયો છે તો મારું સંપાદનકાર્ય સાર્થ થયું માની ઇશ્વરનો વિશેષ ઉપકાર માનીશ. હૈયામા ટમટમતુ થતો શ્રદ્ધાનો દીવડો કરુણાસાગરની અસીમ કૃપાથી પ્રકાશતો રહે અને બાપાલાલભાઈને અને અમને સૌને માર્ગદર્શક બનતો રહે. **Even in rags I am God, fallen I am Divine.** હું ચીંથરેહાલ, છતાંય દેવ છું, પડેલ છું તો પણ દિવ્યતાલર્યો.-આ ભાવ દિલમા સદૈવ ઝળહળતો રહે એ જ અભ્યર્થના.

# — વૈદ્યરાજ બાપાલાલ ષષ્ટિપૂર્તિ ગૌરવગ્રંથ —

## ❁ અનુક્રમણિકા ❁

# ભારતના યુવાનોને

આજે હિંદને ખાતર, જગતને ખાતર, પ્રભુને ખાતર કાર્ય કરવાને જે જુવાનો જાગી રહ્યા છે તેમને અમે કહીએ છીએ, "આ આદર્શને તમારે જો અપનાવવા હશે, એથીએ આગળ વધીને તમારે જો એ આદર્શોને સિદ્ધ કરવા હશે તો તમારા ચિત્તને તમારે યુરોપના વિચારોની પરાધીનતામાંથી મુક્ત કરી લેવા પડશે. જીવનને કેવળ ભૌતિક દૃષ્ટિબિંદુથી જોવાનું બંધ કરવું પડશે. ભૌતિક સમૃદ્ધિની રીતે જોશો તો તમારી પાસે કશું જ આવેલું નથી. આધ્યાત્મિક તત્ત્વની રીતે જોશો તો તમારી પાસે સર્વ કાંઈ આવી રહેલું છે. જગતમાં માત્ર આ ભારતવાસી જ એવો છે કે જે હરેક વસ્તુમાં શ્રદ્ધા મૂકી શકે છે, હરેક વસ્તુ માટે હામ બીડી શકે છે અને હરેક વસ્તુનું બલિદાન આપી શકે છે. માટે તમે સૌથી પ્રથમ તો ભારતીય બની રહો. તમારા પૂર્વજોનો વારસો પાછો તમારા હાથમાં મેળવી લો. આર્ય પ્રજાના તત્ત્વવિચારને, આર્યોની જીવનસાધનાને, આર્ય ચરિત્રને, આર્ય જીવનને તમે પાછા પ્રાપ્ત કરી લો. વેદાન્ત, ગીતા, યોગ એ તમે જાણી લો. આ સર્વને કેવળ તમારી બુદ્ધિમાં જ નહિ, તમારા હૃદયમાં જ નહિ, પરંતુ તમારા જીવનની અંદર સજીવન કરી લો. તમે એ સર્વમય બની રહો અને તમે જોશો કે તમે મહાન બની રહ્યા છો. બળવાન અને સમર્થ બની રહ્યા છો, અજેય અને નિર્ભય બની રહ્યા છો. હવે તમને જીવન કે મૃત્યુ બેમાંથી એકેય તરફથી ભયનું કારણ નહિ રહે તમારા શબ્દકોશમાંથી મુશ્કેલીઓ અને અશક્યતા અદૃશ્ય થઈ જશે કારણ કે શાશ્વતશક્તિ તો કેવળ આત્મામાં જ આવી રહેલી છે અને તેથી તમારે જો બાહ્ય જગતનું સામ્રાજ્ય પાછું જીતવું હશે તો તે પહેલાં તમારે તમારું આંતરસ્વરાજ, તમારા પોતાના પરનું સ્વરાજ પ્રાપ્ત કરવાનું રહે છે."

શ્રી. અરવિંદ



આચાર્ય બાપાલાલભાઈ

[ જન્મતારીખ ૧૭-૬-૧૮૫૬ ]

# अंजलि:

ईश्वरदत्त डी. देसाई

આ પદવી સ્નાતક, પૂજ્ય સ્વામીશ્રી આત્માનંદ સરસ્વતીએ સ્થાપેલા તાપી બ્રહ્મચર્યાશ્રમના પ્રથમ વિદ્યાર્થીઓ પૈકીના હોઈ પૂ. સ્વામીજીની કૃપાને કારણે સંસ્કૃત ઉપર સારું પ્રભુત્વ ધરાવે છે. હાલ કેટલાં એ વર્ષોથી તેઓ નડીઆદ આયુર્વેદ મહાવિદ્યાલયમા દ્રવ્યગુણ શાસ્ત્રના અધ્યાપક છે અને પોતાનો વૈદ્યકીય વ્યવસાય પેટલાદમાં ચલાવે છે. શાંત છતાં રમૂજી ભાષી શ્રી ઈશ્વરદત્ત આયુર્વેદના ઉત્કૃષ્ટ કોટિના અભ્યાસી છે.

बापालाल सुवैद्यविश्रुतशुभःख्यातस्तमार्गे मताम्
पात्रत्वं प्रतिपादितं शुभकृतं प्रोद्यत् सदा गुर्जरे ।
लाभ्या तं च गुणान्विता शुभकरा सुस्मानले राजते
लब्ध्वा भुवि यशाम्नदा क्षितितले जीयात् समाना शतम् ॥१॥

राष्ट्रान्दोलनसंनिकर्ष कुशलः स्वातन्त्र्ययुद्धे सदा
विद्वान् साधनसंकुलोऽपि नितरां सेवाव्रती दृश्यते ।
नित्यं वैद्यकशास्त्रविस्तृतिविधौ दत्तावधानोऽधुना
लोके शुभ्रयशाम्नदा विजयतां बापालालः सुधीः ॥२॥

शिष्यगभारतां मण्डिता च करोति
सुश्लोकैर्मनोज्ञैः सुधीभिः सुवाच्यैः ।
मतं निर्भ्रमं निर्मलं मान्यमान्यम्
सदा येन सर्वार्चितं पातु युष्मान् ॥३॥

अहीनो हीनोऽयं परमविदुषां यो हृदि भर-
मुद्दयां वैद्यानामभिसरति प्राणानभिरुजाम् ।
महामर्षी दर्शी जनहितनवस्थापि नितराम्
अभिम्नेहेनार्ग वदति सुतरां धर्मनिरतम् ॥४॥

# गौरवगाथा

डॉ. जीवणजी हरिभाई पटेल

ગૌરવગાથાના લેખક ખ્યાતનામ દંતચિકિત્સક છે. જીવણજીભાઈએ ગુજરાતના આઝાદી યજ્ઞમાં આહૂતિ આપવામાં યથાશક્તિ ફાળો આપ્યો છે. સંસ્કૃત ઉપરાંત બંગાલી પર પણ તેઓ અદ્‌ભૂત પ્રભુત્વ દાખવે છે.

जयतु जयतु देव. सर्वलोकैस्त्वन्द्य
दिशतु सपदि लोके मंगलं सर्वमद्य ।
जयतु जयतु वेद आयुष सप्रतिष्ठ
ददतु ददतु लोके त्वामयादाशु स्वास्थ्यम ॥ १ ॥

भारती * भाविता सुधी चापाल्ल । भिषग्वर ।
धन्याद्य गुर्जरी देवी त्वया संप्राप्तगौरवा ॥ २ ॥

धन्यो गरबड्डदासस्तु सत्पुत्रेण यशस्विना ।
माता धन्यतरा नूनं इच्छादेवी च सुव्रता ॥ ३ ॥

धन्यो वैद्यसमाजोऽद्य त्वया वैद्यवरेण वै ।
सन्मित्रेण वय धन्या षष्टिसन्मानतोऽधुना ॥ ४ ॥

आयुर्वेदस्त्वया साङ्गः सद्गुरुं संप्रसादयन् ।
बहुक्लेशमधीनोऽध प्राधीत इह च स्वयम् ॥ ५ ॥

भवता जनतास्वास्थ्यकामिनाऽराधितश्चिरम् ।
सन्निष्ठ व्रतिना देवो धन्वन्तरिरहर्निशम् ॥ ६ ॥

भवताऽराधिता देवी भारती भक्तिपूर्वकम् ।
प्रसादिता च यत्नेन लोकाना हितकाम्यया ॥ ७ ॥

आयुर्वेदोदधी नित्य भवता त्ववगाहितम् ।
शुचिना यत्तु संप्राप्तमपित तज्जनान्तिकम् ॥ ८ ॥

त्वयैव जनतात्राणार्थं निष्ठया तत ।
तप्तं प्रसादयन् देवं तां हरतु देहिनाम् ॥ ९ ॥

वैद्यान् वै कृपमाण्डूक्यं मा स्पृशेदिति चिन्तयन् ।
युगानुरूपा दृष्टि त्वमर्पितवान् शुभामलाम ॥ १० ॥

धन्या भवन्तु त्वच्छिष्या धर्मपूर्वप्रवृत्तयः ।
कामन्तो लोककल्याणं सत्शीलाश्च बहुश्रुता ॥ १४ ॥

सततमननशील ओषधीन् मार्गयन् वै
विविधगुणविशुद्धमौषध मार्जयन वै ।
जनपदहितकामी ज्ञानवृद्धोपसेवी
भवतु तव सुशिष्य. सच्चिकित्साप्रवन्ध्य· ॥ १५ ॥

आयुर्वेदीयविज्ञान—*अनुपद राजसंमता
त्वयाध्यक्षेण विदुषा सपथे संप्रवर्तिता ॥ १६ ॥

आयुर्वेदमहज्ज्योतिस्तत्र संधुक्षितं त्वया
दुःखशोककरं ध्वान्तं निरसन् संप्रकाशतु ॥ १७ ॥

मुक्तियज्ञे जनन्यास्त्वमस्त्रेशं क्लेशित परैः ।
अनिर्विण्णः सदा योगे दत्तवानसि वीरवत् ॥ १८ ॥

सुखभोगेष्वसक्तेन सत्प्रवृत्तिपरेण च ।
पुराणीबन्धुना सार्धं पुनितं यौवनं त्वया ॥ १९ ॥

सत्प्रवृत्तिपरं श्लाघ्यं जीवनं त्वमल शुभम् ।
सर्वाराध्य गुणैराढ्यं सर्ववन्द्यं सदामरम् ॥ २० ॥

अमितज्ञानमूल्यसुभावितम
ननु सुधासुखबोधप्रदायकम् ।
मृदुलटं च परात्मनि वै शुभम्
निभृतदानमहो तव जीवनम् ॥ २१ ॥

# આશાકણી

જયંત પાઠક

અનામય આનંદની યાત્રા કરાવનાર કવિરાજ, ઐશ્વર્યના ગૂઢ રણકાર અને તનમન પારના જીવનનો ધ્વનિ, નાડી કે સ્ટેથોસ્કોપ વિના પણ સાંભળી શકે છે. જીવનનો વેદ ભણી રહેલા વૈદ્યમાં કવિ આશાકણી જુએ છે. તેને મુબારકબાદી આપે છે. બંનેની અહીં કૃતાર્થતા છે.

# જ્યાં ફૂટે ત્યાં ફોરે

ગની દહીંવાળા

વનસ્પતિવેત્તાને પોતાના શાસ્ત્રની પરિભાષામાં કવિ બિરદાવે છે. લજામણીની નજાકતથી બહુશાખ વટવૃક્ષની, માવજત થએલી અહીં જોવા મળે છે. ગુજરાતનો એકેએક મુશાયરો ગનીભાઈની હાજરી વિના લૂખો લાગે. છતાં આજીવિકા માટે સરસ્વતીના આ સુપુત્રને ભારે શ્રમનું કામ કરવું પડે છે. એટલે તો શ્રમનું ગૌરવ ગાવાનું હજુ તેમણે બાકી રાખ્યું છે! વસંત ને કોયલ ને કળીઓના જ તેઓ "ગાતાં ઝરણાં" વહેવરાવે છે

શાંત સરિતન્તર કિન્તુ બાગ વહેતા વિવિધ પ્રવાહો,
સુઘડ જીવન-પથ વટાવી આવ્યા કંટકભર્યા રાહો.

ઉદ્યાને વા વન્યધરાએ ખીલે બેમોસમ ધોરે;
પુષ્પ તો એના ધર્મ પ્રમાણે જ્યાં ફૂટે ત્યાં ફોરે.

દઈ થાપટો થકવી, ઘડતર કરે સમય શો માથાં;
ધૂન દિમાગે, દિલે તમન્ના, વળે જંપ ત્યાં ક્યાંથી!

અબ્ધિનીર સમ મુક્ત વહીને રહે દિગંતો સ્પર્શી;
વાદળ સમ બંધાય ઘડીભર, રહે ઘડીકમાં વરસી.

નેક દિશામાં અનેક એવા છપાં હશે કંઈ તર્પણ;
જે થશે આજે તેજઝગારે ઝગે સમાજનું દર્પણ.

હશે સફળતા, હશે સિદ્ધિઓ, છતાં નહીં મગરૂબી;
ખમીરવંત જીવનના ખૂણે પડી, હશે આ ખૂબી.

પ્રતિદિને અવ અનેક "પદ્ધિ" મન્ત ઉજવતી થાઓ:
સમાજક્ષેત્રે લાખો આવા મૂકસેવકો પાકો.

---

# — વૈદ્યરાજ બાપાલાલ ષષ્ટિપૂર્તિ ગૌરવગ્રંથ —

## ❀ અનુક્રમણિકા ❀

કેટલાક લેખોના અંતે ખાલી જગામાં જે કંડિકાઓ મૂકી છે તે શ્રી. બાપાલાલભાઈના લખાણોમાંથી પસંદ કરવામાં આવેલી છે.



# બાપાલાલભાઈની જીવનસાધના

શાંતારામ વૈદ્ય

પચીસ વર્ષ પહેલાંની વાત છે. એક પેઢી જેટલો સમય વહી ગયો, બાપાલાલભાઈના ગુરુ શ્રી અમૃતલાલ પટ્ટણીના અવસાન થયે. પોતાના ગુરુની અવસાન નોંધ લખતાં ત્યારે તેમણે 'કુમાર'માં લખ્યું હતું કેઃ "વિદ્યાવ્યાસંગહીન ગુજરાતના ચિકિત્સક જગતે એક વિદ્યોપજીવી વૈદ્ય ગુમાવ્યો." પૂજ્ય અમૃતલાલભાઈ પ્રત્યે અપૂર્વ માન હોવા છતાં બાપાલાલભાઈના ઉપરના વિધાનથી હું છેડાઈ પડ્યો. જાણે કે તે પડકાર મારી સામે જ ફેંકવામાં ન આવ્યો હોય! મને થયું કે શું ગુજરાત વિદ્યાવ્યાસંગહીન છે? તેના ચિકિત્સક જગતમાં કોઈ વિદ્યોપજીવી વૈદ્ય નથી? તેનો જવાબ કદાચ વ્યકિતગત રૂપે મેં બાપાલાલભાઈને આપ્યો હતો કે નહીં તે યાદ નથી આવતું પણ એટલું તો જરૂર યાદ કરું છું કે ત્યારની અમારી પાટણની સંસ્થાના ત્રાણમાસિક "ભિષગ્ભારતી"માં મેં એક વિરોધ દર્શાવતું ચર્ચાપત્ર લખ્યું હતું. તંત્રી મંડળમાંના અમારા વિદ્યાર્થી મિત્રો મેં લખ્યું તેજ સ્વરૂપમાં તેને સ્થાન આપતાં ડરતા હતા. બાપાલાલ જેવા ધુરંધર વિદ્વાન સામે એક વિદ્યાર્થી કલમ ચલાવે તેને પ્રોત્સાહન આપવાની કોણ હિંમત કરે? છતાં મારા લખાણને ગોળ ગોળ રૂપમાં કોઈક ઠેકાણે સ્થાન મળ્યું હતું. ગુરુ જતાં બાપાલાલભાઈને બધે અંધારું જ અધારું લાગ્યું હોય અને શોકના માર્યા તેમનાથી ઉપરનું વાકય કદાચ લખાઈ ગયું હોય, બાકી ગુજરાતમાં વિદ્યા હડતાઈ નથી ગઈ. ભલે વૈદ્યોમાં કોઈ કાળે વિદ્યાવ્યાસંગહીનતા આવી જતી હોય પણ સમગ્રતયા ગુજરાતમાં વિદ્યાવ્યાસંગહીનતા હોત તો તેમાં હેમચંદ્રાચાર્ય, દયાનંદ, ગાંધીજી, નાનાલાલ કે મુનશી થયા ન હોત અને ચિકિત્સકો વગેરેમાં પણ ઝંડુ ભટ્ટજી, ડૉ. ત્રિભોવનદાસ-પ્લાસ્ટીક સર્જરીના પ્રણેતા-જયકૃષ્ણભાઈ, જાદવજીભાઈ, અમૃતલાલ પટ્ટણી, જીવરામ, કાલિદાસ, દુર્ગાશંકરભાઈ, ડૉ. પ્રાણજીવનદાસ કે આપણા ચરિત્રનાયક બાપાલાલભાઈ કયાંથી પાકયા હોત?

જે ગુજરાતના ચિકિત્સક જગતને બાપાલાલભાઈ વિદ્યાવ્યાસંગહીન માનતા તેણે આજે ગુજરાતમાં તો શું પણ સારા ભારતમાં જે બન્યું નથી તેવા એક યશસ્વી કાર્યમાં–એક સુવૈદ્યનો ષષ્ઠિપૂર્તિ મહોત્સવ યોજવામાં–પહેલ કરી છે અને તે પણ એવી વ્યક્તિનો કે જે ગુજરાતને કોઈ સમયે વિદ્યાવ્યાસંગહીન માનતી હતી.

## સમયની બલિહારી છે!

ગુજરાતે સારસ્વતોનું અભિવાદન કરવામાં પાછી પાની કયારેય નથી કરી, કોઈપણ ક્ષેત્રે. બાપાલાલભાઈ દેવી સરસ્વતીના આજીવન ઉપાસક રહ્યા છે. જન્મે તો તેઓ દસા ખડાયતા વાણીઆ કહેવાય. વાણિજ્યમાં રચ્યાપચ્યા રહેનારને તે વળી સરસ્વતીની ઉપાસના હોતી હશે? એની પાસે તો કાટલાં ને ત્રાજવાં ને રૂપિયા આના ને પાઈ હોય! પણ ના, કોઈ વિરલ પુર્વજન્મના પુણ્યે કરીને બાપાલાલભાઈ ઉપર સરસ્વતી પ્રસન્ન છે અને પિતા ગરબડદાસે શ્રીને તો પહેલેથી જ સાધી રાખ્યાં હતાં. ખુદ બાપાલાલભાઈ ઉપર પણ લક્ષ્મીદેવીએ કૃપા વરસાવવામાં કંજુસાઈ નથી કરી! એટલે બાપાલાલભાઈમાં શ્રી અને સરસ્વતીનો સુભગ યોગ જામેલો છે.

## કુટુંબ અને બાળપણ

બાપાલાલભાઈના પિતા આમ તો મૂળ વનની સાવલીના; પણ ધંધાર્થે પંચમહાલના નાનકડા ગામડા

સણસોલીમાં આવીને તેઓ વસેલા. પોતાની સારી એવી કુનેહથી ધધામાં તેમણે ઠીક ઠીક લક્ષ્મી સંપાદન કરી અને સ્થાવર જંગમ મિલકત પણ વસાવી, ત્યા તેઓ સ્થિર થયા. ધીરધાર ઉપરાંત ખેતી પણ તેઓ ઘરે જ કરાવતા, થનગનતી ઘોડી અને પાણીદાર બળદ તેમનું આંગણું શોભાવતા. પ્રસંગવશાત બહારવટીઆનો સામનો કરવાનો આવે તોપણ તેઓ ગભરાય એવા પોચટ વાણીઆ ન હતા. માતા ઇચ્છાબા પણ જાજરમાન, ઘરમાં ઢોરઢાંકર, નોકરચાકર અને નવ નવ ભાઈબહેનોના વિશાળ કુટુંબને સમાલી શકે એવી શક્તિ અને સૂઝવાળાં. આવા માતાપિતાને ત્યાં વાણીઆ છતાં બ્રાહ્મણ થવા સર્જાએલા પુત્રે તા. ૧૭–૯–૯૬ ના દિને સૂર્યનો પ્રથમ પ્રકાશ જોયો નાનકડા 'બાપુડીઆ'ને માની આગળી પકડી બપોરે ભાત આપવા જતી વખતે આપણે નજર સમક્ષ કલ્પી શકીએ છીએ. તોફાની બાપુડીઓ માની નજર ચૂકવી નદીમાં નાહી પણ લેતો હશે અને પોતાના ઢોરોને પણ કોઈ દિ' ચરાવવાને બદલે ભગાડી મૂકતો હશે ગામઠી શાળામાં તે વધુ અભ્યાસ કરતો કે તોફાન તે આજે આપણે જાણતા નથી. પણ એમ કરતાં કરતાં તે ફાઈનલ પાસ થઇ ગયો. વાણીઆના દીકરાને ગણિત તો સરસ આવડવું જ જોઈએ પણ આજે ય આપણા બાપાલાલભાઈ ગણિતને નવ ગજથી નમસ્કાર કરે છે. પોતાથી બે મોટા ભાઈઓ–એક વેપારના નિષ્ણાત પણ ચૂસ્ત મરજાદી વૈષ્ણવ અને બીજા તીખા આર્યસમાજી. ધંધામાં તેમનો જીવ ચોટે જ નહીં. આર્યસમાજનો પ્રચાર એ જ તેમનો ધંધો

મને લાગે છે કે બાપાલાલભાઈના સ્થૂલ જીવનની વિગતોમાં વધુ ઊંડા ઉતરવા કરતાં તેમના જીવને જુદી જુદી અવસ્થાઓમાં જે વળાંકો લીધાં અને જે નિષ્ઠાપૂર્વક તેમને તેઓ અનુસર્યા તે જો માનસશાસ્ત્રીય રીતે સમજવા પ્રયત્ન કરીએ તો આપણે તેમને વધુ ન્યાય કરી શકીશું. આ દૃષ્ટિએ તેમના જીવનને નીચે મુજબ વહેંચી નાખવુ હું પસંદ કરીશ.

(૧) હાઇસ્કૂલ સુધીનો અભ્યાસકાળ. (૨) પરાણી ભાઈઓનો સંગ અને રાષ્ટ્રસેવાની તૈયારીઓ. ગુરૂકુળે આયુર્વેદનો અભ્યાસ. (૪) ચિકિત્સા વ્યવસાય અને રાષ્ટ્રસેવા. (૫) આયુર્વેદ મહાવિદ્યાલયનું આચાર્યપદ અને પુસ્તકલેખન. આમ પાંચ રીતે તેમને જોવા આપણે પ્રયત્ન કરીએ.

ખરી રીતે જીવન એ એવું ગહન છે કે તેને વ્યક્તિ પોતે પણ બરાબર સમજી શકે છે કે કેમ એ પ્રશ્ન છે અને બીજાના જીવનની પંચાતમાં ઊતરવું એ એક મોટી છેતરામણ છે; ખાસ કરીને બાપાલાલભાઈની બાબતમાં કે જ્યારે તેઓ યાદ કરવા કરતાં ભૂલી જવાને જ વધુ ટેવાએલા છે. આ તેમની આગવી ખાસિયત છે તેમના જુના મિત્રો કહે છે કે તેમનામા અદ્ભુત સ્મરણશક્તિ છે. મને પણ તેમને જે સાહિત્ય કંઠસ્થ છે તે જોતા લાગે છે કે તેમની યાદશક્તિ સરસ હોવી જોઈએ. પણ કાલે સવારે તેઓ પોતાની જાતને પણ ભૂલી જાય તો નવાઈ નહીં. થોડા સમય પહેલા તેઓ શું બોલ્યા હતા તે પણ તેમને યાદ રાખવું મુશ્કેલ હોય છે. એમના ચિત્તતંત્રમાં એવું ધમસાણ ચાલતું હોય છે કે બહાર તેઓ ગમે તેવા શાંત દેખાતા હોય પણ 'ભીતરકી રામ જાને.' પ્રસંગોની કોઈ ચોક્કસ તારીખ તેઓ આપી શકતા નથી. અરે તેમના ખુદ જન્મ-દિનની ખબર પણ મોડી પડી. એટલે આજે તેમની ષષ્ઠિ ઊજવીએ છીએ પણ થયા તેઓ સડસઠના–ત્રણ વર્ષ બાદ આપણે તેમની સપ્તતી ઊજવી શકયા હોત!

## વડોદરામાં અભ્યાસ

બાપુભાઈ ફાઈનલ થઈને અંગ્રેજી અભ્યાસ માટે બારેક વર્ષની ઉંમરે વડોદરા આવે છે મહારાજા સયાજીરાવનું વડોદરા કોઈ પણ મહત્ત્વાકાંક્ષી યુવાન માટે સદાયનું આકર્ષણનું કેન્દ્ર રહેતું આવ્યું છે. વિદ્યાધામ તરીકેની તેની પ્રતિષ્ઠામા આજ દિન સુધી વધારો જ થતો રહ્યો છે. વડોદરામાં બરોડા હાઇસ્કૂલમા તેઓ દાખલ થાય છે. શરૂઆતનાં બે ત્રણ વર્ષો તો કોઈ પણ વિદ્યાર્થીને વાતાવરણને ટેવાતાં થાય. પણ ચોથા પાંચમા ધોરણથી તેની વિશેષતાઓ બહાર આવવા લાગે છે. વિદ્યાર્થી અવસ્થામા કેટલાક શિક્ષકોની જીવન-ભરની સારી કે નરસી છાપ અંકાઈ જતી હોય છે. બાપાલાલભાઈ આજે પણ પ્રેમથી બે શિક્ષકોને યાદ કરે છે–એક અંગ્રેજીના શિક્ષક શ્રી વાડીઆ અને બીજા

સંસ્કૃતના શિક્ષક શ્રી બાપટ. પોતાના વિષયો શીખવવાને આ શિક્ષકોને પુસ્તકોની જરૂર નહોતી પડતી. અંગ્રેજીમાં શેક્સપીઅર કે બાયરન કે શેલી શીખવતા વાડીઆ એવા તો તલ્લીન બની જાય અને પોતાના વિષયને એવો તો રસાળ બનાવે કે વિદ્યાર્થીને બહુ ઓછી મહેનતે ઘણો સારો લાભ મળે. સંસ્કૃત આજે બહુ રુક્ષ વિષય મનાય છે. ત્યારે પણ કંઈક તેવી જ છાપ હશે પણ બાપટે ભર્તૃહરિ, કાલિદાસ, વાલ્મિકીની મદદ વડે તેને એવો તો હૃદયંગમ બનાવ્યો કે આજે પણ બાપાલાલભાઈ રંગમાં આવી જાય તો શ્લોક ઉપર શ્લોક ગગડાવ્યે રાખે છે. આગળ જતાં આ બન્ને વિષયોએ તેમને ખૂબ યારી આપી છે. બન્ને વિષયોમાં તેમનું વાચન વધારે ને વધારે થતું ગયું; જેણે તેમના પુસ્તક લેખનના કામમાં મહદ્ ઉપકાર કર્યો છે. આજે પણ તેમનાં પુસ્તકોમાં જુઓ તો એલેક્ષીસ કેરલ કે મેકડુગલ કે મેક કેરીસન કે હક્ષલી કે હેવલોક એલીસ, કે-જોડ કે શ્રી અરવિંદ કે ભવભૂતિ કે કાલિદાસ કે વાલ્મિકી કે વ્યાસમાંથી ભરપૂર અવતરણો જ્યાં ત્યાં વિપુલ પ્રમાણમાં વેરાયેલાં જોવા મળશે; તેનો પ્રાથમિક યશ આ બે શિક્ષકોને જ આપવો ઘટે.

બાપાલાલભાઈ પાચમા ધોરણમાં આવ્યા ને તરત જ ઝડપાઈ ગયા. મૂછનો દોરો પણ નહીં ફૂટયો હોય ને તેમણે પ્રભુતામાં પગલાં માંડયા! કદાચ તે જમાનામાં તો મોડું થઈ ગયું ગણાતું હશે પણ તેઓ એક મટીને બે થયા તે પાછા એક થવા માટે. અને એવામાં જ તેમના જીવનની બીજી ધન્ય ક્ષણ પણ આવી લાગે છે, પુરાણી ભાઈઓના સંપર્કમાં આવવાની. જે વિદ્યાર્થી તેજસ્વી હોય છે તેને પોતાના દૈનિક કાર્યક્રમથી સંતોષ નથી હોતો. તે કાંઈક ને કાંઈક નવું શોધતો જ રહેતો હોય છે અને દૈવયોગે તેને નેવુ મળી પણ રહેતું હોય છે.

દરેક જમાનાને પોતાનું કાંઈકનું કાંઈ આગવું તત્ત્વ હોય છે. ત્યારે દરેક જુવાન મા-ભારતીને ગુલામીની જંજીરોમાંથી મુક્ત કરવા તલપી રહ્યો હતો. એને ત્યારે કોઈ બલિદાન મહાન લાગતું ન હતું. વ્યાયામ મંદિરોમાં તેઓ શરીર કસતા, વાદસભામાં બૌદ્ધિક કસરત કરતા અને સમાજમાં પોતે ભણેલા પાઠોનું પ્રગટીકરણ કરતા. પોતાની જે કોઈ શકિત હોય તેને ભારત માતાનાં ચરણે ન્યોછાવર કરવા તેઓ થનગની રહ્યા હતા, હોડ માંડી રહ્યા હતા. તે કાલનું વધુ સુરેખ ચિત્ર કેટલાક મિત્રોના અત્રે મૂકેલા લેખોમાં પ્રતિબિંબિત થાય જ છે એટલે તેને હું દોહરાવતો નથી.

બાપાલાલભાઈ પુરાણીમંડળના સભ્ય છે તે તો લગભગ ઘણા જ જાણે છે. પુરાણીભાઈઓએ તેમના જીવન ઉપર કાયમી ઉર્ધ્વગામી અસર કરેલી છે તે પણ તેઓ જાણતા હોય છે. તરવરતા જુવાનો ઉપર આ ભાઈઓએ જે વશીકરણ કર્યું હતું તેની રોમાચક ગાથા ગુજરાતના ઇતિહાસનું એક સોનેરી પ્રકરણ છે. પણ અંબુભાઈ પુરાણીનો તેમના જીવનમાં કેવો અદ્વિતીય હિસ્સો રહેલો છે તેનો ઘણાને ખ્યાલ નહીં આવે. હું પોતે અંબુભાઈ તેમ જ બાપાલાલભાઈનાં ગાઢ પરિચયમાં અલગ અલગ રીતે આવેલો છું, પણ મને પોતાને અંબુભાઈના બાપાલાલભાઈ ઉપરના પત્રો વાંચવાના ન મળ્યા હતા ત્યાં સુધી તેની સાચી કલ્પના ન હતી. એમ કહી શકાય કે તેઓ સાથે હતા ત્યારે તો તેમની અસર પડે જ પણ એક હજાર માઇલ દૂર બેસીને પણ અંબુભાઈએ બાપાલાલભાઈને અનેક રીતે ઘડ્યા છે. નાની નાની વાતોથી માંડીને મોટા મોટા પ્રશ્નોમા સદાય અંબુભાઈએ તેમને દોરવણી આપી છે. ખુદ બાપાલાલભાઈ પણ પ્રસંગ આવ્યે આ વાત કહેતા આવ્યા છે છતાં તેની પૂરી પ્રતીતિ મને હમણાં જ થઈ. બાહ્ય દૃષ્ટિએ તો કહેવાય કે બને મિત્રો છે; પણ આંતરિક રીતે તેમનો સંબંધ કોઈ વિરલ ભૂમિકાનો રહેલો છે. અંબુભાઈની જેમ બાપાલાલભાઈએ પોતાના જીવનમાં શ્રી અરવિંદની પ્રત્યક્ષ દોરવણી સ્વીકારી નથી છતાં શ્રી અરવિંદની બૌદ્ધિક સમજની છાપ અંબુભાઈને કારણે જ તેમનામાં ઉપસેલી છે અને તેમનું જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ વિશાળતર બન્યું છે.

કેમિસ્ટ્રી લઈ B. A. થએલા અંબુભાઈ પોતાના મંડળને આર્થિક દૃષ્ટિએ પરાવલંબી ન રહેવું પડે તે માટે સાબુ કેમ બનાવવા તે શીખવા બીલીમોરા ગયા. ત્યાંથી આવીને તેમણે સાબુ બનાવવા માંડયા અને વેચવાને મિત્રો સાથે તેઓ વડોદરાની શુક્રવારીમાં બેસતા. બાપાલાલભાઈ કહે છે કે ફ્રાટેલ તૂટેલ

કપડાંવાળા અંબુભાઈને એ રીતે પોતાના સાજુ વેચવા બજારમાં બેસતા તેઓ આજે પણ કલ્પી શકે છે અને રોમાંચ અનુભવે છે. પંદર વીસ માઇલ એકી સાથે દોડવું તેમને મન રમત હતી. આ હતી તેમની બધાંની જવાંમર્દી. આજના આપણા જુવાનોની સરખામણી કરતાં તે ચિત્ર કેટલું પ્રેરણાદાયી બની જાય છે

### ઝાડેશ્વર ગુરુગૃહે

રાષ્ટ્ર સેવાની યોજનામાં વ્યાયામ ઉપરાંત, મંડળના સભ્યોએ જુદાં જુદાં ક્ષેત્રોના નિષ્ણાતની તાલીમ લઈ ગામડાંમાં જઈને તેમની સાથે રહીને તેમની સેવા કરવાની હતી. કોઈ કૃષિનિષ્ણાત બન્યા, કોઈ ડેરી વિશારદ બનવા અમેરિકા ગયા, કોઈ કેળવણીકાર બન્યા, કોઈએ પશુચિકિત્સા શીખવાનુ જરૂરી માન્યું, તો કોઈએ વૈદકનો અભ્યાસ કરીને પ્રજાના સ્વાસ્થ્યને સુદૃઢ કરવાનું હતુ. બાપાલાલભાઈએ કૉલેજનું પ્રથમ વર્ષ પૂરું કરીને ઈંટરમાંથી M. B. B S. થવા માટે મુંબઈ જવાનો વિચાર રાખ્યો હતો પણ તે વખતે દેશમાં અને મુંબઈમાં ઈન્ફ્લુએન્ઝાનું વિશાળ મોજું ફરી વળ્યું હતું. મુંબઈ જતા જ તેમને તાવ આવવો શરૂ થયો અને કૉલેજ પણ બંધ થવાની હતી એટલે તેઓ ત્યાંથી પાછા વળ્યા. તે અરસામાં છોટુભાઈ પુરાણી લાહોરની કૉલેજમાંથી પ્રોફેસરપદું છોડીને રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા ઊભી કરવા પાછા આવ્યા હતા; તેમણે બાપાલાલને પોતાની ભરૂચની રાષ્ટ્રિયશાળા માટે પાર્ટ ટાઈમ શિક્ષક તરીકે રોકી લીધા. વળી તેમને સમજાવવામાં આવ્યું કે જો તેઓ આયુર્વેદનો અભ્યાસ કરે તો પ્રજાની વધુ સારી સેવા થઈ શકશે. પિતાની મંજૂરી વિના જ તેમણે તે વાત સ્વીકારી લીધી. તે વખતે અમૃતલાલ પટ્ટણી ઝાડેશ્વરની આયુર્વેદિક હૉસ્પિટલમાં વૈદ્ય તરીકે પ્રતિષ્ઠિત હતા અને છોટુભાઈને તેમની સાથે જામનગરનું ઓળખાણ હતું એટલે તેમને બધી વાતની સ્પષ્ટતા કરવામાં આવી બાપાલાલભાઈને તેમણે આયુર્વેદ શીખવવાનું સ્વીકારી લીધું. એટલે પહેલી વખતે બાપાલાલભાઈએ ઝાડેશ્વરમાં કુટુંબ સાથે વસવાને ઘર વસાવ્યું. આ રીતે તેમનું ગૃહસ્થ જીવન ઝાડેશ્વરમાં શરૂ થયું. સવારે દવાખાનામાં દરદીઓ જોવાના અને દસ વાગ્યે જમીને ૪ માઈલ દોડતા ભરૂચ જઈને શાળામાં શીખવવાનું. સાંજે શાળામાંથી છૂટી બટુકનાથ વ્યાયામશાળામાં જઈને વિદ્યાર્થીઓને વ્યાયામ કરાવતા અને લગભગ રાત્રે આઠેક વાગ્યે દોડતા ઝાડેશ્વર પાછા ફરતા. રાત્રે જમીને પાછા ગુરુજીને ત્યાં અભ્યાસ કરવા જવાનું. આ હતો ત્યારનો તેમનો દૈનિક ક્રમ. બાપાલાલભાઈએ અમૃતલાલભાઈ પાસે જવાનું નક્કી કર્યું તે અરસામાં પ્રસિદ્ધ ઇતિહાસવિદ્ વૈદ્ય દુર્ગાશંકરભાઈ હવાફેર માટે ઝાડેશ્વર આવેલા હતા. અમૃતલાલભાઈએ તેમને પૂછ્યુ કે બાપાલાલને શું શીખવીશુ, ત્યારે તેમણે વિરજાચરણ ગુપ્તનું બંગાળી નિઘંટુ પહેલાં શીખવવું એવું નક્કી કર્યું. થોડા દિવસમા આ તેજસ્વી વિદ્યાર્થી બંગાળી લિપિ વાચતો થઈ ગયો અને તેમની ગાડી પૂરપાટ ચાલવા લાગી. સવારે ભરૂચ જતી વખતે અને રાત્રે પાછા ફરતી વખતે બાપાલાલ-ભાઈ દોડતા જાય અને રાત્રે શીખેલા કેટલાંક કાવ્યના કે આયુર્વેદના શ્લોકો જે તેમણે નાની એવી કાપલી ઉપર લખી રાખેલા હોય તે જોતા જાય, મોઢે કરતા જાય અને સાથે દોડતા પણ જાય. આવી રીતે ઘણા શ્લોકો તેમણે કંઠસ્થ કર્યા હતા.

એક દિવસ ભરૂચમાં કામ હોવાથી તેઓને ઘરે આવવાનું ઘણું મોડું થઈ ગયું. અમાસ જેવી મેઘલી રાત હતી અને આ બંદા તેમની ધૂનમાં ને ધૂનમાં દોડયે જતા હતા. ભરૂચથી ઝાડેશ્વર સુધીની સડકનો રસ્તો લાંબો પડે એટલે તેઓ નદીની સમાંતર પાછળના રસ્તે દોડતા જતા હતા. સ્વાભાવિક રીતે નદીની લગોલગ કોતરો ને ટેકરાવાળો જ રસ્તો હોય પણ તેનાથી તેઓ ટેવાઈ ગયેલા એટલે હાકયે રાખે. પણ કાંઈક રસ્તો ચૂકયા અને ટેકરા ઉપરથી તેઓ ગબડયા તે જાય ઊંડા કોતરમાં–કાંટામાં જઈને પડયા. પણ ત્યાં રાત્રે કોણ મદદે આવનાર હોય? કાંટા બને તેટલા કાઢી, કપડાં ખંખેરી પોતાની જાતને થોડી પંપાળી લોહી નીગળતા જ તેઓ ઘરે આવ્યા. જમીને ક્રમ મુજબ ગુરુજીને ઘેર ગયા. એ વખતે ગુરુજી તેમને नलचम्पू વંચાવતા.

હંમેશના કરતાં આજે કંઈક બાપાલાલભાઈની જુદી જ અવસ્થા હતી. કદાચ શરીરને પંપાળતા હોય કે લોહી નીકળતું હોય તેને બંધ કરવા કોઈ ભાગ ઉપર

દબાણુ કરતા હોય એટલે ગુરુજીએ પૂછ્યું, કેમ માસ્તર, આ લોહી શાનું? ત્યારે અમૃતલાલભાઈ બાપાલાલભાઈને 'માસ્તર' કહી સંબોધતા. તેઓ સ્કૂલમાં શિક્ષક હતા ને? અને અમૃતલાલભાઈને પોતાને તો અંગ્રેજી આવડે પણ નહીં એટલે હમેશાં બાપાલાલભાઈને સન્માનપૂર્વક તેઓ સંબોધતા. તેમણે બધી વાત કહી એટલે આ ફૂલ જેવા કોમળ દિલવાળા ગુરુની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. અને તેમના મુખમાંથી નીચેની શ્લોક પંક્તિ સરી પડી. "सारं तु सारस्वतं जानाति नितमिसौ गुरुकुलक्लिष्टो मुरारीपतिः। મુરારીપતિ નામે વિદ્યાર્થી કે જેનો ગુરુકુલ કાલ કેવળ ક્લિષ્ટ હતો તે જ સરસ્વતીનો સાર જાણે છે. આમ કહી તેમણે સ્વહસ્તે બાપાલાલભાઈને આશીર્વાદ આપ્યા. વિદ્યાર્થીને સુખ કેવું? અને સુખાર્થીને વિદ્યા શી? અસલના સમયમાં શિષ્યને ગુરુગૃહે ગુરુપત્નીની પણ સેવા કરવી પડતી અને એમાં શિષ્યને કદી નાનમ નહોતી લાગતી. આવો મીઠો હતો ગુરુ શિષ્યનો સંબંધ ત્યારે મોડા આવનાર શિષ્યને ગુરુ દીવો લઈને રાત્રે શોધવા પણ જતા. આજે તો ટકોરા વાગે એટલે આવવાનું ને ટકોરા વાગે એટલે પાછા જવાનું. ભણવું હોય તે ભણે ને બીજા વા ખાય. ગુરુ પાછળ તીર ચલાવવાં, ખુરશી ઘસવા કે સીસોટીઓ વગાડવાનો પ્રશ્ન આજે છે તે, ત્યારે ન હતો પણ ते हि नो दिवसा गताः।

લગભગ બે વર્ષ આમ ઝાડેશ્વરમાં ગુરુગૃહે બાપાલાલભાઈએ અભ્યાસ કર્યો. આયુર્વેદની સાથોસાથ સંસ્કૃત કાવ્યોનો પણ. પાછળથી હાંસોટ આવીને બાપાલાલભાઈએ જે નિઘંટુઆદર્શ બે ભાગમાં છપાવ્યો તેની શુભ શરૂઆત તેમના અભ્યાસ કાળ દરમિયાન જ થએલી. 'निघंटुना विना वैद्यो'-વૈદ્ય થવું હોય તેણે નિઘંટુનો સારો અભ્યાસ કરવો જ જોઈએ. આમ ઘણી મહેનત કરીને બાપાલાલભાઈ વૈદ્ય બન્યા છે; અમારી પેઠે ખાલી ચોપડીઓ વાંચીને નહીં. તેમણે આઠ આઠ કલાક ઔષધો કૂટયાં છે. હાથે ફોડલા પડતા સુધી રોજની ૪–૫ શેર ગોળીઓ વાળી છે. આઠ આઠ કલાક એકધારો અભ્યાસ કર્યો છે. અને આજે પણ બાર બાર કલાક અભ્યાસની પ્રવૃત્તિમાં જ તેઓ રત રહેતા હોય છે. The way is not easy where the prize is great. સુખની સેજમાં લેટીને મહાનતાના શિખરે નથી ચઢાતું. તપશ્ચર્યા કરવી પડે છે, આકરી તપશ્ચર્યા, અને તે બાપાલાલભાઈએ હસતા મુખે કરી છે.

ગુરુગૃહના અભ્યાસની એક મુશ્કેલી મને સમજાઈ છે કે ગુરુ ગમે તેવા વિદ્વાન હોય પણ તેનામાં સર્વદેશીયતા હોવાનો ઓછો સંભવ. વિદ્વાન માણસ પણ ક્ષેત્રનાં બધાં જ પાસાંમાં ઓછો નિષ્ણાત હોઈ શકે? એટલે આવી રીતે અભ્યાસ કરનારનાં કેટલાંક પાસાં છૂટી જતાં હોય છે યા બરોબર ખીલી નથી શકતાં. એટલે જ સ્વાનુભવથી બાપાલાલભાઈ વર્તમાન ગુરુ-પરંપરા પ્રણાલિ શિક્ષણનાં કટ્ટર વિરોધી છે.

અધ્યયન–અધ્યાપનનો વિચાર કરું છું ત્યારે આજના તેના કેટલાક પ્રશ્નો પણ સામે તરી આવે છે. એક ગુરુ પાસે ભણવાની મુશ્કેલી છે તો આજની જેમ અનેક ગુરુઓ પાસે ભણવાની પણ ઓછી એવી મુશ્કેલી નથી. વિદ્યાર્થીઓના પ્રશ્નો તેમ અધ્યાપકોના પ્રશ્નો પણ તરી આવે છે. આજે નિષ્ઠાનું પ્રમાણ જ્યાં જઈએ ત્યાં ઓછું વરતાય છે. વિદ્યાર્થીઓને ભણવું નથી ત્યારે અધ્યાપકોને પણ ભણાવવા માટે કરવી જોઈતી તૈયારી પૂરતા પ્રમાણમાં ક્યાં કરવી છે? ઘડીઆળના કાંટા જેની નજર સમક્ષ રહેતા હોય તેની પાસે શું અપેક્ષા રાખી શકાય? સ્વાધ્યાય આજે જૂના જમાનાની ચીજ બનતી જાય છે. એવા કાળમાં બાપાલાલ–અમૃતલાલની ગુરુ–શિષ્ય જોડલી સામે આપોઆપ મસ્તક નમી પડે છે. જાણે સાથે જ તેઓ तेजस्विनावधितमस्तु ની પ્રાર્થના કરતા હોય નહીં! બાપાલાલભાઈ સવારના ચારથી રાતના દસ સુધી કંઈ ને કંઈ અભ્યાસ આજદિન સુધી કરતા રહ્યા છે. તેમના સ્વાધ્યાયયજ્ઞમાં સદૈવ જ્ઞાનની આહુતિ અપાયે જ જતી રહી છે અને તેનાં નવા નવાં ફળો પણ મળતાં જ રહ્યાં છે. જ્યારે જુઓ ત્યારે બાપલાલભાઈ વાંચતા નહીં તો લખતા જ જોવા મળશે. વાંચતા જવું, તેમાંથી જરૂરી ઉતારા કરતા જવું અને તેની ઉપર પોતાની ટીકાટિપ્પણીમાથી તેઓ ઊંચા જ નથી આવતા. કોઈ પણ માણસના લખાણની એકધારી ઊંચી કક્ષા રહી શકતી હશે કે કેમ તેની મને ખબર નથી. વળી જે માણસ પ્રકૃતિએ જ ઊર્મિલ હોય તેના

વિચારોમાં પણ કદાચ એકવાક્યતા ઓછી પ્રવર્તતી હોય તો પણ નવાઈ નહીં. આયુર્વેદ જેવા કોરા ક્ષેત્ર કે જેની પાટી ઉપર મૂળે જ આજના યુગમાં કંઈ આંકડા મંડાયા નથી તેમાં કક્ષા કે એકવાક્યતા ઉપર ધ્યાન આપ્યા કરતાં જે સૂઝે તે લખ્યા કરવું, બસ લખ્યા જ કરવું; પછી ભલેને પાછળથી જેટલું ગળાવું હોય તેટલું ગળાઈ જાય, એવી પણ એક વિચારસરણી પ્રવર્તમાન છે અને તેના તેઓ સમર્થક છે.

વાંચતાં વાચતાં કે લખતાં લખતાં થોડી મિનિટો થાક ખાવા બાપાલાલભાઈ ખુરસીમા બેઠા બેઠા પણ ઉંઘી જઈ શકે છે. અને કદાચ ઘસઘસાટ નસકોરાં બોલવાં પણ શરૂ થઈ જાય અને જુઓ તો બીજી મિનિટે તેઓ વાંચવા પણ લાગી ગયા હોય, આ પણ તેમની વિશેષતા રહી છે. જેમ ગાયકવાડ મહારાજાનો ધ્યેયમંત્ર હતો કે 'જીન ઘર જીન તખ્ત,' આરામ કરવાનો–ઉંઘવાનું ઘોડા ઉપર અને રાજગાદી પણ ઘોડા ઉપર જ. તેમ બાપાલાલભાઈ સદાએ જોતરાએલા જ રહે છે! જ્યારે જુઓ ત્યારે એક જ રંગ, બસ લખવા વાંચવાનો. પછી કોઈ દિવસ ઘેરો લાલ હોય તો કોઇ દિવસ પીળો, કોઈ વખતે લીલો તો કોઈ કાળે કાળો. પણ રંગમા તરબતર.

લેખનકાર્યનું કે બીજા કોઈ કાર્યનું તેનું જે વસ્તુગત મૂલ્ય હોય તેના કરતાં તેની મારફત વ્યકિત વિકાસ સાધતી હોય તે જ વાત મહત્ત્વની હોવી જોઈએ. લેખનમાં કે કાર્યમાં ભૂલો થાય, સારામાઠાપણું આવે પણ સરવાળે તેને તે કાર્ય આગળ લઈ જતું હોય તો તે સાર્થક કહેવાય;અને બાપાલાલભાઈમાં એક વાત તો ચોક્કસ જ કે કોઈ દિવસ તેઓ બંધિયાર નથી રહેતા. ઝરણાંની માફક આગળ ને આગળ વહેતા ગયા છે. કોઈ રણમાં એ નથી ફસાયા કે નથી કોઈ ઠેકાણે થંભી ગયા. હા, હજુ તેમને વિશાળ સમુદ્રમાં એકરૂપ થઈ જતું સંગમસ્થાન પ્રાપ્ત કરવાનું સદ્દભાગ્ય નહીં સાંપડયું હોય. પણ ખરી મઝા તો સાધનામાં છે, સિદ્ધિમાં નહીં.

## લીંબડીમાં

ઝાંડેશ્વરથી અમૃતલાલભાઈ ને લીંબડી ઠાકોરસાહેબે પોતાના આયુર્વેદિક દવાખાના માટે લીંબડી બોલાવી લીધા. ગાયની પાછળ વત્સ તેમ અમૃતલાલભાઈ પાછળ બાપાલાલભાઈ પણ લીંબડી ગયા. હવે બાપાલાલભાઈને અમૃતલાલભાઈના કુટુંબના એક સભ્યની જેમ સાથે જ રહેવાનુ હતું. સાથે રહેવામાં રહેનારની કપરી કસોટી થતી હોય છે. પણ કસોટીમાંથી પાર ન થાય તો બાપાલાલ શાના? દૂધમાં સાકરની જેમ તેઓ કુટુંબી બની ગયા. ગુરુનાં સુખદુઃખને તેઓ પોતાનાં માનતા થયા જ હતા. લીંબડીમાં પણ દવાખાનામા દરદીઓ જોવાના, તેનું નિદાન કરતાં શીખવાનુ અને બાકીના વખતમા ઔષધો પણ જાતે ખાંડવાના કે ગોળીઓ પણ પોતાને હાથે વાળવાની. *અહીં પણ ભાઈ સાહેબ સખણા ન રહ્યા. હાઇસ્કૂલના* કંપાઉન્ડમા જ એક વ્યાયામશાળા શરૂ કરી અને સાંજે છોકરાઓને વ્યાયામ શીખવવા લાગ્યા. લાઠી, લકડીપટ્ટા, મલખંભ, કુસ્તી તો તેમનો દૈનિક ક્રમ. તે દરમિયાન ગાંધીજીનો અસહકારનો શંખનાદ ફુંકાયો. શાળાઓમાં અંગ્રેજી કેળવણી લેવી એ પાપ છે એમ કહેવાયું. અને બાપાલાલથી બેસી રહેવાય? વિદ્યાર્થીઓને રાષ્ટ્રવાદને રંગે રંગી તેમણે હાઇસ્કૂલનો મૅટ્રિકનો વર્ગ લગભગ ખાલી કરાવી નાખ્યો. ખુદ રાજ્યના દિવાનનો પુત્ર પણ તેમની સાથે સામેલ થઈ ગયો. લીંબડી મૂળે તો દેશી રજવાડું અને અગ્રેજી સલ્તનતની સામે ઉપડેલી ચળવળમાં તેનાથી કેવી રીતે ભાગ લેવાય? અમૃતલાલભાઈ રાજ્યના નોકર અને બાપાલાલ અમૃતલાલભાઈને ત્યાં જ રહે એટલે ઠાકોરસાહેબે અમૃતલાલભાઇ ને ઠપકો આપ્યો કે તમારે ત્યાં આવેલા આ છોકરાએ શું માંડયું છે? તેના વડે આપણા બધાંની પરિસ્થિતિ કફોડી બનવા પામી છે. આ સમયના એક મુખ્ય સાક્ષી આજના ગુજરાતના ગૃહપ્રધાન શ્રી રસિકલાલ પરીખ પોતે છે. તેઓ ત્યારે ત્યાં વિદ્યાર્થી હતા થોડા વખત ઉપર બાપાલાલભાઈ ને રસિકલાલને એકાએક મળવાનું થયું ત્યારે રસિકભાઈએ જે પહેલું વાકય કહ્યું તે સ્મરણીય છે. તેમણે કહ્યું, "તમને કદાચ યાદ નહીં હોય પણ **you are my political guru.**" આ અગ્નિ લઈને બાપાલાલ ફરતા રહ્યા છે. આજે કદાચ તેના ઉપર રાખ ચઢી ગઈ હોય પણ અંદરનો અંગાર હજુય ચેતતો જ રહેલો છે.

તે વખતે આપણા મોથેરા ભક્તિબાના પિતાશ્રી ઝવેરભાઈ અમીન દિવાનની નોકરીમાથી રિટાયર થઈને લીંબડીમા રહેતા હતા ડાક્ટરનુ દવાખાનુ પણ તેમના વેવાઇના સ્મારકમા ચાલતુ હતુ એટલે બધા એકબીજાને સારી રીતે ઓળખે આ તેજસ્વી વિદ્યાર્થીની ભરચની મારમિર્દીનો તમને ખ્યાલ હતો એટલે જ્યારે બાપાલાલ લીંબડીમા આવ્યા ત્યારે પોતાની આજીવિકા માટે પૈસાની આવશ્યકતા રહે જ તે વાત આ દક્ષ રાજપુરુષની ધ્યાન બહાર ન રહી તેમણે કહી દીધુ કે જેટલા પૈસાની જરૂર પડે તેટલા મારી પાસેથી માગી લેજો દુખ વેઠશો નહીં શુ આવા માણસોની ઉદારતા હોય છે!

ઝવેરભાઈ અમીન સાથે વસાના દરબાર ગોપાળદાસ દેસાઈ પણ આપોઆપ યાદ આવી જાય છે દરબાર-સાહેબ ઝવેરભાઈના જમાતા થાય તે વખતે ભક્તિબાના તેમની સાથે લગ્ન થઈ ગએલા એટલે અવાર નવાર તેઓ પણ લીંબડી આવતા તે જમાનામા વસા એ બહુ પ્રગતિવાદી રાજ્ય ગણાતુ દરબાર-સાહેબે પ્રજા સાથે એવો એકરાગ જમાવેલો કે પ્રજા તેમની પાછળ ઘેલી થઈને ફરતી રાજા-પ્રજા એક સાથે રાસમા ઘૂમે એ દશ્ય જોતા કોના હૈયા હેતે ન ચડે? પોતાના રાજ્યમા પણ વ્યાયામની પ્રવૃત્તિ વિકસે એ દૃષ્ટિએ દરબારસાહેબે બાપાલાલને વસા આવવાનુ આમત્રણ આપ્યુ અને એમને તો ભાવતું'તું ને વૈદે કહ્યુ" બાપાલાલભાઈએ વસામા જઈ વ્યાયામ પ્રવૃત્તિને વેગવતી બનાવી

તે વખતે વસાના એક કાઠીને બાપાલાલની વ્યાયામકુશળતાની ઈર્ષા થયા કરે તને થયુ કે બહારનો એક માણસ આવીને અમારો અખાડો ચલાવે? ના તેને પછાડુ તો જ ખરો એક દિવસ આ પડછદ કાઠીએ બાપાલાલને ખુલ્લો પડકાર કર્યો કુસ્તી ખેલવાનો છોકરાની સાથે શુ કુસ્તી રમો છો? આવો જાવ મારી સામે દરબારસાહેબે આ ચેલેન્જ સ્વીકારી લેવાનો સદેશો કહેવડાવ્યો આવા પડછદ માણસ સાથે બાથમા હાર સિવાય બીજુ હોઈ શકે નહીં પણ તેને ના કહેવી એ તો વધુ બદનામી વહોરવા જેવી વાત લડાઈ એકલા શરીરથી નથી લડાતી તેનામા પ્રબળ પ્રાણશક્તિ પણ હોવી જોઈએ

બાપાલાલે ખુશીથી આ વાત સ્વીકારી લીધી દરબાર સાહેબ ભક્તિબા અને બીજા ઘણા માણસોની હાજરીમા સામે બને યોદ્ધા અખાડામા ઊતર્યા સલામી લેતા લેતા અચાનક બાપાલાલે એવો તો આચકો માર્યો કે જુવાન ધૂળ ચાટતો થઈ ગયો, નમકોરી કૂદી અને તેની ઉપર ચઢી બેસીને આખના પલકારામા તો તેને ચિત્ત કરી દીધ લોકોના આનદનો પાર ન રહ્યો તેમણે તાળીઓથી તેમને નવાજી દીધા

અનેક ક્ષેત્રે તેમનો આત્મવિશ્વાસ વધતો ગયો અને તેમની સર્વતોમુખ પ્રતિભા પાગરતી ગઈ

લીંબડીની આસપાસ બીજા ગામોમા પણ બાપાલાલ ફરતા ઘેલાશાના બરવાળામા, બરવાળા ઘેલાશાનુ કેમ કહેવાયુ તેનુ સશોધન કરવા તેઓ અઠવાડિયુ ત્યા રોકાયા હતા આ સમય દરમિયાન એમને "સૌરાષ્ટ્ર"ના સ્થાપક અમૃતલાલ શેઠનો પરિચય થયેલો

આમ વૈદક શીખવા ગએલા બાપાલાલ, રાષ્ટ્રસેવા, વ્યાયામ સશોધન, લલિતકલા જેવા અનેક ક્ષેત્રોમા વખત આવ્યે હાથ અજમાવતા અને પોતાની અને રાષ્ટ્રની સેવામા યથાશક્તિ પ્રદાન કરતા ગયા

હવે બાપાલાલભાઈને એમ થયુ કે આયુર્વેદનો અભ્યાસ તો કર્યો પણ આજનુ પાશ્ચાત્ય વૈદક વિજ્ઞાન કે જે આજે રાજમાન્ય અને જનમાન્યતા પામ્યુ છે તેના સબધી થોડી પણ માહિતી નહીં હોય તો આ યુગમા આપણે પૂરા બધબેસતા થઈ નહીં શકીએ અને આપણને ડગલે ને પગલે અપૂર્ણતાનુ ભાન થયા કરશે એટલે તેઓ લીંબડીથી છએક માસ માટે અમદાવાદમા ડૉ. એચ એમ દેસાઈને ત્યા અભ્યાસ કરવા અને આખના કામનો અનુભવ લેવા આવ્યા અમદાવાદમા તમને જે સમય મળ્યો તેમા શકય એટલો વખત પાશ્ચાત્ય વિજ્ઞાનનો અનુભવ લીધો અને બાકીના વખતમા પોતાની પ્રિય વ્યાયામ પ્રવૃત્તિનો નાદ જગાવવા ભદ્રમા એક વ્યાયામશાળા શરૂ કરી તેમની પાસે વ્યાયામ શીખેલા કેટલાક જુવાનો અમદાવાદમા જાહેર પ્રવૃત્તિમા સરસ કામ કરી રહ્યા છે આજે પણ વ્યાયામ દ્વારા તેમને મળેલા બીજા અનેક માનસિક લાભોની મુક્તકઠે તેઓ પ્રશસા કરે છે અમદાવાદમા એમને ઘણો ઓછો સમય મળ્યો એમ લાગે છે પણ જે સમય મળે તેનો બાપાલાલભાઈ

હમેશાં સદુપયોગ જ કરે છે. પછી ભલે તેનું બાહ્ય પરિણામ જણાય કે નહીં એની તેઓ ઝાઝી ચિંતા નથી કરતા.

### જયકૃષ્ણભાઈ સાથે

નિઘંટુનો પુસ્તકિયા અભ્યાસ તો બાપાલાલભાઈને સરસ થયો; પણ વનસ્પતિઓ ઓળખવી, તેની ખૂબીઓ સમજવી અને તેમના સંબંધી વધુ માહિતી મેળવવાની તેમની અભિલાષા અધૂરી જ હતી. એટલે તેમણે વનસ્પતિ વિદ્યાના નિષ્ણાત જયકૃષ્ણ ઇદ્રજીને દુર્ગાશંકરભાઈની મદદથી શોધી કાઢયા. જયકૃષ્ણભાઈને આજનું જગત ભલે ઓછા ઓળખે, પણ તેઓ એક વ્યક્તિ તરીકે અને એક વિદ્વાન તરીકે બન્ને રીતે અદ્વિતીય જ છે અને રહેશે. બાપાલાલભાઈએ તેમનું જીવનચરિત્ર પ્રગટ કર્યું છે. તેની ઊધઈ ખાધેલી નકલો તેમની પાસે પડી રહેલી મેં જોઈ છે અને તે પુસ્તક હજુ હમણાં જ તેમણે જેને જોઈતું હોય તેને એમ ને એમ આપી દીધું છે. પણ તેમાંનું લખાણ વાંચતાં હું તો દિંગ જ થઈ ગયો છું. તેમની સરખામણી તેમણે લ્યુથર બરબેંક અને લીનીઅસ સાથે કરેલી છે. વિદ્વાન કરતાંયે તેમના દેવતાઈ ગુણોને લીધે આ તે માણસ છે કે દેવ એમ પ્રશ્ન પૂછાઈ જાય છે. વનસ્પતિ વિદ્યાના વિદ્વાન તરીકે તેઓ કેવા પ્રમાણભૂત ગણાયા છે તેનો ખ્યાલ મુંબઈની હાઈકોર્ટના ચીફ જસ્ટીસ બર્ડવુડ, ગ્રાન્ટ મેડીકલ કોલેજના વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર મેકડોનાલ્ડ, રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ મેકનોટન અને બીજા યુરોપીઅન વિદ્વાનો જેવા કે રેવ.નેન, વોરથુર્થ, કેમ્પબેલ, લેલી અને હિંદી વિદ્વાનો જેવા કે મેજર કીર્તિકર, સખારામ અર્જુન, પ્રો. દાવર જેવા પોતાનું અભિમાન ભૂલી તેમની પાસે જે બાલસહજ ભાવથી વનસ્પતિશાસ્ત્ર શીખે છે, તેમાંથી મળી રહે છે. અંગ્રેજી ભાષાનો તેમનો અભ્યાસ તો નહીં જેવો જ હતો પણ આવા વિદ્વાનોના સંપર્કના કારણે તેઓ સારું અંગ્રેજી શીખેલા જણાય છે. વનસ્પતિ સૃષ્ટિની સાથે તેમનો ગંધ સીધો હતો. તેઓ કહેતા કે વનસ્પતિ તેના ગુણો મને આપોઆપ કાનમાં કહી જાય છે. આવું કહેનારને આજના જમાનામાં કદાચ કોઈ ગાંડાની હોસ્પિટલમાં મોકલી દે તો નવાઈ નહીં. પણ સાચે જ તેઓ દેવાંશી હતા. આવા મહાપુરુષ બાપાલાલભાઈને વનસ્પતિવિદ્યાના ગુરુ તરીકે મળે એ જ તેમનું ધન્યભાગ્ય ગણાવું જોઈએ. આજે બાપાલાલભાઈનું નામ વનસ્પતિશાસ્ત્રી તરીકે ગુજરાતમાં તો છે જ પણ ગુજરાત બહાર પણ તેઓ પંકાએલા છે તે આ ગુરુના પ્રતાપે. પોરબંદરનો બરડો ડુંગર અને કચ્છના ડુંગરાઓ આ ગુરુ સાથે બાપાલાલભાઈ ભમી આવ્યા છે. કવિ ભલે કહે કે, 'ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા, જંગલની કુંજ કુંજ જોવી હતી' ભલા માણસ, ભોમિયા વિના ખાલી અથડાવામાં શી મઝા! સમસંવેદનની વાતો કરનાર આ કવિ ભૂલી ગયા કે આનંદ તો સહભાગી મળવાથી દ્વિગુણિત થાય છે. પણ બાપાલાલભાઈ ભોમિયા સાથે આવા ડુંગરો ભમી આવ્યા છે અને પોતાના જ્ઞાનને દફતર ભૂમિકાએ મૂકી આપ્યુ છે અને બીજાને પણ તેનું પાન કરવાની સરળતા કરી આપી છે.

જયકૃષ્ણભાઈ બાપાલાલને મળતા પહેલાં અને બાપાલાલભાઈ જયકૃષ્ણજીને મળતા પહેલાં બન્ને એકબીજાને મહાન અભ્યાસી, જ્ઞાનસમૃદ્ધ, વયોવૃદ્ધ માનતા. પહેલવહેલા જ્યારે બન્ને મળ્યા ત્યારે જયકૃષ્ણભાઈ પૂજાપાઠ કરતા કરતા સીધા જ નીચે આવ્યા. તેમણે ફક્ત ધોતિયું પહેરેલું હતું, શરીર ખુલ્લું હતું અને માથે પંચકેશ શોભતા હતા. બાપાલાલભાઈને થયું કે આ તો જયકૃષ્ણભાઈના મહારાજ–રસોઈઆ હશે! અને જયકૃષ્ણભાઈએ બાપાલાલભાઈને એક મૂછનો દોરો ફૂટેલ જુવાનીઓ જોયો ત્યારે તેમને એમ થયું કે ના, આ બાપાલાલભાઈ નહિ હોઇ શકે. આ હતો તેમના મિલનનો પ્રથમ પ્રસંગ. પણ એક ખાસ પ્રસંગ બાપાલાલભાઈ બરાબર યાદ કરે છે: એક વખત બન્ને જંગલમાં ફરવા જતા હતા. ઘરેથી ટીફીનનો ડબ્બો જયકૃષ્ણભાઈએ બાપાલાલને સાથે લેવા આપ્યો. તેમણે લઈને સાથે આવેલા એક નોકરને આપ્યો. એ નોકર "મેઘવાળ" હતો. મેઘવાળ એટલે ઢેડ કે આજનો હરિજન તેવી બાપાલાલભાઈને ખબર નહીં. જમવાના વખતે ડબ્બો માંગ્યો અને બાપાલાલભાઈએ નોકરને મેઘવાળ કરીને બૂમ મારી. જયકૃષ્ણભાઈ તેને ડબ્બો લઈને આવતો જોઈને રાતાપીળા થઈ ગયા. તેઓ ચૂસ્ત વૈષ્ણવ હતા અને આ બાપાલાલ આર્યસમાજી હશે એમ તેમને લાગ્યું.

# ગુરુ દેવો ભવ



સ્વ અમૃતલાલ પટ્ટણી

એમનામા (પટ્ટણીજીમા) અભિજાત સસ્કારિતા હતી છતા અતડાપણું ન હતું, વિદ્યા હતી પરતુ ગર્વ ન હતો, ભક્તિ હતી પરતુ વેવલાપણુ ન હતું, ધનવાન તેઓ ન હતા છતા એમનામા ઔદાર્ય હતું, વૈદ્ય તરીકેની ખ્યાતિ અજબ હતી છતા તે કાયમના નિષ્કચન રહ્યા, આદર્શ ગુરુ હતા છતા તે કાયમના વિદ્યાર્થી હતા, પ્રારબ્ધવાદી હતા છતા પુરુષાર્થમા માનતા, તત્ત્વજ્ઞાની છતા ભક્તિશાળી હતા, એમનામા બુદ્ધિ વૈભવ હતો છતા શ્રદ્ધાની ઉણપ ન હતી, એ વક્તા ન હતા છતા એમની વાણી પ્રેરણાથી પ્રકાશતી હતી, પુરાણપ્રિય હતા છતા અર્વાચીન જ્ઞાનના જબરા ઉપાસક હતા

જેઠ ૧૮૯૮, કુમાર અક ૧૭૪

ફરી છાપ્યુ જૂન ૧૯૬૩, કુમાર અક ૪૭૪ બાપાલાલ

તેમને ખૂબ સંભળાવ્યું અને બાપાલાલભાઈ પોતાના બચાવમાં એક હરફ પણ ઉચ્ચારી ન શકે તેવા સ્તબ્ધ થઈ ગયા જેમ બોલવા જાય તેમ તેનો વધુ ખોટો અર્થ થાય તેવી સ્થિતિ હતી. પછી તો જયકૃષ્ણભાઈ પોતાનાં બધાં કપડાં સાથે નદીમાં નાહ્યા અને ભીનાં કપડે જ પાસેના ભાણવડ ગામ સુધી ચાલીને ગયા અને ત્યાં જઈ ખાધાપીધા વિના દિવસ કાઢ્યો. બાપાલાલભાઈ જેવા ગુરુપ્રેમીની આ વખતે શું સ્થિતિ થઈ હશે? કેટલાક અર્થ નહીં આવડતા હોય તો ડીક્ષનેરી જોઈને શીખી શકાય, પણ મેળવાળા શબ્દનો અર્થ જાણવાને તેમને જે ભયંકર કિંમત ચૂકવવી પડી તે હંમેશ યાદગાર રહી જાય તેવી છે. પછી તો ધીમે ધીમે બન્ને એકબીજાના ભારે અનુરાગી બની જાય છે. બેએક વર્ષ બાદ બાપાલાલભાઈ તેમની પાસેથી ઘરે આવે છે અને ત્યારબાદ થએલ પત્રવ્યવહાર આપણે વાંચીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે બાપાલાલભાઈનું સ્થાન એ ગુરુહૃદયમાં કેવું હતું. ફરતા ફરતા જ્યારે પણ કોઈ નવી વનસ્પતિ તેઓ જુએ એટલે તરત જ તેમને બાપાલાલ યાદ આવી જાય. "ઓહો, બાપાલાલ વગર કોને દેખાડું? આ વાક્યમાં તેમના દિલમાં કેવા ભાવ ભરેલા હતા. તે દર્શાવે છે. જ્ઞાન આપનાર ને જ્ઞાન લેનારની કેવી ઊંચી કોટી હોઈ શકે તે સચોટ રીતે અહીં વ્યક્ત થાય છે. બાપાલાલની હાજરીમાં તેઓ કેવા ખીલી ઊઠે છે અને ગેરહાજરી તેમને કેવી સાલે છે તેનો આપણને ખ્યાલ મળે છે. આમેય પોતે વૈષ્ણવ એટલે કૃષ્ણભક્ત. સાથે સુભદ્રાજી અને રાધિકા પણ હોય જ. બાપાલાલને પત્ર લખતાં તેઓ લખે છે કે સુભદ્રાજી મને સ્વપ્નામાં આવી તમારી સુખાકારીના સમાચાર પૂછે છે તમને આશીર્વાદ મોકલાવે છે. એ ગુરુના અને સુભદ્રાજીના આશીર્વાદ ફળ્યા છે ને બાપાલાલ આજે છે તે સ્થાને આરૂઢ થયા છે. આવા વાત્સલ્યભર્યા માયાળુ સ્વભાવના જયકૃષ્ણભાઈનાં લખાણ વાંચતાં આપણી આંખ પણ ભીની થઈ જાય એવા તે સહૃદય હતા. ધન્ય છે તેવા ગુરુને અને ધન્ય છે તેના શિષ્યને. બાપાલાલભાઈને આજે પોતાના વિદ્યાર્થીઓ 'બાપાજી' કહીને સંબોધે છે એનાં મૂળ કદાચ જયકૃષ્ણભાઈ અને પટ્ટણીજીના વાત્સલ્યમાં પડ્યા હોય તો નવાઈ નહીં.

દત્તાત્રય ભગવાને ૨૧ ગુરુ કર્યા હતા. બાપાલાલે પણ ઘણા ગુરુ કર્યા છે. જંગલના ભીલને પણ જો તે કોઈ વનસ્પતિની ઓળખ આપે તો તેના તરફ પણ તેઓ ગુરુભાવ રાખે. તેઓ ભણ્યા તો ઘણું પણ હવે ગણવાનો વખત આવી ગયો છે એવું તેમને સમજાવા લાગ્યું. પોતાના જ્ઞાનને અનુભવની એરણ ઉપર કસવાનો સમય હવે પાકી ગયો છે એમ તેમને લાગવા માંડ્યું. જૂના મિત્રો પણ હવે કોઈ ઠેકાણે તેઓ સ્થિર થાય અને સમાજને પોતાના જ્ઞાનનો લાભ આપે એમ ઇચ્છી રહ્યા હતા.

## હાંસોટ નિવાસ

ક્ષેત્રપસંદગી એ એક મહાન પ્રશ્ન હોય છે. ગમે તેવું સારું બીજ હોય પણ જો તે ઊસર ભૂમિમાં પડે તો તેમાંથી અંકુર ન ફૂટે. કોઈ પણ માણસને છેવટે બીજું નહીં તો પોતાના કામની કદર થાય એટલી તો અપેક્ષા રહે જ. પણ બાપાલાલભાઈને તો સેવા કરવી હતી कामये दुख-तप्तानां प्राणिनामार्ति नाशनम्। તેમને માલદાર રાજા થઈ મોજમજા નહોતી કરવી; સ્વર્ગની તેમને પરવા ન હતી. તેમને તો દુખિયારી જનતાના શારીરિક-માનસિક ઘાને મલમપટ્ટા જ કરવા હતા. એટલે ક્ષેત્રપસંદગીએ તેમના માટે કદાચ મોટો સવાલ ઊભો નહીં કર્યો હોય. મિત્રોએ ભરૂચ જિલ્લો પોતાના ક્ષેત્ર તરીકે પસંદ કરેલો જ હતો. બીજા જિલ્લાઓની સરખામણીમાં ભરૂચ જિલ્લો કંઈક પછાત કહેવાય, પણ ભાગ્યું ભાંગ્યું તોય ભરૂચ. સજોદમાં યશવંતરાવ જોષી બી. એજી. થઈને પોતાના ફાર્મ ઉપર બેઠેલા જ હતા એટલે તેમની નજીકમાં જ હાંસોટમાં બાપાલાલભાઈ બેસી ગયા. ત્યારે 'રચનાત્મક' શબ્દ શોધાયો ન હતો પણ આ ધૂની જુવાનોએ રચનાત્મક પ્રવૃત્તિ માટે ભરૂચ જિલ્લામા પોતાની ધૂણી ધખાવવાનું પસંદ કર્યું. આજે આપણે રચનાત્મક શબ્દની વિડંબના થતી જોઈએ છીએ પણ તેઓ તો તેના સાચા અર્થમાં ત્યાં બેસી ગયા હતા. ત્યાં તેમણે ઘણાએ અવનવા પ્રયોગો કર્યા હતા.

હજુ હમણા જ મને ખબર પડી કે હાંસોટ નિવાસના શરૂઆતના જ દિવસોમાં લગભગ ચાળીસ

વર્ષો પહેલા બાપાલાલભાઈએ રાષ્ટ્રિય સાહિત્યમાં એક વિરલ સાહસ કર્યું હતું. તેઓ પોતે પણ તેને ભૂલી ગયા હતા, અચાનક યાદ આવી ગયુ કે વીર સાવરકરનું અગ્રેજી પુસ્તક History of Indian mutiny-ભારતના મુક્તિ સગ્રામનો ઇતિહાસ કે જેને અગ્રેજ સરકારે જપ્ત કર્યું હતું તેને કયાંકથી મેળવીને આખા પુસ્તકનો તેમણે સરળ અનુવાદ તૈયાર કર્યો હતો. આજે આપણને એમાં રહેલા સાહસનો ખ્યાલ નહીં આવે પણ એ ઘણું જોખમી કાર્ય હતુ. આ આખું પુસ્તક તેમની પાસે સદ્‌ભાગ્યે સચવાએલું પડયુ છે તેનાં પ્રકરણો જોયા ત્યારે મારી આંખ ખુલી ગઈ અને મારાથી બોલાઈ જવાયુ કે "આ વાત તો તમે કોઈ દહાડો કરી જ નથી." આજે પણ તેમાથી ઘણી પ્રેરણા મળી શકે એમ છે. તેનો થોડો ભાગ અલગ આ ગ્રંથમા જોવા મળશે.

એકધારાં ઓગણીસ વર્ષ સુધી બાપાલાલભાઈએ હાંસોટને પોતાની કર્મભૂમિ બનાવી આકરી તપશ્ચર્યા કરી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. હાંસોટ જતી વખતે છોટુભાઈ પુરાણીએ તેમને એકજ વાકય કહ્યું હતું કે Remember, you are going there as a missionary તે તેમણે બરોબર સાર્થ કરી બતાવ્યું. અહીં તેઓ ઘણા નવા પાઠ ભણ્યા છે અને અન્યને ભણાવ્યા છે. ઘણાએ દુઃખી મુઝાએલા માનવીઓ માટે તેમનું ઘર વિશ્રામસ્થાન રહ્યુ છે. હાંસોટમાં તેમની ત્રણ મહેચ્છાઓ હતી. વ્યાયામ પ્રવૃત્તિ કરવી, લાયબ્રેરી-પુસ્તકાલય શરૂ કરવું અને આ પછાત વિસ્તારમાં કેળવણી માટે એક હાઇસ્કૂલ સ્થાપવી. પહેલી બે મહેચ્છાઓ તેમણે સ્વહસ્તેજ પૂરી કરી અને છેલ્લી તેમના ત્યાથી ગયા બાદ પૂરી થઈ. એ બધામાં તેમનો હિસ્સો અવર્ણનીય રહ્યો છે.

હાંસોટ ગામમાં મૂળે મુસલમાનોની વસતિ પ્રમાણમા વધારે. પ્રજા તેમની જોહુકમીથી દબાઈ ગયેલી. સ્ત્રીઓને દિવસે પણ બહાર નીકળવામા સલામતી ન લાગે, અને જયાં જુઓ ત્યા નવરા જુવાનો પારકાના ઓટલાઓ ઉપર બેસીને ખિંગામસ્તી કરતા જ હોય. કોઈ હિંદુ તેજસ્વી હોય તો મુસલમાનો એને 'આરિયો' માનતા. બાપાલાલ આર્યસમાજી નથી પણ મુસલમાનો એમને 'આરિયો' માનતા. એમાં આ "આરીઆ" એ આવીને અસામાજિક તત્ત્વો સામે બાથ ભીડી. પોતાની પાસે બાપાલાલભાઈ એક નાનો ડડો રાખતા. જરૂર પડે એને લઈને તેઓ એકલા ઊભા રહી જાય અને પછી કોઈની ગજાલ નથી કે તેમનો સામનો કરવા કોઈ ઊભું રહે. ધીમે ધીમે તેમના નામની હાક વાગવા લાગી અને પછી તો કેટલીયે વખત તેમના નામની નનામી પણ નીકળી. 'બોલો છોકરે બેરેલાલ, બાપાલાલ કે બેરેલાલ?' એ તેમના મરશીઆનો ધ્રુવ મંત્ર હતો. આવી રીતે તેમનું સહઅસ્તિત્વ ચાલતું. કોઈ પણ ઇન્સાન આખરે ઇન્સાનીઅતને ઓળખે જ છે. ચિકિત્સાના કોઈ પ્રસંગે બાપાલાલે તેમની સાથે ભેદભાવ નથી રાખ્યો. કોઈ પણ સુચિકિત્સક પોતાની ફરજમાંથી ચૂકે જ નહીં.

ધીમે ધીમે કેટલાક જુવાનોમાં વ્યાયામ, વાચન અને સોબતને કારણે આત્મવિશ્વાસ વધતો ગયો અને પછી તો માથાભારે તત્ત્વોને પોતાની સ્થિતિનું ભાન થઈ ગયું. અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિને કારણે ખેડૂતો ઉપર આવતી આસમાની-સુલતાનીમાં પણ બાપાલાલભાઈ તેમની પડખે રહેતા અને જરૂર પડે સરકારને પણ સાબદી બનાવી દેતા. ગામડાંમાં આગ લાગે અને ઘરોનાં ઘરો સાફ થઈ ગયાં હોય ત્યારે પણ બાપાલાલભાઈ ત્યાં પહોચી જ ગયા હોય અને તેમને જોઈતી બધી મદદ ગમે ત્યાથી એકઠી કરી લાવે. એટલે પ્રજાની ચાહના તેમના તરફ વધવા લાગી. પણ અગત રીતે તેમને વધુ ઘસારો લાગતો ગયો. ટાગોર કહે છે તેમ 'તારી જો હાક સુણી કોઈ ના આવે તો એકલો જાને રે' એમ બાપાલાલભાઈની યાત્રા મુખ્યત્વે એકલાએ જ કરવાની હતી. સાથ મળે કે નહીં, વિરોધ થવાનો હોય તો થાય પણ તેમને તો આગળ ધપવાનું જ હતું. उत्तिष्ठ जाग्रत, प्राप्य वरान्निबोधत । તેમને તો બીજ રોપવા રાખવાનાં હતા, ભલે એમાંથી કેટલાંક નહિ ઊગે પણ આજે ય હાંસોટ મહાલમા સામાજિક જાગૃતિ જોવાની મળશે. નાના નાના મંડળો કરી પ્રજા પોતાના સવાલો પોતાની જાતે જ ઉકેલવા પ્રયત્ન કરતી ત્યાં જોવા મળશે. ગાંધીજી કહે છે કે 'અન્યાય કરનાર કરતાં પણ અન્યાય સહન કરનાર વિશેષ દોષપાત્ર છે. અન્યાયનો ગમે ત્યા સામનો કરવો જ

જોઈએ, તેમાં કોઈ બાંધછોડ હોઈ શકે નહીં.' બાપાલાલભાઈના લોહીમાં ઊતરી ગએલો એ સિદ્ધાન્ત હતો પણ હવે અનુભવે તેમનામાં જુવાનીની દૃઢતા કદાચ ઓછી થઈ હોય. આજે તેઓ કોઈ પણ ચીજનો ખાસ આગ્રહ નથી રાખી શકતા. તેઓ ચલાવી લેતા શીખ્યા કહેવાય પણ પહેલાં તો એમ કશું ચાલી શકે જ નહિ.

૧૯૩૦ ના નમક સંગ્રામ વખતે બાપાલાલભાઈએ જેલમાં જવાને બદલે પ્રજાની વચમાં રહીને જ તેને દોરવણી આપવી તેમ નક્કી કરેલું. હાંસોટ પાસે દરીઆ કિનારે દંતરાયના પાદરે વનખાડીમાં મીઠું પકવવા આવનાર સ્વયંસેવકોની છાવણીની બધી જાતની દેખભાળ તેઓ રાખતા. સરકાર તેમને પકડી શકતી નહીં એટલે તેમના ઉપર એક બનાવટી કેસ ઊભો કરી ગૃહપ્રવેશની ફરિયાદ માંડી તેમને સપડાવવા તેણે એક ભારે તરકટ રચ્યું. થોડો વખત જેલની હવા ખાધી પણ તેઓ નિર્દોષ છૂટી ગયા. તેઓ જેલમાં હોય કે બહાર, જ્યાં હોય ત્યાં રહી તેમણે કામ કર્યું પ્રજાને બેઠી કરવાનું. પછી તો પ્રાંતિક સ્વરાજ્ય આવ્યું અને કૅાંગ્રેસે તેમને લોકલ બોર્ડના મેમ્બર તરીકે પસંદ કર્યા. ત્યારે પણ તેમણે પોતાની ફરજ એકનિષ્ઠાથી બજાવી.

બાહ્ય રીતની તેમની પ્રવૃત્તિ ગમે તે હોય પણ તેમનો સ્વાધ્યાય કદી અટક્યો નથી. વધુ઼ર્યે તેમનું વાચનલેખન આગળ ધપ્યે ગયું છે. ચાહ્ય તેઓ ગળાબૂડ પ્રવૃત્તિમાં ડૂબેલા હોય, જેલમાં હોય કે માંદગીને બિછાને, પણ સ્વાધ્યાય તેમનું એકમાત્ર વ્યસન રહેલું છે. રાજકારણમાં તેમણે સારો એવો વખત વીતાવ્યો છે પણ સ્વભાવે તેઓ રાજકારણી જીવ નથી. તેઓ ખટપટોથી હમેશા દૂર રહ્યા છે, અભિપ્રાયો આપવાથી પણ દૂર રહ્યા છે. પોતાને ન છૂટકે કંઈ બોલવાનો પ્રસંગ આવે જ તો પછી જે લાગ્યું તે કહેતી વખતે કોઈ ચમરબંધી પાસે પણ તેઓ અચકાયા નથી. આ છે તેમની બીજી ખાસીઅત.

આયુર્વેદ બાપાલાલભાઈનું સાધન હતું, સાધ્ય નહીં. તેનુ તેઓ ગંભીરતાથી અધ્યયન કરતા; પોતાના અધ્યયનનાં ફળ બીજાંને મળે તેમ તેઓ ઇચ્છતા પણ નજર તો તેમની મંડાએલી રહેતી આ માયકાંગલાં હાડપિંજરવાળા દેશ ઉપર. કેમ કરીને પ્રજાનાં દિલદિમાગમાં તેજ પ્રગટે એ જ તેમનું રાત દિ'નું રટણ હતું. આજે પણ કોઈ જાતની કંગાલીઅત જોતાં તેમનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠે છે. કોઈ જાતની ઓછપ-અપૂર્ણતા તેમને ખપતી નથી. તેમને બધું જ જોઈએ બૃહત્, મહત્, પૂર્ણ. પણ જીવનમાં કંઈ દરેકને તે સહજ પ્રાપ્ય નથી. મહેનત કરનાર રહી જાય અને આળસુને આપોઆપ આવી મળે એવી કાંટાળાટ કુદરતમાં છે. લક્ષ આકાશને આંબવાનું હોય તો માનવી માંડ વૃક્ષ સુધી ચઢી શકતો હોય છે. કાયમ પોતાના ધ્યેયને ટકાવી રાખવું, કે ઉન્નત બનાવવું એ બધાને માટે સહજ નથી. અનેક પ્રલોભનો આડે આવતાં હોય છે, અંતરાયો પણ તેને ઢીલો કરવા ઉપરાછાપરી આવતા હોય છે. કેવળ અંતરની સચ્ચાઈ-નિષ્ઠા હોય તો પડતોઆખડતો પણ માનવી આગળ ધપે છે. બાપાલાલભાઈ પાસે નિષ્ઠાની મોટી મૂડી છે એ તેમનું મોટું સદ્ભાગ્ય છે. બાકી માણસને કુટુંબનું ગુજરાન તો કરવાનું હોય જ છે. આ કે તે રીતે પણ તેમની સાધનશુદ્ધિ હમેશા સ્પૃહણીય જ રહી છે.

હાંસોટમાં તેમની વૈદ્યકીય પ્રેક્ટીસ કંઈ ખાસ નોધપાત્ર ન કહેવાય. પણ જે રોળે કળાએ આ બાબતમાં તેઓ સૂરતમાં ખીલ્યા તેનો મૂળ પાયો હાંસોટમાં જ નખાએલો કહેવાય. હાંસોટમાં ઓછા તેઓ કેવળ ચિકિત્સક જ હતા? ત્યાં તેમને ઘણી પ્રવૃત્તિઓ હતી. પોતાના સ્વાધ્યાય ઉપરાંત રાજકીય, સામાજિક, સાંસ્કારિક વગેરે. કેટલીક વખત વાતવાતમાં તેઓ કહે છે કે 'હાંસોટ ભરૂચમાં તો મેં ગાંઠનું ગોપીચંદન કર્યું છે.' અડધી રાત્રે પણ મહેમાનોનો કાફલો આવી પડે તો રાત્રે ઊઠીને જડાવબહેનને તેમને રોટલા ખવડાવવા પડતા. જડાવબહેન માટે આ કાંઈ આનંદપ્રદ સ્થિતિ તો નહીં જ હોઈ શકે. હીસ્ટીરીઆની બિમારીથી તેઓ અનેક વર્ષો સુધી ઘેરાએલા રહ્યાં પણ એક આર્ય સન્નારી માટે બીજું કશું વિચારવાનું નથી હોતું.

નિઘંટુ આદર્શ બે ભાગમાં છપાવવાને તે જમાનામા પણ લગભગ ૬૪૦૦ રૂપીઆ જોઈતા હતા. તે ક્યાંથી કાઢવા? વૈદકનો અભ્યાસ તો પિતાની

સંમતિ વિના પોતાની ધૂન તરીકે કરેલો એટલે ઘર સાથેના સંબંધો તો લગભગ ત્યારથી અટકી ગયેલા. પિતાના વારસાની તેમણે ફિકર પણ નહીં રાખેલી. આખરે તો ય પિતા; પોતાના પુત્રને કેવી રીતે ભૂલવાના? હાંસોટમાં એમને વારસામાંથી કંઈક મળ્યું અને તેમાંથી નિઘંટુ આદર્શ છાપવાને તેમણે પૈસા ખર્ચ્યા. આવી હતી તેમની બેફિકરાઈ. બસ, 'સદા મગનમેં રહેનાજી.'

હાંસોટમાં તેમણે કેટલાંક પુસ્તકો પ્રસ્થાન કાર્યાલય અને બીજાઓ મારફત છપાવ્યાં. ઘરગથ્થુ વૈદક, દિનચર્યા, અભિનવ કામશાસ્ત્ર, ન્યાય વૈદક વગેરે.

હાંસોટમાં બીજી એક ખાસ પ્રવૃત્તિ જેની નોંધ લીધા વિના ચાલે જ નહીં તેવી હતી એક અધ્યાપન પ્રવૃત્તિ. પોતે ગુરુગૃહે રહીને અભ્યાસ કરેલો. તેવી રીતે પોતાને ત્યાં રાખીને વિદ્યાર્થીઓને અભ્યાસ ન કરાવે ત્યા સુધી ગુરુઋણમાંથી શી રીતે મુક્તિ મળે? એટલે તેમણે હાંસોટમાં ઘણા વિદ્યાર્થીઓ તૈયાર કર્યા. તે ભાઈઓનું પોતપોતાના સમાજમાં આજે માનભર્યું સ્થાન છે. તે સૌ બાપાલાલભાઈનું આજે પણ મુક્ત કંઠે ઋણ સ્વીકારે છે. તેમાંના સતાભાઈ, ડાહ્યાભાઈ, મનુભાઈ, લક્ષ્મણદેવ, બ્રહ્મદત્ત વગેરે છે. સુરતમાં આવીને તો સેંકડો વિદ્યાર્થીના ગુરુ બનવાનું સૌભાગ્ય મળવાનું હતું. આમ તેમનો વિશાળ વડલો વિસ્તરતો જ ગયો છે. બાપાલાલભાઈએ ભણતાં ભણતાં ભણાવ્યુ છે અને ભણાવતા ભણાવતાં ભણ્યા પણ છે.

તેઓ પંચકેશ રાખતા (જેનો ફોટો અન્યત્ર જોવાનો મળશે). તેની પાછળ એક યાદગાર પ્રસંગ રહેલો છે. ગુરુ જયકૃષ્ણભાઈ જ્યાં સુધી 'કચ્છ સંસ્થાનની જડીબુટ્ટીઓ' છપાવે નહીં ત્યા સુધી પોતે પંચકેશ રાખશે એવી તેમણે પ્રતિજ્ઞા જાહેર કરી હતી. એ રીતે જયકૃષ્ણભાઈ જેવા અલગારી પુરુષને પુસ્તક છપાવવા માટે પ્રેમના દબાણની જરૂર હતી.

બાપાલાલભાઈનું 'નિઘંટુ આદર્શ' સન ૧૯૩૧માં મારા હાથમાં આવ્યું. ત્યારે હું પાટણમાં પહેલા વર્ષમાં અભ્યાસ કરતો હતો. ભાવપ્રકાશનો ગુટકો વાંચીને વનસ્પતિના ગુણ ગોખ્યા સિવાય તેમાંથી ઔષધો પ્રત્યે રસ જાગે તેવું કશું હતું નહીં. તે સમયે આયુર્વેદ અંગેનાં ખાસ કોઈ જ પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓ પાસે ન હતાં. ત્યારે 'નિઘંટુ આદર્શ' મારા હાથમાં આવતાં જાણે બાળકને ગોળનો ઘાડવો મળ્યો હોય તેનાથી યે વિશેષ આનંદ મને થયો. એણે મને વનસ્પતિના ઔષધીય ગુણો તો શીખવ્યા પણ તેના પ્રત્યે પ્રેમ નિઘંટુનો નાદ જાગૃત કર્યો જેની મારે મન આજેય ઘણી કિંમત છે. તેના ઉતારાની કેટલીયે નોટો આજે મારી પાસે સુરક્ષિત છે. થોડાં વર્ષો બાદ બાપાલાલભાઈએ નિઘંટુ આદર્શમા નવું શુ લખ્યું છે; તેમાં માત્ર ઉતારાઓ છે એમ કહેનારા વર્ગ સાથે હું પણ જોડાયો હતો. પણ એવો એવો ય સંગ્રહ કરવા બેસીએ ત્યારે સમજાય કે તે કેવુ અઘરું કામ છે અને કેવુ આકર્ષક પણ. નિઘંટુ આદર્શે એમને એમના શ્રમનો પૂરતો બદલો આપ્યો છે એમને આદર્શ વનસ્પતિશાસ્ત્રી તરીકે સ્થાપી આપીને. બાપાલાલભાઈનું નિઘંટુનુ ઋણ મારે સ્વીકારવું જ રહ્યું. તેમના જૂના શિષ્યોએ ભરૂચમાં એક ફોટો પડાવ્યો હતો. તેમાં મને પણ બેસવી દેવામાં આવેલો. મને લાગે છે કે પેલા શિષ્યો જેમ બાપાલાલભાઈ પાસે મને અભ્યાસ કરવાનું સદ્ભાગ્ય નથી મળ્યું પણ તેમના નિઘંટુએ મારામા શિષ્યત્વ સ્થાપી આપેલું જેના કારણે ઉપર્યુક્ત ફોટામાંનું મારું અસ્તિત્વ હોઈ શકે.

૧૯૩૨ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે બાપાલાલભાઈને ૧૪ માસની જેલ થયેલી અને ત્યારે તેમને વીસાપુર લઈ જવામાં આવેલા. તે સમયે જેલ મહેલ જેવી નહોતી લાગતી. મહેલમાં રહેવાથી જે ફાયદા મળે તે કરતાં વધુ ફાયદા મેળવીને બાપાલાલભાઇ જેલમાંથી બહાર આવ્યા. સમાજના ઉચ્ચતમ સાંસ્કારિક, બૌદ્ધિક, કંઈક કરી છૂટવાની લગનીવાળા દેશપ્રેમીઓની સાથે રહેવાથી પણ ઘણા દુર્લભ એવા ગુણો સહેજે ખીલી ઊઠે છે.

સન ૧૯૩૩ના અરસામાં બાપાલાલભાઈ અમારી પાટણ આયુર્વેદ કૉલેજમાં વિઝિટિંગ પ્રૉફેસર તરીકે નિઘંટુ શીખવવા આવતા. કલાસમાં વર્ગ લીધા બાદ તેઓ અમને વનસ્પતિનો પ્રત્યક્ષ પરિચય કરાવવા ખુલ્લામાં–ખેતરોમાં લઈ જતા ત્યારની તેમની

નિરભિમાનતા, અભ્યાસની ધગશ અને વિદ્યાર્થીઓને મિત્ર બનાવવાની સહજતાથી હું પહેલવહેલો આકર્ષાયો. તે અરસામાં એક પત્રમાં તેઓ મને લખે છે કે "વૈદ્યો કંઈ ભાજીમૂળા નથી કે પાઈ પૈસે વેચાતા મળે." આની માનભરી અપેક્ષા વૈદ્યો માટે તેઓ સદાય રાખતા આવ્યા છે અને વૈદ્યોનાં રેજીપેંજી દવાખાનાં જોતાં તેમનું દિલ ખિન્ન થઈ જાય છે. તેઓ કહે છે કે ડોકટરોની સાથે ઊભા રહેવા માટે વૈદ્યોમાં પણ બહારનો ઝગમગાટ, ચપળતા અને સુઘડતા હોવાં આવશ્યક છે. 'ભાજીમૂળા'વાળા બાપાલાલભાઈના ઉપરના વાકયે મને એવી ચાનક ચઢાવી દીધી કે આજે પણ મારા મગજમાંથી એ રાઈ નથી નીકળતી કે હું વૈદ્ય છું માટે કોઈથી ઊતરતો છું. સમાન કક્ષા સિવાય કોઈની જોડે વ્યવહાર જ શકય નથી. પછી તે ગમે તે હોય. એ સ્વમાનનો પાઠ પહેલવહેલો મને બાપાલાલભાઈએ પઢાવ્યો. उद्धरेदात्मनाऽत्मानं नात्मानं अवसादयेत् ગીતામાં વાંચી મને પાછળથી પુષ્ટિ મળી. સમાજમાં કહેવત છે કે "માગતાં ના આવડે ભીખ તો વૈદું શીખ" એની પાછળ કોઈ જમાનામાં મજબૂત કારણો હશે અને એ કારણો અમારા વર્ગે જ આપ્યાં હશે એમ કબૂલ કરતાં મને ભારે દુઃખ થાય છે, અને એને કારણે તો કદાચ અમારા વિદ્યાર્થીઓ 'દાકતર' કહેવડાવવાનું પસંદ કરતા હોય તો નવાઈ નહીં. આ વસ્તુસ્થિતિ પાછળ ભારોભાર કટુતા છુપાયેલી છે.

હાંસોટથી સન ૧૯૩૭માં બાપાલાલભાઈએ પોતાના દવાખાનાની એક શાખા આણંદમાં સ્થાપી. દર રવિવારે તેઓ આણંદ આવતા. બાકીના દિવસોમાં ત્યાં સ્થાયી રહેવાને મને તેમણે જણાવેલું પણ મારા સ્વમાનના કોઈ વિચિત્ર ખ્યાલને કારણે હું ત્યાં બેસવા તૈયાર ન થયો. એ દવાખાનું સરસ ચાલ્યું અને કેટલાંક વર્ષો બાપાલાલભાઈએ આમ આવન-જાવન કરી પણ પછી તેઓ કંટાળ્યા અને આવવાનું છોડી દીધું. તે અરસામાં એક વખત મે તેમને પૂછ્યું કે તમે ઈન્જેક્શનો આપો છો કે કેમ? તેમણે કહ્યું કે 'આપતો નથી પણ હવે આપવાનો છું.' મેલેરીઆનું ત્યારે ભયંકર પ્રાબલ્ય હતું અને કવીનીન વિના પ્રેકટીસ કરવી મુશ્કેલ હતી. પણ એ પ્રયોગ તેમણે લાંબો વખત લંબાવ્યો નહીં. ઘણા લોકોએ ઈન્જેક્શનની જગાએ દુખાવો થવાની ફરિયાદો કરવા માડી અને તેમણે ઈન્જેક્શનો આપવાં છોડી દીધાં. ભલે તેઓ આજે મિશ્રની વકીલાત કરે, પણ દરદીઓની ચિકિત્સાની બાબતમાં તેમનો શુદ્ધનો આગ્રહ આજ સુધી કાયમ રહ્યો છે. પોતાને માટે કદાચ વિદેશી દવાઓ વધુ અનુકૂળ આવી હોય તે બનવાજોગ છે. કેટલાક લોકો એટ્રીનની ટીકડીઓ વાટી નિમ્બાદિચૂર્ણ સાથે મેળવીને મેલેરીઆની સફળ ચિકિત્સા કરતા ત્યારે મને હસવું આવતું. ધાખાબાજીનાં પણ જુજવાં રૂપો હોય છે! અમુક અમુક રોગોમાં હું આયુર્વેદિક રીતે દરદીની ચિકિત્સા નથી કરી શકતો એવું કબૂલવાને પણ હિંમતની જરૂર હોય છે.

આમ એકધારાં ઓગણત્રીસ વર્ષો તેમણે હાંસોટની ગાદી તપાવી. હાંસોટ અને બાપાલાલભાઈ એક અને અવિભાજ્ય જેવાં થઈ ગયાં છે. આમપ્રજા તો બાપાલાલભાઈ હાંસોટના જ વતની છે એમ હજુય માને છે હાંસોટે તેમને પ્રતિષ્ઠા આપી અને હાંસોટને તેમણે ગાજતું કર્યું. પણ એક વાતનું દુઃખ રહી જાય છે કે ગામનો જોગી જોગટો! બાપાલાલભાઈની ત્યાં જોઈએ એવી કદર નહીં થઈ શકી. તેમણે તો ત્યાં પાયામાં પુરાવાનું જ કામ કર્યું અને તેમાં તેમને આનંદ જ મળ્યો છે. તેમણે કદી હાંસોટ સામે ફરિયાદ નથી કરી. પણ જેમ જેમ તેમની શક્તિઓ વિસ્તરતી ગઈ તેમ તેમ તેમને એમ તો લાગતું ગયું કે હવે વિશાળતર ક્ષેત્રની આવશ્યકતા ઊભી થઈ છે. તેમનાં બાળકોના અભ્યાસ માટે પણ પ્રશ્ન ઊભો થયો અને વધુ વખત હાંસોટમાં રહેવું મુશ્કેલ બનવા લાગ્યું. પાંગરતી પ્રતિભા સંકુચિત ક્ષેત્રમાં કયાં સુધી સમાય? તો ઘણા વર્ષોની બંધાએલી મમતા એકદમ છૂટી પણ શી રીતે શકે? સમય કોઈ દિવસ કોઈને માટે થોભ્યો છે ખરો? એને તો આગળ ને આગળ જ ધપ્યે જવાનું. ભૂતકાળ ગમે તેટલો ઉજ્જ્વળ હોય પણ તેને વાગોળીને કેટલો સંતોષ મળે?

### ભરૂચ પ્રયાણ

હાંસોટ પછીનું પગલું બાપાલાલભાઈએ ભરૂચનું ભર્યું. તેમના સ્વભાવમાં જ કદાચ એકદમ હરણફાળ

ભરવાનું નહીં હોય. 'મારે એક ડગલું બસ થાય' પણ આગળ જવાની ઇચ્છાવાળાએ ડગલું ભર્યા વિના છૂટકો જ નથી. કોઈ રોકેટનો ઉપયોગ કરે તો કોઈ બળદગાડીથી જાય. અનંતની યાત્રામાં સમયની ખાસ કિંમત નથી. આગળ જનારો કદાચ પાછો પડે અને પાછળ જનારો કદી આગળ પણ નીકળી જાય. આવી આ 'રીલેટીવીટી' છે. સાપેક્ષવાદ સમજાય એવો જ ક્યાં છે?

હાંસોટથી વિશાળતર ક્ષેત્રમા વસવાટ માટે બાપાલાલભાઈ ભરૂચ આવ્યા તે તેમનુ જૂનુ અને જાણીતું સ્થળ હતું ત્યા ઘણા મિત્રો, પ્રશંસકો વસતા હતા અને કૉંગ્રેસની પ્રવૃત્તિમાંથી ધીમે ધીમે ખસતા જઈ આર્થિક અને ચિકિત્સા ક્ષેત્રે કઈ વધુ ધ્યાન આપી શકાય તો સારુ એમ તેમને અનુભવે સમજાયુ હશે સને ૧૯૪૧મા તેઓ ત્યા હરીધામ થયા ત્યા એક ઘર વસાવ્યુ પણ કોંગ્રેસની માયાજાળની ભુરકી એમ કંઇ સાવ છોડી શકાઈ નહીં અને '૪૨મા તો 'હિદ છોડો'નો સાદ પડયો. ઘણાએ કેસરીઆ કર્યા અને આ વખતની ચળવળમા શુદ્ધ અહિંસક માર્ગો સિવાય બીજા માર્ગોએ પણ સરકારને ઉથલાવવાની યોજના હતી. એટલે છોટુભાઈ પુરાણીની જૂની ક્રાન્તિકારી ટોળીથી શી રીતે ઝાલ્યા રહેવાય? ભરૂચ જિલ્લાએ તે વખતે હાક વગાડી હતી સરકાર તેનાથી ઘણી ગભરાતી. ઘણાએ યુવકોના માથા ઉપર ઇનામો જાહેર કરવામા આવ્યા હતાં. છોટુભાઈ ને ચંદ્રશંકર, દરબાર અને બાદશાહ, મેઘજી અને લાજપત, વિઠ્ઠલભાઈ અને પ્રાગજી જેવા ઘણા જુવાનોએ પોલીસ થાણા લૂંટયા, રેલવેમા ધાડ પાડી અને સરકારને બેબાકળી બનાવી મૂકી. આ બધા રણવીરોને આંતરિક મસાલો પૂરો પાડવાનો હોય જ અને બાપાલાલભાઈ જેવા ઘણાને તે કામ કરવાનુ હતું. સાવચેતીથી તે કામ કરવું પડતું એટલે વ્યવસાયની સ્થિરતા માટે ગમે તેટલી કાળજી લેવાની હતી પણ આ આપદ્ધર્મમાંથી પાછા હઠાય તેમ હતું જ નહીં. તે અરસામાં હું પણ ભરૂચ જિલ્લામાં હતો અને મારાથી પણ ઝાલ્યું નહોતું રહેવાયુ. મેં પણ મારી નોકરીનું રાજીનામુ આપીને મારાથી થાય તેવી સેકંડ ફ્રન્ટની કામગીરી બજાવી હતી. એ દિવસો બહુ રોમાંચકારી હતા. 'કરેંગે યા મરેંગે' એ સર્વનું સૂત્ર હતું અને પાપડી ભેગી ઇયળ બફાઇ જાય પણ બીજો ઉપાય ન હતો. સરકાર બાપાલાલભાઈને ૧॥ વર્ષના ડીટેન્શનમાં નાસિક જેલમાં લઈ ગઈ અને એમના ઘરમા બધુ સ્મશાન થઈ ગયુ. આજના ઘણાએ પ્રતિષ્ઠિત નેતાઓ તેમની સાથે ત્યારે જેલમાં હતા. એસ. કે. પાટીલ, મંગળદાસ પકવાસા ને નંદાજી અને માવલંકર દાદા અને મુબઈ રાજ્યના ઘણા ઘણા પ્રધાનો. તેમની સાથે રહેવાનો બાપાલાલભાઈ ને મોકો મળ્યો. તેમના વિચારો જાણ્યા તો પોતાના અને આયુર્વેદના વિચારો તેમણે તેઓ સમક્ષ મૂકયા. ઘણાં ભાષણો તેમણે આયુર્વેદ ઉપર આપ્યાં અને ઘણા લોકોની યાદગાર ચિકિત્સા કરવાના પણ પ્રસંગો આવ્યા પણ એ બધો વિસ્તાર અટકાવ્યે જ છૂટકો. જેલનો આ વાસ બાપાલાલભાઈ માટે ઘણો જ કીમતી નીવડયા પણ ઘર આગળ ચિકિત્સા ક્ષેત્રમાં સાતડે સાત થવા બેઠું. એ અનિવાર્ય હતું ઘણુ વેઠવું પડયું. દોઢ-બે વર્ષ નાસિક જેલમાં ગાળીને સાજાતાજા થઈને બાપાલાલભાઈ ઘરે આવ્યા. આવ્યા બાદ બધું જ નવેસરથી કરવા જેવું હતું. પ્રેકટીસમાં દિલ લાગે નહીં અને ભરૂચ તેઓ માગતા હતા તેવું ધંધા માટે અનુકૂળ ક્ષેત્ર બની રહે કે કેમ તે પણ શંકા હશે. વળી જેલ જતાં પહેલા તેમને ભરૂચમા જેટલો વખત મળ્યો તેથી તેઓ સંતુષ્ટ હોય તેમ નથી લાગતું. એમા ખાસ વિકાસની તકો તેમને ઓછી જણાઈ હશે અને મનોમન તેઓ ગડમથલ કરતા હશે પણ વૈદકીય ક્ષેત્રના લેખક તરીકે તેમની નામના વિશેષ ને વિશેષ થતી જતી હતી. તેમનાં પુસ્તકો પણ અવાર-નવાર બહાર પડતા રહેતા હતા. એટલે તેમના કેટલાક વાચકો પોતાના પ્રશ્નો લઈને તેમની પાસે આવતા રહેતા. આવા દરદીઓ તેમની પાસે વિશેષ હતા અને ટપાલથી દવા તેમ જ માર્ગદર્શન માગનારો તેમના દરદીઓનો વર્ગ વધતો જ જતો હતો. તેમના વૈદકીય લખાણોએ આડકતરી રીતે તેમના ચિકિત્સા ક્ષેત્રમાં ઘણી મદદ કરી છે. દુઃખી દરદી પત્રથી પોતાના પ્રશ્નોનું નિરાકરણ મેળવે અને તેથા કરીને પોતાના ચિકિત્સકમા જે વિશ્વાસ ઉત્પન્ન થાય તેને કારણે તેની દવા પણ વિશેષ લાભપ્રદ બને અને તે જલદી

રોગમુક્તિ મેળવે. ઉભય પક્ષે આ કંઈ નાનોસૂનો ફાયદો ન કહેવાય. આમ બીજાં ત્રણ-ચાર વર્ષ ચાલ્યાં ગયાં દરમિયાન પ્રાતઃસ્મરણીય સ્વામીશ્રી અખંડાનંદ સરસ્વતીને સુરતમાં એક આયુર્વેદ મહાવિદ્યાલય કાઢવાની લગની લાગી હતી નાના પ્રમાણમાં તો તેઓ આયુર્વેદિક અભ્યાસ પોતાના આશ્રમના વિદ્યાર્થીઓને કરાવતા જ હતા પણ હવે તેમને એક સુંદર સંસ્થા શરૂ કરવાના મનોરથો જાગ્યા હતા તેના માટે જોઈતું વાતાવરણ તૈયાર કરવા તેઓ સુરતની શેરીએ શેરીએ ભાષણો કરતા, દાનો એકઠાં કરતા તેમાં મદદરૂપ થવા સ્વામીશ્રીએ જામનગરથી ડૉ. પ્રાણજીવનદાસ મહેતા અને ભરૂચથી બાપાલાલભાઈને સુરત બોલાવી તેમની પાસે પણ આયુર્વેદ અંગેનાં અનેક ભાષણો કરાવેલાં બાપાલાલભાઈનો અભ્યાસ અને તમન્નાથી સ્વામીજી પ્રભાવિત થયા અને પોતે ઊભી કરવા ધારેલી આયુર્વેદિક કૉલેજના આચાર્યપદ માટે તેમની પાસે પ્રસ્તાવ મૂક્યો આયુર્વેદ માટે પ્રત્યક્ષ કામ કરવાનો મોકો તેમને માટે ઊભો થયો તેમણે ઘણાં સ્વપ્નો સેવેલાં આયુર્વેદની ઉન્નતિ કરવા માટે ઘણી યોજનાઓ કરેલી એટલે આ તક જતી ન કરવી જોઈએ એમ તેમનું દિલ કહેતું પણ છતાં જાણીતું ક્ષેત્ર છોડી નવા ઠેકાણે આવતાં તેમને ઘણો ક્ષોભ થએલો આચાર્યપદની જવાબદારી ઉપાડતાં પહેલાં હેમ્લેટ જેવી તેમની મનોસ્થિતિ હતી જવું કે નહીં? બન્ને બાજુના ફાયદા-ગેરફાયદા તેઓ નજર સામે જ રાખે પણ નિશ્ચય ઉપર આવતાં પહેલાં તેમને ઘણી વાર લાગી

## સૂરત આગમન

નવા ક્ષેત્રમાં જવાનું અને ભાવિના ગર્ભમાં શું છુપાએલું હોય તે કોણ જાણે? આગળ જતાં કદાચ પાછા પડાય તો? એ છૂપી કાલ્પનિક નાનેશાથી તેઓ જાણે ગભરાતા હતા તેમણે આજદિન સુધીની બધી તૈયારી તેઓ આયુર્વેદિક કૉલેજના આચાર્યપદે સ્થપાય તે માટે જ કદાચ હતી અને તેવું ટાણું આવીને સામું ઊભું રહ્યું ત્યારે to be or not to be ના પ્રશ્નાર્થમાં તેઓ સપડાતા સ્વ. દિનકરરાવ દેસાઈ અને છોટે સરદાર શ્રી ચંદુલાલ દેસાઈએ સલાહ આપી કે તેમણે સુરત જવું અને કેટલાકે તો તેમને લગભગ ધક્કો મારીને ભરૂચથી બહાર કાઢ્યા. આ તેમના જીવનનો એક વળાંક છે અને તેમના જીવનનો સુવર્ણકળશ સમ છે જે અનુપમ ક્ષેત્રની તેઓ દિનરાત ઝંખના સેવતા તે તેમની હથેળીમાં આવી પડ્યું અંતરને અંતરે જાગેલી મહત્ત્વાકાંક્ષા નાના એવા ક્ષેત્રોમાં તેમને જંપીને બેસવા દે તેમ હતી જ નહીં અને સુરતમાં તેમને પોતાનાં સ્વપ્નોને સાકાર કરવાનું મોકળું મેદાન મળી ગયું. સુરત આવવાના નિર્ણયમાં તેમણે ખરેખર શાણપણ બતાવ્યું હતું તે આજની તેમની કારકિર્દી જોતાં કોઈ પણ વ્યક્તિને સમજાશે

સુરત અલબેલી નગરી છે. તેનામાં લહેરીપણું છે તો કામ કરવાની ધગશ પણ છે ગુજરાતના કોઈ પણ શહેરમાં જોવા ન મળે તેવી ધર્મ પ્રત્યે તેને આસ્થા છે તો અહીં નાસ્તિકો પણ વસે છે. અહીંઆ કોઈ પણ સાધુ, સંન્યાસી, તપસ્વી, ઢોંગી, ધૂતારા દરેકને સરખો અવકાશ રહે છે સૌને પોતપોતાનું મેદાન મળી જાય પોતાથી તે બીજાને મોહ પમાડે છે તો બીજાની સુરતથી પોતે પણ મોહમાં પડે છે સુરતના રંગો ન્યારા છે

આયુર્વેદ માટે સુરતમાં સ્વામીજીએ વાતાવરણ તૈયાર કરી રાખ્યું જ હતું આયુર્વેદ સાથે ધર્મ હમેશ સંકળાએલો જ રહ્યો છે, અને હિંદુ ધર્મમાં આરોગ્યના સિદ્ધાન્તો વણાઈ ગએલા જ છે સુરતમાં જેટલાં આયુર્વેદિક દવાખાનાં ચાલે છે તેટલાં ગુજરાતના કોઈ પણ શહેરમાં નહીં હોય. એટલે સુરતમાં આવતાં વેંત જ બાપાલાલભાઈનું પોતાનું દવાખાનું ધમધોકાર ચાલુ થઈ ગયું પણ તેમનો પોતાનો ઉદ્દેશ સુરત આવવામાં આયુર્વેદિક કૉલેજની સ્થાપના જ મુખ્ય હતો,

શહેરના અનેક ક્ષેત્રોના પ્રતિષ્ઠિત નાગરિકોનો બાપાલાલભાઈને શરૂઆતમાં સારો સહકાર મળ્યો. સંસ્થાને આગળ લાવવા અનેક વ્યક્તિઓને બાપાલાલભાઈ મળતા, તેમની સાથે ચર્ચા કરતા અને આમ કરીને તેમણે સ્વામીજીએ જમાવેલ વાતાવરણને પુષ્ટ કર્યું

બાપાલાલભાઈ સુરતમાં આવીને અમુક રીતે વિકસતા ગયા તો અમુક ઠેકાણે તેમનામાં સ્થિરતા આવતી ગઈ તો કેટલેક ઠેકાણે પોતાની માન્યતાઓમાંથી પીછેહઠ પણ કરતા ગયા હોય તો નવાઈ નહીં એમ કેટલાકને લાગે. આ સમય એટલો નજીકનો છે કે તેની ઉપર વિસ્તારથી લખવામાં અનેક જોખમો રહેલાં કહેવાય. કદાચ તેમને અન્યાય થઈ બેસે અથવા અહીં હું તેમનો સાથી અને સહકાર્યકર રહ્યો હોવાને લીધે મારા દૃષ્ટિબિંદુમાં કોઈ જાતની એકાંગીતા આવી જાય અને તેમને તટસ્થતાથી હું ન નીરખી શકું એમ બને. એટલે આ સમયનું ઊડતું વિહંગાવલોકન કરવું જ ઠીક પડે. એનું સાચું મૂલ્યાંકન કરવા માટે થોભવું ઉચિત કહેવાશે.

શરૂઆતમાં તો તેમને નવી સંસ્થા સ્થાપવાને ઘણું જ કામ કરવાનું હતું, અનુભવ પણ ઓછો હતો, સાથીઓને પણ એકબીજાને સમજતાં વાર લાગે અને સંસ્થાની આર્થિક રીતની સદ્ધરતા પણ ઓછી એટલે અનેક મુશ્કેલીઓ આવે તે સ્વાભાવિક છે. પણ હિંમત હાર્યા વિના બાપાલાલભાઈ મંડ્યા રહ્યા અને ધીમું પણ મક્કમ કામ કરતા ચાલ્યા. જવાબદારીભર્યા સ્થાને બેઠા પહેલાં માણસ અનેક ડાહી મોટી વાતો કરી શકે પણ તેવા સ્થાને બેઠા પછી કરેલી વાતો કેટલી આચારમાં મૂકી શકાય છે તે પણ વિચારવા જેવો પ્રશ્ન છે. મુંબઈ રાજ્યની પહેલી આયુર્વેદિક બોર્ડ સરકારે રચી તેના તેઓ શરૂઆતથી જ સભ્ય રહ્યા હતા. એટલે કેટલીક વિશેષ સગવડો પણ તેમને હતી. શરૂઆતમાં D. A. S. F. કોર્સ હતો એની અભ્યાસકીય જરૂરીઆતો G. F. A. M. જેટલી ન હતી. થોડા અધ્યાપકોથી પણ ચાલી શકતું. પાશ્ચાત્ય વિજ્ઞાનના અભ્યાસ માટે પણ ફેકલ્ટીનો આગ્રહ પાછળથી જેટલો વધતો ગયો તેટલો વધેલો પણ નહીં હોય.

સ્વામીજી તો સંસ્થાની શરૂઆત પહેલાં જ ત્રણ માસ પૂર્વે ગુજરી ગયેલા એટલે એમની છત્રછાયા ન હતી. પણ તેમના આશીર્વાદ અચૂક સાથે હતા અને ગમે તેવી મુશ્કેલીમા પણ કામ અટકી ન રહ્યું.

## આચાર્યપદ

ઓચ્છવલાલ નાઝર આયુર્વેદ મહાવિદ્યાલયની પ્રથમ શરૂઆત થઈ. તા. ૨ જી જુલાઈ ૧૯૪૬ ને દિને ઉદ્‌ઘાટન માટે મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન ખેરસાહેબ આવેલા. પોતે માતૃપક્ષે આયુર્વેદિય સંસ્કારમાં ઉછરેલા એટલે તેમને આયુર્વેદ પ્રત્યે સારો સદ્‌ભાવ હતો. સંસ્થાનું પોતાનું મકાન તો હતું જ નહીં એટલે ભાડાના મકાનમાં ટીમલીઆવાડમાં વર્ગો લેવાતા. ઇનડોર કે આઉટડોર દવાખાનું પણ પોતાનું ન હતું. સરકારી સિવિલ હોસ્પિટલમાં આયુર્વેદના મુગ્ધ વિદ્યાર્થીઓ બિચારા મુશ્કેલ પરિસ્થિતિમાં ક્લીનીકસ શીખતા. કોલેજનું ત્રીજું વર્ષ શરૂ કરવું કે કેમ તે ટ્રસ્ટીઓ માટે ચિંતાનો વિષય બની ગયો. પણ આજના પ્રમુખ શ્રી રણછોડદાસ પોપાવાળા, જેઓ તે વખતે તેમાં સભ્ય હતા, તેમની પ્રેરક દોરવણીથી ત્રીજું વર્ષ શરૂ કરવામાં આવ્યું. હોસ્પિટલની વ્યવસ્થા કર્યે જ છૂટકો હતો એટલે સન ૧૯૪૮ માં ભાડાના મકાન સ્ટેશન ઉપર કામચલાઉ હોસ્પિટલ ઊભી કરવામાં આવી. તે વખતે તેમાં વીસ ખાટલાની વ્યવસ્થા હતી. સન ૧૯૫૧ માં મુંબઈ રાજ્યના રાજ્યપાલ મહારાજસિંગને હસ્તે આજે જ્યાં હોસ્પિટલ છે તે જ જગ્યાએ શિલારોપણવિધિ થઈ.

સન ૧૯૫૨માં પૂજ્ય હંસદેવજી મહારાજને હસ્તે હોસ્પિટલ અને કોલેજનાં મકાનોનું ઉદ્‌ઘાટન થયું. આવા મહાપુરુષોના આશીર્વાદથી સંસ્થાની સદ્ધરતા વધતી ગઈ. આજ સાલમાં ડી. એ. એસ. એફ. નો ડીપ્લોમા કોર્સ બંધ થયો અને સ્ટેટ ફેકલ્ટીનો જી. એફ. એ. એમ. નો ડિગ્રી કોર્સ શરૂ થયો. પહેલાં પ્રવેશ અટક સંસ્કૃત સાથેની મેટ્રિકની હતી તે હવે ઇન્ટર સાયન્સ બી ગ્રુપ પાસ થએલા અને મેટ્રિક વખતે સંસ્કૃત લીધેલા વિદ્યાર્થીઓને કોલેજમાં દાખલ કરવાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું. આમ અભ્યાસનું સ્તર પણ ઉચ્ચત્તર કક્ષાનું થયું. હવે કોલેજના સ્ટાફમાં પણ આવશ્યક ઉમેરા કરવા પડ્યા. જે તે વિષયના નિષ્ણાત અધ્યાપકો રાખવામાં આવ્યા. તેમને માટે પ્રયોગશાળાઓ વસાવવી પડી. શવચ્છેદન માટે પણ અલગ ગૃહ ઊભું કરવામાં

આવ્યું. પહેલાં આઠ દસ અધ્યાપકોથી ચાલતું ત્યાં પચાસ જેટલા અધ્યાપકો રોકવા પડ્યા, અને જે સંસ્થામાં શરૂઆતમાં આઠ વિદ્યાર્થીઓ હતા ત્યાં ૭ વર્ષ બાદ ૧૭૪ વિદ્યાર્થીઓનો ધસારો થયો. અને ૧૯૫૫માં ૨૪૨ વિદ્યાર્થીઓને પ્રવેશ આપવામાં આવ્યો. સને ૧૯૫૮મા વળી પાછો એક ફેરફાર આવ્યો. સ્ટેટ ફેકલ્ટીની જી.એફ.એ.એમ ડિગ્રી મળતી હતી તેને બદલે સંસ્થાને ગુજરાત યુનિવર્સિટી સાથે સંલગ્ન કરવામાં આવી અને યુનિવર્સિટીની બી.એ. એમ. એસ ની ડિગ્રી માટે, વિદ્યાર્થીઓને પ્રવેશ આપવામા આવ્યો. આમ સંસ્થાનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો તેમ વિદ્યાર્થીઓની મહત્ત્વાકાક્ષા પણ વધવા લાગી. તેમને એમ થયુ કે જો તેમને એમ બી. બી. એસ જેટલાં વર્ષો કાઢવા પડતા હોય તો તેમને આગળ વધુ અભ્યાસ કરવાના રસ્તા પણ ખુલ્લા હોવા જોઈએ. તેમણે ચળવળ ઉપાડી હડતાળ પાડી. તેનાં પરિણામ સારાં ન આવ્યા અને ગુજરાત રાજ્યે જી. એફ. એ. એમ. કોર્સ બધ કર્યો અત્રે આ વિષયની સારાસારની ચર્ચાને અવકાશ નથી. પણ આયુર્વેદ જેવા પુરાણા શાસ્ત્રને જે ઉત્તેજન મળવું જોઈએ તે નથી મળતું એમ સરકારને લાગ્યુ અને તેના વિપરીત પ્રત્યાઘાતો પડયા જેનું અતિમ પરિણામ એ આવ્યું કે ગુજરાત સરકારે બી. એ. એમ. એસ કોર્સ પણ બંધ કરાવ્યો અને સને ૧૯૬૩ ના જૂન માસથી શુદ્ધ આયુર્વેદ વિદ્યાલયમાં તેનું રૂપાતર થયુ. અને જેમ સને ૧૯૪૬ માં ૮ વિદ્યાર્થીઓથી બાપાલાલભાઈએ શરૂઆત કરી હતી તેમ ઘાચીના બળદની જેમ આજે ફરી ફરીને ૧૦ વિદ્યાર્થીઓથી તેમને શરૂઆત કરવી પડી છે બાપાલાલભાઈ માટે આ આખી યે પ્રક્રિયા એક કડવા ઘૂંટડા સમ બની ગઈ છે

## ભિષગ્ભારતીનું સંચાલન

સને ૧૯૫૪મા બાપાલાલભાઈએ એક વૈદકીય માસિક શરૂ કર્યું. વૈદકીય માસિકો એકાદબે અપવાદ સિવાય સાવ કંગાળ કહેવાય તેવા હતા. એમાં વૈદ્યોના અભ્યાસના પરિપાકમાથી જ્ઞાનઝરતા લેખો આવવા જોઈએ એવા તેમને મનોરથો હતા; તેના માટે તેમણે 'ભિષગ્ભારતી' શરૂ કર્યું. મળ તો આ પત્ર પાટણની ઉ. પી. આયુર્વેદ મહાવિદ્યાલયમાથી ષાણ્માસિક રૂપે નીકળતું. પણ તે સંસ્થા કાળનો ગ્રાસ બની ગઈ. તેની કઈ આછીપાતળી યાદ રાખવા તેમણે આ નામ સ્વીકાર્યું. લગભગ એકલે હાથે દશ દસ વર્ષોથી તેને દઢમૂળ કરવા તેઓ પ્રયત્ન કરે છે. પોતાના વિચારોના ફેલાવા માટે તેનો માધ્યમ તરીકે પણ તેમણે સારો એવો ઉપયોગ કર્યો છે અને તેનું ગુજરાતમાં ઉચ્ચતર કક્ષાએ સારું એવું વાચન પણ થતુ રહ્યુ છે.

આજે જ્યારે તેમની જીવનભરની તપશ્ચર્યાનાં સુફળ મળવા જોઈએ ત્યારે જ તેઓ જાણે એક ઝંઝાવાતમા ફસાઈ ગએલા જોવા મળે છે છતાં તેઓ કોઈ આપખુદ સરમુખત્યાર નથી. તેઓને લોકશાહી પ્રત્યે ભારે આદર છે. તેનો ભૂલો કરવાનો હક્ક માન્ય રાખે છે અને પોતાને અંગત રીતે નહીં ગમતું હોય તેવું કાર્ય પણ જો બહુજનમાન્ય હોય તો તેને તક આપવી જોઈએ એમ તેઓ સ્વીકારે છે અને આજે તેઓ શુદ્ધ આયુર્વેદ મહાવિદ્યાલયના આચાર્ય તરીકે પણ ચાલુ રહ્યા છે. કોનામા કેટલું તથ્ય છે તે તો ભાવિ બતાવશે. અત્યારે તો આપણે આ નવો પ્રયોગ ખુલ્લા દિલે અને આંખોએ જોવો રહ્યો. કોઈ પણ પ્રયોગમા બદ્ધમતતા બાધારૂપ નીવડે.

## અપૂર્વતા

બાપાલાલભાઈ ફૂલ જેવા કોમળ છે તેમ વજ્ર જેવા કઠોર પણ થઈ શકે છે તેમનામાં પરસ્પર વિરોધી પાસા જોવા મળે છે. તેઓ બ્રાહ્મણ જેવા મુલાયમ છે તો પ્રસંગ આવ્યે પરશુરામનું ક્ષાત્રત્વ પણ પ્રગટ કરી જાણે છે. તો વખતે વાણીઆ મૂછ નીચી કરી તમાસો પણ જોઈ જાણે છે. આ બધા વિચિત્ર ગુણોનું સંમિશ્રણ–ઈંટીગ્રેશન–તેમનામાં જોવા મળે એ પણ એક આશ્ચર્ય છે. કુટુંબની આસક્તિ કોણ જાણે ઉમર વધવા સાથે તેમનામાં વધતી જતી જોવા મળે છે સાથે કેટલીક ભૌતિકતા પણ. પ્રફુલ્લભાઈને જરા જેટલી શરદી

થાય તો બીજાને તો ખબર નહીં પડે પણ તેઓ મનોમન મુંઝાઈ જતા હોય છે. પૌત્ર 'આનંદ' આજ તેમનો એક માત્ર આનંદ છે. આનંદ કદાચ કહે કે દાદાજી ઘોડો થાવ, મારે તમારી ઉપર સવારી કરવી છે તો પણ તેઓ રાજી થઈને ઘૂંટણીએ ચાલવા માંડે ! હંમેશ તેઓ બાળકોને રાત્રે વાર્તા કહેતા હોય છે અને વાર્તા કહેતા કહેતા તેઓ અનેક જાતના અભિનય કરે છે. ઘડીમા મોટેથી હસે તો ઘડીમાં રડે અને ઘડીમાં ઘૂરકે. તેમને વાર્તા કહેવાની સરસ આવડત છે. રાત્રે જમીને હુક્કો પીવામા તેમને ખૂબ મઝા આવે છે. એક દિવસ મને કહે કે મારે હુક્કો પીતા પીતાં ફોટો પડાવવો છે. મે કહ્યુ કે હુક્કો પીતી વખતે તો તમે 'ગ્રાન્ડ મોઘલ' જેવા લાગો છો ! પણ છોકરાં તેમને સુખેથી હુક્કો પીવા નથી દેતાં. કોઈ આમ ખેચે ને કોઈ તેમ. તેઓ સ્નેહાળ છે, પિતા તરીકે, પતિ તરીકે, મિત્ર તરીકે, આચાર્ય તરીકે પણ તેમના સ્નેહની નિર્બળતા કોઈ ન પારખી જાય માટે તેઓ ઘણી વખત અક્કડ રહે છે. પણ કોટલાની સખ્તાઈ પાછળ ગાભા જેવી મુલાયમતા વસે છે. અક્કડતા ઝાઝી નભતી નથી. લાકડાની તલવાર છતી થઈ જાય છે ! અને જે એ પકડી પાડે છે તેની સાથે તેઓ વધુ નિકટતા અનુભવે છે.

કોઈ મને પૂછે કે બાપાલાલભાઈના કયા પાસાને તમે વધુ મહત્ત્વ આપો, તો જરૂર હું મુંઝાઉં. તેમના વ્યક્તિત્વને અનેક પાસાં છે અને બધાંય સબળ છે. કયા પ્રસંગે કયું સપાટી ઉપર છે તે જોવામાં મને આનંદ આવે છે, તેમના વિચારોનું, વ્યક્તિત્વનું, ખાસીઅતોનુ અને આચરણનું જેટલું 'ડીસેકશન' મેં કર્યું છે તેટલું ઓછાને કરવાનું મળ્યું હશે. તેમના ઘણાએ વિચારોનો હું વિરોધી રહ્યો છું. પ્રસંગ આવ્યે તેમને સંભળાવતા હું સંકોચ પણ નથી અનુભવતો. છતાં તેમની બાલસહજ સરળતા કે કોઈ વખતની વિચક્ષણતાથી હું ઘણો જ આકર્ષાતો રહ્યો છું અને તેમનો પ્રશંસક બન્યો છુ

આવા એક અપૂર્વ વૈદ્યને તેમની ષષ્ટિપૂર્તિ પ્રસંગે અંજલિ આપવાની મને તક મળી તે બદલ હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. હું પ્રાર્થું છું કે તેઓ શત શત શરદો તીક્ષ્ણ આંખ, કાન, નાક, જીભ અને કલમથી જીવો અને બીજાંને જીવતા રાખવામાં મદદ કરો.

---

# મારી લઘુ અંજલિ

મુંબઈ અને મહિસુરના ભૂતપૂર્વ ગવર્નર શ્રી. મંગળદાસભાઈ બાપાલાલભાઈના
જેલના પુરાણા સાથી છે. આયુર્વેદ માટે તેઓશ્રીને ખૂબ જ ગાન
અને પ્રેમ છે અને તેનું હિત તેમના હૈયે વસેલું છે.

વૈદરાજભાઈ બાપાલાલભાઈ માટે કંઈક ટૂંકામાં લખવુ મુશ્કેલ છે. એમણે વિવિધ સેવાઓ કરી છે. આયુર્વેદની સેવા તો પુષ્કળ જ કરી છે આ સેવાઓ એક જ દિશામાં નહિ પણ વિવિધ દિશાઓમાં છે. આ સેવાઓ પુષ્કળ ઉપયોગી છે. ઘણાને વિચાર કરતા અને ઘણાને કામ કરતા પણ કરી દે એવી સેવાઓ છે. આયુર્વેદને જો આજના વખતમાં ઉપયોગી બનાવી લોકોની સેવા કરવી હોય તો ભાઈ બાપાલાલભાઈએ જે દિશાઓ બતાવી છે અને જે વિચારો જણાવ્યા છે તે અત્યંત ઉપયોગી છે

મંગળદાસ પકવાસા

# ભાઈ બાપાલાલ—એક અંજલિ

કનૈયાલાલ મા. મુનશી

[ ગુજરાતની અસ્મિતાના ઉદ્દગાયક, તેના પનોતા પુત્ર શ્રી. મુનશીજી અત્રે પોતાના એક 'ભાઈને' અંજલિ આપી વૈદ્યજગતને કૃતાર્થ કરે છે. ]

મોડું મોડું પણ ગુજરાત શ્રી. બાપાલાલ વૈદ્યની ષષ્ટિપૂર્તિ ઊજવે છે એ જાણી સંતોષ થાય છે. જે પ્રસંગ સાત વર્ષ પૂર્વે ઉજવાવો જોઈતો હતો તે આજે ઉજવાઈ શકે છે એ બતાવે છે કે ગુજરાત છેક નગુણું તો નથી જ.

ભાઈ બાપાલાલને ગળથુથીમાંથી જ વૈદું મળ્યું હોવું જોઈએ કારણ કે એમના બા ગામમા કોઈપણ માંદુ પડે તો એક નાનીશી પોટલીમાથી દવાઓ આપતાં—એ પોટલીમાં કડુ, કરીઆતુ, કાચકા, હીંગ વગેરે ડોશીવૈદ્યાની સામગ્રીઓ રહેતી.

ભાઈ બાપાલાલ મારી માફક વડોદરા કોલેજના વિદ્યાર્થી. એ કૉલેજમાથી એમણે ઇન્ટરની પરીક્ષા પાસ કરી અને મેડિકલ કૉલેજમાં જોડાવા મુંબઈ આવ્યા. પરંતુ ઇન્ફલુએન્ઝાની મહામારી તે સમયે મુંબઈમાં ઉગ્રરૂપે ફેલાઈ હતી અને પોતે તેમા પટકાયા એટલે મેડિકલ કૉલેજમાં દાખલ થઈ શકયા નહીં.

પુરાણીબંધુઓએ ગુજરાતની જે વિવિધ સેવાઓ બજાવી છે તેમાં સ્વ. છોટુભાઈની અખાડા પ્રવૃત્તિ મોખરે હતી. મુંબઈથી નિરાશ થઈને પાછા ફરેલા બાપાલાલ બાજવાડાના અખાડામાં નિયમિત જતા અને છોટુભાઈએ એમને એમ. બી. બી. એસ. નો અભ્યાસ છોડી આયુર્વેદનો અભ્યાસ કરવાની સલાહ આપી. તે સમયના ગુજરાતી યુવાનોને પુરાણીભાઈઓમાં ખૂબ જ વિશ્વાસ અને ભકિત હતા, એટલે બાપાલાલે પણ સ્વ. છોટુભાઈની સલાહ સ્વીકારી લીધી અને છોટુભાઈના બાલસાથી જાણીતા વૈદ્ય શ્રી. અમૃતલાલ પટ્ટણીના હાથ નીચે ભરૂચ પાસે ઝાડેશ્વર ગામમાં ઔષધાલયમાં દરરોજના બબ્બે કલાક તાલીમ લેવા માંડી. બાકીના સમયમાં ભરૂચની શાળામા ઇતિહાસ—ભૂગોળ ભણાવતા. શ્રી. પટ્ટણીની બદલી લીમડીમા રાજવૈદ્ય તરીકે થઈ ત્યારે જુવાન બાપાલાલ પણ ગુરુ સાથે લીમડી ગયા અને આયુર્વેદનો અભ્યાસ શરૂ કર્યો.

પુરાણીના ચેલાઓ એટલે જીવતા—જાગતા અખાડાઓ. જ્યાં જ્યા એ લોકો જાય ત્યાં ત્યાં અખાડા પ્રવૃત્તિ શરૂ થાય જ, અને વિદ્યાર્થી આલમ એકઠી થાય. આમ વડોદરા, ભરૂચ, અમદાવાદ અને લીમડીમા આ પ્રવૃત્તિ સારી રીતે પાંગરી અને બાપાલાલે એમા સારો જેવો ભાગ ભજવ્યો. દસામાં અખાડાઓ ખોલવા માટે દરબાર શ્રી. ગોપાળદાસે અને ભક્તિબાએ બાપાલાલને ત્યા પણ બોલાવ્યા હતા.

ત્યાર પછી શરૂ થયુ અસહકારનું દેશવ્યાપી આંદોલન. પૂ. ગાધીજી ગુજરાતના એટલે ગુજરાતે આ આંદોલનમાં મહત્વનો ભાગ ભજવ્યો. શાળાઓ, કૉલેજો અને અન્ય શિક્ષણસંસ્થાઓ પટાપટ બંધ થવા માંડી. છોટુભાઈની આયુર્વેદિક કૉલેજ સ્થાપવાની યોજના ખોરંભે પડી. એમની સલાહથી બાપાલાલ હાંસોટ ગયા અને લગભગ ૨૦ વર્ષ ત્યાં રહી વૈદકીય,

સમાજ-સુધારણા અને રાજકારણીય પ્રવૃત્તિઓમાં અગત્યનો ફાળો આપ્યો રાજકીય પ્રવૃત્તિઓને પરિણામે તેમને જેલમાં પણ જવું પડયું હતું. ઇ.સ ૧૯૪૨-૪૩ની સાલ તેમણે નાસીક જેલમાં કાઢી હતી.

તાપી બ્રહ્મચર્યાશ્રમ (સુરત)ના સ્થાપક સ્વ. સ્વામી આત્માનંદ સરસ્વતીને આયુર્વેદ માટે અનન્ય પ્રેમ હતો અને આયુર્વેદની એક પ્રથમ કક્ષાની સંસ્થા સુરતમાં સ્થપાય એ માટે એમણે ફંડ પણ ભેગું કર્યું હતું. સ્વામીજી કોઈ સારા સંચાલકની શોધમા હતા અને સ્વ. દિનકરરાવ દેસાઈ અને ડૉ. ચંદુલાલના આગ્રહથી બાપાલાલ આ સંસ્થાના સંચાલન માટે સુરત આવ્યા. ઇ. સ. ૧૯૪૬મા નાઝર આયુર્વેદ મહાવિદ્યાલયની સ્થાપના કરી અને તેના પ્રથમ આચાર્ય થયા અને આજે પણ એઓ આચાર્યપદ પર કાયમ છે એમના માર્ગદર્શન નીચે સુરતનું આયુર્વેદ મહાવિદ્યાલય સમગ્ર દેશમા સારી કીર્તિ સંપાદન કરી શક્યું. સુરતમા સ્થપાનારી Full fledged મેડિકલ કૉલેજનું એ અગ્રણી બનશે કે?

ભાઈ બાપાલાલની ત્યાર પછીની સેવાઓ તો ગુજરાતને સુવિદિત છે. સંસ્કૃત ભાષાના તેમના અનન્ય પ્રેમ અને વનસ્પતિશાસ્ત્રના તેમના ઊંડા અભ્યાસના સમન્વયને પરિણામે તેમણે ગુજરાતને વૈદક વિષયના અનેક પુસ્તકો આપ્યા છે જેમા મુખ્યત્વે છે "નિઘંટુ આદર્શ"ના બે ખંડો, "દિનચર્યા", "ગુજરાતની વનસ્પતિઓ", "ભારતીય રસશાસ્ત્ર", "વૈદકીય કાયદાશાસ્ત્ર" અને "આયુર્વેદ-એક વિજ્ઞાન દૃષ્ટિ" મુખ્ય છે. સ્વામી આત્માનંદ સરસ્વતી સહકારી ફાર્મસીના આશ્રય હેઠળ "ભિષગ્ભારતી" નામના માસિક પત્રનું પણ છેલ્લા ૧૦ વર્ષ થયાં એઓ સંચાલન અને સંપાદન કરી રહ્યા છે.

રાજ્ય સરકાર અને ભારત સરકારે તેમજ તેમના વ્યવસાયી વૈદ્યબંધુઓએ એમના કાર્યની સુયોગ્ય કદર કરી છે. મુંબઈ રાજ્યની ફેકલ્ટી ઑફ આયુર્વેદ અને બૉર્ડ ઉભયના એ સભ્ય હતા અને હાલ ગુજરાત રાજ્યની આયુર્વેદિક ફેકલ્ટીના અધ્યક્ષ છે. ગુજરાત યુનિવર્સિટી સેનેટના સભ્ય છે અને યુનિવર્સિટીની આયુર્વેદિક ફેકલ્ટીના ડીન છે મુંબઈમા ભરાયેલા ગુજરાત પ્રાન્તીય વૈદ્ય અધિવેશનના એ પ્રમુખ હતા ત્યારે શ્રીમતી લીલાવતી મુનશી એના અતિથિવિશેષ હતા એમ મને યાદ છે ઘણી આયુર્વેદ કૉલેજોની અનુસ્નાતક પરીક્ષાઓમા તેઓ પરીક્ષક છે અને મધ્યસ્થ સરકારની ફાર્માકોપીઆ કમિટીના તેઓ સભ્ય છે.

આમ ભાઈ બાપાલાલ ગુજરાતના તેમ જ ભારતના વૈદક શિક્ષણના વિકાસમા મહત્ત્વનો ફાળો આપી રહ્યા છે. ઝંડુ ભટ્ટજી આદિ અનેક ઉચ્ચ કક્ષાના ભિષગ્વર્યોએ ગુજરાતની કીર્તિ વધારી છે. ભાઈ બાપાલાલ આમાં ઉમેરો કરે એ જ એમના ષષ્ટિપૂર્તિના આ અવસરે મારી શુભેચ્છા છે. પ્રભુ એમને આયુર્વેદની સેવા માટે દીર્ઘાયુ અર્પે

---

## જીવન પાથેય

૧૯૦૫માં મેક-ગીલ યુનિવર્સિટીના વૈદ્યક વિદ્યાર્થીઓ સમક્ષ બોલતાં ઓસ્લરે કહ્યું હતું કે તમો જે શિક્ષણ માટે અહીં ભેગા થયા છો તે કેવળ મેડિકલ કોર્સ જ નથી, પરંતુ જીવનભરનો અભ્યાસક્રમ છે. થોડા વર્ષો અહીં તમને સારા પ્રાધ્યાપકો સાથે ગાળવાનાં મળશે તે તો તમને ભવિષ્ય માટે તૈયાર કરવાની તૈયારી રૂપ જ હશે. તમારો જીવનપથ ઉજ્જ્વળવાનું કામ તો તમારા હાથમાં જ છે એવી સરસ તૈયારી કરો-જીવનપાથેય ભેગું કરીજો કે તમને ભવિષ્યના વિકટ પથમા કામ આવે.

# મારો અર્ધ્ય

અંબાલાલ પુરાણી

ગુજરાતમા આ નામથી કોણ અપરિચિત છે? સમર્થ લેખક અને સાક્ષર હોવા ઉપરાત તેઓ ઉત્તમ કોટિના વક્તા અને વિચારક છે. ગુજરાતમાં પૌરુષનું તેજ પ્રગટાવનાર તેઓ આદિ પુરુષ છે. તેઓ યોગી છે તો માનવતાનો મહેરામણ પણ તેમનામાં ભર્યો પડ્યો છે. તેમના અંતરનો ધગધગતો અગ્નિ જ યોગ કરવા તેમને પોંડીચરી ખેંચી ગયો છે.

ભાઈ બાપાલાલની ષષ્ટિપૂર્તિનો પ્રસ્તાવ તો હું સુરતમાં હતો ત્યારે જ મારા આગળ રજૂ કરવામા આવ્યો હતો ને સાથે સાથે એ પ્રસંગ માટે એક લેખની માગણી પણ મારે પૂરી પાડવાની થઈ. મારે માટે તો આ એક આવકારયોગ્ય વિષય હતો. આપણા ગુજરાતની એક વિશિષ્ટ વ્યક્તિ અને તેની ચિરંજીવ સેવાને હું મારું અર્ધ્ય અર્પણ કરી શકીશ એ વિચારે મને આનંદ થાય છે.

પરંતુ ગઈ ૨૦ મી ફેબ્રુઆરીએ મને 'હાર્ટ એટેક' થવાને પરિણામે હું ધારું છું કે ભાઈ બાપાલાલ પોતે એક નિષ્ણાત ચિકિત્સક તરીકે મને એક લાંબો લેખ લખવાની મહેનત કરવાની રજા ન આપે એ સ્વાભાવિક છે.

વડોદરાની નરસિંહજીની પોળમાં વસતા વિદ્યાર્થી બાપાલાલ અમારા અખાડામાં નિયમિત આવતા. પછીથી ભરૂચમાં ઝાડેશ્વર મુકામે આયુર્વેદનો અભ્યાસ કરનાર યુવાન બાપાલાલ ત્યાંથી થોડો વખત અમદાવાદ આવ્યા ત્યારે સંપૂર્ણ આહારની વ્યાખ્યા આપતાં 'શીરો' એ એક શબ્દ જ એને માટે વાપરે છે. મહિનાઓ સુધી સ્વાનુભવના પુરાવા ઉપર આ વ્યાખ્યાનું પ્રતિપાદન એમણે કરી બતાવ્યું હતું.

આમ આવા અનેક વિકાસક્રમોમાથી પસાર થઈને બાપાલાલ અમારા મંડળની યોજનાના સર્વાંગી પ્રામોદ્ધાર કરવાના પ્રયત્નમાં સામેલ થયા ને સક્રિય સાથ આપવા માટે ઉત્સાહપૂર્વક તેમાં જોડાયા. પણ વખત જતાં એમની નૈસર્ગિક પ્રતિભાને તથા યોગ્ય ક્ષેત્ર ન મળવાથી પોતાની જૂની જગાએ એક નવા લાયક માણસને મૂકી એમણે સુરતના વિશાળ કાર્યક્ષેત્રમાં પ્રવેશવાનું સ્વીકાર્યું.

અને હુ ધારું છું કે એ નિર્ણય ગુજરાતને માટે તથા આયુર્વેદની પ્રગતિ માટે ખરેખર ઉપયોગી હતો. બાપાલાલભાઈની સુરતની પ્રવૃત્તિ વિષે હું બહુ કહેવા માગતો નથી, કારણ કે કેવળ સુરતની જ નહીં પણ સમગ્ર ગુજરાતની જનતા તે જાણે છે.

જાહેર પુરુષ તરીકે એમના વિષે કંઈ કહેવા કરતાં વ્યક્તિગત સંબંધ વિષે એક બે મુદ્દાઓ રજૂ કરું છું, જેથી વ્યક્તિત્વનું માપ તેના સમગ્ર વિકાસથી મપાવું જોઈએ એ સત્ય આપણા લોકોના ધ્યાનમા આવે. ઘણીવાર બને છે કે અમુક વિષયના નિષ્ણાતના જીવનનાં બીજાં પાસાઓ અણવિકસિત રહી જાય છે. બાપાલાલભાઈ વૈદકના વિશિષ્ટ જ્ઞાતા હોવા ઉપરાત સાહિત્ય, કળા, સ્વતંત્રતાની લડત એમ અનેક

ક્ષેત્રોમા એમણે ગતિ સાધેલી છે. કેટલાક ઉત્તમ આર્યસંસ્કારો — ઉ. ત. આપ્તજનની સેવા — એમના સમગ્ર જીવનમા વ્યાપી રહેલા જણાશે ઉદારતા એમના સ્વભાવમા સ્થિર થઈ ગયેલો સદ્‌ગુણ હોવાથી ઘણીવાર લોકોની દષ્ટિએ ચઢતો નથી.

ગુજરાત પોતાની વિશિષ્ટ વ્યક્તિઓને વખતસર પિછાનતું નથી, આ એની એક પ્રાંતીય ખામી છે. સરદાર વલ્લભભાઈ એક હતા. પંડિત ઓમકારનાથ બીજા એક અદ્વિતીય છે. એવા એવા અનેક એકબી ગુજરાતીઓમા ભાઈ બાપાલાલ પણ એક જ છે, એ વસ્તુ ગુજરાત સમજે, સ્વીકારે ને એનો લાભ લે તથા ભાઈ બાપાલાલ પોતે દીર્ઘાયુષ્ય ભોગવે એવી શુભેચ્છા સહિત લેખ સમાપ્ત કરું છું.

---

## અંજલિ

ભાઈ તરુણ પાઠક બાપાલાલભાઈની આ કૉલેજના તેજસ્વી વિદ્યાર્થી હતા. ડી. એ. એસ. એફ. થઈને અત્રે કૉલેજમા જ અધ્યાપક તરીકે કામ કરે છે. ઉપરાંત પોતાની સ્વતંત્ર પ્રેક્ટીશ પણ કરે છે. હાલ તો તેમની કાવ્યશક્તિ જાણે કરમાઈ ગઈ છે પણ પોતાના અભ્યાસકાળ દરમિયાન બાપાલાલભાઈને આપેલી અંજલિ અત્રે રજૂ કરવામા આવી છે

(શાર્દૂલવિક્રીડીત)

આયુર્વેદનુ બીજ વાવ્યુ ઋષિએ
સીંચ્યુ તમો વારિએ,
કિન્તુ છોડ ફળો તમે જતનથી
સંવર્ધી નિત્યે રહ્યા,
નિષ્ઠા સાચી હાર્દ, અથાક શ્રમ ને
અભ્યાસવૃત્તિ થકી,
થારો છોડ વિશાળ વૃક્ષ વટનુ
શાંતિ સદા અર્પતું.

—તરુણ પાઠક

# યોગ અને આયુર્વેદનું પુનર્મિલન

કેસરલાલ દીક્ષિત

શ્રીયુત દીક્ષિતભાઈ પોંડીચરી આશ્રમના ઘણા જૂના અન્તેવાસી અને માતાજીના પરમભક્ત છે. પુરાણી મંડળના કોમ્યુનના તેઓ વડીલ સભ્ય હતા. તેમની ઓળખાણ માટે બાપાલાલભાઈએ અંબુભાઈ પુરાણીની ષષ્ટિપૂર્તિના અભિનંદન ગ્રંથમા લખેલ લેખ વાંચવાની ભલામણ કરીએ છીએ. પ્રગટ અને ગુપ્ત રીતે બાપાલાલભાઈ માટે તેમના દિલમાં કેવા સકારણ ઉમળકા ભરે છે તે આ લેખ વાચનાં સમજાશે.

વ્યક્તિ અને સમૂહોની કાળક્રમે ચડતી પડતી થયા કરે છે. તે પ્રમાણે ભારતનાં પણ લગભગ છેલ્લાં હજાર વર્ષ ભારે અવનતિમાં પસાર થયાં ત્યાર પછી દેશની દશા વળી. દેશમા સ્વાર્થી, અજ્ઞાની, નિર્માલ્ય લોકને બદલે સ્વાર્થત્યાગી, દેશપ્રેમી, પ્રકાશપ્રેમી અને તેજસ્વી સ્ત્રી-પુરુષો જન્મવા અને જીવવા લાગ્યા. ભારતને ઉન્નત, સ્વતંત્ર, જ્ઞાન અને શક્તિસંપન્ન કરવાને જીવન જીવવાની પ્રેરણાવાળાં બન્યાં. ગુજરાત પણ પ્રાણપ્રેરક જીવન જુવાળથી પ્લાવિત બન્યું અને તેના ફળરૂપે લોકમાં પુરાણી મંડળ તરીકે જાણીતું ઉછરતાં બાળકો અને યુવકોનું મંડળ જામ્યુ. આ મંડળનુ લક્ષ્ય દેશની ઉન્નતિ અને દેશનું સ્વાતંત્ર્ય હતું અને એ સાધ્યના સાધનરૂપે દેશ અને ગુજરાતની ઉછરતી પ્રજાની શારીરિક ઉન્નતિ અને તે માટે ઠેરઠેર અખાડાઓની સ્થાપના, મર્દાની રમતગમતનું પ્રચારકાર્ય, ગામડાંની ઉન્નતિનું કાર્ય, રાષ્ટ્રિય કેળવણીના પ્રચારનું કાર્ય, વગેરે વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવતી હતી.

વ્યાયામની પ્રવૃત્તિ અથવા અખાડાની પ્રવૃત્તિના ફળરૂપે અનેક આશાપ્રદ યુવાનો અને કિશોરોનો સંબંધ મંડળના મોવડીઓને થતો. વડોદરાના અખાડામાં સાંજના અનેક છોકરાઓ ભેગા થતા એમાં બે છોકરાઓ આવતા. એક બાપાલાલભાઈ અને તેમનો ભાણેજ. કેટલાય માસ લગી સાંજના આવતા એ છોકરાઓની છબી માનસપટ પર છપાયા કરી છે અને મંગલદાઈ છે. મંડળની વિશિષ્ટતા હતી બે વાતમાં. વડીલો પ્રત્યે સ્નેહ અને આદર અને મંડળના સંબંધમા આવનાર સર્વ તરફ પરસ્પરનો બંધુભાવ. એ સમયમાં બાપાલાલભાઈ હાઇસ્કૂલ અને કૉલેજના વિદ્યાર્થી બને છે અને કૉલેજનો અભ્યાસ અધૂરો મૂકી ગામડાઓમાં કામ કરવામા ઉપયોગી થવાય તે માટે વૈદકનો અભ્યાસ આરંભે છે અને ભરૂચમાં વસીને ઝાડેશ્વરમા, ઝાડેશ્વર આયુર્વેદિક દવાખાનાના વૈદરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી પાસે આયુર્વેદનો અને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ આરંભે છે. રોજ સવાર-સાંજ હાથમા લાઠી સાથે ભરૂચથી ઝાડેશ્વર અને ઝાડેશ્વરથી ભરૂચ જતા-આવતા અને સંસ્કૃત સાહિત્યનો રસ પીતા અને ચખાડતા બાપાલાલભાઈનું ચિત્ર અંતરપટ ઉપર અંકાયેલું છે. તે સમયમાં હું, બાપાલાલ, મૂળજીભાઈ તલાટી અને ગોપાળદાસ શાહ એમ ચાર જણા એક જ ઘરમાં રહેતા હતા.

અભ્યાસ પૂરો કરી બાપાલાલ હાંસોટમાં વૈદકનું કામ ચાલુ કરે છે. ત્યાર પછી જ્યારે એ હાંસોટમાં કામ કરતા હતા ત્યારે મંડળના કેટલાક ભાઈઓનો

હાંસોટમા મેળા થયેલો. તે વખતે ચાંદની રાતના દિવસમાં અમે બે જણ મેદાનમાં ફરવા નીકળ્યા. વાત કરતાં ભારતના ધાર્મિક ગ્રંથો અને તેના રચયિતા બ્રાહ્મણોની વાત નીકળી. બાપાલાલભાઈનું કહેવું એવું હતું કે એમાં કેટલીક બાબતો એવી છે જે બુદ્ધિને સાચી લાગે નહિ અને શ્રદ્ધા બેસે નહિ. મેં જવાબમાં એવું કાંઈક કહેલું કે ધાર્મિક ગ્રંથોની મુખ્ય અને ગૌણ બાબતોનો ભેદ કરવો અને મુખ્ય વસ્તુની કસોટી કરી તેના સત્યનું પારખું કરવું. ભાગવત જેવા ગ્રંથની મુખ્ય વાત શું ? કે ભગવાન છે, તે મળી શકે છે; તેના મય જીવન શકય છે. ભગવાન મેળવવાના સાધનોમાં ભક્તિ એક મોટું સાધન છે. આ વાતોનું પારખું કરી ગ્રંથના મહત્ત્વનું અને તેના કર્તાનો તોલ કરવો ઘટે.

ત્યાર પછી એમણે ભરુચ–સૂરત કર્યું અને ૩૦–૪૦, વર્ષના ગાળાની જ્ઞાન અને કર્મસાધના વડે સૂરતનું દવાખાનું ખીલવ્યુ, કૉલેજ ખીલવી અને આયુર્વેદ જગતમાં પોતાના સાથીઓમાં પ્રિય અને આદરપાત્ર બન્યા. અને મે, થોડો આમતેમ આથડયા પછી પોંડીચરી આશ્રમમાં આશ્રય લીધો. એ દરમિયાન જેમ કેટલીક નદીઓના પ્રવાહ ચોમાસા સિવાયની અન્ય ઋતુઓમાં રેતીના પટ નીચે ઊતરી ગુપ્ત પ્રવાહ બની જાય છે તેમ અમારો સ્નેહ અને સહકર્મનો પ્રવાહ આંતર કે ગુપ્ત વહેણરૂપ બની વહે રહ્યો હતો. તે બેચાર વર્ષ ઉપર એક સુભગ દિવસે બાપાલાલભાઈ પોંડીચરી, આવ્યા અને અમે મળ્યા અને પેલા પ્રવાહની અસ્તિ બહાર આવી. કોણ મળ્યું ? યોગ અને આયુર્વેદના સંસ્પર્શની સૂચક એ મુલાકાત હતી અથવા આયુર્વેદને માતાજીના થઈ રહેલા સ્પર્શની આગાહી હતી ?

ફરી પાછો બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિનો પ્રસંગ જાગ્યો અને તે નિમિત્તે છપાવવાના સંસ્મરણ ગ્રંથમાં કાંઈ લખવાનું મને નિમંત્રણ મળ્યું. જ્યારથી હું આશ્રમના આયુર્વેદ વિભાગમાં કામ કરવા માટે જોડાયો છું અને શાંતારામભાઈ જોડે પત્રદ્વારા અને રૂબરૂમાં સંબંધ ઉઘડતો જાય છે તેમ તેમ જોડે જોડે બાપાલાલભાઈ માટે ઉમળકા ઉઠયા જ કરે છે. આ પ્રસંગને અનુલક્ષીને એક વડીલ સ્નેહી અને હિતચિંતક તરીકે બાપાલાલભાઈનું દીર્ઘાયુષ્ય અને આયુર્વેદ માટે તેમણે જે ભેખ લીધો છે અને ઘણી ખંત અને ઉત્સાહથી તેના ઉત્કર્ષ માટે પ્રયત્ન કર્યો છે તે પ્રયત્ન માટેના ખંત અને ઉત્સાહ હવે પછીનાં વર્ષોમાં અનેકઘણાં વૃદ્ધિગત થાય એવું ઇચ્છું છું.

અને મારા જેવા આયુર્વેદના સંબંધમા નવાસવા આવનાર અને જેના જીવનમાં આયુર્વેદની સેવા કરવાનો અથવા આયુર્વેદ દ્વારા ભગવાનની સેવા કરવાનો પ્રસંગ ઉભો થયો છે તેને એમની સાથેનો સ્નેહસંબંધ આ સેવામા સહાયકારક થાવ.

જે મંડળમાં તેઓ ભાઈબંધી ધરાવે છે અને જે મંડળ એક સંસ્થા નથી પણ ભાઈ–બંધી છે તેમ જ જેણે દેશની ઉન્નતિ અને દેશની સ્વતંત્રતા માટે દેશમાં સંસ્થામાં રહી ભાઈબંધીથી કામ ચલાવ્યું છે, તેમાં પોતાનાથી બનતો સઘળો સહકાર આપવા છતાં પોતાનું નોખું વ્યક્તિત્વ જાળવ્યું છે તે મંડળનું લક્ષ્ય શું છે ? તેનું લક્ષ્ય શું હતું અને છે ? ઉછરતી પ્રજાનાં શરીરની ખિલવણી, સુદૃઢતા અને મર્દાનિયતતા, ગામડાંની ઉન્નતિ, વ્યાપાર ધંધાની ખિલવણી, દેશની પ્રજાની કેળવણીનું નવસર્જન, દેશનું રાજકીય સ્વાતંત્ર્ય, દેશની સર્વતોમુખ ઉન્નતિ એથી આગળ વધી શ્રી અરવિંદની જીવનદષ્ટિવાળું જીવન. જીવનના સર્વ પ્રદેશને આશ્લેષતી આધ્યાત્મિકતાવાળું જીવન જીવવું અને અન્યને જીવવાનું બતાવવું, આયુર્વેદ પરત્વે યોગ પ્રકાશથી ઉજાળેલા આયુર્વેદના પુનર્જીવનનો પ્રયત્ન કરવો પણ એમા સમાવિષ્ટ છે.

આ ષષ્ટિપૂર્તિના ઉત્સવ પ્રસંગે એ સત્ય આપણ સર્વને વધુ સુસ્પષ્ટ થાવ અને તદનુસાર આપણું જીવન અને કર્મ ઘડવાનો નિશ્ચય પ્રબળ બનો અને એની સફળતા માટે માની કૃપા ઉતરો એ જ પ્રાર્થના.

# ઝનૂન વિનાના વૈદ

ડૉ. ચંદુલાલ મ. દેસાઈ

ગુજરાતના આ છોટા સરદાર ૮૧ વર્ષની ઉંમરે પણ જુવાનને શરમાવે તેવું જોમ ધરાવે છે. તેઓ કવિ છે તે ઘણા ઓછાને ખબર હશે. દેશ માટેનો વિરલ ત્યાગ, ફકીરીની મસ્તી અને બાળકની નિર્દોષતા જોવાં હોય તો ચંદુભાઈ પાસે જાવ.

બાપાલાલભાઈનો પરિચય મને ૧૯૨૧ માં થયો. એ વૈદ છે માટે નહીં પરન્તુ કૉંગ્રેસના એક કાર્યકર્તા તરીકે એ સમયે તે હાંસોટમાં હતા. અને વૈદ તરીકે પણ આખાયે વિભાગમાં તેમણે પ્રતિષ્ઠા ઘણી સારી જમાવી હતી. ગામડે ગામડે એમને સારી ઓળખાણ હતી. અને એ સમયના સંબંધો આજે પણ ટકી રહ્યા છે. કારણ કે તેઓ હવે સુરતમાં છે. જેવા મેં એમને પહેલી વાર જોયા ત્યારથી મારા ઉપર એમને માટે સારી અને ઊંડી છાપ પડી છે. એમની ઉત્સાહભરી વાણી, સરળ નિર્દોષ આધ્યાત્મિકતા ભરેલી આંખો તેમ જ શબ્દે શબ્દે નિતરતી વિદ્વત્તાએ મારું મન એમના તરફ ખેંચ્યું. આ તો ૪૦ વર્ષ પહેલાંની વાત છે. અને એ સમયે તેઓ ભરજુવાનીમાં હતા. છતાંયે એક વૈદ તરીકે એમણે સારી નામના મેળવી હતી. દેશભક્ત તો હતા જ અને તેથી જ હાંસોટમાં વસ્યા હતા. મૂળ પંચમહાલના વતની. પુરાણી મંડળના એક સભ્ય તરીકે એમને હાંસોટમાં મુકામ નાખવાનું કહેવામાં આવ્યું અને આ કાર્યક્ષેત્ર એમણે અંતઃકરણપૂર્વક સારી રીતે ઉપાડી લીધું. એટલે સુધી કે હાંસોટ મહાલની બહાર એ દૂર દૂર સુધી જાણીતા થયા. ખુદ ભરૂચ શહેરમાં પણ હાંસોટ રહેવા છતાં પણ વૈદ તરીકે એમણે સારી નામના મેળવી હતી. પછીથી એ ભરૂચ આવ્યા અને ત્યાંથી સુરતમા આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ તરીકે ખાસ માગણી થવાથી અહીંના કેટલાક મિત્રોએ સુરત મોકલ્યા.

આયુર્વેદ ઉપર એમને બહુ પ્રીત છે. આયુર્વેદનાં ગુણગાન ગાતાં એ કદીયે થાકતા નથી. વૈદકને લગતાં એમણે કેટલાંક પ્રશંસનીય પુસ્તકો લખ્યાં છે. જે સમસ્ત ગુજરાતમાં તેમ જ ગુજરાતની બહાર જ્યાં જ્યાં ગુજરાતી વસે છે ત્યાં હમેશાં વખણાતાં રહ્યાં છે. ગુજરાતની બહાર પણ એટલે સુધી જાણીતા છે કે એમને વૈદ તરીકે બહારથી "કૉલ" આવે છે. આમ છતા પણ એ આયુર્વેદના "ફૅનેટીક" નથી. એ એમ માને છે કે આયુર્વેદ અંગે હજી ઘણી શોધખોળ કરવાની બાકી છે. આયુર્વેદ ઉપર એમને વહાલ છે છતાંયે અંધશ્રદ્ધાળુ નથી. હાલના જમાનાની નવી શોધખોળોની કિંમત તેઓ પૂરેપૂરી સમજે છે. કરીઆતુ તાવ ઉપર બહુ સારી અસર કરે છે એ બધાં જાણે છે. છતાંયે તાવ ક્વીનાઈનથી તરત ઊતરી શકે એમ લાગતું હોય તો એ આપતાં અચકાતા નથી. દરદીને જલદીથી આરામ થાય એ પોતાનું મુખ્ય કર્તવ્ય સમજે છે. એમની સાથે મેં ઘણી વાર વાત

એવા વૈદોની ખબર છે જે શુદ્ધની જ વાતો કરે છે છતાંયે પોતે જ્યારે માદા પડે છે ત્યારે એલોપથીનો ઉપયોગ કરતાં જરાય અચકાતા નથી. મને આ દંભ લાગે છે. પરિણામે લોકો દાંભિકના પારખી જાય છે. હું પોતે આયુર્વેદમાં ઘણો રસ ધરાવું છું. એક એક આયુર્વેદની શોધથી મારું હૃદય પુલકિત થાય છે. પણ તેથી બીજી સારી ઔષધિઓને ઉતારી પાડવાને હું તૈયાર નથી. એલોપથીવાળા પણ કેટલાક આયુર્વેદને વિના સમજે ભાંડતા અચકાતા નથી. એ પણ પોતાને માટે ખાસ જરૂર લાગતાં આયુર્વેદની કે એલોપથી સિવાયની દવાઓ વાપરતા અચકાતા નથી. શુદ્ધ આયુર્વેદવાળાનું એક જાતનુ ઝનૂનીપણું (ફેનેટીઝમ) છે તેવું જ આ લોકનુ છે.

હું જ્યારે નાનો હતો અને કોલેજમાં હતો ત્યારે મેં સુદર્શનચૂર્ણ ઘરમાં બનાવેલું. હું કાંઈ તે વખતે વૈદકનો અભ્યાસ કરતો નહોતો છતાંયે મને ઉપયોગિતા લાગેલી. વાગભટ્ટ વગેરેનાં નામને હું પહેલેથી જાણું છું. આયુર્વેદનું એક નાનું પુસ્તક કવિતામા લખાયેલું લોલીમ્બરાજ વૈદનું છે તે મેં વાંચ્યું અને તેમા નાડી-પરીક્ષા વિષે વૈદરાજ લોલીમ્બરાજે જે લખ્યુ છે તેમાં મને કેટલુંક સત્ય લાગ્યું છે.

હું જ્યારે કોલેજમાં હતો ત્યારે મને ક્ષય લાગુ પડયો. તે વખતે મારા પિતા એક જાણીતા ડૉક્ટર હતા. તેમના એક ખાસ મિત્ર પ્રખ્યાત ડૉ. સોલોમન એરૂલકર જે ઇંગ્લાંડમાં ડરહમ યુનિ. માં અભ્યાસ કરી આવ્યા હતા તેમણે સુવર્ણ વસંત માલતી ખાસ વૈદ્ય પાસે તૈયાર કરાવી મને આપી. અને એનાથી ફાયદો પણ થયો હતો. પણ હવે એલોપથીમાં વધારે શોધખોળ થયા પછી એનાથી પણ વધારે અસર કરતી દવાઓ નીકળી છે. તો પછી જે દર્દી આપણી પાસે પૂર્ણ વિશ્વાસથી પોતાના રોગ મટાડવા માટે ખાસ આવે છે તેને જલદી અસર કરે તેવી દવા કેમ ન આપવી ?

ડૉક્ટર કે વૈદ એની પ્રથમ ફરજ દર્દ મટાડવાની છે; નહીં કે ઝનૂન બતાવવાની.

મારા મિત્ર બાપાલાલભાઈને કોઈ પણ જાતના ઝનૂનીપણામાથી બહાર રહેવા માટે ખરેખર અભિનંદન આપું છું. એ સારા અભ્યાસી છે. સંસ્કૃત ઘણું સારું જાણે છે. કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં પુસ્તકોનો એમણે ઊંડો અભ્યાસ કર્યો છે. આયુર્વેદવાળાએ જો એ પોતાના વિષયમાં નિષ્ણાત થવા માગતા હોય તો તેણે સંસ્કૃત જાણવું જોઈએ. સૂંઠનો ગાંગડો લઈને વૈદરાજ કહેવડાવવાની જે પ્રથા છે તે આયુર્વેદને નુકસાનકારક છે. મૂળ સંસ્કૃતમાં ચરકસુશ્રુત વાગભટ્ટનો આ લોકો સારો અભ્યાસ કરી શકતા નથી.

બાપાલાલભાઈ પોતે કેવળ શુદ્ધ આયુર્વેદની વાત નથી કરતા. કારણ કે બીજી વૈદકીય પદ્ધતિઓ સમજે છે. બાયોકેમિક દવાઓ પણ કેટલીક સારી અસરો કરે છે. એ પણ મારા જાતઅનુભવથી કહું છું. તેવુ જ હોમીઓપથીનુ છે.

બાપાલાલભાઈને એમનાં ૬૦ વર્ષ પૂરાં થવાં માટે ખરેજ અભિનંદન આપું છું અને ઇચ્છું છું કે હાલમાં મારી ઉંમર જે ૮૧ વર્ષની છે તેનાથી યે આગળ વધીને ૧૦૦ વર્ષ તેઓ પૂરા કરે.

---

## અગસ્ત્ય હરીતકી

अगस्त्य हरीतकी નામનો પ્રખ્યાત યોગ કાસચિકિત્સામાં ચરકે આપેલો છે. પ્રત્યેક શ્વાસ રોગીએ આ દવાનું સેવન રોજ કરવા જેવું છે. આમાં હરડે સાથે લગભગ તમામ કાસહર દવાઓ આવી જાય છે. શ્વાસ પંથની વિશુદ્ધિ રાખવામા આ પાક ઉપયોગી છે દમવાળાએ એકાદ વખત આ દવા રોજ લેવી હિતાવહ છે.

# આપણા બાપાલાલ વૈદ્ય

પૂજાલાલ

ગોધરામાં જન્મેલા ભાઈ પૂજાલાલ હવે તો ગુજરાતમાં 'ભક્તકવિ પૂજાલાલ' તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે. વર્ષોથી તેઓ પોંડીચેરી શ્રી. અરવિંદ આશ્રમના અન્તેવાસી છે અને માતાજીના તેઓ પરમભક્ત બની ગયા છે જીવના જાગતા દેવતાના આ "દાસ" **તેમની** "પૂજા" સિવાય હવે કશી પ્રવૃત્તિ કરવા રાજી નથી. નિત્ય નૂતન કાવ્યસુમનો શ્રી ચરણારવિંદે ધરવાં એજ એમની એકમાત્ર પ્રવૃત્તિ બની રહી છે.

આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ આયુર્વેદનો ને આયુર્વેદને અંગે વનસ્પતિશાસ્ત્રનો સર્વતોભદ્ર ઊંડો અભ્યાસ કરી, તેના મોંઘા ને મીઠા મત્ફલ ગુજરાતને ચરણે ધરનાર શ્રી બાપાલાલ વૈદ્ય, એકલા ગુજરાતના જ નહિ પરંતુ હિંદભરના આયુર્વેદિક સમાજમા જે આદરમાન પામતા રહ્યા છે તે એકમાત્ર તેમની પ્રતિભાજન્ય અધિકારિતાને જ કારણે છે એમ કહીએ તો તેમાં કશું જ વધારે પડતું નથી. આ અસામાન્ય યશસ્વી સિદ્ધિના મૂળમા આયુર્વેદના આદ્યદ્રષ્ટાઓ અને આચાર્યો પ્રતિની એમની ભક્તિ અને પોતાને પક્ષે અથાક ઉત્સાહભરી આરાધના રહેલા છે, એ તો એમની જીવન–સાધનાના જાણકારોને જણાવવાની જરૂર રહેતી નથી. પ્રેમ હોય, સંકલ્પ હોય, સેવાની ભાવના હોય ને શ્રમસહિષ્ણુતા હોય તો માણસ કેટલું કેટલુ સાધી શકે છે, એનુ જીવંત દૃષ્ટાંત જોવુ હોય તો સૂરતની આયુર્વેદિક કોલેજના પ્રિન્સિપાલ શ્રી. બાપાલાલભાઈનો સમાગમ સાધી પ્રત્યક્ષ કરી જોવું.

બંગભંગના ઉદ્દામ આન્દોલનથી જાગી ઊઠેલા ને દેશની મુક્તિને માટે મરી ફીટવાની તૈયારી રાખી દેશોદ્ધારની અનેકવિધ પ્રવૃત્તિઓ આરંભવાની ઉત્કટ ભાવના સેવનાર કેટલાક સહૃદય સ્વદેશપ્રેમી શૂરવીર યુવકોનું, ને તેમને પીઠબળ પૂરુ પાડનાર એવા જ સ્વદેશપ્રેમી પ્રૌઢોનું એક મંડળ વડોદરા કેન્દ્રે અસ્તિત્વમા આવ્યુ. તેમા બીજી હરોળમા શ્રી. બાપાલાલભાઈ સૈનિકની શિસ્ત સ્વીકારી સામેલ થઈ ગયા ને મંડળની વિચારણાઓને અંતે આયુર્વેદમા પારંગત થઈ, તે દ્વારા સ્વદેશને સેવા સમર્પવાને વ્રતબદ્ધ ને કટિબદ્ધ થઈ કામે વળગી ગયા. અખૂટ ખંત, અણુશમ્યો ઉત્સાહ ને પ્રબળ પરિશ્રમ સેવી એમણે પોતાનું વૈદકીય શિક્ષણ પૂર્ણાહુતિએ પહોચાડયુ ને વિલંબ વિના સેવાયજ્ઞમા આહુતિરૂપ બનાવી દીધુ. આ પરિણતિની પાછળ એમણે જે તપસ્યાનુ અવલંબન લીધું હતુ તે બાબત બીજા ઘણાઓએ લખેલું હશે, તેથી અહીં તો તેનો ઉલ્લેખ માત્ર કરી મારે અંગત દૃષ્ટિએ જે કહેવાનું છે તે કહીશ.

૧૯૧૭–૧૮ ના અરસામા નડિયાદ ગામે પૂ. શ્રી. અંબુભાઈએ મંડળના આદેશ અનુસાર અખાડાની શરૂઆત કરી, ત્યારથી હુ તેમા જોડાયો હતો ને ધીરે ધીરે એમની ને એમના મંડળની પ્રવૃત્તિઓથી ને પ્રવૃત્તિ પાછળની વ્યક્તિથી પરિચિત થવા લાગ્યો હતો. એ વખતે જે વ્રતચારી સેવકોના સ્મરણીય નામ સાભળ્યાં હતા તેમા શ્રી. બાપાલાલના નામે, અમો ઉભય એક જ પંચમહાલ જિલ્લાના હોઈ, વધારે મમતા જગાડી હતી. પછી ય જ્યારે હું કોલેજમા

ભણવા માટે બે અઢી વરસ અમદાવાદ ગયો ત્યારે ત્યાંય આયુર્વેદ ઔષધાલયના કાર્યમાં નિરત શ્રી. બાપાલાલભાઈનાં ગુણગાન સાંભળવાનાં મળતાં ને હું મનમાં ને મનમાં મલકાતો.

કૉલેજનો અભ્યાસ અધૂરો મૂકી હું અમદાવાદથી ભરૂચ આવ્યો ને ત્યા હાંસોટ ગામમાં આયુર્વેદનો અડ્ડો જમાવી બેઠેલા બાપાલાલના પ્રસંગમા આવવાના અવસરો જેમ જેમ ઉપસ્થિત થતા ગયા તેમ તેમ તેમનો લાભ પણ હું અચૂક લેવા લાગ્યો.

ભરૂચ પછીનુ સ્ટેશન અંકલેશ્વર ને ત્યાથી મંડળના અન્ય સુરબ્બી કાર્યકર્તા શ્રી. જશવંતરાય જોષીને હસ્તક સજોદ ગામે ચાલતો કૃષિવ્યવસાય ને એના દ્વારા લોકસેવા કરવાનો સ્તુત્ય પ્રયાસ પ્રત્યક્ષ કરવાનો લાભ વારંવાર લેવાને હું લલચાતો; ને સજોદ જાઉં તો ત્યાંથી થોડા માઇલ જ દૂર હાંસોટ ગયા વિના કેમ રહેવાય? સજોદથી હું હાંસોટ જતો જ ને ત્યાં શાંત ને સ્વસ્થભાવે નિષ્કામ સેવા કરી રહેલા બાપાલાલભાઈની મનોમોહક મીઠી મહેમાનગીરી માણવાનો લહાવો ને સાથે સાથે મંડળના બીજા ઉછરતા સેવકોનો સમાગમ સાધવાની મોજ એવી તો લેતો કે જે આજે ચાળીસ વરસ પછી પણ એ વિચારની સાથે સજીવન સ્વરૂપે સામે ખડી થઈ જાય છે.

કોઈવાર બળદગાડી તો કોઈવાર પગગાડીની સહાયથી આમ હાંસોટની યાત્રા કરવામાં જે આનંદ આવતો તેનું વર્ણન કરવાને બદલે અનુભવ કરવો જ મને તો ગમે. સત્સંગ તો થતો જ પરંતુ સાથે સાથે જે રસની રેલમછેલ થતી તેના સંસ્મરણો ખૂટાડ્યાં ખૂટે તેમ નથી. આવા આનંદધામમાથી પાછા ફરતાં કેટલી સાતપાચ થતી હશે તેની તો કલ્પના જ કરી લેવી.

ચાળીસેક વર્ષો પહેલાની આ વાતોની વિગતો વિસરાઈ ગઈ હોય એ સંભવ છે, પરંતુ હાંસોટમાનું અમારા વૈદરાજનું એક શેરી આગળનું માળ વગરનું નાનકડું છતાં સ્વચ્છ ને સુઘડ ઘર, એમનું એવું જ નાનકડું છતાં જરૂરી સર્વે ઔષધિઓથી સજ્જ દવાખાનું ને પાછલા ભાગમાં આવેલી પાકશાળા ઠીક ઠીક યાદ આવે છે. સાદાઈની સુંદરતામાં ભાવની મધુરતા ભળતાં સોના ને સુગંધ જેવો જે સુમેળ જન્મે છે તે સુખાનુભવની જે લયસમાધિમાં આપોઆપ આરૂઢ થઈ જવાય છે તેમાં દિવસો ઉપર દિવસો પસાર થઈ જાય તોય ખબર ન પડે એ સ્વાભાવિક છે! પણ આ જગતમાં આવા સુખોને માટે ઝાઝો સમય મળતો નથી એ તો સૌ કોઈ જાણે જ છે. મારેય પાછા ફરવાના દિવસનું જોહુકમી ફરમાન આવતુ ત્યારે તેને માન આપ્યા સિવાય ચાલતું નહિ; પરંતુ આ પાછા ફરવાનું સાચું કહુ તો ખરેખરું આકરું થઈ પડતું.

હાંસોટમા બાપાલાલને ત્યાં ઘરમા ઘરનો બનીને હું રહેતો હતો કે બાપાલાલભાઈ મને ઘરનો બનાવીને રાખતા હતા તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પરંતુ એમના ઘરમાં હોઉં ત્યાં સુધી ઘર સાભરતું નહીં એ તો નિઃસંદેહ; અને એમનું ઘર એટલે રસશાળા–ઔષધિઓ માટેની, બલકે તેથીય કંઈક વધારે કાવ્યની. સંસ્કૃત સાહિત્યના પોતે મોટા ઉપાસક. એટલે જ્યારે એ મહાકવિઓની રસનિર્ઝરતી વાણીને રસનિર્ઝરતા કંઠથી મધુર સૂરે લલકારે ત્યારે અરસિકમાંયે રસિકતાનો સંચાર થવા માડે ને 'अरसिकेषु रसाभिनिवेदनं' વાળો શ્લોક તથ્ય ગુમાવી બેસે.

તે સમયે હું સ્વલ્પ સંસ્કૃત જાણતો હતો. શાળામા ભણ્યો હતો તેના કરતાં ભૂલ્યો હતો વધારે, તેમ છતાં સંસ્કૃત ભાષા ઉપર મારી પ્રીતિ તો હતી જ; એટલે બાપાલાલભાઈના શ્લોકપાઠના શ્રવણથી મારી એ પ્રીતિ બલવત્તર બનતી જતી. તેમાંય બાણશય્યા ઉપર સૂતેલા પિતામહ ભીષ્મે શ્રીકૃષ્ણની કરેલી સ્તુતિના એમના પાઠે તો મને સાચેસાચ મંત્રમુગ્ધ જેવો બનાવી દીધો હતો "इति मतिरुपकल्पिता वितृष्णा" થી શરૂ થતી એ સ્તુતિ ઉપર હું આજે પણ એટલો જ મુગ્ધ હોઉં તો તે શ્રી. બાપાલાલભાઈને આભારી છે એમ કબૂલ કર્યા વિના મારી કૃતજ્ઞતાને સંતોષ નહિ થાય.

પછી તો હુ પોંડિચેરી આ યો ને ૩૬-૩૭ વરસના લાબા ગાળા દરમિયાન એ અહી આ યા ત્યારે જ એમનો સમાગમ સાધી શકયો પરતુ એ અલ્પકાલીન સમાગમેય પૂર્વના સ્નિગ્ધ સ સ્મરણોને તાજા બનાવી દઈ મને જે આન દ આપ્યો હતો તેને દીર્ઘકાલીન બનાવવાનુ નિર્માણ ન હોવાથી અમારે એટલાથી જ સ તોષ માનવો પ ચો હતો છતાય એમના હૃદયમા જેમ અમે વિશિષ્ટ સ્થાન મેળવેલુ છે તેમ અમારા હૃદયમા પણ એ ધન્વન્તરિય નિત્યના નિવાસી બની બિરાજી રહેલા છે

સૌહાર્દે સ્નિગ્ધ સદ્ભાવી
અજરામર અતરે
રહે છે રાજતા નિત્ય
કાળનો કોળિયો કરી

આ ષષ્ટિપૂર્તિના પુણ્ય પ્રસ ગે અમારો આત્મા આન દિત ભાવે અભિનન્દનો આપી પ્રભુને પ્રાર્થના કરે છે કે શ્રી બાપાલાલભાઈની આવી બીજી ષષ્ટિપૂર્તિ આવો ને એમની પ્રતિભાનો પ્રસાદ દિનપ્રતિદિન વૃદ્ધિગત થતો રહી ગુજરાતની ને માનવજાતની સેવામા ઈશ્વરપ્રીત્યર્થે સમર્પાઓ !

---

## દાંતની સંભાળ

૧ રોજ તાજુ દાતણ કરવાનુ રાખો
૨ લીમડો, કણજી, બાવળ કે ખેર વડ વગેરેના દાતણો અવારનવાર કરવા
૩ દાતણના કૂચા સાથે સાદુ દ તમ જન ઘસવ
૪ મો સાફ કર્યા પછીથી તલના તેલનો મોટો કોગળો (गण्डूष) ભરીને ૧૦ મિનિટ સુધી મોમા ભરી રાખવો પછી કાઢી ના ખવો અને આગળી વડે દાત ઘસી કાઢી પાણીના કોગળા કરી નાખવા તેલના કોગળા કરનારના દાત મરતા સુધી નહિ બગડે
૫ પાનનો ડૂચો મોમા ન રાખશો બહુ પાન ન ખાવા ખાઈ ઊઠીને પાન ખાવા ઠીક છે
૬ સૂતી વખતે ઝીણી વાસની સળી વડે દાતમા ભરાયેલો કચરો બરાબર કાઢી નાખવો અને કોગળા કરી સૂવાની ટેવ રાખવી
૭ ચુઈંગ ગમ, ચોકલેટો સાકર, પીપરમીંટ વગેરે ખાધા પછી પાણીના કોગળા કરી કાઢવા આ ચીજો મોમા બહુ વખત રાખવી ઠીક નથી
૮ ચવાય એવી કઠણ ભાખરી ખ વાનુ રાખો અવારનવાર ચણા ખાઓ બહુ પોચી વસ્તુઓ ન ખાવી
૯ બાળકોને રોજ સવારમા તલ અગર તલસાકળી આપો તલમા કેલ્શીયમ પણ સારા પ્રમાણમા છે તેનાથી શરીરમા શકિત આવશે અને ચાવવાની ક્રિયામા દાત સુધરશે એક પ થ દો કાજ
૧૦ દાત બગડે એ પેટનો બગાડ સૂચવે છે
૧૧ દિવસમા ૩-૪ વાર દાત આગળી વડ ઘસી કાઢી પાણીના કોગળા કરવા
૧૨ યુકતાહાર (બેલેન્સ્ડ ડાયેટ) આવશ્યક છે રોજના ખોરાકમા ખનિજ ક્ષારો, વિટામિન વગેરે જવા જોઈએ
૧૩ દાત દાડમની કળી જેવા સ્વચ્છ, ચકચકિત હોવા જોઈએ નાનપણથી જ આપણા બાળકોને દાતણ બરાબર કરી, કોગળા ભરવાની ટેવ પાડવી જોઈએ
૧૪ ટુથ-બ્રશનો ઉપયોગ રોજ ન કરવો ૮-૧૦ દિવસે ઠીક છે
૧૫ તેલના કોગળા કરવાથી દાત હાલતા હશે તે મજબૂત થશે, દાત અંબાશે નહિ, મરતા સુધી દાત સારા રહેશે ડેન્ટીસ્ટોની જરૂર નહિ પડે

# શ્રી. બાપાલાલભાઈ (એક પરિચય રેખા)

સુન્દરમ્

ભરૂચ જિલ્લામાં આવેલા સરભોણના વતની ભાઈશ્રી ત્રિભુવન ગુજરાતના સર્વશ્રેષ્ઠ કવિ તરીકે 'સુન્દરમ્' નામે લબ્ધપ્રતિષ્ઠ છે. એઓશ્રી વર્ષોથી પોંડીચરી આશ્રમમાં નિવાસ કરે છે. હાલ તેઓ સોળ વર્ષોથી 'દક્ષિણા' ત્રિમાસિકના તંત્રી તરીકે પણ વિશેષ જાણીતા છે. એમનો પરિચય આપવો એટલે સૂરજને દીવો બતાવવા જેવું થાય.

શ્રી. બાપાલાલભાઈનાં સ્મરણો તાજાં કરું છું ત્યારે લગભગ ચાલીસ વર્ષ ઉપરના ભૂતકાળમાં પહોંચી જવાય છે. ભરૂચની શ્રી. છોટુભાઈ પુરાણીની રાષ્ટ્રીય શાળામાં ત્યારે હું વિનીતનો વિદ્યાર્થી હતો અને તેમના જ છાત્રાલયમાં રહેતો હતો અને બટુકનાથ વ્યાયામશાળામા વ્યાયામ કરવા જતો હતો. એ વખતે હાંસોટની વ્યાયામશાળા તરફથી આમંત્રણ આવ્યું. અને અમારું આખું છાત્રાલય અને વ્યાયામશાળા હાંસોટ જવા નીકળ્યાં. નદી પાર કરીને અમે બધાએ હાંસોટ પહોંચવાનો પગરસ્તો લીધો. ભરૂચથી હાંસોટ સુધીના એ બારેક માઈલ મારે માટે જરા મુશ્કેલ બન્યા, પણ એ ખેતરોમાથી પસાર થતા થતા અમે હાંસોટ પહોંચ્યા ત્યારે હાંસોટમાં અમારે માટે ઘણું ખુશનુમા વાતાવરણ હતું. અમે બેએક દિવસ ત્યાં રહ્યા. વ્યાયામશાળાનો ઉત્સવ જોયો, અને ત્યાર શ્રી. બાપાલાલભાઈનું નામ કાને પડ્યું.

હાંસોટમાં તેમનું દવાખાનું તો હતું જ, પણ એ ઉત્સવના દિવસોમાં દવાખાનું ઢંકાઈ ગયું હતું. થોડાક ખલદસ્તા અને દવાની શીશીઓ જેવું કાંઈક સહેજ જોએલું. પણ શ્રી. છોટુભાઈના એક ખાસ શિષ્ય અહીં છે, અને તે વૈદ્ય છે એ વાત ત્યારે મનમા બરાબર ઠસી ગયેલી.

પુરાણીબંધુઓની આસપાસ જે યુવક વર્ગ ભેગો થયો હતો તેમાં અનેક ક્ષેત્રોની અનેકવિધ વ્યક્તિઓ હતી. એમાંનો આ એક વૈદ્ય પણ છે, અને ઘણા હોશિયાર છે એમ પણ સાંભળેલું. આ પ્રસંગ પછી એમનો વિશેષ પરિચય ધીરે ધીરે થયો. હાંસોટમાં હું તો તદ્દન નાનો છોકરો અને બાપાલાલભાઈ તો ભારે પ્રવૃત્તિમગ્ન વ્યક્તિ એટલે એ સમૃદ્ધ સમારોહમાં એકમેકને અમારે મળવાની તક ઓછી હતી. એમનો ખાસ પરિચય તો 'પ્રસ્થાન' માસિકમાં એમના લેખો આવવા લાગ્યા અને વૈદક વિષેનાં તેમનાં પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યાં ત્યારે થયો. આ વિષય ઉપર આવી રીતે લખનાર એ પ્રથમ વૈદ હતા. આયુર્વેદની પ્રતિષ્ઠા તે વખતે વ્યાપક રૂપે બહુ ઓછી હતી. ગામડાંમાં ન છૂટકે કોઈ પડીકીઓ આપનાર માણસ મળી આવતું. શહેરોમાં તો સરકારી દવાખાનાં હોય અને કાને ભૂંગળી ઝુલાવનાર ડોક્ટરો હોય. બહુ માંદા પડાય ત્યારે હૉસ્પિટલમાં જવાનું થાય. એવે વખતે આયુર્વેદ એક જીવંત શક્તિ છે એવી આજની શિષ્ટ અને સંસ્કારી ભાષામાં બુદ્ધિપૂર્વક વાત કહેનાર શ્રી. બાપાલાલભાઈ પ્રથમ હતા.

અમે વિદ્યાપીઠમાં હતા ત્યારે શ્રીરામનારાયણ પાઠકે 'પ્રસ્થાન' શરૂ કર્યું અને ગાંધી સંસ્કારોમાં પોષાયેલા અમારે માટે બાપાલાલભાઈનાં વિધાનો જરા અ-રુ

રીતનાં અને આહ્લાદક પણ નીવડ્યાં. ગાંધીજી અસ્વાદવ્રત અને કઠોર સંયમિત જીવનની ઉપાસના કરવાનું કહેતા હતા ત્યારે આ વૈદરાજની ખોરાકમાં આરોગ્યની દષ્ટિએ મસાલા લેવા જોઈએ, મરચાં પેટને માટે મદદ રૂપ છે, પાન ખાઈ શકાય, એ પણ શરીર માટે ઇષ્ટ વસ્તુ છે, રસિકતાની રીતે પણ ઇષ્ટ છે, આવી આવી વાતો અમને બહુ આનંદ આપી ગયેલી. સંયમ અને આરોગ્યનો અમે પછી વ્યવહારુ મેળ કરી લીધેલો, અસ્વાદને ખાતર કે સ્વાદને ખાતર એવા કશા આગ્રહ વિના બધી આરોગ્યપ્રદ વાનીઓ અમે લેતા અને સ્વાદ અને અસ્વાદ ઉભયનો એકસરખો આસ્વાદ લેતા રહેતા હતા.

એ પછી તો શ્રી. બાપાલાલભાઈના હાથે ઘણું સાહિત્ય સરજાયું. એમના સંસ્કૃત સાહિત્યના અભ્યાસે, ખાસ કરીને તો કાલિદાસમાંથી અપનાવાયેલી એમની રસજ્ઞતાએ મને મુગ્ધ કર્યો. અને શ્રી છોટુભાઈ, શ્રી અંબુભાઈના વિદ્યાર્થી મિત્રમંડળમાં હું અને બાપાલાલભાઈ મિત્રો બની રહ્યા અને એકબીજાના ઘણા નિકટ સહવાસમાં આવ્યા. એમની આયુર્વેદ વિષેની પ્રત્યક્ષ સેવાએ અને લેખનપ્રવૃત્તિએ એમને ગુજરાતના જાહેર જીવનમાં એક આગવું સ્થાન કરી આપ્યું.

સુરતમાં આવીને શ્રી બાપાલાલભાઈએ આયુર્વેદ કૉલેજની સ્થાપના કરી અને 'ભિષગ્ભારતી' માસિક શરૂ કર્યું ત્યારથી તેમના જીવનનો ત્રીજો મહત્ત્વનો તબક્કો શરૂ થતો ગણાય. એમાં તેમની સંગઠન શક્તિ તથા પ્રજાહિતને માટે લડનાર એક નિર્ભીક સ્પષ્ટવક્તા કાર્યકર્તાની તીક્ષ્ણ શક્તિ વધુ ને વધુ પ્રગટ થતી ગઈ. ગુજરાતમાં તેમ જ હિંદભરમાં અત્યારે આયુર્વેદ જાહેર જીવનમાં જે સક્રિય બન્યો છે, અત્યારે અનેક વૈદરાજો અનેક રીતે આયુર્વેદની જે ઉપાસના કરે છે, લેખિની અને ખરલ ઉભયનો આશ્રય લઈ આયુર્વેદને જીવનમાં જે રીતે સક્રિય કરે છે એ બધાની ભૂમિકા ઊભી કરવામાં બાપાલાલભાઈનું કાર્ય મૂળ પાયાનું તથા મહત્ત્વનું છે. ઝંડુ ભટ્ટ જેવા મહા આયુર્વેદાચાર્યોથી આયુર્વેદની પરંપરા આમ તો અનેક રીતે જીવત રહેલી છે પણ તેને અર્વાચીન જીવન સાથે જાગૃત રીતે જોડી આપવાનું કામ તો શ્રી. બાપાલાલભાઈએ કર્યું છે એમ મારી છાપ છે.

અત્યારે અને ક્યારેય પણ જીવનનું કોઈ પણ ક્ષેત્ર સંઘર્ષ વિનાનું, વિકાસ માટેની ભગીરથ મથામણ વિનાનું રહેલું નથી. અને એ સંગ્રામમાં બાપાલાલભાઈનું કર્તવ્ય ઘણું જ વિશિષ્ટ છે. 'ભિષગ્ભારતી'નાં પાનામાં એમની કલમને મેં અનેક વિષયોની સાથે, વિચારો અને વ્યક્તિઓની સાથે, આયુર્વેદની તેમ જ જાહેર જીવનની હરેકવિધ પ્રવૃત્તિઓની સાથે સતત ક્રિયાશીલ જોઈ છે. એમણે ધીરગંભીર વિચારણા આપી છે, વેધક અને વિશદ ભાષામાં સંવાદો અને વિવાદો ખેડ્યા છે, દેખીતા અનિષ્ટ ઉપર તેમણે નિષ્ઠુર બનીને પ્રહારો ઝીંક્યા છે અને એમના લખાણમાં મને હમેશાં સત્યનો કોઈ ને કોઈ રણકાર દેખાયો છે.

આવી એમની સમૃદ્ધ જીવનગતિ ષષ્ટિના ઉંબરે પહોંચી છે એ મંગલ ઘટના છે અને તે પ્રસંગે તેમને મારી હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું

અમારી સાથેના સંબંધમાં રહીને, તેમજ તેમની પોતાની સ્વાધીન અભીપ્સાથી પણ તેઓ શ્રી અરવિંદના યોગના સાધક રહેલા છે અને એ રીતે આ પ્રકાશને પણ તેમણે પોતાના ચેતનામુકુરમાં ઝીલ્યો છે. આમ દરેક રીતે સુસમૃદ્ધ એવું એમનું જીવન પોતાની ચરિતાર્થતા તરફ જઈ રહ્યું છે અને જીવનમાત્રની વિધાત્રી મહાશક્તિ એમના જીવનને ઇષ્ટ ગંતવ્ય સ્થાને પહોંચાડશે જ એવી શ્રદ્ધા સાથે વિરમું છું.

---

# એક સન્મિત્ર–શ્રી. બાપાલાલભાઈ

ચંદ્રશંકર મ. ભટ્ટ
એમ. એલ. એ.

કોંગ્રેસના આ જોશીલા સેવક પાર્લમેન્ટના વર્ષો સુધી સભ્ય હતા. હાલ ગુજરાત વિધાન સભાના સભ્ય છે. પુરાણીમંડળના આ ભાઈનું તેજ જાણીતું છે. ખડતલ શરીર, સેવાભાવ, સાદાઈ, સંગઠનશક્તિ એટલે જ ચંદ્રશંકર. રાજકારણ પણ એમની માનીતી પ્રવૃત્તિ છે.

ગુજરાતમાં ત્યારે ગાંધીજીનું આગમન થઈ ચૂક્યું હતું. સને ૧૯૨૧ પછીથી કોંગ્રેસમાં સ્વરાજપાર્ટીએ સ્વ વિઠ્ઠલભાઈ પટેલ અને સ્વ. ચિત્તરંજનદાસની આગેવાની નીચે ધારાસભાઓમાં પ્રવેશ કરી સ્વરાજની લડત ત્યાં જ આપવી એવો નિર્ણય કર્યો ત્યારે કોંગ્રેસમાં બીજો પક્ષ હતો. તેણે ધારાસભાનો બહિષ્કાર પોકારીને એ ચાલુ રાખ્યો જેની સરદારી સ્વ. વલ્લભભાઈ પટેલે લીધી અને તે પક્ષ No Changers તરીકે ઓળખાયો. આ પક્ષે રચનાત્મક કામો કરવાનું નક્કી કરી દેશની સામાન્ય જનતાને સંગઠિત કરવાનું મહાભારત કામ ઉપાડ્યું. દેશભરમાં ઠેર ઠેર ખાદી આશ્રમો, વણાટશાળાઓ, ચર્મ ઉદ્યોગાલયો અને રાષ્ટ્રિયશાળાઓ જેવી સંસ્થાઓ હયાતિમાં આવી. તેવી એક સંસ્થા પંચમહાલ જિલ્લાના રામેસરા ગામમાં સ્થાપવામાં આવી, જેને રામેસરા આશ્રમ તરીકે લોકો ઓળખતા અને જેનું સંચાલન શ્રી. લક્ષ્મીદાસ આશર કરતા હતા. ત્યારે ગુજરાતમાં એ સંસ્થાની છાપ સારી હતી. અમે એ સંસ્થાની યાત્રાએ ઊપડ્યા. ત્યાં ગયા, આખો દિવસ રહ્યા અને સાંજે વળતી ગાડીમાં વડોદરા પાછા ફર્યા. ભરૂચ તરફ જવા માટેની ગાડીને હજી બે–ત્રણ કલાકની વાર હતી એટલે અમે લટાર મારવા માંડી ડાઉન પ્લેટફોર્મ પર! અમે ત્રણ જણ–ભાઈ ગણપતરામ ત્રિવેદી, ભાઈ બાપાલાલ અને હું–જ હતા. વરસાદ ઝરમર ઝરમર પડતો હતો. અમારા ત્રણમાંથી માત્ર બાપાલાલભાઈ પાસે જ છત્રી હતી બાકી તો બધાની પાસે કપડાંની બીજી જોડ પણ નહોતી અને જે કપડાં પહેરેલાં હતાં તે તો બધાં પલળી ગયાં હતાં એટલે એ પહેરેલાં કપડાને કચ્છ મારીને ઊંચે લઈ લીધેલાં હતાં. અધૂરામાં પૂરું પેલા ફકીરનીઓ બાંધે છે તેમ મેં હાથ-રૂમાલને માથે બાંધ્યો હતો. રાતના સાડાસાત વાગ્યા હશે, હું એક ખૂમચાવાળા પાસે જઈને ઊભો! હજી તો ભાવ પૂછું છું ત્યાં તો ખૂમચાવાળાને વહેમ ગયો કે હું કોઈ ચોર કે ગુંડો છું એટલે એણે મારી સાથે અળે તળે કરવા માંડી. વાત વધી ગઈ. બોલાચાલી સાંભળીને ભાઈ ગણપતરામ અને બાપાલાલ આવ્યા. પછી તો એકના ત્રણ થયા! ઉછળતું લોહી! કોણ કોનો વાંક જોવા ઊભો રહે! થઈ ગઈ હાથોહાથની મારામારી! પ્લેટફોર્મ પર ચેવડો અને ફરસાણ વેરાયાં; ચા ઢોળાઈ ગઈ. ખૂમચાવાળાની મદદે બીજા ખૂમચાવાળા અને વેન્ડર્સ આવી પહોંચ્યા. સ્ટેશનનો સ્ટાફ પણ આવ્યો. મામલો ગંભીર બની ગયો. વરસાદ પડેલો અને થોડો થોડો પડતો પણ હતો. એટલે એ મારામારીમાં પગની ઠોકર

મારીએ કે મૂમચા સાથે પેનો પડે અને ચેવડો સેવ, મમરા, ગાંઠીઆ સ્ટેશનના પ્લેટફૉર્મ પર ચારે બાજુએ વેરાઇ જ રહે કોઈને હાથે વાગ્યુ, કોઈકને પગે તો કોઈકને લમણામા ! દેખાવ સમરાંગણ જેવો થઇ ગયો પછી તો રેલવે પોલીસ આવી અમારી સામે ફરિયાદ થઈ કયી કલમ લગાડેલી તેનો તો ખ્યાલ નથી પરતુ ઉપરી અમલદારે ઑર્ડર આપ્યો કે ત્રણેને સ્ટેશન પરની પોલીસ લૉક-અપમા પૂરી દો અમારે મન આ બધી રમૂજ હતી કેમકે આમ લૉક-અપમા પૂરાવાનો કોઈ વખત જ નહીં આવેલો એટલે અમને થયુ કે હવે તો નાટક બરાબર ભજવાય હતા ત્યાથી તો પાછા લાવ્યા, વળી હવે બીજી કયી જેલ છે ? આ વાતચીત ચાલતી હતી તે દરમિયાન એક ભાઈ ઝાંપા આગળ થઈને પસાર થતા હતા તેમણે અમને જોયા અને બાપાલાલભાઈને પૂછ્યુ કે "તમે અહીં કેમ ?" અમે બધી હકીકત એમને કહી એમણે પોલીસને પણ પૂછી જોયુ હકીકત તો બન્નેની સરખી નીકળી પેલા ભાઈએ જમાદારને કહ્યુ કે 'આમને હુ ઓળખુ છુ ગૃહસ્થના છોકરાઓ છે, જુવાનો છે કંઈક થોડુક તોફાન કર્યું હશે પણ કલાક દોઢ કલાક અટકમા રાખ્યા છે એ જ સજા ગણી લો અને ગાડીમા જવા દો !" પેલા જમાદાર સાહેબ

આવા કિસ્સાઓ જીવનમાં ઠીક ઠીક થયા છે. અનુભવો પણ સારા પ્રમાણમાં થયા છે. વિદ્યાર્થી-જીવનમાં અને ત્યાર પછી પણ રાજકીય જીવનમાં સાથે રહીને ભાઈ બાપાલાલ સાથે આવા અનુભવો લીધા છે. ઘણા કિસ્સાઓમાં ભાઈ બાપાલાલ સાથે હોય જ! ભાવનાશીલ મન, ઊર્મિલવૃત્તિ, શરીરમાં તાકાત, ઉછરતી જુવાની, ઉછળતું લોહી અને નીડરતા આ બધા ગુણોને લીધે જો કે તોફાનો કરવાની વૃત્તિ નહીં છતાંયે કોઈ વખત ઉપર વર્ણવેલ જેવા ટીખળો અને તોફાનો કરવાનું મન થઈ જાય! પરિણામ ગમે તે આવતું પણ એમાં મઝા તો પડતી જ!

ભાઈ બાપાલાલની સાથે 'Love at first sight'–પ્રથમ દૃષ્ટિએ પ્રેમ કયારે થયો, એ પળ કે ક્ષણની કોઈ યાદ નથી પરન્તુ એક વાત યાદ આવે છે કે જ્યારે અમે સયાજી હાઇસ્કૂલમા ભણતા હતા ત્યારે એ દિવસોમા લગભગ દર શનિવારે વડોદરાના કમાટી બાગમાં મેદાની ભુલભુલામણી પાસે મેરી–ગો–રાઉન્ડના હીંચકા ખાવા માટે ભાદરવાના શ્રી. માધવસિંહ મકોડા, શ્રી. ઉદેસિંહ રાણા (જે પાછળથી ડી. એસ. પી. થયા), ભાઈ બાપાલાલ અને હું એટલા એકઠા થતા હતા. ત્યારે એ બાપાલાલ શાહ હતા અને પંચમહાલના સણસોલી ગામના વતની ને એમનાં બહેન શ્રીમતી ડાહીબહેનને ત્યાં રહેતા હતા અને ભણતા હતા. ત્યારે તો એ આયુર્વેદ લેશે, એલોપથી લેશે, એન્જિનિયર થશે કે શિક્ષક થશે એની કોઈ કલ્પનાજ નહોતી. પણ વખત જતાં શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામ શાળામાં અમે એકબીજાની વધારે નિકટ આવ્યા અને મિત્રો તરીકેની અમારી ગાંઠ મજબૂત બનવા લાગી. સાંજના વ્યાયામ શાળામાં એકઠા થઈએ. દંડ, બેઠક લગાવીએ. મલખંભ, લકડી કુસ્તી કરીએ. શનિવારે હરણી અને પીલોલની દોડ તથા રવિવારે રવિ વર્ગોમાં હાજરી આપવા માંડી. ત્યારથી અરસપરસ એક પ્રકારની ગાઢ ગાંઠ બંધાવા માંડી.

ભાઈશ્રી અંબુભાઈ પુરાણી રવિવારના વર્ગો લેતા. ચારિત્ર્યગઠન, માનસિક વિકાસ, વજ્રકાય શરીર, રાજકીય આંદોલનો અને ભારતની સ્વતંત્રતા માટેના પ્રયત્નોની તૈયારી રૂપે એ વર્ગો ચાલતા હતા. નિદાન ચાર પાંચ કલાક આ વર્ગો ચાલે. જુદા જુદા પ્રશ્નો ઉપર વાચન ચાલે, ચર્ચાઓ થાય. દેશભક્તોનાં જીવનચરિત્રો વંચાય, લોકમાન્ય તિલક, શ્રી. દાદાભાઈ નવરોજજી, શ્રી. ગોપાલકૃષ્ણ ગોખલે, સર ફીરોઝશાહ મહેતા, શ્રી. બિપિનચંદ્ર પાલ અને લાલા લજપતરાય એ તમામ વિષેની જીવનની જેટલી મેળવાય તેટલી હકીકતો મેળવી લેતા અને વાચતા. એમાંથી ઉષ્મા અને પ્રેરણા લેતા દક્ષિણ આફ્રિકાના ગિરમીટિયાના પ્રશ્નો પર પણ ઠીક ઠીક નુકતેચીની થતી. આ બધા વર્ગોમા છેવટ લગી ટકી રહેનાર અરધો ડઝન જુવાનોમાંના એક ભાઈ બાપાલાલ હતા. અમે સૌએ ભાઈશ્રી અંબુભાઈ અને ભાઈ દિનકર પંડયા વગેરે સામે હનુમાન સમક્ષ ભારતની સેવા કરવાની પ્રતિજ્ઞા લીધેલી.

સેવા કરવાનું વ્રત તો લીધું પણ કયા ક્ષેત્રમાં સેવા કરવી એને તો નક્કી કરવાનું હતું. કોઈ કે વ્યાયામ, કોઈ કે વિજ્ઞાન, કોઈ કે કૃષિ, કોઈકે વાણિજ્યનો કોઈ કે વૈદક–આવાં ક્ષેત્રો પરત્વે ધ્યાન દોરાયું. પરંતુ એ તમામ વિષયોના કેન્દ્રમાં ભારતમાતા એટલે ભારતની જનતા; લાખો અને કરોડો ભૂખ્યા, દીન, ગરીબની સેવા! સ્વામી શ્રી. વિવેકાનંદના શબ્દોમાં કહીએ તો દરિદ્રનારાયણની સેવા એજ અમારું ધ્યેય હતું. શ્રી. રામકૃષ્ણ પરમહંસ, સ્વામી શ્રી. રામતીર્થ અને શ્રી. વિવેકાનંદે શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામશાળાના સભ્યોના મન પર ખૂબ અસર પહોંચાડી હતી. એ મહાપુરુષોનાં વચનોમાંથી ઉષ્મા મેળવીને સૌએ સાથે નક્કી કર્યું કે જો ભારત માતાની સેવા કરવી હોય, એને શૃંખલામાંથી મુક્ત કરવી હોય તો ખડતલ શરીર જોઈએ, નિર્ભય બનવું જોઈએ, ચારિત્ર્ય અને સંસ્થાકીય સંગઠન જોઈએ. આ બધું પુરાણી મંડળમાંથી મળી રહ્યું હતું. શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામશાળા એક પ્રાણવાન સંસ્થા બની, એની શાખા પ્રશાખાઓ ગુજરાતમાં ઊભી થઈ. ગુજરાતની સેવા કરવા માટે સારો સરખો ફાલ એમાંથી ઉતર્યો.

સ્વ. છોટુભાઈ પુરાણીએ 'ગામડાંની ઉન્નતિ શી રીતે થાય?' એ નામની એક પત્રિકા લખી કાઢી.

એમાં સેવાનાં તમામ ક્ષેત્રોનો નિર્દેશ આવી જતો હતો. યોજના પણ હતી. બધાએ વાંચી, વિચારી અને નક્કી કર્યું કે એ દિશામાં કંઇક પ્રયત્નો કરવા. એમાંથી 'ગુજરાત સેવા મંડળ'નો જન્મ થયો. જેના સભ્યોમાંના એક ભાઈશ્રી બાપાલાલ હતા. એમણે સ્વ. છોટુભાઈની સલાહથી મુંબઈનો મેડીકલ કોર્સ છોડી દઈ ને ગામડામાં વસવા માટે, એમની સાથે ઓતપ્રોત થઈ તેમને જાગૃત કરવા માટે સતત સંપર્કનું સાધન વૈદું જ છે એ રીતે વિચાર કરી આયુર્વેદનો અભ્યાસ શરૂ કર્યો.

ભરૂચથી ત્રણ માઈલ દૂર પૂર્વમાં ઝાડેશ્વર છે. નાનકડું પણ સુંદર અને સુઘડ ગામ છે. ત્યાં આયુર્વેદ ઔષધાલય હતું આજે પણ છે. એ ઔષધાલયના વૈદ તરીકે સ્વ અમૃતલાલ પટ્ટણી ખ્યાતનામ વૈદ હતા. એમની પાસે આયુર્વેદનો અભ્યાસ શિષ્યસ્તેઽહં શાધિ મા ત્વાં પ્રપન્નમ્ થી શરૂ કર્યો. સવારના વહેલા ચાર વાગે ઉઠી જઈ ગુરુનાં બારણાં ખખડાવે, દસ વાગ્યા લગી આયુર્વેદનો અભ્યાસ કરે, ૧૧-૦૦ વાગે ભરૂચ આવે અને ત્યાં સ્વ. છોટુભાઈ પુરાણીએ નવી કાઢેલી The New English School મા શિક્ષક તરીકે કામ કરે. વળી પાછા સાંજના ગુરુને ઘેર ખલ ઘૂંટવા અને પડીકાં વાળવા પહોંચી જાય.

દાક્તર થવાને બદલે પડીકા વાળનાર વૈદ થવાનું નક્કી કર્યું એટલે પિતાએ એક પાઈ પણ મદદ નહીં કરવાનું કહેણ મોકલી આપ્યુ. The New English School માં તો માત્ર વીસ જ રૂપિયા મળતા હતા. એમાં ખાવું, પીવું, કપડાં અને પુસ્તકો વગેરેનો ખર્ચ કાઢવો અઘરું હતું. છતાં ભારતની જનતા પ્રત્યેની ભક્તિએ, આઝાદીની તમન્નાએ, આ સઘળા સંકટો વેઠવાની શક્તિ આપી. થોડોક વખત લીમડીમાં આવેલ ઔષધાલયમાં અનુભવ માટે ગયા. ત્યાંથી વળી ગુજરાતના ખ્યાતનામ સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી જે કચ્છના હતા તેમના હાથ નીચે વનસ્પતિશાસ્ત્રનું અધ્યયન કર્યું. આમ અભ્યાસની દૃષ્ટિએ આયુર્વેદ પર ઠીકઠીક પકડ જમાવી. પણ પછી શું? સેવાનું ક્ષેત્ર કયાં પસંદ કરવું?

સ્વ. છોટુભાઈ ભરૂચના વતની હોવાથી એમણે સૂચન કર્યું કે ભરૂચ જિલ્લામાં જ કાર્યકર્તાઓની જાળ પાથરી દેવી. ભાઈશ્રી યશવંતરાય જેષી બી. એજી. થયા. તે પણ ભરૂચ જિલ્લાના એટલે એમણે અંકલેશ્વર હાંસોટની બરાબર મધ્યમાં આવેલ સજોદ ગામમાં એક ખેતીવાડી ફાર્મ શરૂ કર્યું. અમેરિકાના બુકર-ટી-વૉશિંગ્ટનના ટસ્કેજી ફાર્મનો ત્યારે ખ્યાલ હતો. જુવાનો ફાર્મ પર આવે, ખેતી શીખે અને આનુષંગિક વિષયો જેવા કે સુથારી, લુહારી, કડીઆ-કામ વગેરે શીખી પારંગત થાય અને એ ફાર્મમાંથી એવી એકાદ મહાશાળા ઊભી થાય એવા ખ્યાલો તેમાં હતા.

વૈદું શરૂ કરવા માટે બાપાલાલભાઈ માટે હાંસોટ પસંદ કરવામાં આવ્યું. આમ ગાંધીજીના 'Back to the village' ના ખ્યાલને તેમણે આ સૂત્ર આપ્યું તે પહેલાં મૂર્ત સ્વરૂપ આપવાનું શરૂ થઈ ગયું.

હાંસોટ એ બાપાલાલભાઈ માટે કોયડો હતો. એમાં હિન્દુ અને મુસ્લિમની વસ્તી હતી. એ જમાનામાં હાંસોટના હિન્દુ ડરપોક અને મુસ્લિમ તોફાની-ઝનૂની! બન્ને વચ્ચે વૈમનસ્ય ચાલે. પરદેશી શાસનને લીધે વટાળ પ્રવૃત્તિ ત્યારે આખા હિન્દુસ્તાનમાં જોરથી ચાલતી હતી. એનો ચેપ ગુજરાતને પણ લાગ્યો. અને એનું નિવારણ કરવા, એને અટકાવવા આર્ય-સમાજીઓએ શુદ્ધિની ચળવળ શરૂ કરી. મુસ્લિમ તંઝીમ અને તબલીઘનો પ્રચાર કરતા હતા. ગુજરાતમાં પણ ઠીક ઠીક ધર્મણો શરૂ થયાં.

હોવા છતાં, કૌટુમ્બિક ભાવનાની રેશમની દોરીએ એ તમામ બંધાયેલ હતા. એકબીજા પ્રત્યે માન અને દરેકને પોતાનો સંપ્રદાય પાળવાની છૂટ! જબરજસ્તી કોઈ જગાએ નહીં. પરિણામે બાપાલાલભાઈના જીવનમાં અથવા કહો કે આખા કુટુંબના જીવનવ્યવહારમાં -આચરણમાં Life is a compromise-world is a compromise-એ સૂત્ર આચરવામા આવ્યું. આ 'compromise'ની કસોટીમાંથી એમને ડગલે ને પગલે પસાર થવું પડ્યું.

બાપાલાલભાઈને ડરપોક પ્રત્યે ભારે નફરત! બાયલા પ્રત્યે સહાનુભૂતિ ઠીક છે, પરંતુ દયા કે ઉદારતા તો અસ્થાને છે એવું કંઈક એ માને છે. બાયલી વાતોથી એ ભભૂકી ઊઠે! ત્યારે મર્દાનગીના ભારે પ્રશંસક. હાંસોટમાં જ્યારે હિન્દુ-મુસ્લિમ ઝઘડાએ તીવ્રરૂપ ધારણ કર્યું ત્યારે કમજોર પક્ષે એ અડીખમ ઊભા રહ્યા. એમને મુસ્લિમ પ્રત્યે વેર નહીં પણ સમાજમાં તોફાની અને ઝનૂની તત્ત્વો સમાજને નુકસાન કરનાર ને ભારતી સમાજને ખંડિત કરનારાં છે. એટલે એમને કાબૂમાં રાખવાં-એ પછી હિન્દુ હોય કે મુસ્લિમ-એવું એ માને છે. પરિણામે હાંસોટમા એમની સામે વંટોળ ઊભો થયો, જાનજોખમમાં હોવા જેવી પરિસ્થિતિ ઊભી થઈ. એમના વિરોધમાં કાવ્યો અને ગઝલો લખાઈ, ચકલેચૌટે ગવાઈ, સરઘસો કઢાયાં અને છેલ્લે છેલ્લે મહોર્રમના દિવસોમાં તાજિયાના સરઘસમાં છાજિયાં પણ લેવાયાં. છતાં એનો એજ અણનમ જુસ્સો! એ ઘણી વખત કહે કે Weak must go to the wall છતાં Never submit the Bully એ પણ એટલી જ મક્કમતાથી બોલે!

આવા સંજોગો હોવા છતાં અભ્યાસ, મનન અને વાચન ચાલુ. લેખન પ્રવૃત્તિ એટલીજ જોરમાં ચાલે. સ્મૃતિ સારી અને એકાગ્રવૃત્તિ વધારે. ત્યારે 'પંચકેશ' રાખેલા. કારણ તો ખબર નથી. પણ આવા ટુચકા પણ કરે જ, રાખે. જમવા બેસે તો કહે કે એક કોળાયો પચાસ વખત ચાવવો. અને એ ત્યારે બરાબર પચાસ વખત ચાવે. પરિણામે કોઈક વખત જાહેર જમણમાં જાય ત્યારે પતરાળાં ઉઠાવી લેનાર આવે ત્યાં સુધી એમનું સૂત્ર 'ખોરાકને પીવો અને પાણીને ખાવું" અમલમાં મૂકતા જ હોય. પતરાળું ખસતાં હાથ ધોઈને ઊઠી જવું પડે!

એ જન્મે વણિક છે, પણ કોઈ જ્યોતિષીએ કહેલું કે ગત જન્મમાં એ બ્રાહ્મણ હતા. એટલે આ જન્મે બ્રાહ્મણના તમામ લક્ષણો એમનામાં જોવા મળે છે. હિસાબ-કિતાબમાં પૂરેપૂરા ગણતરીબાજ, પરન્તુ અભ્યાસમાં, દાનમાં, વિદ્યા લેવા અને આપવામાં, ત્યાગ અને શૌર્યમાં પૂરા બ્રાહ્મણનાં લક્ષણો છે.

શ્રી. બાપાલાલભાઈ આયુર્વેદના અઠંગ અભ્યાસી છે. વનસ્પતિશાસ્ત્રના શોખીન છે. છતા આયુર્વેદમાં એમને કંઈક ઊણપ લાગ્યા જ કરે છે. એક વખતની આ વિદ્યાને સજીવન કરવી પડશે, સંશોધન કરવું પડશે અને આર્ય સંસ્કૃતિના ચોકઠામાં એને બેસતી કરવી પડશે એ ભગીરથ કામ છે. પણ પરદેશી વિદ્યા પ્રત્યે-એલોપથી માટે એટલું જ માન અને આદર! એ પણ વિકસિત વિજ્ઞાન છે, વિદ્યા છે; ઘણું લેવા જેવું-પચાવવા જેવું છે. લોકકલ્યાણનું સાધન છે; એમ એ માને છે. આયુર્વેદ એકલો અટૂલો પ્રયોગ નથી, કે નથી એ પડીકાં વાળવાનો ધંધો; તો નથી એ હાથે રેશમની દોરી બાંધી નાડપારખુ વૈદોની દંતકથાઓના ગપ્પાં. આયુર્વેદ તો જીવન જીવવાની કળાનું શાસ્ત્ર છે; એમાં ગપ્પાં કે દંતકથાઓને અવકાશ નથી. પણ એનો ઉદ્ધાર કરવા કોઈ ધન્વંતરિ જન્મવો જોઈએ; સંશોધનો કરવાં જોઈએ અને પછી લોકભોગ્ય બનાવવો જોઈએ. એ માને છે કે પૂર્વ અને પશ્ચિમના મિલનથી જેમ ભારતને ફાયદો થયો છે તેમ આયુર્વેદ અને એલોપથી એકબીજાની નજીક આવવાથી બંનેને ફાયદો થયો છે. અને કદાચ લેખકની સાથે બાપાલાલભાઈ સહમત થશે કે શસ્ત્રક્રિયામાં જ્યાં આયુર્વેદ હાથ ધોઈ નાખે છે ત્યાં એલોપથી શરૂ કરે છે અને મુખ વાટે દવા આપવામા જ્યાં એલોપથી હાથ ધોઈ નાખે છે ત્યાં આયુર્વેદ શરૂ કરે છે. અને સ્વ. સાક્ષર શ્રી. મણિલાલ નભુભાઈના શબ્દોમાં કહીએ તો કોઈ અઘટિત ઘટના પટિયસી માયાના અવર્ણ્ય અને અગણ્ય, અલૌકિક અને ચમત્કારિક સંજોગોમાં પૂર્વ અને પશ્ચિમનું મિલન થયું; તેવું જ મિલન

આયુર્વેદ અને એલોપથીનું થયું છે. બન્ને એકબીજાનાં પૂરક છે.

આયુર્વેદમાં જીવન જીવવાની કળા છે પરંતુ આયુર્વેદમાં બધુ જ છે એવું માનનારા અંધભક્તોમાંના એ નથી. એ માને છે કે આયુર્વેદને પણ પશ્ચિમની કસોટીએ ચડાવવો જોઈએ. આયુર્વેદે પોતાનો પરચો બનાવી આપવો જોઈએ. એ માટે ધન જોઈએ, વિદ્યાર્થી જોઈએ, પ્રયોગશાળા જોઈએ, સમય જોઈએ આમ થાય તો આયુર્વેદનો વાવટો દિગન્તમાં ફરકતો થઈ જાય!

સુરત નાઝર આયુર્વેદિક મહાવિદ્યાલયના પ્રિન્સિપાલ બન્યા પહેલા પણ એમણે આયુર્વેદ પ્રત્યે લોકોની અભિરુચિ જાગૃત કરી છે, લોકભોગ્ય બનાવવા પ્રયત્નો કર્યા છે. ઠીક ઠીક સંખ્યામાં પુસ્તકો લખ્યાં છે

શુદ્ધ રાષ્ટ્રવાદ ઉપર એમનું ઘડતર થયુ છે. ગુલામી હતી ત્યારે અને આજે પણ ભારતમાતા પ્રત્યેની ભક્તિ અણનમ! જનતાને દુખે દુઃખી અને સુખે સુખી થવાની તાલીમ એ પામેલ છે એટલે જનતા પર પોતાનાં દુષણોને લીધે, પ્રમાદ અને આળસને લીધે, પોતાની ભૂલોને લીધે જ્યારે જ્યારે આપત્તિઓ આવે છે, ત્યારે બાપાલાલભાઈ બહુજ અકળાય છે. ગાંધીજીના અનુયાયી તો નહીં પણ ભાગેભાર પ્રશંસક હોવા છતાં કડકમા કડક ટીકાકાર પણ એજ થઈ શકયા છે. છતાં દશકે દશકે લડાની સ્વતંત્રતાની લડતોમાં, મીઠાના સત્યાગ્રહોમાં, જેલ ભરતીમાં એ કોઈ દિવસ પાછા પડયા નથી. ત્યારે આયુર્વેદ કે પોતાનો ધંધો કે કુટુમ્બ કોઈની યે ચિંતા કર્યા સિવાય એમણે ઝંપલાવ્યે રાખ્યું છે. એમ માનીને કે 'યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે.'

એમના જીવનનાં બીજા પાસા પણ છે જ્ઞાન પિપાસા, યોગ જિજ્ઞાસા, અને પિતા તરીકે બાળકો પ્રત્યેનો પ્રેમ ઇત્યાદિ માટે આ સ્થાન પણ નથી અને સમય પણ નથી, તેથી આવા એક વિશ્વસનીય સન્મિત્રની ષષ્ટિપૂર્તિ વખતે પ્રભુ પ્રત્યે એટલી જ પ્રાર્થના કરીએ કે: शतं जीव शरद·

---

## તાવમાં શું કરશો?

૧ ખાવાની અરુચિ હોય તો ૧-૨ ઉપવાસ કરવા.
૨ ગરમ પાણી પીવુ. ગરમ પાણીથી પરસેવો અને પેશાબ સાફ આવી તાવ નરમાશે.
૩ શાંતિથી સૂઈ રહેવુ.
૪ તુલસી મરી વગેરેનો ઉકાળો પીવો.
૫ દસ્ત સાફ ન હોય તો ફકૂ કે સોનામુખી લઈ લેવા.
૬ રોજ સુદર્શન ચૂર્ણનો ફાંટ બનાવી પીવો.
૭ અરુચિ હોય ત્યાં સુધી લંઘન કરવું હિતાવહ છે.
૮ તાવ ઉતારવાની દવાઓ ન લેશો.
૯ કફનો તાવ હોય, શરદી હોય તો મોસંબીનો રસ ન લેવો.
૧૦ શરદીથી તાવ આવ્યો હોય તો નાકનુ પાણી બંધ ન થાય ત્યાં સુધી લંઘન જ કરવું.

# ભામાશાનો પોતરો

દિનકર પંડ્યા
B. Sc. (Agr.) (U. S. A.)

દિનકર પંડ્યા, બાપાલાલભાઈના પુરાણા સાથી અમેરિકા જઈ કૃષિનિષ્ણાત બની આવી ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમમાં જોડાયા હતા. ત્યાર પહેલાં પુરાણીમંડળના સજોદ ફાર્મ ઉપર કામ કરતા હતા. હરિપુરા કોંગ્રેસ વખતે અગત્યની જવાબદારી સ્વીકારી તેઓ સરદારશ્રીના ખાસ પ્રીતિપાત્ર બન્યા હતા. દાંડીકૂચ વખતે ગાંધીજીના એંસી સાથીઓ પૈકીના તેઓ એક હતા. હાલ દિનુભાઈ મલવાડામાં પોતાના ફાર્મ ઉપર જાતે જ ખેતી કરે છે. એમની ડિગ્રી ખેતીનુ કામ કરતા આડે નથી આવતી.

૧૯૧૨-૧૩ની એ વાત. પાંચ દાયકાના વહાણાં વાવાં અને ગયા પણ મિત્રતાના-બંધુભાવના-સંબંધની મીઠાશ મીઠી મધ જેવી રહી. સાકરના સ્વાદ કરતાં મધની મીઠાશ ઓર અને અનોખી-વધારે રુચિકર હોય છે. અતિ પરિચયે સંબંધને વધારે ગાઢ બનાવ્યો. અવજ્ઞા પલકી શકી નહિ. એક પણ વખત ઉંચા સાદે કે ઉના શ્વાસે બોલવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય તે સંબંધની પણ બલિહારી છે.

બંગભંગના જમાના પાછળનાં તાજેતરનાં વર્ષોમાં બાહ્ય શાન્તિ લાગતી હતી પરંતુ અંદરનો ખદબદાટ ચાલુ જ હતો. ભાવનાશીલ યુવાન પેઢીનો તનમનાટ-**restlessness**-શમ્યો નહોતો. છૂટાં છવાયાં છમકલાંમાં તે અવારનવાર પ્રદર્શિત થતો હતો. અરવિંદબાબુ અને બારીનબાબુની બંધુ-બેલડી તેમની ક્રાન્તિકારક વિચારધારા વહાવે રાખતી હતી અને કેસુડા રંગનો છંટકાવ કોઈ કોઈવાર દેખા દઈ ભારેલા અગ્નિને જીવંત રાખતો હતો. કેસુડા રંગ અને શોણિતના રંગના દેખાવમાં ભિન્નતા કરતાં સામ્યતાની માત્રા વધારે દેખાય જ છે.

આવા જમાનામાં પુરાણીના 'અખાડા'માં અમે કેટલાક નવસોહીઆ ભેગા થયા. વડોદરામાં કૉલેજ અને હાઈસ્કૂલમાં ભણતા કેટલાક વિદ્યાર્થીઓ છોટુભાઈ પુરાણી અને અંબુભાઈ પુરાણીની લક્ષ્મીનાથ વ્યાયામશાળા તરફ ખેંચાયા અને માણસપારખુ અંબુભાઈએ તેમને ત્યાં જકડી લીધા. વડોદરાની બીજી વ્યાયામશાળાઓ સાથે શારીરિક સ્પર્ધા અને રસાકસી ચાલ્યા કરે પણ પુરાણી ભાઈઓની વ્યાયામશાળામાં એક જુદું જ તત્ત્વ હતું અને તે એક પ્રકારની રાજકીય વિચારસરણીનું-પરદેશી સત્તાને ઉથલાવી પાડી પરદેશીઓને હાંકી કાઢી દેશમાં દેશની સત્તા સ્થાપવાનું. તેને માટે કોઈ પણ ભોગ આપવાની તૈયારીઓ ચાલતી હતી.

તે જમાનો "ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે" જેવાં ભજનીયાં ગાઈ ને પ્રચાર કરવાનો નહિ પણ છૂપી રીતે શિર સાટેના ખેલ ખેલવાનો હતો. અને તે ખેલ ખેલવા માટે બધીજ જાતની જોઈતી તૈયારીઓ કરવાનો હતો. શારીરિક શક્તિ ખીલવવી એ એક પ્રથમ પગથિયું હતું. તેની સાથે સાથે માનસિક

નિશ્ચયબળ તથા બૌદ્ધિક ભાથાં બાંધવાના હતા. લકડી-લાઠી અને કુસ્તી મલખંભ સાથે સાથે પંદર વીસ માઈલ એકી વખતે દોડી જવાની અને જરૂર ઊભી થયે રોજના પચાસ પચાસ માઈલનો પંથ કાપવાની તાલીમ લેવાતી હતી. અઢારથી બાવીસ વર્ષની ઉમ્મરના ગભરુઓ રાજદ્રોહ કાગ્રેસમર ફાંસીને લાકડે લટકતા હોય, કાવતરું પકડાઈ જવાની અણી ઉપર દેશભક્તો જંગલોમા નાસભાગ કરતા જંગલી પશુઓની માફક સરકારની પોલીસના શિકાર બનતા હોય, જેલોમાં સીતમોની ઝડી વરસતી હોય અને રાજદ્રોહ ગુનાઓની માહિતી મેળવવા ટાકણીઓ ભોસી ઉંઘવા ન દેવાના પ્રયોગો ચોકઅપમાં થતા હોય તેવી હકીકતો જાણી-વાંચીને વધારે જુસ્સા સાથે દૃઢ નિશ્ચયી બની, માતાનું શ્રીફળ-બલિ બનવાના મનોરથો સેવનાર પુરાણી મંડળના અંતરંગ સભ્યોમાંના બાપાલાલભાઈ એક હતા. મોટરમા બેસી કોલેજમાં જનારા આયુર્વેદિક કોલેજના પ્રિન્સિપાલ સાહેબ, સુંવાળા લાગતા બાપાલાલભાઈ વૈદ, તેજ હશે એવો ખ્યાલ પણ તેમના આજના સહકાર્યકર્તા અને પિછાનવાળાઓને ભાગ્યે જ આવે.

બાપાલાલભાઈ તેજસ્વી ખરા પણ પ્રથમ શ્રેણીના વિદ્યાર્થી માફક ચમકેલા નહિ. ગણિત તરફની અરુચિએ તેમને મેટ્રિકમા બે વર્ષ રાખેલા અને તે વખતે અમે "અખાડા"ના સંસર્ગ ઉપરાંત સ્કૂલમા અભ્યાસમા પણ એકઠા થઈ ગયેલા. તે વખતે સંબધની-અમુક પ્રકારના વિશિષ્ટ સંબધની-એક ગાંઠ બધાઈ ગઈ તે અવિરત ચાલ્યા જ કરે છે. સ્વભાવભેદ સ્વાભાવિક હોય પણ તેની કો-શીયસનેસ રહી નથી અને વિચારભેદનુ ભૂત ભડક્યુ નથી. પ્રસંગ ઉપસ્થિત થયે "ફાંસીને લાકડે સાથે લટકવાના" મનોરથો સાથે બધાયેલા. સ્વાર્થવૃત્તિ રહિતના સબધો આવા જ પણ વિરલ હોય છે અને તે વિરલ સગધો એક બેના નહિ પણ એક આખી "ટોળકી"ના. પુરાણી મંડળની કંઈક વિશિષ્ટતા હોય તો આ જ છે.

વિદ્યાર્થી જીવનમાં બાપાલાલભાઈને ક્રિકેટનો શોખ લાગેલો પણ અખાડામા દાખલ થયા પછી ત્યાંના વાતાવરણની ઝલકે તેને ઝાંખો પાડી નાખેલો. તેમનુ અભ્યાસી જીવન આજ સુધી સતત ચાલુ રહ્યું છે પરંતુ તેમનુ કોલેજ જીવન અલ્પજીવી બન્યું. તે વખતના ક્રાન્તિકારીઓની ડિમીપ્લીન મિલિટરી, ડિસીપ્લીનને ટપી જાય તેવી. મંડળનો એક નિર્ણય કોઈપણ સભ્ય માટે થાય તેમાં પ્રશ્નાર્થની વાત જ નહિ. ક્રાન્તિ માટે ગામડાંમાં વસી ત્યાંથી પગ પહોળા કરવાનો પાયો નક્કી થયો. સરકારની આંખનો કણો તરત જ ન થઈ જવાય માટે કેટલાક ખેડૂતોનો વ્યવસાય સ્વીકારે, કેટલાક હરદાસ બની કથા-વાર્તાઓ કરતા રહે, કેટલાક શિક્ષકો થઈ વિદ્યાર્થી આલમ અને સામાન્ય વર્ગમાં વગવસીલો વધારે, કેટલાક સાધુ મહંત થઈ મંદિરો આટોપી બેસે, કોઈક વૈદ-હકીમ અને દેશના દાક્તરો થાય. આ રીતે જુદા જુદા વ્યવસાયો આટોપી ગામડા અને કસ્બાઓ તથા શહેરોમાં વ્યવસ્થિત રીતે ગોઠવાઈ જઈ વખત આવે ઠીક લાગે તેમ સરકાર સામે માથું ઉંચકવાનો આશય ગર્ભમાંથી હતો. અમારા જ મંડળના એક ખેતીવાડીના ગ્રેજ્યુએટ થઈ આવેલા શ્રી. યશવંત જોશી સાથે ગામડામા ખેડૂત તરીકે વસવાનો મારો વારો બાપાલાલભાઈની પહેલાં આવ્યો. પણ તે લાબા વખત સુધી કોલેજમા રહી શકયા નહિ. તેમનો સંસ્કૃતનો અભ્યાસ કંઈક સારો અને તે તરફ તેમની અભિરુચિ પણ ખરી તે હું જાણું એટલે બાપાલાલભાઈની ગેરહાજરીમાં જ અમારી એક મિટિંગમાં તેમણે વૈદકનો અભ્યાસ કરી વૈદ બનવું ઠીક, એવો મારો પ્રસ્તાવ પસાર થયો અને તેમને તેની ખબર પહોંચતા કોલેજની ચોપડીઓના ગાંસડા વાળી, અભરાઈએ ચઢાવી, વૈદકના અભ્યાસ માટે ઝંપલાવ્યુ.

આ વસ્તુ તેમના પિતાજી માટે આઘાતજનક બની. બાપાલાલ-ગાડુડીઆભાઈના વહાલસોયા નામધારી પુત્ર ઉપર તેમણે ખૂબજ મદાર બાંધેલી. વિલાયત જઈને વકીલ-ડૉક્ટર થઈ આવે તો મહિને પાંચસો રૂપીઆ આપુ પણ વૈદકના નામખોળુ ધંધા ઉપર એક પાઈ ન પરખાવું. આવા નિશ્ચય ઉપર તે આવી ગયા અને તે પાળ્યો પણ ખરો. પણ બાપાલાલભાઈ કાચી માટીનુ માનવી નહોતા. ઈન્ટરમાં ગયે પંદરેક દિવસ વખતે થયા હશે, ચોપડીઓ વગેરે ખરીદાઈ હશે. અને વૈદકનો અભ્યાસ કરવાની વાત ઊભી

આર્થિક મૂંઝવણ તો ઊભી થઈ હતી પણ લાંબી લપછપમાં પડયા વગર ભરૂચની ટિકિટ કપાવી અને પુરાણીની રાષ્ટ્રિય શાળામાં વીસ રૂપીઆના પગારે ઉદર નિર્વાહ માટે ઇતિહાસ અને ભૂગોળ શીખવવાની માસ્તરગીરી સ્વીકારી અને વિદ્યાર્થીઓ માટે બહુ સારા રસવાહી માસ્તર થયા.

ઝાડેશ્વરના આયુર્વેદિક દવાખાનામાં શ્રી. અમૃતલાલ પટ્ટણી કરીને પેઢી દર પેઢી ઉતરતા આવેલા વૈદકના વ્યવસાયવાળા વૈદને ગુરુપદે સ્થાપી, બાપાલાલભાઈએ વૈદકનો અભ્યાસ આદર્યો. ભરૂચથી ચાર પાંચ માઈલ દૂર ઝાડેશ્વરમાં રહેવું અને ભરૂચની શાળામાં માસ્તરગીરી કરવાનો ક્રમ ચાલુ થયો. સવારમાં ચાર વાગે ઉઠી વૈદના ચરણોમાં વિદ્યોપાર્જન કરવું. દસ વાગે જમીને નિશાળમાં પહોંચવું અને રાત્રે પાછો અભ્યાસ. મિનિટની ફુરસદ વિનાનું જીવન; તે એટલી હદ સુધી કે ભરૂચથી ઝાડેશ્વર અને ઝાડેશ્વરથી ભરૂચ રોજ લગભગ બે વખત દોડતા જવું અને દોડતા પાછા આવવું. એક વખત તો રાત્રે અંધારામાં દોડતાં કોતરડામાં ઝીંકાઈ ગયેલા. આવી કઠણ તપશ્ચર્યાવાળું જીવન અને તેના ફલસ્વરૂપ આજના બહુશ્રુત વિદ્વાન લેખક અને અધ્યાપક બાપાલાલભાઈ. પોતાની સાથે પહેલવહેલી જ "સાસરે" આવેલી પોતાની પત્નીની પણ બાપાલાલભાઈએ આકરી કસોટી કરેલી. અને જના જમાનાના અભણ જેવાં લાગતાં જડાવબહેને તેટલી જ ધીરતાથી તેનો મક્કમ પ્રત્યુત્તર વાળ્યો. અભ્યાસિક, માનસિક, સામાજિક અને ધાર્મિક જુદી વૃત્તિ અને જુદા રસોવાળું હિંદુ સંસ્કૃતિમાં પરિપકવ થયેલું જોડું કેટલું એકરૂપ બનીને દુગ્ધ-શર્કરામય અતૂટ જીવન જીવી જાણે છે તેનો જેને તાદશ્ય ચિતાર જોવો હોય તે આ ઘર જુએ.

ગુરુ સાથેના અભ્યાસની પૂર્ણાહુતિ થતાં બાપાલાલભાઈ હાંસોટ પુરાણી મંડળના કાર્યક્ષેત્રની ભૂમિના કુંડાળામાં ગયા અને ત્યાં લાંબી પથારી નાખીને પડયા. વૈદકના વ્યવસાય અને મનન અધ્યયન સાથે રાજકીય કામ તો ખરું જ અને ખરું કામ તે જ હતું. પહેલાં અરવિંદ ઘોષની છાપવાળી ક્રાન્તિ હતી તે હવે વખત બદલાતાં ગાંધી છાપની ક્રાન્તિ બની પણ જીવનમાં ક્રાન્તિકારી તત્ત્વે સતત ભાગ ભજવે જ રાખ્યો. દરેક વખતની સત્યાગ્રહની લડાઈમાં કારાવાસ ભોગવ્યો. હાંસોટનું ઘર તો સત્યાગ્રહની છાવણી જેવું બની ગયું હતું. ભરૂચનું તેમનું ઘર અને દવાખાનું પણ રાજકીય અને સામાજિક અડ્ડા જેવું બનેલું રહેતું.

હાંસોટના વસવાટ દરમિયાન તેમની જીવનની સિદ્ધિઓની શરૂઆત થઇ. કૌમારભૃત્યે, તેમને બાહ્ય જગતના પ્રકાશમાં આણ્યા. નિઘંટુનો ગ્રંથ ત્યાં જ સ્વરૂપ લઈ પ્રગટ થયો. વર્ષોની મહેનત ગ્રંથસ્થ થઈ. બીજાં પુસ્તકો અને લેખોએ તેમના સાક્ષરી જીવનને વિકસાવ્યું. વૈદ બનેલા પુત્રથી પિતા એટલા નારાજ થયેલા કે ઘેર-સણસોલી (પંચમહાલ) જતાં તેમણે પૂંઠ ફેરવેલી. પણ કૌમારભૃત્ય અને બીજાં પ્રકાશનોએ તેમને પુત્રની શકિતઓની પિછાન કરાવી હસતા કરેલા. ધ્યેયને ખાતર ગમે તેવી મુસ્કેલીઓનો શાન્તિથી અને બડબડાટ કર્યા વિના ધીરજથી સામનો કરવાનું અને તરછોડાયેલા રહીને પણ ધ્યેયચ્યૂત ન થવાનું અખૂટ માનસિક બળ બાપાલાલભાઈએ એક કરતાં વધારે વખત બતાવ્યું છે.

વૈદકના વ્યવસાયમાં ઠીક ઠીક વિત્ત પેદા કરતાં પણ તેમણે નીતિને નેવે મૂકી નથી અને માનવતામાં ઉણપ આવવા દીધી નથી. ગરીબો તરફ તેમણે ખૂબ જ રહેમનજર દાખવી છે. દવા તો વગર દામે આપે પણ પથ્ય માટે દૂધ પીવાના પૈસા પણ, દારૂમાં ન વાપરવાની શિખામણ સાથે આપે. હોસ્પિટલના દરદીઓને સામે સલાહ માટે ઘેર બોલાવવાને બદલે ઘેર આવતા ગરીબ દરદીઓને તેતીજ, તેજ સલાહ ઓછે પૈસે લેવા હોસ્પિટલમાં આવવાનું સૂચન કરતાં મેં તેમને સેંકડો વખત સાંભળ્યા છે. આવા વૈદ-ડૉકટરો બધે જ હોય તો હિંદુસ્તાનનો બેડો પાર.

આયુર્વેદ તરફના તેમના પ્રેમની પ્રશંસા સૂર્ય આગળ દીવો ધરવા જેવી લાગે એટલે તે વાતને જવા દઈએ. પૈસાને તેમણે કોઈ દિવસ પોતાના કાર્યમાં વચમાં આવવા દીધો નથી. તેમના એક કમ્પાઉન્ડરે મને એક વખત કહેલું બરાબર યાદ છે કે "બાપાજી

ઇન્જેક્શનો આપે તો બીજા દોઢ-બે દવતર તોડી પાડીએ એટલી પ્રેક્ટીસ વધી જાય." પણ ઇન્જેક્શનો આપી પ્રેક્ટીસ વધારવા પ્રયત્ન કરે તે 'બાપાજી" બીજા "દાક્તર સાહેબ અજક્શન આપો તોય બે પૈસા ખર્ચવાનો વાંધો નહિ" એવુ દરદી કહે ત્યારે "બેઆનીની પડીકી કામ કરે ત્યા પાચ રૂપીઆ શુ કરવા બગાડવાના ?" સાભળી દરદી નવાઈ પામે અને "સાહેબ! તમને ઠીક લાગે તેમ કરો" કહેતો મે ઘણીવાર સાભળ્યો છે વ્યવસાયમા આર્થિક દૃષ્ટિ તરફ આટલી અવકૃપા દાખવતા માણસનો જોટો શોધવો મુશ્કેલ છે "વૈદે પૈસો માગવો નહિ પણ દરદી આપે તેનાથી સતોષ માનવાનો" આ સિદ્ધાતે તેમના સ્વભાવ અને વર્તન ઉપર કીમિયો કર્યો છે ભૂતદયા તેમના જીવનનુ એક અગ બની રહી છે

બાપાલાલભાઈનો મિજાજ ભારે. ગરમી ઊંચે ત્યારે શરીર રાતુ થઈ જાય, મૂછ ઊંચે અને બોલવામા તતત્ થઈ જાય પણ આ પુણ્યપ્રકોપ નરાતર જહાણુ અને ઉતરપીડી દેખાય ત્યારે જ. બાકી શાન્ત અને વિનમ્ર, હસમુખા અને સેન્ટીમેન્ટલ-ભાવનામય વૃત્તિઓથી ભરેલા બીજાનુ દુ ખ જોઈ ન શકે તેટલી મમતાવાળા પ્રિન્સિપાલ સાહેબ-સાહેબ મટી આ વાત્સલ્યભાવે વિદ્યાર્થીઓના "બાપાજી" બની બેઠા છે

બાપાલાલભાઈનુ તટસ્થપણુ-સ્વનો અભાવ અને માનસિક પ્રામાણિકતા, મૂલ્યાકન ન થઈ શકે તેવા છે આથી જ તે નિર્ભય રીતે એક ઘાથી બે કટકા કરે તેટલા સ્પષ્ટવક્તા થઈ શકે છે તેમને લાગી આવે તો ગમે તેવા માધાતાને તે છોડે નહિ પણ તેમા વિનયનો અભાવ નથી હોતો તેમનો મસ્કારી-સસ્કૃત જીવ તેમને તોછડા બનવા નથી દેતો તેમના કટાક્ષમા તિરસ્કારનો અભાવ હોય છે અને વેર વાળવાની વૃત્તિથી તે સો કોસ દૂર રહે છે ખટુ કહેતા ગભરાવુ, અચકાવુ કે કોથળીમા પાચશેરી રાખવી, તેમના સ્વભાવથી વિરુદ્ધ છે હૃદયની બળતરા કાઢવાની હોય અને ભવિષ્યમા સુધારી ન શકાય તેવી ખોટકાવાની પરિસ્થિતિ ઊભી થતી હોય ત્યારે જ તે તલવારને મ્યાન બહાર કાઢે છે બાકી તેમની વૃત્તિમા તલવારનો અભાવ છે આવુ કોઈ સમજી લે તો બાપાલાલભાઈ સાથેનો કોઈપણ સમાન વિચાર કે વિરોધ વિચારવાળાનો વ્યવહારમા બેઠો પાર રહે ન કટુતા ઉત્પન્ન થાય કે ન વિરોધાભાસ ચાલુ રહે વ્યક્તિનો વિરોધ તે કરતા જ નથી અને જડસુપણુ તે ચલાવી લેતા નથી પારકાને તે પોતાના કરી લે છે પણ તે તેનુ પરાયાપણુ ભૂલાવીને ખારટગતિ નિરાળી લેવાનુ તેમને સ્વારસ્ય નથી આથી તેમને અળખામણા બનવા જેવુ કોઈ વખત થાય છે પણ તેની તેમને ચિંતા નથી, દુ ખ જરૂર છે

બાપાલાલભાઈમા અભ્યાસવૃત્તિ પ્રાધાન્ય ભોગવે છે ઉપરચોટિયા જ્ઞાન કરતા ગૂઢતા તરફની સહજ ધ્યાન ખેચે તેવી છે. વિદ્યા વ્યાસંગ તેમનો જીવનમાથી બની ગયો છે. વનસ્પતિવિષયક એનેટોમી અને ફીઝીયોલોજીથી તે ખાસ અજ્ઞાત નથી પણ તેમા પારગત થવાની તેમને તક મળી નથી, પણ વનસ્પતિ સાથેનો તેમનો સબધ આત્મીય બની ગયો છે ઝાડ પાદડા અને વનરાજિ જોઈ તે ગાડા ગાડા બની જાય છે વનસ્પતિશાસ્ત્રમા વનસ્પતિઓની ઓળખનો વિષય ઘણો અઘરો છે. તેમના ગ્રીક અને લેટીન નામો યાદ રાખવામા ખૂબ જ યાદશક્તિની જરૂર છે કેટલીયે વનસ્પતિઓની ઓળખ આજે વિવાદાસ્પદ છે તેના નામાભિધાનમા પણ ઘણા મતભેદો પ્રવર્તે છે. બાપાલાલભાઈ આ બન્નેમા એક્કા છે હિંદુસ્તાનની ઘણી ભાષાઓમા વનસ્પતિઓના જુદા જુદા નામોથી પણ તે ઠીક ઠીક માહિતગાર છે સ્વ જયકૃષ્ણ ઇન્દ્રજી પાને દુનિયાના ભલભલા બોટનીસ્ટ માર્ગદર્શન માટે આવતા બાપાલાલભાઈ ઉપર જયકૃષ્ણભાઈને ખૂબ જ આશા હતી અને પોતે પોતાનુ જ્ઞાન લઈને મરી જાય તે પહેલા સુપાત્રે તે સોપી જવાની ઇચ્છાથી બાપાલાલભાઈને તેમણે પોતાની પાસે રહેવા બોલાવેલા તેમની સાથેના આ રહેવાસને પરિણામે જયકૃષ્ણભાઈનુ જીવનચરિત્ર પણ બાપાલાલભાઈએ કલમબદ્ધ કર્યુ છે.

વૈદક, વનસ્પતિ અને જીવનચર્યા વિષે બાપાલાલભાઈએ ઘણા પુસ્તકો લખ્યા છે નિઘટુ આદર્શ તેમની પાસેથી વધુમા વધુ મહેનત અને

વખત લીધો છે અને શરૂઆતમાં તે ગ્રંથે પૈસાનું પણ ઠીક ઠીક જોખમ ખેડાવ્યું છે. જે વસ્તુના વાંચનાર ઓછા તેના ખરીદનાર તો તેથી પણ ઘણા ઓછા. આ જાણવા છતાં તેમણે તે લખવામાં અને તેવો ગ્રંથ છપાવનાર તો ન જ મળે તે છપાવવામાં ઝંપલાવ્યું અને આર્થિક દષ્ટિએ તે ગ્રંથે આજે પણ તેમની તેમાં ખરચેલી મૂડી પૂરી કરી હશે કે કેમ તે વિષે શંકા છે. તેમાં કમાવાની તો વાત જ શાની હોય?

કોઈપણ વિષયના લેખનમાં બાપાલાલભાઈ પોતાના અભિપ્રાયો અગર મંતવ્યો જેવાં હોય તેવાં ટાંકવામાં જરા પણ પાછી પાની કરતા નથી. કોઈ તેમને માટે શું કહેશે અગર માનશે તેની તેમણે ચિંતા કરી નથી. ઘણી વખત બૌદ્ધિક ઝંઝાવાત ઊભા કરે તેવી વાતો તે તદ્દન નીડરપણે લખે છે અને કહે છે. ભિષગ્ભારતીમા તેમની કલમ નિર્ભિક રીતે વહે છે. ટીકા કરવા ખાતર જ કે કોઇને ઉતારી પાડવા ખાતર લખવાનું તેમના સ્વભાવમાં નથી પણ લખવા જેવું લાગતાં ગમે તેવી બાબતમાં પણ તે વગર ખંચકાયે સ્પષ્ટ રીતે અગર્ભિત ભાષામાં ટપકાવે છે અને તેને અંગે સહન કરવું પડે તો તેની પૂરી તૈયારી તે રાખે છે. આ જાતના લેખનની પ્રામાણિકતા અને પ્રમાણભૂતતા કષ્ટસાધ્ય છે અને બાપાલાલભાઈને તો તે સહજ છે. આ તેમની એક જેવી તેવી વિશિષ્ટતા નથી.

સામાન્ય રીતે બાપાલાલભાઈનાં લખાણો વિસ્તારપૂર્વકના–broad based–હોય છે. પ્રમાણો અને આધારોથી પણ તે ભરપૂર રહે છે. તેમાં ખાલી માન્યતાઓ જ નથી હોતી ફેંકાફેંકી તો નહિ જ. પૌર્વાત્ય અને પશ્ચિમાત્ય લેખકો અને સાહિત્યનું તેમનું વિશાળ વાચન તેમના કોઈપણ લખાણમાં તરી આવે છે. અને તેમાં અદ્યતનતા–latest information–ની ઝાંખી તે કરાવતા જ રહે છે. લેખન તેમને સહજસાધ્ય હોવા છતાં તેની પાછળનો તેમનો પરિશ્રમ ઓછો નથી તે તેમના સહવાસમા આવનાર જોઇ શકે છે. જ્યારે જુઓ ત્યારે જાતજાતનાં અને ભાતભાતનાં પુસ્તકો તે ફેંદતા જ હોય–જમાનાજનાં અને પ્રેસમાંથી નવાં જ બહાર પડતાં, બન્નેનો તેમાં સમાવેશ છે. કામશાસ્ત્ર જેવા કષ્ટસાધ્ય લેખનમાં પણ સુરુચિ અને શિષ્ટતાનો ભંગ ન થાય તે જોવા તેમણે ઠીકઠીક જહેમત ઉઠાવી છે.

લેખનમાં જેવી રીતે તે લબ્ધપ્રતિષ્ઠ રહ્યા છે તેમ તેમના વૈદકના વ્યવસાયમા પણ રહ્યા છે. અર્થોપાર્જન કરતાં દરદીનો વિશ્વાસ ઉત્પન્ન કરવામાં તે વધારે અભિરુચિ બતાવે છે. પ્રૌઢાઓ અને નવોઢાઓ પણ પોતાની હકીકત મન મૂકીને ખુલ્લી રીતે તેમની આગળ મૂકતા સંકોચાય નહિ એવી તેમની દરદીઓ સાથે વાત કરવાની અને તેમનો પૂરો વિશ્વાસ સપાદન કરવાની તદબીર છે. સહાનુભૂતિભર્યું વર્તન, તોછડાઇ અને તિરસ્કારનો અભાવ, દરદી તરફથી માયા મમતા અને જીસની ભાવનાપૂર્વકની મીઠાશ, દરદીમાં પોતાની વાત ખુલ્લેખુલ્લા જણાવવાની હિંમત પેદા કરે છે, ભૂલો કબુલાવે છે અને ભવિષ્યમાં તેવી ભૂલો ન કરવાની પ્રેરણા આપે છે.

બાપાલાલભાઈને જિંદગીમાં ઓછાં પ્રલોભનો આવ્યાં નથી પણ નગદનારાયણે તેમને ચળાવ્યા નથી. આયુર્વેદની સેવા તેમણે ભેખધારીની માફક કરી છે. જે કોલેજની તેમણે સેવા ઉપાડી છે તેના માર્ગમાં આવતાં પ્રલોભનો અને અંતરાયો તેમણે આડે હાથે હટાવી કાઢ્યાં છે. તેમાં માનસિક કલેષ પણ તેમણે હસતે મોઢે સહ્યો છે. મોહમયી મુંબઇની ખેંચાતાણ પણ તેમને ત્યાં લઇ જઇ શકી નથી અને તેનું કારણ કાલેજ તરફની તેમની મમતા. સ્વ. જાદવજી ત્રિકમજીનો પણ કંઇક આગ્રહ ખરો અને તેમની બધી પ્રેક્ટીસ તેમને સોંપી દેવાની તેમની ઓફરને પૂરા માન સાથે બાપાલાલભાઈએ અવગણી છે. નહિ તો તેમની ગાદી ઉપર આજે તે બેઠા હોત અને મનના ઢગલા થયા હોત.

બાપાલાલભાઇ ખૂબ જ રસિક માણસ છે તેની ઘણાને ખબર નહિ હોય. ભાવનામય જીવન અને રસવૃત્તિનો તેમનામાં ખૂબ જ સુમેળ જામ્યો છે. ગૃહ કેવું હોય, ગૃહિણી કેવી હોવી જોઇએ, રસોડા અને રસથાળથી માંડી વેષભૂષા વગેરે માટે શ્લોક પછી

શ્લોકો બોલતા જાય અને જીવનચર્યાનાં પ્રમાણભૂત મંતવ્યો સંસ્કૃત, અંગ્રેજી અને નાનાલાલ જેવા લેખકોનાં પ્રમાણો સાથે આપતા જાય ત્યારે એમ જ લાગે કે આશાએશી ગૃહજીવન જીવવામાંથી માણસ પરવારે જ નહિ અને દુનિયામા દુઃખ–દારિદ્ર જેવી વસ્તુનો સાવ અભાવ જ દેખાય. જીવનની પૂર્ણતા ભોગ અને યોગ સાથે અનુભવાય. રમતરખોળ રહેવા છતાં અલિપ્તતાની ભાવનાનાં તેમાંથી ઝરણાં ઝરતા જ હોય. કળિયુગમાં સત્યયુગના જમાનાનો પ્રાદુર્ભાવ થતો હોય હોય એવું વાતાવરણ ઊભું કરવુ;–આવા ભાવો તેમને સહજસાધ્ય છે. મદાલસાનાં "શિવોસિ શુદ્ધોસિ" જેવા અને આધુનિક કવિઓનાં હાલરડાં ભાવવાહી ભાષામાં અને અવાજમા લલકારી બાળકોને હીંચકે ઉંઘાડતા રસિક અને માતૃત્વની ભાવનાભર્યા બાપાલાલભાઈને જોવા–સાંભળવા એ પણ એક લહાવો જ છે.

બાપાલાલભાઈના આખા કુટુંબમા સામાન્યનાથી કંઈક જુદું તરી આવે છે. જે ક્ષેત્રમા પડયા હોય તેમા બેડો પાર કરે તેવુ કંઈક અદ્ભુત, દરેક ભાઈ–બહેનમાં કંઈક ને કંઈ દેખાય છે. પૂરા સ્વાર્થથી પૂરી નિસ્વાર્થતા સુધીની હદો તેમા આવી જતી જણાય છે. જે માન્યતા લીધી તેમા પૂરા જુસ્સાથી આગળ ધપવાની ભાવના હમેશા જાગૃત દેખાય છે મરજાદીથી માંડી પૂરા રંગે રંગાયેલા આર્યસમાજી અને તદ્દન ઉદાત્ત અને અકુંઠિત માન્યતાવાળાઓનો નુખદ શંભુમેળો આ કુટુંબમા થયેલો છે, સર્વાર્પણ અને સર્વસંચયના વિરોધી વિચારવાળા એકજ ઘરમા જન્મ્યા છે અને રહ્યા છે તે આ કુટુંબની એક વિચિત્રતા જેવું ભાસે છે. વેપારની લાખોની ખોટ પૈસો પૈસો ભેગો કરી ભરપાઈ કરનાર અને વળી લાખો પેદા કરનાર વણિકવૃત્તિના ભાવ અને અભાવના અજબ સહયોગવાળા માબાપની પ્રજાનો વ્યક્તિગત અભ્યાસ કરવાના પગરણ હજી આપણા દેશમાં યુજેનીકસના વિશેષજ્ઞોએ નથી માંડયાં એ એક આપણી વૈજ્ઞાનિક ઉણપ છે તેની અહીં નોંધ લઈએ તો ખોટું નથી.

બાપાલાલભાઈની વૃત્તિ અને વ્યવહારમાં બ્રાહ્મણ અને વણિક બન્ને સમાયેલા છે. પણ તેમાં વાણીઓ કોઈક જ વખત જાગે છે બાકી બ્રહ્મત્વ સપાટી ઉપર તર્યું જ હોય છે. દુર્વાસાના ક્રોધ સાથે શકુંતલાના ઋષિની સમતા છે પણ દ્રોણના "નરો વા કુંજરો વા"થી તે પર છે. તે મિત પણ સ્પષ્ટભાષી છે વિશ્વાસ રાખે તેમા મન મૂકીને વિશ્વાસ રાખે. વ્યવસ્થાપક–એડમિનિસ્ટ્રેટરની કડકતા કોઈક વખત દેખા દઈ જાય પણ સામાન્ય રીતે તે સામાની સગવડ જોનારા છે. કૉલેજના વિદ્યાર્થીઓ રાત્રે પણ ઘેર આવી રઢી–ઝઘડી અને તેવી જાતની દાદાગીરી કરી પોતાનું કામ "બાપાજી" પ્રિન્સિપાલ પાસે કઢાવવા જાય, ત્યારે ધમકાવીને કાઢી મૂકવા જેવી વાતો કરીને પાછા તેમના મનનું સાન્ત્વન કરીને ચા પાઈને પણ પાછા મોકલે. આવો છે વિદ્યાર્થીઓ તરફી તેમનો વ્યવહાર અને તેની પાછળ ભવિષ્યના સદ્‌વૈદ્ય બનાવવાની વૃત્તિ.

મિત્રો સાથેનો તેમનો વિનિમય બંધુભાવનાનો છે. પૈસાની આપ–લેમાં તેમણે આતરો રાખ્યો નથી. અભ્યાસ અર્થેની મારી વિદેશયાત્રામાં તેમણે કેટલાયે કાગળો લખ્યા હશે. કેટલાયે કાગળોમાં પેમાનો ઉલ્લેખ ખરો. "મારી પાસેના પૈસા તારા જ છે. જરા પણ અગવડ વેઠતો નહિ યુરોપ બધુ ફરજે અને જોજે. જ્યારે જેટલા પૈસા જોઈએ તેટલા નિઃસંકોચ મંગાવજે" આવી જાતના લખાણ પાર વગરનાં હશે. વડોદરામા રહી હુ કૉંગ્રેસનું કામ કરું. ૧૯૩૦–૩૨ના અસહકારની ઝૂબેશનો જમાનો. કૉંગ્રેસમાનો મારો ઉપાડ માસિક દસ રૂપિયા મારા ખર્ચના, દસ મારી પત્નીના, દસ ઘરભાડાના અને પાંચ મારી છોકરીના. કામ કરનારામા સમાનતાની ભાવનાનુ ધોરણ, એટલે બધા સ્વયંસેવકોના પ્રમાણે માસિક પાત્રીસ રૂપિયા મારે લેવાના અને કેટલાક કારણસર (મહેમાનો વગેરે) સો સવાસોનું ખર્ચ. બાપાલાલભાઈ મારે ત્યાં આવે અને "તું કેમ ચલાવે છે ?" તે વિષે પૂછે. "હું અવળાચ ડો, માગે નહિ અને અગવડ ભોગવે તે મને નહિ પોસાય" વગેરે જેવી વાતો કરે. "કેટલા આપશો ?" "માગીશ તેટલા." "કેટલો વખત ?" "પાસે હશે ત્યા સુધી." "બીજું ગમે તેમ હોય પણ આ વખતે તો સંકલ્પ કરીને

આવ્યો છું કે એક ચોપડીના ચારસોએક આવ્યા છે તે તારે લેવાના જ છે," એમ કહી ચારસો રૂપિયાનાં કાગળીયા મારા ગજવામાં ઘાલીને જ ગયા. બીજા મિત્રો સાથે પણ જરૂર હોય ત્યા લગભગ આવો જ વ્યવહાર, પણ દુરૂપયોગ થતે લાગે તો સીધી વાત કરી નાખે ખરા.

હું અમેરિકા ભણતો ત્યારે મારા પિતાશ્રી "બાપુભાઈ" સાથે અવારનવાર મહિનાઓ રહે. "કાકા"ને મારી ખોટ ન સાલે તેની "બાપુભાઈ"ને કૌટુંબિક કાળજી. હું તાજો આવેલો. તેવામા કઇક કામ શરૂ કરવાની વાત ચાલે. હાસોટમા બાપાલાલભાઈએ તેમની પાસે બેંકમા જેટલા નગદ ગેકડા પૈસા હતા તેટલા મારી સામે મૂકી દીધા. હુ વિચારમા પડયો, તો કહે કે "હાથ પર આટલા છે. તારા કામ માટે જોઈશે, તુ ભેગા કરે તેમા (મારુ કામ અંગત તો નહિ જ પણ રાષ્ટ્રિય) આ પહેલા". મને વિચાર આવ્યો કે આ ગાડો માણસ શુ કરે છે. "તારા પૈસા મારા છે તે તો માની લીધેલી વસ્તુ છે. તેનો ઉપયોગ, કોઈ પાસે પૈસા મંગાય નહિ કે આપે નહિ તેવું કામ કરવુ હોય તેમા—ભીંત ફોડવા જેવુ કઇક કરવુ હોય તેમા થાય સો રૂપિયાની નોટમા તમાકુ નાખી બીડી પીએ તો કોઇ પૂછે નહિ એવુ કરવુ હોય તેમા થાય" એમ કહી મેં પૈસા પરત કર્યા પણ દેશના રંગે રંગાયેલા તેમની વૃત્તિ તો આવી જ. ભામાશાના પોતરા; પણ પ્રતાપ પેદા થવો જોઈએ તેટલી વાર.

સામાજિક સબધો સાચવવામાં બાપાલાલભાઇ એક્કા છે તેમના સબધીઓનુ વર્તુળ જોઈએ તો દેશની સીમા વટાવી જાય. દરદીઓ સાથે પણ સબંધ બધાય અને અવિરત ચાલ્યા કરે. સામાન્યમા સામાન્ય અભણ અને મેના લુગડાવાળા ગામડીઆથી માડી શિષ્ટ સમાજની ટોચે બેઠેલા સાહિત્યસ્વામીઓ અને કલાધરો સાથે ઘરઘરાઉ મીઠો સબધ પ્રતિત થાય છે કે કોઈ 'ઘરોબો' જાળવાયેલો જણાય. તેમની સાથે ટેબલ પર બેસી વણટેવાયેલા—સંકોચ સાથે જમતા, કપડાના રંગમા કોન્ટ્રાન્ટવાળા અભણ અને અસંસ્કૃત દેખાતા ગામડાંના મહેમાન તરફનો તેમનો સમભાવ—સમાન વર્તન—જોનારને આશ્ચર્ય પમાડે. લઘુ કે ગુરુ ગ્રન્થિથી તે પર છે. તેમના ગ્રામ્યજીવનમાં ગાળેલા વર્ષોને આ બધુ આભારી છે.

ગુજરાતના સાહિત્યિક વ્યક્તિવિશેષોમા અને ગુજરાત બહારના આયુર્વેદ વિશેષજ્ઞોમા ભાગ્યે જ કોઈ એવા હશે જેની સાથે બાપાલાલભાઈને અંગત રીતે મીઠા સબંધો નહિ હોય. આ એકતાનતાનું કારણ તેમની અભ્યાસની રસત મનોવૃત્તિ ઉપરાંત ભારતની યુગોજૂની સંસ્કૃતિ સાથેનુ તેમનું તાદાત્મ્ય છે. ગુજરાતી સાહિત્ય સાથે જેટલા તે ઓતપ્રોત છે તેટલો જ સસ્કૃત સાહિત્ય સાથેનો ઘનિષ્ટ તેમનો સબધ છે. ગુજરાતીની જેમ સસ્કૃતમા પણ તેમની વાગ્ધારા અસ્ખાલત—નિસ્પદિત—અનફોલ્ટર્ડ—વહે જાય છે તેમના સાસ્કૃતિક વ્યાખ્યાનો પારદર્શક અને વાણી ભાવવાહી છે ગાય ત્યારે તેમનો અણુકોળવાયેલો કંઠ મધુ ઝરતો ડોલાયમાન રહે છે—વાતાવરણ ઉપર અસર રહે તેવો મિષ્ટ.

બાપાલાલભાઈ સર્વગુણ સપન્ન છે અને તેમનામા કંઈ પણ ક્ષતિઓ નહિ હોય તેવુ માનવાની જરૂર નથી. જે પૂર્ણ પુરુષોત્તમ મનાયા છે તે ગીતાના ગાયક શ્રીકૃષ્ણને, પણ કેટલાકે છોડયા નથી તો સામાન્ય માણસ શી વિસાતમા ? પણ સામાન્ય જનસમાજને સ્પર્શતી ન હોય તેવી ક્ષતિઓની ખાણ ખોદવાની હોતી નથી. ખાણ તો રત્નોની જ ખોદવાની હોય અને તે આવા ગ્રન્થો માટે.

થતું તેમ તેમાંથી કાઢો તો તળિયું ખાલી નહિ થાય અને નાખો તો ઉભરાઈ નહિ જાય

આયુર્વેદના વિષયમાં પણ તેવું જ છે વેદ શબ્દની સાથે પૂર્ણત—ઈશ્વરસર્જિત સંપૂર્ણતાનો રણકાર ઊઠે છે એટલે આયુર્વેદ સર્જાયો–સંઘટિત થયો ત્યારે તેનું સ્વરૂપ ગમે તેવું સંપૂર્ણ હશે—તે કલ્પનાનો વિષય રહ્યો–આધારો હોય તો હું જાણતો –નથી પણ આજે યુગો વહી જતાં ઉધઈમાં તેના પાના ખવાઈ ગયા હોય કે આગે તેને ભસ્મિભૂત કર્યાં હોય અને આજે તેનું સંપૂર્ણ જ્ઞાન પર્યાપ્ત ન હોય, નથી તે વખતે તે જ્ઞાનપાત્રમાં આધુનિક જ્ઞાનનો ઉમેરો થાય તો શું વડીપાપડ વડી જવાના છે? બાપાલાલભાઈનું આ મનદુખ છે—પ્રસન્નતાની પીડાથી પણ તે બૂરું છે અને તેની માનસિક અસર તેમના દૃઢ સ્નાયુમંડળ ઉપર છતી થતી દેખાય છે અણુ જ્ઞાનનો ઉપયોગ વિનાશક અને વિધાયક બન્ને ક્ષેત્રોમાં થવા માંડ્યો છે અને તે ક્યાં પહોંચશે તેની કલ્પના અણુ–વિજ્ઞાનીઓ પણ કરી શકતા નથી તેવા જમાનામાં થર્મોમિટર કે સ્ટેથોસ્કોપ પકડતાં અભડાઈ જવાની વૃત્તિને આપવાનું વિશેષણ શોધવું અઘરું પડે તેમ છે જ્ઞાન–વિદ્યા સનાતન શુદ્ધ છે તે અભડાઈ જવાની–કધાઈ જવાની બીક વિદ્યા ઉપરનો અવિશ્વાસ છે તેમાં અવિશ્વાસની ઊણપ છે, જ્ઞાનભંડારની નહિ બાર પૂરબિયામાં તેર ચોકા જેવી આ વાત છે તેરમો ચોકો કોના બાપનો? અને તે જુદો પાડવાનું પ્રયોજન શું? આ કોયડો બાપાલાલભાઈના મનનો અને બીજા ઘણાના મનનો છે બધાને તે મૂંઝવી રહ્યા છે

શુદ્ધ–અશુદ્ધના વિવાદનું મારું ક્ષેત્ર નથી પણ એક વાત સ્પષ્ટ છે જે વસ્તુ અધૂરી છે તે આજના જમાનાના ઝંઝાવાતમાં ટકવાની નથી આયુર્વેદ અધૂરો હશે તો જરૂર અને જવેજ જોઈએ પણ તે અધૂરો પણ નથી અને જવાનો પણ નથી અધૂરા તો આપણે આ ગડમથલમાં પડી, પેટ ચોળીને પીડા ઊભી કરી, ન લાવવાના પ્રશ્નો લાવી રહેલા છીએ દુનિયાનું સારામાં સારું આપણામાં ઉમેરાઓ અને આપણે બરાબર રહી આગળ ચાલતી દુનિયાની હરોળમાં રહીએ અને દુનિયાના જ્ઞાનભંડારમાંથી લઈએ અને તેમાં ઉમેરતા પણ રહીએ એ બાપાલાલભાઈની મનીષા રહી છે આયુર્વેદીય બનાવટોમાં અને તેની અસરોમાં કેટલુંક એવું છે જે શરીર વિજ્ઞાનના જ્ઞાતાઓને પણ અચંબો પમાડે છે જેમ આયુર્વેદ આજની પાશ્ચાત્ય અને બીજી જ્ઞાનવૃદ્ધિઓમાં ઉમેરા કરી શકે છે, તેમ બીજી પથીઓના જ્ઞાનનો ઉમેરો આયુર્વેદમાં થાય તેમાં આયુર્વેદ ભૂંસાઈ જવાની કે પાતળો પડી જવાની શંકા આશંકાઓ શાને? આપણું અવૃગાપણુંજ આ શંકા–આશંકાઓનું જન્મદાતા છે એટલું આપણે સમજી લઈએ તો આયુર્વેદ ક્ષેમકુશળ છે–નિત્ય નિરંતર રહેશે

બાપાલાલભાઈ આયુર્વેદના નિસ્પૃહી ઉપાસક છે અને ક્ષેત્રે કામ કરનારા છે પોઝીશનના લોભે તેમને લલચાવ્યા નથી એક વખત મુસાફરીમાં તે બે મિનિસ્ટર મિત્રોની સાથે ટ્રેનમાં એકઠા થઈ ગયા તે વખતના મુંબઈ રાજ્યમાં આયુર્વેદના ડિરેક્ટર થવાની તેમને ઑફર થઈ લલચાઈ જવાય તેવું તો ખરુંજ પણ એડમિનિસ્ટ્રેશનમાં પડનો માણસ કેળવણી ક્ષેત્રે બહુ કામનો રહેતો નથી તેથી એ મટી વાણોતર થવાની પરિસ્થિતિમાંથી પ્રધાનોના આગ્રહને નકારીને તે છટકી ગયા હતા વિદ્યાર્થીઓની સાથે રહી વિદ્યાવૃદ્ધિ કરી શકાય અને આયુર્વેદના ક્ષેત્રને વિસ્તારી શકાય તે ભાવનાએ તે કૉલેજના પ્રિન્સિપાલ રહ્યા છે તને પણ નકારવી પડે એવો પ્રસંગ આવે તો તે કરવું તેમને મન રમત વાત છે. પોઝીશન કરતાં સેવાક્ષેત્રને તે વધારે મહત્ત્વ આપે છે અને પોઝીશન એ સેવા કરવાનું સાધન છે તે પૂરતાજ તે તેને વળગી રહે છે એવી મારી માન્યતા છે આજના એડમિનિસ્ટ્રેટીવ જમાનામાં પોઝીશન સાથે જ કરવા જેવાં કેટલાંક કામ મંકળાયેલાં રહે છે એ આજની પ્રથા છે આજના જમાનામાં કામ કરવું હોય તો તે પ્રથાને અનુકૂળ રહેવા પૂરતા જ તે આજે જે છે તે છે

સૌથી વધારે તો બાપાલાલભાઈ ભાયડો છે સાપ, રિવોલ્વર કે ધાકધમકી તેમને ડારતી નથી. બીક જેવી ચીજ તે સમજ્યા નથી જીવનમાં તે અનુભવી નથી ભય શબ્દથી તે કેવળ અભય રહ્યા છે ભરમલા તીમમારખાની તેમણે સાડાબારી રાખી નથી પ્રામાણિક

અને નિર્વ્યાજ નિર્લોભ જીવન જીવનારના શબ્દકોષમા બીક–ભયને સ્થાન નથી. જીવનની લીલીસૂકી તેમણે ઠીક ઠીક જોઈ છે. નથી તેથી તે ફૂલાયા કે ગભરાયા; પણ એકધારું નિષ્ઠાવાન સુચરિત જીવન તેમને કોઠે પડી ગયેલું છે–સહજ અને સ્વાભાવિક રહ્યુ છે. આનું મુખ્ય કારણ વારસાગત હોવા ઉપરાત તેમના ઘડતરને આભારી છે.

બાપાલાલભાઈનુ ઘડતર ગામડામા શરૂ થયુ. શહેરમા તે મહારાયુ અને ફરીથી ગામડાંમાં તેની તાવણી થઇ; નગરમાં તેના ઉપરનો કાયમી ઓપ ચઢયો ગામડા દૂષણરહિત નથી અને શહેરી જીવનમા ક્ષતિઓ નથી એમ પણ નથી. ગામડાંનાં દૂષણથી તે દૂર રહ્યા છે અને શહેરી ક્ષતિઓ તેમને સ્પર્શી શકી નથી. ગામડાની નિખાલસ નિર્દોષતા અને નગરીની આડબર રહિત સજ્જનતાનો સરવાળો તેનુ નામ બાપાલાલભાઈ. આવાઓથી ભારત સભર રહો એ અભિલાષા.

---

## આહાર માટેની કાળજી

स्निग्धमश्नीयात् હમેશા સ્નિગ્ધ–સ્નેહપ્રચૂર–ભોજન જમવું જોઈએ. સ્નિગ્ધ ભોજન સ્વાદિષ્ટ લાગે છે, જઠરાગ્નિનું ઉદીરણ કરે છે, જલદી પચી જાય છે, વાયુનું અનુલોમન કરે છે, શરીરની પુષ્ટિ સાધે છે, ઇંદ્રિયોની શક્તિને વધારે છે, બળની અભિવૃદ્ધિ સાધે છે, શરીરનો વર્ણ સારો બનાવે છે, માટે હમેશા સ્નિગ્ધ ભોજન લેવુ.

मात्रावदश्नीयात् હમેશા પ્રમાણસર ખોરાક ખાવો જોઈએ માફકસર ખાવાથી વાત, પિત્ત અને કફ આ દોષોમા જરા પણ વૈષમ્ય પામ્યા વિના, આયુષ્યની વૃદ્ધિ જ થાય છે, ઝાડો પેસાબ સુખેથી ઊતરે છે, શરીરની ગરમીને બરાબર સાચવે છે, જરા પણ કષ્ટ વિના સહેલાઈથી પચી જાય છે હમેશાં માત્રાસર ખાવુ.

जीर्णेऽश्नीयात् સવારનુ ખાધેલુ પચી ગયા બાદ સાજે અને સાજનુ ખાધેલુ પચી ગયા બાદ સવારમા આમ ખોરાક બરાબર હજમ થઈ ગયા બાદ જ જમવુ જોઈએ. પચ્યા સિવાય ખાવા બેસવાથી એક આમરસમા બીજો આમરસ મળે છે અને એને લઈને જલદીથી સઘળા દોષો પ્રકોપ પામે છે. બરાબર પચી ગયા-પછી જમવાથી દોષો સ્વસ્થાનસ્થ રહે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. ખાવાની વૃત્તિ બુભુક્ષા જાગે છે.

# અમારાં વિદ્યાર્થીજીવનનાં સંસ્મરણો

ત્રિભોવનભાઈ ઈશ્વરભાઈ પટેલ
નિવૃત્ત શિક્ષક, શ્રી સયાજી હાઇસ્કૂલ,
વડોદરા

શ્રી. ત્રિભોવનદાસ ઈ. પટેલ કેળવણીકાર તરીકે પોતાના પ્રદેશમા જાણીતા છે. બાપાલાલભાઈને પણ યાદ ન હોય તેવા પોતાના સહાધ્યાયીનાં સ્મરણો, આ મહાનુભાવે અત્રે રજૂ કરી તે કાળનું તાદૃશ્ય પ્રતિબિંબ રજૂ કર્યું છે.

લગભગ અર્ધશતાબ્દી પૂર્વેના અમારા વિદ્યાર્થીજીવન પર દૃષ્ટિપાત કરવાનો એક શુભ અવસર મળતાં ખરેખર મારું દિલ હર્ષથી નાચી ઊઠે છે. સને ૧૯૧૪–૧૫થી ત્રણેક વર્ષ દરમિયાન વડોદરાની મોટા ભાગની મુખ્ય પોળોમાં એક જ ઓરડીના સહવાસી, સહાધ્યાયી અને સહચારી મારા પરમ સ્નેહી મિત્ર તે અત્યારના શ્રીયુત વૈદ્યરાજ બાપાલાલ ગ. શાહના સ્મરણમાત્રથી અમારા મીઠા સંબંધોના કંઈ કંઈ પ્રસંગો નજર સામે તાદૃશ તરવરે છે. એમના બધા મિત્રો સાથે એમનો મીઠો સંબંધ આદર્શ ભૂમિકાએ હજી અત્યાર સુધી ચાલુ રહે એ એમનું અનોખું સૌજન્ય છે.

ભરૂચ જિલ્લાના આમોદની ત્રીસ-પાત્રીસથી ચાલીસ વિદ્યાર્થીઓની તે વખતના ચાર ધોરણની (અત્યારના ધો. ૫ થી ૮) એક નાની માધ્યમિક શાળામાંથી હું વડોદરે બરોડા હાઇસ્કૂલમાં અં. ૯ માં ધોરણમાં ભણવા આવ્યો. વડોદરા જેવી પૂર જાહોજલાલીવાળી શ્રીમંત ગાયકવાડ નરેશની રાજધાનીમાં હું પોતે અમેરિકામાં આવ્યો હોઉં તેવું મને લાગતું હતું. હું ગભરાતો. અભ્યાસક્રમ કે તે સમયના અમારા વર્ગમાં ચાલતાં પાઠ્યપુસ્તકો સંબંધી કોઈ મને સીધો જવાબ આપે નહિ. એવામા મને ભાઈ બાપાલાલના સુંદર સ્વચ્છ સુવાચ્ય અને મરોડદાર હસ્તાક્ષરવાળી ખૂબ કાળજીથી લખાયેલી એમની અભ્યાસ નોંધપોથીએ આકર્ષ્યો. એમાંથી હું મારે જરૂરી વસ્તુઓ ઉતારી લઈ પાછી તે એમના સ્થાને એમની જાણ બહાર જ બરાબર મૂકી દેતો. એમ કરતાં કરતાં થોડા દિવસોમાં મારે એમની સાથે દોસ્તી થઈ. તે વખતે એઓશ્રી શરીરે સુદૃઢ અને ખડતલ, મનના મક્કમ અને દિલના ઉદાર; એક ભારે વ્યાયામપ્રેમી મારા એ સાથી હતા. ચિત્રકળાનો પણ એમનો શોખ ભારે. મુબઈ સર જે. જે. આર્ટ્સ સ્કૂલની ત્રણે ગ્રેડોની પરીક્ષા એમણે અં. ૯ મા ધોરણમા જ ઉત્તીર્ણ કરેલી. એમના ચિત્રશોખનો સંગદોષ મને પણ લાગ્યા વિના રહ્યો નહિ. એમણે મને બે ચિત્રપરીક્ષાઓ ઉત્તીર્ણ કરાવી હતી. પણ તે સુંદર લલિતકળા કામ માટેની કુદરતી બક્ષિસ મારામાં નહિ, એટલે મેં મારી મર્યાદા સમજી તે શોખ જતો કર્યો. અમારા બંનેના સહાધ્યાયી–સહવાસી અન્ય એક મિત્ર બહાદરપુરના વતની ભાઈ જીવાભાઈ બાપુભાઈ દેસાઈ હતા. તે એક સફળ સમર્થ વરિષ્ઠ કોર્ટના વકીલ થયા. તે પોતે શરીરે ખૂબ સુકુમાર હતા. કૉલેજ જીવનમાં તે ભાઈ ખૂબ ખડતલ બેઠાડી નીવડ્યા હતા. અમારી ત્રિપુટીમાંથી હું પોતે વિવાહિત હતો.

શ્રીયુત બાપાલાલ અને શ્રીયુત જીવાભાઈને એ લહાવો લેવાનો જીવનમાં હજુ બાકી હતો. અમારા અભ્યાસ-કાળમાં અમને લગ્નવરતુ ગમતી નહિ. અભ્યાસને એ ભારે નડતર છે, ભાવિ વિકાસમાં વિક્ષેપ છે, એમ અમે નિષ્ઠાપૂર્વક માનતા હતા. એટલે ભાઈ બાપાલાલના લગ્નનો પ્રસ્તાવ એમના સનાતન ભાવનાસેવી ચુસ્ત વૈષ્ણવ પિતા તરફથી આવતા અમે ભારે મૂંઝવણમાં પડ્યા. બાપાલાલભાઈ તે વખતે પણ પોતે નીડર હતા, વળી સુધારક વિચારશ્રેણી એમના આર્યસમાજી વડિલબંધુ ચુનીભાઈના સંસ્કારસિંચનથી ધરાવતા હતા. યુગોથી જીર્ણ બનેલી જડતા, અર્થહીન જૂની પુરાણી ચાલી આવતી બાળલગ્ન જેવી સામાજિક કુરૂઢિઓને તિરસ્કારતા બાપાલાલભાઈના દિલમા તમન્ના હતી ઘણુંક ઘણું ભાંગવાની, ઘણુ ક ઘણું તોડવાની–આધુનિક સુંદરમ્ કવિની ભાવના અનુસાર ઘણુ ઊંડાણી અનિષ્ટો અને અનર્થો પર ઘા ફટકારવાની. શિરછત્ર પૂજ્ય પિતાએ કરેલા લગ્નપ્રસ્તાવનો વિદ્યાર્થી બાપાલાલે વિનયથી અને વિવેકથી વિરોધ તો જરૂર ઉઠાવ્યો. પણ તે જમાનાનાં માતાપિતાની પોતાના બાળકોને ઉતાવળે ઉતાવળે લગ્નગ્રંથીથી જોડવાની ઉગ્ર લાલસા સામે સંતાનોનું શું ચાલે? છેવટે નિરૂપાયે લાચારીથી પિતાના સંતોષ અર્થે વિદ્યાર્થી બાપાલાલે પ્રભુતામા પગલાં માંડ્યા. તે ખરેખર પ્રભુતા-દિવ્યતા અને જીવનની પવિત્રતા સાચવીને સંયમને કિનારે કિનારે એમણે પોતાની વિદ્યાર્થી અવસ્થા નિર્ગમન કરી–અમે બધા મિત્રો સારી રીતે ધો ૯ મુ ઉત્તીર્ણ થયા. અમારા વર્ગના પચીસ વિદ્યાર્થીઓમાં અઢાર બધા જ વિષયોમાં સાંગોપાંગ સંપૂર્ણ સફળ થયા. અમારા વર્ગનું પરિણામ આખી બરોડા હાઇસ્કૂલમાં સૌથી ઉત્તમ આવ્યું. સૌરાષ્ટ્રના વતની અમારા વર્ગ–શિક્ષક શ્રીયુત વી. કે. દેશાઈ સાહેબને અમારા તે સમયના ખૂબ ચુસ્ત શિસ્તપ્રેમી હેડમાસ્તર સાહેબ શ્રીયુત આપ્ટે સાહેબે હાર્દિક ધન્યવાદ આપ્યા. અમારા વર્ગના વિદ્યાર્થીઓએ પણ પોતાનો વિજયાનંદ સુપરફાઇન તથા નાસ્તા ચા–પાણીથી માણ્યો. હર્ષની રેલ આટલેથી ન અટકી. અમારા શોખીન સાથી જીવાભાઈ બા. દેશાઈએ ધીરેથી વાત મૂકી કે આપણા બધાની ફતેહના ડંકા પ્રભુકૃપાએ વાગ્યા, તો એકાદ નાટક જોઈએ. ત્રણેમાં ઉંમરે હું સહજ વિશેષ મોટો હતો. એ બન્ને મિત્રો મારી આમન્યા માને. હું નાટક જોવાની વૃત્તિ–રુચિ ધરાવતો નહિ. છતાં ખુશીથી જીવાભાઈની સાથે હું સંમત થયો. તે વખતે સીનેમા–બોલપટ કે ચલચિત્રો જન્મ્યાં ન હતાં. નાટકમંડળીઓના નાટયપ્રયોગોથી જનતાને મનો-રંજનના કાર્યક્રમો મળતા હતા. અમે જોવા જવા તૈયાર થયા તે હતું નાટક સરસ્વતીચંદ્રનું. નાટક તો નઠારા માણસો જુએ એવી મારા મનની ભ્રાન્તિ તે વખતે ટળી. તે નાટયપ્રયોગ ખૂબ શિષ્ટ પ્રકારનો હતો. સંસ્કારી નાગરિકો અને કેળવાયેલા સજ્જનોનો મેળો ત્યા ઊભરાતો. આવા નાટયપ્રયોગોની શૈક્ષણિક ઉપયોગિતા પણ અમને–ખાસ કરીને મને સમજાઈ. એટલે ત્યાર પછી મહિનામા એક વાર અમે એવા સુંદર નાટયપ્રયોગોનો લાભ લેતા. ધર્માદા ખેલ હોય તે તો અમને બે આનાની ટિકિટથી મળતો. અમારો ભણવાનો વાર્ષિક ખર્ચ વાર્ષિક રૂ. ૧૨૫ થી ૧૫૦ સુધી આવતો. આજે તો એક મહિને આટલો ખર્ચ વિદ્યાર્થી માગે છે. આર્થિક, સામાજિક અને રાજકારણીય યુગપ્રવર્તનો થયેથી પાછલી વાતો આજની દુનિયા ન માને. સુખી, ઉદ્યોગી સાદું અને સંયમી અમારું વિદ્યાર્થીજીવન મધુરતાથી વ્યતીત થતું હતું. મુંબઈ વિદ્યાપીઠની તે વખતની બધા જ વિષયો અંગ્રેજી માધ્યમથી શિખવાડાતા હતા તેવી મેટ્રિકની પરીક્ષા સને ૧૯૧૬માં અમે બધા મિત્રોએ પહેલે પ્રયત્ને જ પસાર કરી. અમારી બરોડા કૉલેજ જૂનની ૧૭મી તારીખે ઊઘડે. ત્યાં સુધીની એ લાંબી રજાઓનો સદુપયોગ ભાઈ બાપાલાલ અને અમારા એક અન્ય સહૃદયી સ્નેહી સહાધ્યાયી મિત્ર પાંડુરંગ ગોવિંદ વેણીકર વગેરે મિત્રમંડળે એક પરોપકારના કાર્યાર્થે કર્યો. સને ૧૯૧૬માં બંગાળાના બાંકુરા જિલ્લામાં અને ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકામાં ભારે દુષ્કાળ હતો. ઘાસચારાની ભયંકર તંગી. અન્નપાણીના સાંસા–ઢોરો અને માણસોનો નિર્વાહ ઘણો મુશ્કેલ હતો

આ દુષ્કાળગ્રસ્ત લોકોના અકથ્ય અને અસહ્ય સંકટના નિવારણાર્થે એક રાહતકાર્ય બાપાલાલભાઈ, ભાઈ વેણીકર તથા અન્ય મિત્રોએ ભેગા મળી રજાઓના દિવસોમાં વડોદરામાં ઉપાડયુ હતું. એમના

કાર્યના હેવાલપત્રો મને મારે ગામ મીયા–સરભાણ જિ. ભરૂચ મળ્યા કરતા. એમના આવા જનકલ્યાણના સુંદર કાર્યની પ્રેરણાથી મારા ગામના દરબારના ઉપનામથી ખ્યાતનામ આગેવાન સદ્દગત મથુરભાઈ હીરાભાઈ તથા અન્ય આગેવાન ઉઘરાતદાર સદ્દગત શ્રીયુત દાદાભાઈ બાજીભાઈ પટેલ (દાદા)એ મને સાથે રાખી ઘેરેઘેર ફરી દુકાળપીડિત લોકોની હાડમારીઓનો ખ્યાલ લોકોને આપી યથાશક્તિ ફંડફાળો ઉઘરાવ્યો અને રાહત સમિતિને પહોંચતો કર્યો. તે વખતે ભરૂચ તાલુકામાં ઘાસચારાની સારી છત હતી. ત્યાંના ખેડૂતોનો વધારાનો ઘાસચારો જંબુસર તાલુકાના ખેડૂતોને ત્યાંના મામલતદાર સાહેબ દ્વારા પહોંચતો કરાતો હતો. આમોદના એક સજ્જન ખેડૂત શ્રીયુત દયાળજી પટેલે પણ મને મુબઈ તેડી જઈને ત્યાંના દાનશીલ ધનિક વેપારીઓ અને વેપારીમંડળો પાસેથી આ કાર્યમાં સારી મદદ અપાવી હતી. પ્રચંડ આગ ઠારવાને ડોલ–બે ડોલ પાણી છાંટવાના આવા અલ્પ પણ વેળાસરના ખૂબ કીમતી પ્રયાસો સેવાભાવી વિદ્યાર્થી બાપાલાલ અને તેમના મિત્રો થકી થતા. તે સમયની વિદ્યાર્થી-આલમમાં આજના જમાનાનાં સુસંગઠિત વિદ્યાર્થીમંડળો ન હતાં. છતાં પૂજ્ય ગાંધી બાપુજીના રાજકીય ગુરુ ગોપાળકૃષ્ણ ગોખલેજીએ સ્થાપેલા સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટી (ભારત સેવક સમાજ) નામની સંસ્થા તે સમયના યુવકોને પ્રેરણાસ્થાન હતી. એ સંસ્થાના એક પીઢ કાર્યકર, દાહોદ ભીલ સેવામંડળના સંચાલક અને પ્રાણસમા સદ્દગત પૂજ્ય અમૃતલાલ વી ઠક્કરબાપા રાષ્ટ્રવ્યાપી સંકટોના રાહત કાર્યો ચલાવતા. તેવાં રાહતકાર્યોની શાખાઓ દ્વારા આવું જનકલ્યાણનું કામ થતું. એવાં કાર્યોમાં જોડાઈ જઈ ભાઈ બાપાલાલ વિદ્યાર્થી અવસ્થામાં પણ તન, મન અને ધનથી કામ કરતા અને પોતાના મિત્રોને પણ એ માર્ગે દોરતા ગુજરાતના આગેવાન કાર્યકર, દેશની આઝાદીના શૂરવીર સુભટ અને સેનાપતિ સદ્દગત શ્રીયુત છોટુભાઈ પુરાણી અને તેમના બંધુ અરવિંદ આશ્રમવાસી યોગસાધક શ્રીયુત અંબુભાઈ પુરાણીની પ્રેરણાથી ચાલતા રાષ્ટ્રસેવક મંડળના બાપાલાલભાઈ વિદ્યાર્થી અવસ્થાથી આજીવન સભ્ય રહ્યા, અને છોટુભાઈના માર્ગદર્શનથી, પોતે પાછળથી વૈદ્ય બનીને હાંસોટ જેવા વાહનવ્યવહારનાં સાધનોથી ખૂબ દૂર એવા સ્થળે ગ્રામ્યપ્રદેશમાં યથાર્થ ગ્રામસેવક થઈ, વ્યાયામમંદિર અને દવાખાનું ચલાવવાની બેવડી જવાબદારી એમણે સહર્ષ અને સફળતાથી ઉઠાવી. ત્યાં રહી વૈદકના તાલીમાર્થીઓને પોતાને ત્યાં રાખી વૈદ્યો તૈયાર કરતા અને પોતાના જ્ઞાનનો અને અનુભવોનો લાભ બીજી ઊગતી પેઢીને આપતા રહ્યા. આ દિશાનો એમનો સર્વોચ્ચ વિકાસ તે સુરત આયુર્વેદિક કૉલેજનું એમનું ગૌરવવંતુ આચાર્યપદ.

મેટ્રિકની પરીક્ષા આપ્યા બાદ સન્માર્ગે વ્યતીત થતી ઉનાળાની લાંબી રજાઓ પૂરી થતાં ઉચ્ચ અભ્યાસ માટે અમે સૌ મિત્રોને બરોડા કૉલેજમાં પ્રવેશ મળ્યો. ત્યાં કૉલેજના પ્રિવિયસ ઇયર-વિનયનનું પ્રથમ વર્ષ તથા ઇન્ટર આર્ટસનો અમારો અભ્યાસ થયો. મારી યાદદાસ્ત પ્રમાણે ભાઈશ્રી બાપાલાલે ઇન્ટર આર્ટસમાંથી કે ત્યાર બાદ કૉલેજનો અભ્યાસ છોડયો અને ભરૂચ પાસેના ગામ ઝાડેશ્વરમાં વસતા ધુરંધર વૈદ્યરાજ અમૃતલાલ પટ્ટણીના સંસર્ગમાં રહ્યા. તેમની પાસે ચરકસુશ્રુતનો અભ્યાસ એમણે આરંભ્યો. શ્રીયુત છોટુભાઈ પુરાણીના માર્ગદર્શન-દેખરેખ નીચે ભરૂચમાં તે વખતે એક હાઇસ્કૂલ ચાલતી હતી. એ સંસ્થામાં પણ ભાઈ બાપાલાલ ઝાડેશ્વરથી રોજ ભરૂચ જઈને સેવા આપતા. આ પ્રવૃત્તિ એમના દિલમાં ઉભરાતા, ઉછળતા સ્વદેશાભિમાનને લઈને હતી. કારણ કે તે સમયના કેવળ કારકુનિયા શિક્ષણથી કોઈને સંતોષ ન હતો, એટલે શ્રી છોટુભાઈને થયું હશે કે લાવો, એક સ્વતંત્ર શિક્ષણસંસ્થા સ્થાપી બાળકોમાં નવીન ભાવના, નવીન પ્રકાશ–આઝાદીની હવા ફેલાવીએ અને બાપાલાલભાઈનો એ કાર્યમાં પૂરો સાથ હતો. સ્વદેશાભિમાની સેવક દાંડીકૂચ દરમિયાન ભરૂચ સેવાશ્રમના કેન્દ્ર-સંચાલક સદ્દગત નાનુકલાલ નંદલાલ ચોકસી પણ આ શિક્ષણકાર્યમાં જોડાયા હતા. એ સંસ્થાની મુલાકાતે જવાનું મારે થયું હતું. ત્યારે મારા મિત્ર બાપાલાલનું શિક્ષણકાર્ય અવલોકવાની

મને તક મળી હતી. એકાદ ઐતિહાસિક ઘટના રામાયણના પ્રસંગમાંથી એમણે ઉપાડેલી. 'રામનું જીવન આદર્શ કયી કયી રીતે' એ વિષયની આલોચના એમણે ખાસ વિશદતાથી અને સચોટતાથી કરેલી. પ્રથમ કક્ષાના તાલીમ પામેલા કોઈ અનુભવી સફળ શિક્ષકની યાદ અપાવે એવું એમનું કામ મને તે સમયે લાગ્યું. એટલે શિક્ષક તરીકેની એમની યોગ્યતા પણ અનુપમ હતી. પણ ભગવાને બનાવ્યા એમને વૈદ્યરાજ; અને જેનું ધ્યેય કોઈ રીતે નિશ્ચિત ન હતું તેવો હું પોતે, થઈ પડયો જીવનભરનો સીધો સાદો ભેખધારી શિક્ષક.

શ્રીયુત બાપાલાલે આયુર્વેદાચાર્ય થઈને પોતે પોતાના ધંધાથી અઢળક ધન કમાવાની દૃષ્ટિ રાખી નહિ. દેશસેવાનું વ્રત એમણે ચાલુ રાખ્યું. એમની આ પ્રકારની પરોપજીવી જીવનયાત્રા સદ્ગત શ્રીયુત છોટુભાઈ પુરાણી અને એમના મંડળની પ્રેરણાને આભારી છે. ગામડાંના દીનદરિદ્રની સેવા એજ ખરી દેશસેવા છે, પ્રભુસેવા છે, એમ માનીને જ રેલવે કે બીજાં વાહનવ્યવહારનાં સાધનોથી દૂર અંદરના ગ્રામ્યપ્રદેશમાં હાંસોટ જેવા હિન્દુ–મુસ્લિમ વસ્તીવાળા કસ્બાને ધર્મજાતિના ભેદ વગર પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું અને ત્યાં રહી વૈદ્યરાજ શનાભાઈને પણ આયુર્વેદની તાલીમ આપી. આ રીતે ચાલુ ઘરેડથી જુદા જ, જનતાને અતિ ઉપયોગી જીવનના માર્ગે જુવાનોને વાળ્યા.

શ્રીયુત બાપાલાલે દેશની આઝાદીની લડતમાં પૂજ્ય ગાંધી બાપુજીના અસહકારના આંદોલનને પણ ટેકો આપ્યો અને ત્યારબાદ રાષ્ટ્રની સ્વરાજ્ય સાધનાને તેની બધી કક્ષાએ એમનો સુંદર સાથ હતો. મૂળથી જ એ પોતે સ્વતંત્ર વિચારક હોઈ કોઇનું ગાયુ ગાવાની એમને ટેવ ન હતી. પૂજ્ય ગાંધી બાપુજીના આરોગ્ય સંબંધી અને તેમના ખાસ કરીને ખોરાકના અખતરાઓની તેઓશ્રી આગવી અને અનોખી વૈજ્ઞાનિક દૃષ્ટિએ કરેલ ગંભીર ચર્ચા કરતા હતા. સદ્ગત સાક્ષરશ્રી રામનારાયણ વિ. પાઠક સાહેબના તંત્રીપદે ચાલતા માસિક "પ્રસ્થાન"માં છૂટથી આવી એમની ચર્ચાઓ આવતી હતી. શાકભાજી, દૂધ–તાંદુલ વગેરે ખોરાકની એમની ચર્ચા ખૂબ જનભોગ્ય હતી. આમ અથાગ પરિશ્રમ અને કઠોર પુરુષાર્થથી એમનું જીવન ઘડાયું છે.

આયુર્વેદની પોતાની વસ્તુઓ એલોપથી સાથે કેટલી સુસંગત કે તેનાથી કેટલી વિસંગત છે, તે એઓ પોતે ખાસ કાળજી અને નિરાભિમાનથી જોઈ–તપાસી લેતા. પોતાના વિષયના ગહન જ્ઞાન અને બહોળા અનુભવનો એમણે કોઈ દિવસ ઘમંડ સેવ્યો નથી. જ્યાંથી મળે ત્યાંથી વિનમ્ર ભાવે સત્યશોધકની નજરે જ્ઞાન સંપાદન કરી સંશોધનનું કાર્ય એમણે આગળ ધપાવ્યે રાખ્યુ. વડોદરા રાજ્યના પ્રજામંડળના એક ભૂતપૂર્વ પ્રમુખ સાહેબ અને શ્રીમંત મહારાજ સયાજીરાવના અંગત ડૉક્ટર સાહેબ શ્રીયુત સુમંત મહેતા સાહેબે એમની નામના સાંભળીને પાટણની આયુર્વેદ કૉલેજના આચાર્યપદે સેવા અર્પવાની માગણી શ્રીયુત બાપાલાલભાઈ પાસે કરેલી. પણ એ વાતનો એમણે એમનાં પોતાનાં અંગત કારણોથી સાભાર અસ્વીકાર કર્યો હશે. છેવટે એવી જ કે તેથી સવિશેષ જવાબદારીવાળું સ્થાન સૂરતની આયુર્વેદ કૉલેજનું આચાર્યપદ શોભાવવાનું ગૌરવ પ્રભુએ એમને અપાવ્યું. તેથી દેશને અને ખાસ કરીને ગુજરાતને ખૂબ ફાયદો થયો. એમના બહોળા અનુભવ અને જ્ઞાનનો લાભ ગુજરાતની બીજી પેઢીને મળતો રહ્યો. કંઈ વૈદ્યો એમના હાથે તાલીમ પામ્યા. વિસરાતા આયુર્વેદનો ઉદ્ધાર થવામાં એમનો ફાળો નાનોસૂનો નથી. એમની યોગ્યતાથી એમને દેશવ્યાપી નામના મળી.

વૈદ્યો તો ઘણ઼ા ભલા. તેમાં આ જુવાને જુદી ભાત પાડી. સૌરાષ્ટ્રના એક રાજદરબારી ઠાઠવાળા સુવિખ્યાત વૈદ્યરાજની મુલાકાતે આ મિત્ર ગયા હતા. ત્યાં અજાણ્યાને પ્રવેશ મુશ્કેલ હતો. શ્રીયુત બાપાલાલે પોતાના નામથી તે વૈદ્યરાજને સંદેશો કહેવડાવ્યો. એટલે તે બુઝુર્ગ મુરબ્બીશ્રી દોડતા આવ્યા શ્રીયુત બાપાલાલને ભેટવા અને બાપાલાલને જોતાંવેંત તેઓશ્રી ચકિત થયા. "આપ જ બાપાલાલ છો ? મેં તો તમને ઘણા ઘરડા માનેલા"–ગુણ જ પૂજાનું સ્થાન છે, નહિ કે જાતિ કે ઉંમર, એ સૂત્રનો અનુભવ

પેલા મોટા વૈદ્યરાજને પણ શ્રી બાપાલાલ વિષે થયો શ્રી બાપાલાલે જુવાનીમા પણ આમ ગાભીર્ય અને ધૈર્ય દાખવ્યા હતા પોતે હરેલ-હાવકા અને સાથે હસમુખા અને વિનોદવૃત્તિશીલ પણ હતા એમના રમૂજી સ્વભાવને લઈને ટીખળીવૃત્તિવાળા વિદ્યાર્થીઓના ટોળા સાથે પણ એઓશ્રી એકરસ થઈ જતા તે વખતના જાણીતા નકલ કરનારા શ્રીયુત ભાઈનીકરની પણ નકલ કરનારા અમારા એક સદ્‌ગત મહાધ્યાયી નાગરમિત્ર નસુભાઈ જી દેશાઈ જેવા ટીખળીની સોબતે પણ એ રગાતા એમનો આવો મિલનસાર સ્વભાવ જનતાનો સ્વભાવ પારખવામા ખૂબ સહાયક થઈ પડયો

ખાસ કરીને એમના જીવનનો ખ્યાલ નીચેની અગ્રેજી પક્તિઓનુ હાર્દ સમજવાથી ઠીક આવશે એ કાવ્યનો ધ્વનિ શ્રી બાપાલાલના જીવનમા રણક્યો છે

To suffer woes which hope thinks infinite
To forgive wrongs darker than death or night
To defy power that seems omnipotent,
*To love and bear*—
To hope till hope creates from its own
Wreck the thing it contemplates
Neither to change nor falter, nor repent,
This Titan-like thy glory is to be
Good, great and joyous beautiful and free,
This alone is life, joy, empire and victory

[ કાવ્યનો ભાવાર્થ —

આશા પણ અણખૂટયા (અનંત) માને એવા દુ ખો વેઠવા-મૃત્યુ અને રાત્રિ કરતા પણ કાળા અધકાર ભર્યા અ યાયો દરગુજર કરવા-સર્વશકિતમાન જણાતી હોય તેવી સત્તાને પણ પડકારવી—

ચાહવુ અને સહન કરવુ—

આશા એટલે સુધી રાખ્યા કરવી કે આશાના ભગારમાથી જ આશાએ ચિંતવેલ વસ્તુ નીપજી આવે

ફરવુ નહિ-ડગવુ નહિ-લથડવુ નહિ-એટલે પસ્તાવાનુ પણ કારણ નહિ

સજ્જન, મહાન, આનંદી સુદર અને સ્વાધીન થવામા જ તારી આ જગી પ્રતિષ્ઠા અને નામના છે આ જ માત્ર જીવન આનદ, સામ્રાજ્ય અને (જીવનનો) વિજય છે ]

આ કાવ્યના હાર્દ અનુસાર શ્રીયુત બાપાલાલે પોતાના જીવનનુ ઘડતર કર્યુ છે, જીવનના અનેક વિઘ્નોની હારમાળા વટાવી એઓશ્રી વિજયને વર્યા છે

આવા ધીરવીર, સુશીલ અને સૌજન્યમૂર્તિ આપણા વૈદ્યરાજે સફળતાથી ષષ્ટિ વટાવી એ અમો સૌ મિત્રો અને સ્નેહીજનો તેમ જ એમની સેવાને પાત્ર બનેલા સદ્‌ગૃહ થો અને સન્નારીઓ માટે ભારે હર્ષ અને ગૌરવનો પ્રસગ છે એમની ષષ્ટિપૂર્તિ નિમિત્તે રચાયેલા સન્માન સમારભે અમારા એમને હાર્દિક અભિનદન છે અને જનતાને એમની સેવાનો લાભ હજી દીર્ઘકાળ સુધી મળતો રહે તે અર્થે પ્રભુ એમને નિરામય દીર્ઘાયુષ્ય બક્ષે અને ભાવિમા એમની પાકી શતપૂર્તિ ગોઠવાય એ જ અમારી અતરની અભિલાષા

---

# મારો નિકટનો પરિચય

યશવંતરાય રાજારામ જોષી (B. Ag.)

પુરાણીમંડળે સજોદમા ખેતીવાડી ફાર્મ શરૂ કરેલું તે માટે યશવંતરાયભાઈને બી. એજી. થવા માટે કહેવામા આવ્યુ. ડિગ્રી મેળવી આવીને માસિક રૂપીઆ ૩૦ના પુરસ્કારથી તેમણે પોતાનું કામ શરૂ કર્યું, અને ઘણાં વર્ષો સુધી એ જ રીતે પોતાનો નિભાવ કર્યો. આજ સુધીની પોતાની ૭૪ વર્ષની ઉંમર તેમણે ખેડૂતો માટે ખરચી છે. તેમના માટે સહકારી સોસાયટીઓ, જીનો, પ્રેસો ઊભાં કરવા અને વ્યવસ્થિત કરવાં, એ જ તેમના જીવનનો ઉદ્દેશ રહેલો છે. ગુજરાતની સહકારી પ્રવૃત્તિઓના તેઓ આદ્ય પ્રણેતાઓમાના એક છે.

બાપાલાલ ગરબડદાસ વૈદ્ય મૂળ પંચમહાલ જિલ્લાના સણસોલી ગામના વતની હતા. એમના પિતા નાના જમીનદાર અને કપાસ વગેરેનો વેપાર કરતા. તેઓ જન્મથી ખાનદાન કુટુંબના નબીરા છે અને ઘરના પ્રથમથી સુખી ગણાય. બાપાલાલભાઈ કોલેજના અભ્યાસ અર્થે ૧૯૧૧ કે ૧૨ માં વડોદરે આવેલા અને એમના પિતાની ઇચ્છા એમને વકીલ કે ડૉક્ટર બનાવી તે વખતના આગળ પડતા માણસોના ધ્યેય મુજબ, તેમને સુખી અને સમૃદ્ધ જીવન જીવતા બનાવવાની હતી.

બાપાલાલભાઈ વડોદરે ભણવા આવ્યા તે વખતે વડોદરામાં બાજવાડા મહોલ્લામા લક્ષ્મીનાથ વ્યાયામ-શાળા ચાલતી હતી. એ અખાડામાં તેઓ કસરત કરી શરીર સુધારવા દાખલ થયા. પરંતુ આ વ્યાયામશાળા એક જુદી જ જાતની હતી. છોટુભાઈ પુરાણી, જેને દેશસેવાનો રંગ લાગેલો હતો અને જેઓ અરવિંદ ઘોષના શિષ્ય હતા, તેમણે ગુજરાતમાં દેશ માટે સંગીન કામ કરવા માટે પાયો નાખવા નક્કી કરી, કેટલાક મિત્રો સાથે આ વ્યાયામશાળા ઊભી કરેલી. આ વ્યાયામશાળામાં શરીરને કસરતથી કસી સુદૃઢ તો બનાવવાનું હતું. પણ તે ઉપરાંત સહનશીલતા, મનમજબૂતી, ઉચ્ચ વિચાર, દેશપ્રેમ વગેરેની પણ તાલીમ લેવાની હતી. એ અખાડાની પ્રવૃત્તિનો હેતુ સંપૂર્ણ રીતે માનવશક્તિઓ ખીલવી દેશના ઉત્થાનમાં એ શક્તિને કામે લગાડવાનો હતો.

ગુજરાતના જુવાનો શરીરે નિર્બળ હતા. તેમને તૈયાર કરવાના હતા. આ રીતે શરીરને બરાબર બનાવી, શરીર અને મનને સુદૃઢ બનાવી, દેશને પરતંત્રતામાથી મુક્ત કરવા, અને માણસોને યોગ્ય સેવા માટે લાયક કરવાનો અખાડાનો હેતુ હતો. અને એ રીતે માણસો તૈયાર થાય એટલે જુદે જુદે સ્થળે, જુદા જુદા કામો માટે મૂકી દેશમાં દેશપ્રેમની નવજાગૃતિ લાવવાની હતી. આ હેતુ બર લાવવા અખાડામાં કુસ્તી અને બીજી વ્યાયામની રમતો ઉપરાંત દર શનિવારે પાંચ-સાત માઈલ દોડવાની પણ ટેવ પાડવામાં આવતી. દર રવિવારે દેશનેતાનાં કામો ને જીવનો વંચાતાં ને ચર્ચાતાં અને સાંજે અમુક વિષય ઉપર દરેકને બોલવાનું કહેવામા આવતું. આ રીતે અખાડામાં આવનારમાથી યોગ્ય શક્તિવાળા માણસો તૈયાર કરી તેમને આજીવન દેશના કાર્યકર્તા બનાવવા પ્રયત્ન રહેતો. એ સંસ્થામાં દાખલ થવાનું સદ્ભાગ્ય બાપાલાલભાઈને પણ પ્રાપ્ત થયું.

બાપાલાલભાઈનું કુટુંબ



ડાબેથી બેઠેલા : (૧) કુ. કુસુમબેન, (૨) સૌ. જડાવબેન, (૩) બાપાલાલભાઈ, (૪) ચિ. પ્રફુલ્લભાઈ (૫) સૌ. સુધા પ્રફુલ્લભાઈ
ઊભેલાં બાળકો : અંજલિ. કલ્યાણી, ચિ. આનંદ, મંજરી.

તે કાળે જીવનમા મોજશોખને તિલાંજલિ આપી અને કુટુબીજનોને દુભવીને અગર તેમનાથી છૂટા થઈને પણ દેશ માટે આખુ જીવન વ્યતીત કરનારા જે માણસો અખાડા પદ્ધતિએ ઉત્પન્ન કર્યા તે પૈકીના એક બાપાલાલભાઈ છે તેમણે પુરાણી-મ ડળના આદેશ મુજબ દેશ માટે જીવનભર કામ કરવાનું અને એ રીતે કુટુબીજનોની નારાજી વહોરી, કામ કરવાનું વ્રત સ્વીકાર્યુ

મ ડળના હેતુ અનુસાર તેમને મુબઈ ડૉકટર થવા મોકલ્યા પરતુ ત્યા એઓ બીમાર પડી જવાથી પાછા આવ્યા તે સાલ મારી જાણ મુજબ ૧૯૧૭ નો હતો

આ વખતે મ ડળના કાર્યકર્તાઓએ ભરૂચ જિ લાને પોતાનુ પ્રથમ કામ કરવાનુ મથક બનાવવા ધારેલ હોવાથી છોટુભાઈ પુરાણીએ પોતાના સ્માએના સાથીઓ સાથે ભરૂચમા કેળવણીમ ડળ કાઢી, ધી ન્યૂ ઇંગ્લીશ સ્કૂલની સ્થાપના કરેલી અને ત્યા છોટુભાઈ બધાના મુખી હતા બાપાલાલ મુબઈથી પાછા ફરતા છોટુભાઈએ તેમને વૈદુ શીખી ગામડામા ગોઠવાઈ જવા સલાહ આપી આ વખતે ભરૂચ પાસ ઝાડેશ્વર ગામમા હરિભાઈ અમીન નામના સખી ગૃહસ્થનુ ધર્માદા આયુર્વેદ દવાખાનુ ચાલતું હતું તેમા અમૃતલાલ પઢીયાર કરીને એક નિષ્ણાત અને સેવાભાવી વૈદ્ય હતા તેમની પાસ વૈદકનો અભ્યાસ કરી લેવાની બાપાલાલભાઈ માટે ગોઠવણ કરી આપી વિદ્યાર્થી અને ગુરુ બેઉ ખતીલા ને હોંસીલા હોવાથી ધારેલુ કામ બરાબર થયુ એમની પાસે બાપાલાલભાઈએ લગભગ બે વરસ અભ્યાસ કર્યો પરતુ આ કાળ દરમિયાન એ ઘરથી સ્વતંત્ર હોવાથી એમના ખાનપાનનો ખર્ચ એમણે જ મેળવવાનો હતો અને તેથી છોટુભાઈ, પોતાની સ્કૂલમા એક-બે કલાક શિક્ષક તરીકે એમની પાસેથી કામ લઈ તેમને માસિક રૂ ૨૦ આપતા, તેમા તેમણે પોતાનો ખર્ચ નભાવી લેવાનો હતો

પઢીયાર પાસે વૈદાનો અભ્યાસ પૂરો કરી વનસ્પતિના અનુભવ અર્થે થોડા વખત માટે તેઓ કચ્છ શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી પાસે ગયા ને વનસ્પતિ શાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો, જે બાપાલાલભાઈએ પાછળથી લખેલા નીઘટુના ગ્ર થ ઉપરથી માલૂમ પડ છે

તેઓ કચ્છથી અભ્યાસ પૂરો કરી આવ્યા તે વખતે હું પણ આજીવન સભ્ય તરીકે મ ડળમા કામ કરતો હતો બી એ નો અભ્યાસ છોડી મ ડળના આદેશ અનુસાર હુ પૂના જઈ ખેતીવાડીનો ગ્રેજ્યુએટ થયો, ને મારે ગામડામા રહી ફાર્મ કાઢી લોકોમા કામ કરવાનુ હતુ તે મુજબ ૧૯૧૭મા મે ભરૂચ જિલ્લાના અકલેશ્વર તાલુકાના સજોદ ગામે કામની શરૂઆત કરી જુદા જુદા ક્ષેત્રોના નિષ્ણાતો બનાવી, જુદા જુદા ગામમા તેમને મૂકવાનો મ ડળનો ઉદ્દેશ હતો

ભરૂચમા કેળવણી મ ડળ કાઢી સ્કૂલ શરૂ કરી ત્યા એક થાણું નાખ્યુ હતુ અને બીજુ સજોદમા શરૂ થયુ પણ બાપાલાલ તૈયાર થઈને આવ્યા ત્યારે તેમને હાંસોટ મુકામે મૂકવા મે મ ડળને જણાવ્યુ તેનો સ્વીકાર થયો પરતુ વદ તરીકે હાંસોટમા શરૂઆત કરવાને અમારી કોઈ પાસે સાધન ન હતુ તેથી હાંસોટના ત્રણ ગૃહસ્થો પાસેથી રૂ ૧૦૦-૧૦૦ની રકમ લઈ રૂ ૩૦૦થી હાંસોટમા બાપાલાલના વૈદાની શરૂઆત થઈ

હાંસોટમા વૈદ્યને મૂકવાનો હેતુ એ વિભાગને એ સારો કાર્યકર્તા મળી રહે તે હતો વળી દવાની ફી પણ બે આના રાખવામા આવેલી, જેથી લોકો પણ રાહત અનુભવે વૈદ્યના સેવાભાવી કામથી થોડા જ વખતમા તેઓના તરફ લોકોની પ્રીતિ જામી વળી વૈદકનુ તેમનુ સારુ જ્ઞાન પ્રામાણિક વર્તન, ખંત અને લાગણીને લઈ હાંસોટમા અને હાંસોટ મહાલના ગામોમા તેઓ જાણીતા ને માનીતા થયા કેટલાકના તો તેઓ જાણે કુટુબના વૈદ્ય બની ગયા તેઓ હાંસોટમા ૧૯૨૧મા આવ્યા ને ૧૯ વરસ લગી હાંસોટ રહી સેવા બજાવી અને એ દરમિયાન હાંસોટ અને હાંસોટ મહાલના ગામોને તેમના વૈદકના જ્ઞાનનો, તેમના પ્રામાણિકપણાનો ને શુદ્ધ પ્રેમનો લાભ મળ્યો દવા કરતી વખતે તેમને શુ કમાઈ થશે તેના ઉપર એમણે કદી ધ્યાન આપ્યુ નથી, પણ દર્દીનુ દર્દ મટાડવાની જ એમની તમન્ના રહેતી આ ઉપરાત હાંસોટના યુવાનોને સુદૃઢ બનાવવા એક અખાડો પણ ખોલેલો અને તેમા પણ અખાડ અ ગના તાલીમ આપતા

હાસોટમાં આવ્યા પછી થોડા જ વખતમાં તેમના પ્રેમાળ અને સહૃદયી દેશપ્રેમી સ્વભાવને લઈ ઘણાના મન તેમણે જીતી લીધાં અને એ વિભાગના મુખ્ય કૉંગ્રેસી કાર્યકર્તા થયા. દેશકામ માટે માથે આવતા ખર્ચ કરવા તે કદી અચકાયા નથી. કૉંગ્રેસના કામ માટે વરસમાં બેત્રણ વાર ગામડે ગામડે ફરતા અને લોકોનાં દુઃખો નિવારવામાં બને એટલો ફાળો આપતા. એક વખતે ઓભા ગામે આગ લાગી, અડધું ગામ બળી ગયું, ત્યારે આગની વાત સાંભળતા પોતાના મિત્રો સાથે ત્યાં પહોંચી ગયા. પેપરોમાં રાહત માટે મદદ માગી અને તેમના અંગત પ્રયત્નથી ઓભા ગામ ફરીથી બંધાયું; તેની અમર કીર્તિ માટે આજે પણ ત્યાં બોલે છે.

૧૯૩૦માં દાંડીકૂચ વખતે મીઠાની લડત કોંગ્રેસે ઊભી કરેલી તે વખતે હાસોટ મહાલમાં દત્રાઈ ગામે વડખાડીમાં મીઠું પાકેલું, તે મીઠું લૂંટવા દત્રાઈ ગામે કોંગ્રેસ તરફથી, અમારા બેની આગેવાની નીચે છાવણી નાખેલી. સ્વયંસેવકો છાવણીમાં આવતા, ગામડે ગામડે પ્રચાર અર્થે જતા ને ટુકડીબંધી મીઠું લૂંટવા જતા. એમને પકડવાને પોલીસ છાવણી પણ બીજી બાજુ પડેલી હતી. એ પણ અસહકારની મીઠાની લડતનું એક મુખ્ય ધામ બનેલું. આ છાવણીનો ખર્ચ, અનાજ, બધું ગામડાંમાંથી ફરીને મેળવાતું ને લોકો જોવાને મેળાની માફક ભેગા થતા. આ વખતે છાવણીમાં કામ કરનાર સ્વયંસેવકોનું ઘડી પછી શું થશે તે કોઈ જાણતું ન હતું છતાં હિમ્મતથી લોકો કામ માટે બહાર આવતા. આ છાવણી નિભાવવા ને તેનું કામ પાર પાડવામાં બાપાલાલે ભારે હિમ્મત, સાહસિકતા અને કાર્યદક્ષતા બતાવેલી. સાચા શૌર્યથી એ લડતને પોષવાની હતી, તે કામ બાપાલાલે પ્રેમપૂર્વક કરેલું. આ વખતે એમના ઉપર પણ સરકારની ખફામરજી ઊતરેલી, પણ ભય રાખ્યા વગર તેઓ કામ કર્યે ગએલા.

હાસોટમાં તેઓ ૧૯૩૯ સુધી રહેલા અને ત્યાંથી તેઓ ભરૂચ ગયેલા. ત્યાં પણ તેમના ઉમદા સ્વભાવને લઈ વૈદ્ય તરીકે અને જાહેર કાર્યકર્તા તરીકે સારી નામના મેળવી. ત્યાં પણ સ્વતંત્રતાની લડતમાં ઠીક ઠીક ફાળો આપ્યો. બાપાલાલભાઈ સ્વભાવે ખંતીલા, આનંદી અને લીધેલું કામ પાર ઉતારવાની વૃત્તિવાળા હોવાથી તેમનો ધંધો નિખાલસતાથી કરતા પરંતુ કૉંગ્રેસનું કામ આવતાં પ્રથમ કામ તેને ગણતા. હાસોટમાં રહી એમણે કેટલુંક સરસ ઉપયોગી વૈદકીય સાહિત્ય લખ્યું છે, જેને લઈ તેઓ ગુજરાતમાં જાણીતા થયા. લખેલા પુસ્તકો છપાવવા પૂરતી હાસોટમાં કમાણી કરેલી નહિ, પણ લોકસેવા જ મંત્ર હતો તેથી પુસ્તકો છપાવવા માટે બાપૂકી મિલકતનો ઉપયોગ કરવો પડેલો. એમનું જીવનધ્યેય પૈસા કમાવાનું ન હતું, પણ દેશસેવાનું હતું. તેમના જીવનનાં બે મુખ્ય ધ્યેય મને દેખાયાં છે. પ્રથમ, દેશસેવા—જરૂર પડે તેમાં ખપી જવું, અને બીજું ધ્યેય, વૈદ તરીકે પ્રામાણિકપણે પ્રજાને રાહત આપી, રોગો થયા પછી દવા કરવાને બદલે રોગો ન થાય એને માટે કાળજી રાખી શકાય તે માટે લખાણ તૈયાર કરવું. આમ તેમના સહૃદયીપણાએ પ્રજાપ્રેમ જીત્યો છે.

તેઓ જ્યારે ભરૂચ હતા ત્યારે એક વખત શ્રી રતનલાલ ખાડવાળા તેમની મુલાકાતે આવેલા, અને સ્વામીજી આત્માનંદ સરસ્વતીની ઇચ્છા મુજબ એક આયુર્વેદિક કોલેજ સ્થાપવાની યોજના વિચારેલી, અને બાપાલાલભાઈને સૂરત આવી એ યોજના મુજબ કોલેજ ચલાવી આપવા આગ્રહ કરેલો; અને એમના સ્વભાવ પ્રમાણે તેઓના આગ્રહને વશ થઈ કાલેજની સ્થાપના કરવા સૂરત ગયા અને આજ લગી ત્યાં જ છે.

જેવા શુદ્ધ અને મહૃદયભાવથી એમણે વૈદકનો અભ્યાસ કર્યો તેટલા જ ઉત્સાહથી તેમના હાસોટ વસવાટ દરમિયાન ચારપાંચ વિદ્યાર્થીઓને એમણે ઘેર રાખી વૈદકનો સારો અભ્યાસ કરાવેલો, જેઓ પણ આજે પોતાના ધંધામાં સારી પ્રગતિ કરી રહેલા છે.

ઉપર જણાવ્યા મુજબના મારા મિત્ર અને એક પંથના પ્રવાસી જેવા બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ પ્રસંગે તેમની સાથેના મારા જીવનપ્રસંગો ને અનુભવો આલેખતાં મને ઘણો આનંદ થાય છે. એક સામાન્ય દેશસેવક તરીકે જીવન શરૂ કરી પોતાના જ્ઞાન, કર્મ, સહૃદયતા અને નિખાલસતાને લઈ સમાજમાં જે ઉત્તમ પદને તેઓ પામ્યા છે તે જોઈ તેમના એક જૂના સાથી તરીકે મારું હૈયું હમેશાં હરખાતું રહ્યું છે. આ પ્રસંગે હું ઇચ્છું કે તેઓ હવે સારું સ્વાસ્થ્ય ભોગવે અને પ્રભુગામી બની જીવનહેતુ સફળ કરે.

# પુરાણીમંડળના ભેરુ

મૂળજીભાઈ તલાટી

સ્વ. છોટુભાઈ પુરાણીએ ભરૂચમાં કેળવણીની પ્રવૃત્તિ શરૂ કરી ત્યારે બાળમંદિરથી તેઓએ પોતાનો એકડો ઘૂંટ્યો. મૂળજીભાઈ ત્યારે રેલવેમાં નોકરી કરતા હતા. તેમને બાલમંદિર માટે બોલાવી લેવામાં આવ્યા અને ખુશીથી પોતાની નોકરીનું રાજીનામું આપી તેઓ તેમાં જોડાયા. જીવનભર તેમણે આ જ પ્રવૃત્તિ આદરી છે. શ્રી. અરવિંદ કાર્યાલય ઊભું કરી, તેમણે ઘણાં પુસ્તકોના ગુજરાતી અનુવાદો કરાવ્યા છે. અને હાલ "પથિક પ્રકાશન" શરૂ કરી અંબુભાઈનાં પુસ્તકોનું પ્રકાશન પણ તેઓ જ કરે છે.

પુરાણીભાઈઓએ વડોદરામાં લક્ષ્મીનાથ વ્યાયામ-શાળા શરૂ કરી સને ૧૯૦૬-૦૭માં. તેનો ઉદ્દેશ ગુજરાતી યુવાનોને વ્યાયામની તાલીમ આપી તેમના શરીરને કસવાનો, વિકસાવવાનો અને સુદૃઢ બનાવવાનો હતો. આ મુખ્ય ઉદ્દેશની સાથે આ સંસ્થા દ્વારા શાળામાં અપાતાં શિક્ષણની પૂર્તિરૂપી અનેક પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવેલી હતી: (૧) નાના-મોટા પ્રવાસ કરવા, (૨) અભ્યાસમંડળો રચવાં, (૩) તહેવારોને રાષ્ટ્રિય દૃષ્ટિથી ઊજવવા, (૪) હસ્તલિખિત માસિકો કાઢવાં, (૫) વક્તૃત્વ સભાઓ યોજવી, (૬) પરસ્પર મદદ કરવી, (૭) શ્રમનું મહત્ત્વ વ્યવહારમાં ઉતારવું, (૮) ચારિત્ર્ય ખીલવવું અને શિસ્ત પાળવી, (૯) ડ્રીલ, માર્ચીંગ, ફીલ્ડક્રાફ્ટ, સ્કાઉટીંગ અને કેમ્પીંગની તાલીમ લેવી—આ બધી પૂરક પ્રવૃત્તિઓ આજે સમાજે અને આપણી સરકારે ઉપાડી લીધી છે એ આનંદની વાત છે. જ્યારે કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો ત્યારે પુરાણીબંધુઓએ આ બધી પ્રવૃત્તિઓ દીર્ઘદૃષ્ટિથી અને અગમ્ય પ્રેરણાથી શરૂ કરેલી તેથી આજે પણ આનંદ થાય છે. શ્રી. બાપાલાલભાઈ આ મંડળના એક ભેરુ હતા અને તે દ્વારા તેમણે જે તાલીમ મેળવેલી તેનાં ફળ આજે તેમને પ્રાપ્ત થઈ રહ્યાં છે તે સ્પષ્ટ જોઈ શકાય છે.

### ક્રાન્તિમંડળના સભ્ય

સ્મૃતિ ઘણાં વરસો વીંધીને પાછળ જાય છે. સ્વ. શ્રી. છોટુભાઈએ યોગાચાર્ય શ્રી. અરવિંદ ચરણે બેસીને પ્રેરણા મેળવેલી, ગુજરાતને આઝાદ કરવાની. તેમણે તેમના નાનાભાઈ શ્રી. અંબુભાઈને તૈયાર કર્યા અને તેમના દ્વારા ગુજરાતમાં એક ક્રાન્તિમંડળ રચવા તૈયારી કરવા માંડી. ગુજરાતમાંથી અંગ્રેજોને હાંકી કાઢી, લોહીયાળ ક્રાન્તિદ્વારા ગુજરાતને આઝાદ કરવા માટે સાચા દિલના 'બંધુઓ'ની જે નાની ટોળી ઊભી કરવામાં આવેલી તેમાંના એક શ્રી. બાપાલાલભાઈ, જ્યારે સ્વતંત્રતાનું ભાગ્યે જ કોઈને સ્વપ્નું પણ આવ્યું હશે ત્યારે આ ટુકડીએ કુટુમ્બ પ્રત્યે બેદરકાર બનીને પોતાનું સર્વસ્વ માભોમને ચરણે અર્પણ કરવા અંતરમાં નિર્ણય લીધો હતો. તૈયારી પૂરી કરીને 'કામ' શરૂ કરતાં પહેલાં શ્રી. અંબુભાઈ પ્રેગ્રુપ્સ શ્રી. અરવિંદ પાસે રજા અને આશીર્વાદ હાજર થયા. તે મહાપુરુષે રજા ન આપી પાછી ખેંચી લીધી અને લોહીનું

પાડયા વિના હિંદ આઝાદ થવાનું છે તેની ખાતરી આપી આ રીતે દિશા બદલાઈ અને બધું ધ્યાન રચનાત્મક કાર્ય કરવા તરફ વળ્યું.

### રચનાત્મક કાર્ય

શ્રી. યશવંતરાય જોશી–આ બંધુમંડળના એક સભ્ય–બી એજી થયા. તેમણે નોકરી નહિ કરવાનો નિર્ણય લીધો. મુરબ્બીઓએ અંગત જવાબદારી ઉપર પૈસા ઉધરાવી લાવીને અંકલેશ્વરથી ૭ માઈલ દૂર સજોદ ગામે કેટલીક જમીન ખરીદી એક ફાર્મ શરૂ કર્યું. શ્રી. જોશી ત્યા નિયુક્ત થયા. ગામડામા પ્રકાશ લાવવો એ મહામુશ્કેલ કામ છે. તે કરવા માટે સંસ્કારી શિક્ષિતોએ ગામડામાં વર્ષો સુધી વસીને એવું કામ, ધીરજ રાખીને કરવું જોઈએ 'સેવા-વ્રતધારી' શ્રી. યશવંતભાઈએ ખૂબ શ્રમ કરીને, કષ્ટો વેઠીને, મુશ્કેલીઓનો સામનો કરીને, વ્યવહારુ કાર્યદક્ષતા વાપરીને એ કાર્ય કરી બતાવ્યું. ફાર્મ સ્થિર થયા પછી 'કોટન સેલિંગ સોસાયટી' તેમણે શરૂ કરેલી ખૂબ વિરોધ સાથે. અંતે હાંસોટમાં ખેડૂત જીન અસ્તિત્વમાં આવ્યું અને શ્રી. જોશી ગુજરાતમાં આ કાર્યનો ફેલાવો કરવાને માટે નિયુક્ત થયા. એટલે પાછળથી ફાર્મની પ્રવૃત્તિ બંધ કરવામાં આવી.

સજોદમાં જ્યારે આ પ્રવૃત્તિ ચાલતી હતી ત્યારે હાંસોટમાં વસીને શ્રી. બાપાલાલભાઈએ વૈદકનું કામ શરૂ કરીને ત્યાં અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવેલી. આ રીતે રચનાત્મક કાર્ય શરૂ કરવાનો યશ પણ પુરાણીઓના ભેરુમંડળને ફાળે જાય છે એ એક હકીકત છે.

### ભરૂચ કેળવણીમંડળ

રચનાત્મક કાર્ય શરૂ કરવા માટે સજોદમાં ફાર્મ શરૂ કર્યા પછી, ભરૂચના સ્વ. દિ. બા. મલજીસાહેબનો પુરાણીભાઈઓ સાથે સંપર્ક થયો વડોદરામાં ચાલતાં કાર્યનો તેમના ઉપર પ્રભાવ પડયો અને આવું કાંઈક ભરૂચમાં કરવા તેમણે તેમને આમંત્રણ આપ્યું ભરૂચની ભદ્રકનાથ વ્યાયામશાળાથી તેની શરૂઆત થયેલી. પરંતુ થોડા સમય પછી, આકસ્મિક રીતે ભરૂચ કેળવણીમંડળની સ્થાપના કરવાનું નક્કી થયું અને શ્રી. છોટુભાઈએ તેના શ્રીગણેશ માંડવા. દોઢ બે માસ પછી સને ૧૯૧૯ના જાન્યુઆરીની પહેલી તારીખે મંડળની 'નૂતનશાળા'ની યોજનામાં જોડાવા હું ભરૂચ ગયો ત્યારે ભાઈ બાપાલાલ પણ ત્યાંજ હતા યા તો ટૂંક સમયમાં ત્યા આવેલા. (વિદ્યાભ્યાસ છોડીને અને કુટુંબના વિરોધની પરવા કર્યા વિના.)

### મોટું કુટુંબ

ભરૂચમા જમીઅતરામની ખડકીમાં પેસતાંજ એક મોટા મકાનમા–મુકુન્દચાર્યના મકાનમા વડોદરાના શ્રી. ગોપાળદાસ શાહ, શ્રી. બાપાલાલભાઈ તથા હું–અમે ત્રણે ભેરુઓ મુ. શ્રી. છોટુભાઈ સાથે–આમ ચારે ય કુટુંબો એક જ ઘરમાં એક કુટુંબી તરીકે વસેલા. અહીંજ અમને સમૂહજીવનના લાભો તેમજ મુશ્કેલીઓનો પણ થોડા સમયમાં જ અનુભવ થયો. સૌ. જડાવબહેન (શ્રી. બાપાલાલભાઈના પત્ની) પણ પાછળથી ટૂંક સમયમાં જ આ મોટા કુટુમ્બનાં સભ્ય બન્યા.

### ઝાડેશ્વરનું દવાખાનું

ભરૂચ પાસે ઝાડેશ્વરમાં ગુજરાતના સુપ્રસિદ્ધ વૈદરાજ ઝંડુ ભટ્ટજીના ત્રણ મુખ્ય શિષ્યોમાંના એક શ્રી. અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી, (પ્રાણાચાર્ય) એક સાર્વજનિક દવાખાનું ચલાવતા હતા. ભાઈ બાપાલાલે શરૂમાં થોડા માસ માટે ભરૂચ કેળવણીમંડળની 'ધી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ'માં કામ કર્યું. દરમિયાન તેઓ શ્રી. અમૃતલાલ પાસે શિક્ષણ લઈ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી. શાળાના કામના કલાકો ઓછા કરવામાં આવ્યા અને તેઓ ઝાડેશ્વર અભ્યાસાર્થે આવજા કરવા લાગ્યા. શ્રમ વધારે પડતો અને અભ્યાસ પૂરતો ન થઈ શકતો હોવાને કારણે છેવટે તેઓ શાળામાં આવતા બંધ થયા અને તેમણે પોતાનું બધું ધ્યાન આયુર્વેદના અભ્યાસાર્થે કેન્દ્રિત કર્યું. અંતમા તેઓ અમારા મોટા કુટુમ્બમાંથી નીકળી ઝાડેશ્વર ગયા અને એક મકાન ભાડે રાખી ત્યાંજ રહેવા લાગ્યા અને અભ્યાસ સાથે અનુભવ લેવા લાગ્યા. આ રીતે તેમનું સ્વતંત્ર ગૃહજીવન શરૂ થયું. અમે ઘણી વખત સાંજે ફરવાને નિમિત્તે તેમને ત્યાં જતા. શ્રી. બાપાલાલભાઈની સ્મૃતિ ઊંચા પ્રકારની

છે. એક જ વખત વાચવાથી તેમને ચરક સુશ્રુતના મંથોનાં સૂત્રો કંઠસ્થ થઈ જતાં. અહીંનો અભ્યાસ પૂરો કરી એલોપથીનો અનુભવ મેળવવા માટે તેઓ અમદાવાદમાં એક F. R. C S. ડૉકટરને ત્યાં રહેલા એમ યાદ છે.

## કુટુમ્બ-વિરોધ

શ્રી. બાપાલાલભાઈ વૈદ થઈ હાંસોટ રહેવાના છે એ હકીકતની તેમના કુટુમ્બને જાણ થતાં, વડીલોને ભારે આઘાત પહોંચ્યો. તેઓ માનતા હતા કે વૈદું કરવું એ હલકું કામ છે. વાણિયાના દીકરાને માટે એ નીચું જોવડાવનારું છે. આ કારણે બાપાલાલભાઈના મોટાભાઈ આવેશમાં આવીને ભરૂચ આવેલા અને રોષમાં ને રોષમાં તેઓ ખૂબ બોલેલા. શ્રી છોટુભાઈ અને દીક્ષિતભાઈએ તેમને સમજાવી શાંત પાડયા. તેઓ પાછા ગયા પરંતુ જ્યારે, વૈદક દ્વારા ધીમે ધીમે શ્રી. બાપાલાલભાઈની પ્રતિષ્ઠા વધતી જતી તેમણે જોઈ, ત્યારે જ તેમને શાંતિ થઈ.

## હાંસોટમાં

પુરાણીમંડળે રચનાત્મક કાર્યની શરૂઆત સન્નેદના કાર્યથી કરેલી. પછીથી ભરૂચ કેળવણી મંડળના આશ્રયે "ધી ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ" નામથી માધ્યમિક-શાળા અને બાલમંદિરની પ્રવૃત્તિ આદરવામાં આવેલી. હવે ત્રીજું પગલું રચનાત્મક કાર્યનું હાંસોટમા શરૂ કરવામાં આવ્યું. આજુબાજુના પ્રદેશમા મિત્રો વસતા હતા. અહીંના કાર્ય દ્વારા ગામડાની પ્રજાના હાર્દમાં પ્રવેશી તેમને બેઠા કરવાનો હેતુ હતો. આ વખતે હાંસોટની પ્રાથમિક શાળામાં 'મોહનલાલ માસ્તર' નોકરી કરતા. તેમણે શાળામાંથી રાજીનામું આપ્યું અને તેઓ આ કાર્યમાં જોડાયા. તેમના સહકારમા ભરૂચના શ્રી ગણપતરામ ત્રિવેદી જોડાયા અને એ બેના સહકારથી 'કાપડ ભંડાર' શરૂ કરવામા આવ્યો. શ્રી. અંબુભાઈએ પોતાની અંગત જવાબદારી પર તેમને કાપડ અપાવવાની વ્યવસ્થા કરી. આ રીતે ગામડાંના લોકોને વેપારીઓના વધુ પડતા મોટા નફામાંથી બચાવી લેવાનો તથા તે દ્વારા તેમના પરિચયમા આવવાનો હેતુ હતો. બીજી બાજુએ શ્રી. બાપાલાલભાઈ પણ હાંસોટમાં ગોઠવાયા. હાંસોટની તથા આજુબાજુના પ્રદેશની જનતાને માંદગીમાં મદદ કરી, દવા આપી, તેમને આરોગ્યના પાઠ પઢાવવાના હતા અને આ દેખીતા બાહ્ય કાર્યની સાથે સાથે તેમના સંપર્કમા આવવું, તેમનામા વિશ્વાસ પેદા કરવો, તેમને સંગઠિત કરવા વગેરે આંતરકાર્યો પણ નજર સમક્ષ હતાં.

શ્રી. મોહનભાઈ માસ્તરનો સ્ટોર થોડો વખત કામ કર્યા પછી કેટલાંક કારણોસર બંધ કરવો પડયો.

શ્રી. બાપાલાલભાઈ હાંસોટમાં નવા હતા. ગામમાં મુસલમાનોની વસતિ વધારે હતી. તેમનું જ જોર હતું. હિન્દુઓ સંગઠિત ન હતા તેથી તેમની (મુસલમાનોની) સામે ઊંચી આંખ પણ કરી શકતા ન હતા.

ધીમે ધીમે શ્રી બાપાલાલભાઈનું નામ પ્રસરવા લાગ્યું. હાંસોટમાં મોહનલાલ માસ્તર તો હતા જ, ઉપરાંત હીરુભાઈ નામના બીજા એક ઉત્સાહી યુવાન તેમના તરફ વળ્યા. આ ભાઈ ઘોડાગાડીઓ ચલાવતા. બાપાલાલભાઈ સવારે પરવારી દવાખાને બેસતા, દર્દીઓ આવતા, વાતોચીતો થતી, સારવાર થતી, દવા અપાતી. ગામડેથી ગાડી-ડમણું લઈ લોકો આવતા-વૈદરાજને બોલાવવા-વીઝીટે લઈ જવા. આ રીતે તેમને આજુબાજુના ગામડાંમાં જવાનું થતું અને લોકસંપર્ક સધાતો. ગ્રામ્યજીવન કેવું હોય છે, ત્યાં કેવો નર્યો જ સ્વાર્થ હોય છે, અંદર અંદર ખટપટો હોય છે, ખૂબ સંકુચિતતા હોય છે, વગેરેનો તેમને અનુભવ થવા લાગ્યો. જે હેતુ માટે પોતે હાંસોટમાં વસ્યા હતા તે કામ ઘણું મુશ્કેલ છે એમ તેમને દેખાતું અને તેથી કેટલીક વખત તેઓ અકળાતા

બાપાલાલ, ચંદ્રશંકર અને દીનુભાઈ પંડયા આ ત્રિપુટીએ પુરાણીમંડળમાં શરૂથી જ ધ્યાન દોરેલું છે. ગામડાની ઉન્નતિ કરવા માટે, ગામડાંમાં બેસી લોકસંપર્કમાં આવી, કામ કરવા અને માર્ગદર્શન કરવા માટે આ ત્રિપુટીના એક શ્રી ચંદ્રશંકર-વેટરનરીનું-પશુઓના રોગની ચિકિત્સાનું કામ શીખવા

મુંબઈની કૉલેજમાં જોડાયા હતા. ત્યાં કેટલુંક કામ કરી, માંદગીને લઈને સત્જોદ ફાર્મને માણસની તંગી પડવાથી ભાઈ ચંદ્રશંકર સત્જોદમાં આવી વસ્યા. શ્રી. દીનુભાઈ ઉર્ફે પંડ્યાભાઈ આ જ ઉદ્દેશ બર લાવવા માટે ભારે જહેમત ઉઠાવી ડેરી ફાર્મિંગનો અભ્યાસ કરવા અમેરિકા વિદાય થયા હતા.

શ્રી. બાપાલાલ અને શ્રી. ચંદ્રશંકર વખતોવખત મળતા, ખૂબ વિચારમંથનો કરતા; આ વખતે શ્રી. અંબુભાઈ આશ્રમે પહોંચી ગયા હતા. બંને ભાઈઓ સંયુક્ત પત્ર શ્રી. અંબુભાઈને લખી માર્ગદર્શન માગતા. શ્રી અંબુભાઈ ઘણી વાર અહીંના કામની વિગતો ગુરુવર્ય શ્રી. અરવિંદને જણાવી માર્ગદર્શન મેળવતા અને જવાબ આ ભાઈઓને લખતા.

ધીમે ધીમે બાપાલાલભાઈની પ્રતિષ્ઠા હાંસોટમા જામી. હુ પણ કેટલીક વખત તેમનો મહેમાન થતો. તેઓ ઘણી દવાઓ જાતે બનાવતા, ચૂર્ણ બનાવવા માટે નાનું સાદુ યંત્ર વસાવ્યુ હતું. ભસ્મો બનાવવા માટે વાડામા ખાડા તૈયાર કરી કામ ચાલતું. એક વખત ઘણા મોટા જથ્થામા 'દ્રાક્ષાસવ' પણ બનાવેલો. બાપાલાલભાઈને ઘણી વખત બહારગામ જવાનું થતું હોવાથી કેટલીક વખત લાભ લેનાર દર્દીઓની સખ્યા ઘટી જતી.

પ્રતિષ્ઠા જામ્યા પછી બાપાલાલભાઈએ ધીમે ધીમે હાંસોટના હિંદુઓને સંગઠિત કરવાનુ કામ હાથ પર લીધુ હતુ. ત્યા તેમણે એક અખાડો–વ્યાયામશાળા શરૂ કરી દીધી. તેનો સારો લાભ લેવાતો. પછીથી એક સેવા–સમિતિ પણ રચવામાં આવેલી

હાંસોટમાં આ ધીમી પણ નક્કર પ્રગતિ થવા લાગી. તેના પ્રત્યાઘાતો પણ પડ્યા. આજ સુધી છૂટા દોરથી ફરેલા મુસલમાનોને આ ન ગમ્યુ. કેટલીક વાર 'દંગલ' થશે એવી પરિસ્થિતિ સર્જાતી, વાતાવરણ ગરમ થતું, છતા કોઈ ખાસ મુશ્કેલી પડી નથી. હિંદુ–મુસ્લિમ ઐક્ય લાવવાનો એક જ રસ્તો છે કે હિન્દુઓએ સગઠિત અને અને વીર બનવુ. બીજો પ્રત્યાઘાત ગામમા જામી પડેલા હિંદુઓનો હતો. તેઓ બહારથી મીઠી વાતો કરતા, અંદરથી મુસલમાનોને સંકોરતા અને આમ કાર્યનું કોકડું ગૂંચવતા. છતાં આ બધાને પહોંચી વળી બાપાલાલભાઈ કામ કરતા ગયા છતા કોઇ કોઇ વખત અકળાતા પણ ખરા, અને અંતમાં જ્યારે બાળકોના શિક્ષણનો પ્રશ્ન તેમને મૂંઝવવા લાગ્યો ત્યારે તેમને હાંસોટ બહાર જવાના વિચારો આવવા લાગ્યા. હાંસોટના કાર્યમા તેમને નડતી મુશ્કેલીઓ વિષે શ્રી અંબુભાઇના તેમના ઉપર પત્રો આવતા.

## વિદ્યાર્થીઓને તાલીમ

હાંસોટના સમય દરમિયાન તેમના હાથ નીચે અભ્યાસ કરીને કેટલાક વિદ્યાર્થીઓ તૈયાર થયા છે. તેમાના એક તે હાલ નડિયાદમા બાળવૈદ્ય તરીકે જાણીતા થયેલા શ્રી સત્તાભાઈ વૈદ્ય, અને આણંદમા ડૉક્ટર ડાહ્યાભાઈ તરીકે જાણીતા થયેલા શ્રી. ડાહ્યાભાઈ પટેલ તેમના બીજા વિદ્યાર્થી આ ભાઈને દવાખાને આણંદમા લગભગ બે વરસ સુધી બાપાલાલભાઈ દર અઠવાડિયે આવતા અને દરદીઓને તપાસતા. ખાનગી કારણોસર આવવાનું તેમણે બંધ કર્યું.

## લેખક બાપાલાલભાઈ

વડોદરામા, લક્ષ્મીનાથ વ્યાયામશાળામા નિયમ (Convention) હતો કે તેનો સંચાલક જે યુવક હોય તે બીજે જતા પહેલા, બીજા યુવકને તૈયાર કરતો જાય. આ રીતે ભાઈ બાપાલાલને ભાગે પણ વ્યાયામશાળાના સંચાલનનુ કામ આવેલું. ઉપરાંત વ્યાયામશાળા તરફથી પ્રથમ 'હનુમત્' અને પાછળથી 'જય–આનંદ' નામનુ હસ્તલિખિત માસિક કાઢવામાં આવતું શરૂઆતમા સ્વ. નારાયણ પુરોહિત તેનું સંચાલન કરતા. તેમના અવસાન બાદ આ કામ બાપાલાલભાઈ પાસે આવેલું. બધા લેખોને ગોઠવી લેખો અને લેખકો વિષે એક સ્વતંત્ર તંત્રી–નોંધ ભાઈ બાપાલાલ લખતા. આ નોંધ સુંદર અને વાચવાને ગમે તેવી હતી. આ રીતે તેમનામા રહેલો 'લેખક' અહીં તૈયાર થઈ રહ્યો–ઘડાઈ રહ્યો હતો.

તેમની સ્વતંત્ર લેખન પ્રવૃત્તિ હાંસોટ આવ્યા પછી શરૂ થઈ એમ કહી શકાય. એક વખત વાત

નીકળતાં તેમણે મને કહેલું કે દરરોજ સવારે સ્નાનાદિથી પરવારી આ બેઠક ઉપર બેસું છું. (ભરૂચ જિલ્લાનાં ગામડાંમાં જમીનદારોનાં મકાનોમાં આગલા ભાગમાં આવી એક બેઠક હોય છે.) પછી કાગળ અને પેન લઈ લખવા બેસું છુ. જે વિચારો આવે તેના વિષે 'લેખ' લખી નાખું છું. કયા વિષય ઉપર લખવું તે વિષે પોતે આગળથી નિર્ણય કરી મૂકતા નહિ. આમ છૂટાછવાયા લેખો લખાતા અને તેમાંના કેટલાક માસિકોમાં પ્રસિદ્ધ થતા.

હાંસોટના નિવાસ દરમિયાન તેમણે આયુર્વેદનું સાહિત્ય ખૂબ વાંચ્યું. ત્યાર પછી તેમણે એ પુસ્તકો તેમજ બીજાં સંસ્કૃત પુસ્તકોને આધારે 'નિઘંટુ આદર્શ'ના બે દળદાર મહાન ગ્રંથો તૈયાર કર્યા એક તો પોતે ખ્યાતનામ લેખક તે વખતે ન હતા. બીજું આવાં શાસ્ત્રીય પુસ્તકોને કોણ ખરીદશે? એમ લાગતું હશે એટલે તેમના આ પુસ્તકોનું પ્રકાશન કરવા કોઈ પ્રકાશક તૈયાર ન થયો. અંતિમ ઉપાય તરીકે, બાપાલાલભાઈએ જાતે એ ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કર્યા અને પોતાને પિતા તરફથી મળેલી રૂા દસ હજારની રકમ એમાં વાપરી કાઢી. આ પુસ્તકની ઘણી નકલો તો ભેટ આપવામાં વપરાઈ ગઈ. ત્યાર બાદ તેમણે બાળકોના સ્વાસ્થ્યને લક્ષમાં રાખીને "કૌમારભૃત્ય" પ્રસિદ્ધ કર્યું. ધીમે ધીમે તેઓ લેખક તરીકે જાહેરમાં આવવા લાગ્યા ભરૂચના અમાગ વડીલ ડૉ ચંદુભાઈએ 'વિકાસ' નામનું સામયિક શરૂ કર્યું. લોકોના હિતાર્થે તેમાં તેમણે ઘરગથ્થુ વૈદકની લેખમાળા લખેલી, જે પાછળથી પુસ્તકાકારે મૂકાઈ અને ત્યાર પછી તેમણે 'અભિનવ કામશાસ્ત્ર' ગુજરાતને આપ્યું. આ પુસ્તક અંગેના શ્રી. અંબુભાઈ પુરાણીના વિચારો તેમણે પત્રમાં લખી જણાવ્યા હતા, એ પત્ર મેં "પત્રોની પ્રસાદી"માં પ્રસિદ્ધ કર્યો છે. હવે તો તેમના લેખો અને પુસ્તકો વિષે માગ થવા લાગી—પછીની મને ખબર પણ નથી

## વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઈંદ્રજીને ત્યાં

ભાઈ બાપાલાલ એક સમયે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવા પોરબંદર ગયા. જયકૃષ્ણ ઈંદ્રજી, ભારતના એક ખૂબ જ ઊંડા અભ્યાસી વનસ્પતિશાસ્ત્રી હતા. કૉલેજના પરદેશી પ્રોફેસરો તેમને મળતા અને બોટની—વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે તેમના —હસ્તલિખિત—પુસ્તકની તારીફ કરતા. બાપાલાલભાઈ અહીં દોઢેક વરસ રહેલા, એક કુટુમ્બી જેવા થઈ ગયેલા. તેમણે ત્યાં વનસ્પતિશાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો ગુરુ-શિષ્ય બન્ને જણે પુસ્તક પ્રસિદ્ધ ન થઈ શકે ત્યા સુધી 'પંચકેશ' રાખવાનું 'પણ' લીધેલું. બાપાલાલભાઈએ અંતપર્યંત એ 'પણ' પાળેલું. પોરબંદરથી પત્ર આવ્યો કે– પુસ્તક પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા થઈ ગઈ છે. ત્યાર પછી જ તેમણે પંચકેશ ઉતરાવેલા. દાઢીવાળવાળો તેમનો ચહેરો એક ભવ્ય ચહેરો—સંતપુરુષના જેવો દેખાતો. યાદ છે કે તે પ્રસંગનો એક ફોટો પણ ખેંચાયેલો. બાપાલાલભાઈએ આ વનસ્પતિશાસ્ત્રી સાથેના પત્રો પ્રસિદ્ધ કરેલા એમ યાદ છે. લીંબડીમાં અમૃતલાલભાઈ સાથે જ્યારે તેઓ અભ્યાસ કરતા ત્યારે ત્યા પણ અખાડો ચલાવતા. દરબાર સાહેબની ઇચ્છા ઢસામાં એક અખાડો ખોલવાની થઈ અને એમને ત્યા બોલાવવાથી એ ત્યાં ગયા. બાપાલાલભાઈ રાસડાઓમાં ઘૂમતા અને રાસડાનાં તથા કાઠિયાવાડી આતિથ્યના ભારોભાર વખાણ કરતા.

બાપાલાલભાઈએ ૨૫૦-૩૦૦ વનસ્પતિના નમૂનાઓ તૈયાર કરેલા મેં જોયેલા. પછીથી તેઓ ડાંગની વનસ્પતિનો અભ્યાસ કરવા માટે ત્યા જવાના હતા. બાદ શું થયું તેની મને જાણ નથી.

## વ્યાયામ મંડળનું બંધારણ

શ્રી અંબુભાઈ પુરાણીને બંધારણોમાં શ્રદ્ધા નથી. તેઓ સાચે જ માને છે કે બંધારણ વડે યુવકો ઘડાતા નથી કે સંસ્થાઓ નક્કર કામ કરી શકતી નથી. તેઓથી વિના બંધારણે અજબ કામ કર્યે જતા હતા અને ગુજરાતના યુવકોમાં જાગૃતિ લાવતા હતા. દરમિયાન સને ૧૯૨૩ના માર્ચ માસમાં ગુરુના આદેશને માન આપી તેઓ ટૂંક સમય માટે પોંડિચેરી ગયા. એ મુદત વધીને અચોક્કસ સમય થતો ગયો. તેઓ ગુજરાતમાંથી ગયા ત્યારે બધી પ્રવૃત્તિઓ તેના મધ્યાહ્નકાળે હતી એમ કહી શકાય. તેમનું આવવાનું

દૂર દૂર જતું ગયું એટલે અંદરખાને ક્ષોભ થવા લાગ્યો. દરમિયાન નાથુભાઈ રાયમાવાળા, જયસી (જયકૃષ્ણ પુરાણી) અને પૂજાલાલ ત્યાં જઈ આવ્યા. આ બધા શ્રી. અંબુભાઈ તરફથી સંદેશો લાવતા પરંતુ જયકૃષ્ણે ત્યાંથી આવ્યા પછી જે વાત કરી, તેમાંથી ગેરસમજૂત પેદા થઈ. ઘણાખરાને એમ લાગ્યું કે પુરાણી સંબંધ છોડી દેવા માગે છે વસ્તુસ્થિતિ એથી જુદી હતી. વ્યાયામની પ્રવૃત્તિનું દૂર રહીને પણ તેઓ સંચાલન કરવા માગતા હતા. વ્યાયામ મંદિરોને તેઓ સંસ્કૃતિનાં કેન્દ્રો–Centres of culture–બનાવવા માગતા હતા. પરંતુ ઘણાને લાગ્યું કે શ્રી. ર. મ. રાવળના શબ્દોમાં કહીએ તો) ગુજરાતે અકાળે એક મહારથી ગુમાવ્યો છે. આવી પરિસ્થિતિ ઊભી થવાથી અંદરખાને ખૂબ ચર્ચાઓ થવા લાગી. શું કરવું જોઈએ તે વિચારાવા લાગ્યું અને પરિણામે વડોદરામા યુવાન કાર્યકર્તાઓની એક ખાનગી સભા બોલાવવામા આવી. આ બધામાં મુખ્ય ભાગ ભજવનાર વડીલોમા શ્રી છોટુભાઈ અને યુવકોમાં શ્રી. બાપાલાલ અને શ્રી. ચંદ્રશંકર હતા. બેઠકમાં એક કાચું બંધારણ ઘડી કાઢવામાં આવ્યું. ભાઈ બાપાલાલ અને ચંદ્રશંકર જુદી જુદી વ્યાયામશાળાઓમાં જતા, કામ તપાસતા, વિચાર વિનિમય થતો અને આ રીતે શ્રી. અંબુભાઈની ગેરહાજરીમાં વ્યાયામકાર્યની દોરવણી આ ત્રણેયે મળીને આપી.

૧૯૨૫માં નડિયાદમાં પ્રથમ વ્યાયામપરિષદ ભરાઈ અને તેમાં મહાગુજરાતની અઢીસો જેટલી સંસ્થાઓએ ભાગ લીધો. આખું નડિયાદ શહેર એક લશ્કરી છાવણી જેવું દેખાતું હતું. નડિયાદના શ્રી. રાવજીભાઈ તથા બીજા મિત્રો અને શ્રી. બાપાલાલ –ચંદ્રશંકરની જોડીએ આ કામ ખૂબ કાર્યદક્ષતાથી પાર પાડ્યું.

### છેવટના શબ્દો

પછી તો મારો સંબંધ ફક્ત શ્રી. અંબુભાઈ સાથે જ રહ્યો મારું કાર્યસ્થળ પણ આણંદ થયું. સાંભળવા મળેલુ કે શ્રી. બાપાલાલભાઈને હાંસોટથી ખસવુ છે તેમણે અમદાવાદમાં પ્લૉટ રાખ્યો છે, તેઓ પાટણની ઉઝ્ઝમધી આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ થવાના છે. ઘણા સમય પછી જાણવા મળ્યું કે તેઓ સુરતની આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ બન્યા છે. તમે સૌ મિત્રો તેમની ષષ્ટિપૂર્તિ ઊજવવા તૈયારી કરી રહ્યા છો તે જાણી આનંદ થાય છે. પ્રભુની કૃપાથી તમારું કાર્ય સફળ થાઓ અને શ્રી. બાપાલાલભાઈને તથા તેમના કુટુંબને સુખી રાખો.

---

## પ્રથમ પંક્તિના વૈદ્ય

જ્યોતિર્ધરના તંત્રી શ્રી. ગટુભાઈ ધ્રુ પોતાની આગવી રીતે બાપાલાલભાઈ વિષે થોડું લખી ઘણું કહી જાય છે.

શ્રી બાપાલાલભાઈનો હું પ્રશંસક છું. સુરતની આયુર્વેદ કોલેજ એમના સિવાય ગુજરાતમાં બીજો કોઈ વૈદ્ય શરૂ પણ ન કરી શકત અને તેને સમૃદ્ધ અને ઊંચી કક્ષાએ લઈ જઈ ગુજરાતની યુનિવર્સિટિ તરફથી માન્ય સંસ્થા પણ ન કરાવી શકત. પરંતુ હું શ્રી બાપાલાલભાઈના નજીકના પરિચયમાં બહુ જ થોડો આવ્યો છું. એટલે એમને વિષે લેખ લખી શકવા જેટલી મારી પાસે માહિતી નથી. ગુજરાતના પ્રથમ પંક્તિનાં વૈદ્ય તરીકે અને પોતાની વિદ્વત્તાનો લાભ અન્ય વૈદ્યો તેમજ ભિષગ્ભારતીના વાચકોને આપવા માટે તેમને ધન્યવાદ ઘટે છે. આયુર્વેદ અને એલોપથી બન્નેનું ઘણું સારું જ્ઞાન હોવાથી તેમજ સામાજિક પ્રશ્નો અંગે ઉદાર દષ્ટિ હોવાથી એમના માસિક પત્રમાં એ અનેક વિષયો અંગે માહિતીપૂર્ણ લેખો લખે છે, અને તે ઉપરાંત અંદર અંદરના ઝઘડાથી અલિપ્ત રહે છે.

ગટુભાઈ ધ્રુ

# આયુર્વેદના પ્રવાહો

દયાશંકર દવે B. A. LL B

એક વખતના સૌરાષ્ટ્ર સરકારના આરોગ્યપ્રધાન અને કેન્દ્ર સરકારે આયુર્વેદના ઉત્કર્ષ માટે જે કમિટી નીમેલી, તેના સરનશીન દયાશંકરભાઈએ, 'દવે કમિટી'ના અહેવાલથી સારા હિંદમાં વૈદ્યોના હિતૈષી તરીકેની ખ્યાતિ સંપાદન કરેલી છે પણ વૈદ્યોના કમનસીબે તેમની સૂચનાઓનો અમલ ન થઈ શક્યો અને આજે આયુર્વેદ જે સ્થિતિએ પહોચ્યો તેના શ્રીગણેશ બેઠા

ભારતના વૈદ્ય સમાજમા આયુર્વેદના અભ્યાસક્રમ પરત્વે વર્તમાન સમય ભિન્ન પ્રકારના બે વિચારપ્રવાહો ચાલે છે. એક પ્રવાહ મિશ્ર આયુર્વેદનો હિમાયતી છે, જ્યારે બીજો પ્રવાહ શુદ્ધ આયુર્વેદને પ્રમુખપદ આપે છે.

એક સામાન્ય, વ્યવહારુ માણસના દૃષ્ટિકોણથી જ્યારે હુ શુદ્ધ આયુર્વેદના હિમાયતી વિચારપ્રવાહને તપાસુ છું, ત્યારે મારા મનમા પ્રશ્ન ઊઠે છે કે શુ આયુર્વેદશાસ્ત્ર, ભારતની કોઈ પ્રાચીન ભાષા, કે સંસ્કૃતિ છે ? કે વિજ્ઞાન છે ? કારણ કે શુદ્ધ આયુર્વેદને, કઈ પણ ફેરફાર કર્યા વગર આ સમયમા પણ જો કાયમ રાખીએ તો તે ભારતની કોઈ પ્રાચીન ભાષા કે સંસ્કૃતિને સાચવી રાખવાનો જ હેતુ સારે.

સર્વે વિજ્ઞાનો સમય પ્રમાણે વિકસતા રહે છે. કોઇ પણ વિજ્ઞાનનો હેતુ, માનવકલ્યાણ હોય છે. અને તે વિજ્ઞાન, સફળ રીતે માનવકલ્યાણ ત્યારે જ સાધી શકે, જ્યારે તે વર્તમાન પરિસ્થિતિ અને સમયને સુસંગત હોય.

શુદ્ધ આયુર્વેદની વિચારસરણીનો હેતુ, માત્ર તેમા પારગત થયેલા વૈદ્યોને જ દૃષ્ટિકોણમા લે છે, જ્યારે મિશ્ર આયુર્વેદનો હેતુ સમગ્ર માનવસમાજના કલ્યાણને દૃષ્ટિકોણમા લે છે કારણ કે તેમા પ્રાચીન આરોગ્ય વિજ્ઞાનના સબળ પાયા પર અદ્યતન વિજ્ઞાન અને તેના સાધનોની મહામૂલી ઇમારત ઊભેલી છે બન્ને વિજ્ઞાનોનુ વ્યવસ્થિત મિશ્રણ થતા, બને વિજ્ઞાનો એકબીજાના પૂરક બની રહે છે અને એક બીજાની ખોટ પૂરે છે.

આધુનિક એનેટોમી, આધુનિક ફીઝિયોલોજી અને આધુનિક સર્જરીનુ પ્રાથમિક જ્ઞાન પણ જો આરોગ્ય વિજ્ઞાનના અભ્યાસક્રમમા આ સમયે ન હોય તે શુદ્ધ આયુર્વેદ વિજ્ઞાનમા સફળ થયેલા વૈદ્યો શું જનતાનો વિશ્વાસ મેળવી શકશે ?

રાજ્યો તરફથી તેવા વૈદ્યોને રજિસ્ટ્રેશન મળશે, આમજનતા સરકાર પર વિશ્વાસ મૂકી તેવા વૈદ્યોની દવા કરાવવા પ્રેરાશે, અને જ્યારે તેનું પરિણામ વિપરીત આવશે ત્યારે તે દુખા દર્દીઓની સ્થિતિ માટે કોણ જવાબદાર લેખાશે ?

નિદાન પરત્વે, એકસ-રે અને પેથોલોજી વિગેરે આધુનિક વિજ્ઞાનના વિષયોનુ સામાન્ય જ્ઞાન દરેક વૈદ્યને હોવુ જોઈએ નહીં તો માત્ર શુદ્ધ આયુર્વેદના અભ્યાસક્રમનો પ્રયોગ મારા મંતવ્ય મુજબ આયુર્વેદ-શાસ્ત્રના હેતુનો આત્મઘાત સર્જશે તે નિઃશંક છે.

વૈદ્યરાજ શ્રી બાપાલાલભાઈ, આયુર્વેદના એક નિષ્ણાત અને અનુભવી વૈદ્ય છે. તેઓનો અનુભવ તેમને મિશ્ર આયુર્વેદના અભ્યાસ તરફ ખેંચે છે, તે તે જાણી મને ઘણો આનંદ થાય છે. રાજકારણથી પર, અને નીડરપણે શ્રી. બાપાલાલભાઈએ પોતાનુ મતવ્ય વૈદ્યસમાજ વચ્ચે સ્પષ્ટપણે મૂકયુ છે અને જનતાની સેવા માટે પરમાત્મા તેઓને દીર્ઘ આયુષ્ય અને સબળ સામર્થ્ય આપે તેવી હું પ્રાર્થના કરુ છુ.

# અભિનવ દૃષ્ટિવાળા વૈદ્યરાજ

કલ્યાણજી વિ. મહેતા

'કલ્પવૃક્ષ'ની જોડીએ સૂરત જિલ્લાને ગુજરાતમા મોખરાનું સ્થાન અપાવ્યું છે. આ પ્રખર દેશસેવક પોતામા સંતાઈ રહેલા સંતને બહાર નથી આવવા દેતા એટલે તો તેઓ કર્મયોગી બન્યા છે. સાચી વાત કહેવામા તેમણે કદી પણ પાછી પાની નથી કરી, પછી ભલે તેના કારણે તેમને કંઈક ભોગવવું પડે. દીનદુઃખી માટે તેમના દરવાજા હંમેશ ખુલ્લા છે તેઓ મૂગા સાહિત્યસેવક પણ છે.

પોતપોતાના કર્મક્ષેત્રમાં જેમણે શ્રેષ્ઠ કામગીરીથી ભાત પાડીને ગુજરાતને ગૌરવવંતું બનાવ્યું હોય એવા નિષ્ઠાવાન ગુર્જર સુપુત્રોની યાદીમાં બાપાલાલભાઈનુ નામ નિઃશંક મૂકાય જ.

સેવાના ભેખધારી ભરૂચ સેવાશ્રમના સ્થાપક ડૉ. ચંદુલાલ દેશાઈ અને ગુજરાતને અખાડા અને વ્યાયામ-પ્રવૃત્તિનું વસાણું બતાવનાર પુરાણી ભાઈઓ (સ્વ છોટુભાઈ પુરાણી અને અરવિંદ આશ્રમવાળા શ્રી અંબુભાઈ પુરાણી) જેવા થોડા વિદ્વાન દેશભક્તોની ટોળી માંહેલા એક બાપાલાલભાઈ.

વતની પંચમહાલના અને જન્મે વણિક, છતાં આર્યસમાજના ઉછળતાં પાણીના જમાનામાં એમનું કુટુંબ ગુજરાતમાં ખાસ કરીને આર્યજગતમાં મોખરાનું સ્થાન ધરાવતું હતું. વિદ્યાભ્યાસંગમાં બ્રાહ્મણ જેવા અને હિંમત તથા પરાક્રમમા ક્ષત્રિયને પણ આટે એવા બાપાલાલભાઈનું કાર્યક્ષેત્ર વિસ્તરતું ગયું. એમના જાહેર જીવનનાં મંડાણ ભરૂચ જિલ્લામાં થયાં અને છેલ્લાં કેટલાં ય વર્ષોથી એમના વૈદકજ્ઞાન-ગંગાનાં નીર, સૂરતના સુપ્રસિદ્ધ નાગર આયુર્વેદ મહાવિદ્યાલયના આચાર્યપદના અને આયુર્વેદ હોસ્પિટલના વડા તરીકેના ઉન્નત શૃંગેથી સુરત શહેરને, જિલ્લાને અને સમગ્ર ગુજરાતને નવપલ્લવિત કરી રહ્યાં છે.

'વૈદ્ય' તો સામાન્ય રીતે આયુર્વેદનો જ હિમાયતી હોય અને બીજી પથીઓ તરફ તેનામાં અમુક ગ્રંથીઓ બંધાયેલી અનુભવાય છે. તેવી જ રીતે ડોક્ટરોનો મોટો ભાગ 'એલોપથી' સિવાયની બીજી પથીઓને તુચ્છભાવથી જોતો હોય છે. પરંતુ બાપાલાલભાઈ એક નામાંકિત વૈદ્ય હોવા છતાં, બીજી પથીઓ તરફના પૂર્વગ્રહથી મુક્ત છે. એ એમની વિશેષતા છે.

શુદ્ધ આયુર્વેદનો અભ્યાસક્રમ અને મિશ્ર અભ્યાસક્રમ પૈકી તેઓને બીજાના હિમાયતી તરીકે ગૂંઝેલા આપણે તાજેતરમાં જોયા છે. એમાં એમની આયુર્વેદ પ્રતિની નિષ્ઠાની કમીના નહિ પરંતુ એમની જ્ઞાન-સાધન માટેની પૂર્વગ્રહ રહિત અને અકુંઠિત મનોવૃત્તિનું આપણને દર્શન થાય છે.

આમ તો બાપાલાલ સાથેનો મારો પરિચય ઘણો જૂનો ગણાય; પરંતુ એમના નિકટ સંપર્કમાં આવવાનું તો ૧૯૪૨ની લડત વખતે જેલનિવાસમાં જ બન્યું. ત્યાં એમના મળતાવડા છતાં તેજસ્વી અને

અભ્યાસ-પરાયણ સ્વભાવનો મને સુંદર પરિચય થયો. તેઓ જેલમાં પણ પોતાના સમયનો પૂરેપૂરો ઉપયોગ જ્ઞાન વધારવામાં જ કરતા હતા. એમનું ગુજરાતી ભાષા ઉપરનું પ્રભુત્વ એમનાં નવી દષ્ટિવાળાં પુસ્તકોમાંથી જણાઈ આવે છે. ગુજરાતી ઉપરાંત સંસ્કૃતનો પણ એમનો અભ્યાસ ઊંડો અને અંગ્રેજી સાહિત્યથી પણ તેઓ સુપરિચિત રહે છે. એટલે કોઈ જૂનવાણી વૈદરાજને બદલે નવતર અને અદ્યતન પ્રવાહોથી પરિચિત અને નવી દષ્ટિવાળા "અભિનવ વૈદરાજ"નું આપણને એમનામાં દર્શન થાય છે.

એમનો સ્વભાવ સ્વમતાગ્રહી અને પોતાનો અભિપ્રાય પ્રકટ કરવા માટે જોઈતી પૂરેપૂરી નિર્ભયતાવાળો. ખાસ કરીને શુદ્ધાયુર્વેદના અભ્યાસક્રમની ચર્ચા વખતે આપણે એમને પૂરબહારમાં ખીલેલા જોયા છે. મોટા ચમરબંધીથી પણ સહેજે દબાયા વિના પોતાને સાચું લાગે તે તેઓ અચૂક પ્રતિપાદન કરે છે.

એમના તંત્રીપણા નીચે પ્રકટ થતું **"ભિષગ્ભારતી"** માસિક વૈદ્યો માટે તો ઉપયોગી છે જ પરંતુ આપણા જેવા સામાન્ય વાચકને પણ તે ઘણું ઉપયોગી અને પથ્ય ભાથું પૂરું પાડે છે.

આવા આપણા સમર્થ બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ ઊજવવાનો પ્રસંગ ઘણો આહ્લાદક છે. તેઓ પૂરાં સો વર્ષનું પોતાની સર્વશક્તિઓ સાથેનું, આયુષ્ય ભોગવો અને ગુજરાતને અનેક ભાવનાશીલ, સચ્ચારિત્ર્યવાળા અને ઉત્તમ વૈદ્યો પૂરા પાડવા શક્તિમાન થાઓ એવી પ્રાર્થના સાથે આ પ્રસંગે હું એમને મારાં પ્રેમપૂર્વક અભિનંદન પાઠવું છું.

---

# મહાપુરુષોના આશીર્વાદ

અમારા સ્નાતકોમાંથી આયુર્વેદના પરમભક્ત, સહૃદયી, જે મિત્રો બહાર પડ્યા છે તેમાંના છોટુભાઈ એક છે. તેમનો આ પત્ર સ્નાતકોના મનોરથો અને કેટલીક મુશ્કેલીઓ રજૂ કરે છે.

"અત્રે ઈશ્વરકૃપાથી મારું કાર્ય ઠીક ઠીક ચાલી રહ્યું છે. આયુર્વેદ તરફ મારી ઘણી જ ભાવના છે, પરંતુ અત્યારના સંજોગોને જોતાં એકલી આયુર્વેદની પ્રેકટીસ શક્ય ન હોવાથી હું મિશ્ર પ્રેકટીસ કરી રહ્યો છું. જો કે શરૂઆતમાં તો મેં આયુર્વેદની પ્રેકટીસ કરેલી પરંતુ આ તરફ લોકરુચિ એલોપથી તરફની હોઈ, હવે મિશ્ર પ્રેકટીસ કરવાની નેમ રાખી છે. આપ સૌએ મારામાં આયુર્વેદ વિષેની અભિરુચિ સિંચેલી હોઈ આપ સૌને હું ભૂલી શકું તેમ નથી. સુરતનું આયુર્વેદ મહાવિદ્યાલય પૂ. બાપાજીના નેતૃત્વ હેઠળ જે પ્રગતિ સાધી રહ્યું છે તે કાયમને માટે પ્રગતિવાન રહે એવી મારી અંતરની ઇચ્છા છે. ચાલુ સાલથી શુદ્ધ આયુર્વેદનો કોર્સ શરૂ થાય છે, તે આવકારદાયક છે.

છેલ્લે પૂ. બાપાજી ૬૦ વર્ષો પસાર કરી જીવનને હજુ ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા અથાગ પ્રયત્ન કરી રહ્યા છે અને આયુર્વેદ પ્રત્યે જે ભક્તિ દાખવી રહ્યા છે, અને અમારા જેવાઓને આંતરિક માર્ગદર્શન આપી રહ્યા છે તે અમારાથી ભૂલી શકાય તેમ નથી. હું તો આવા મહાપુરુષોના આશીર્વાદ જ ઇચ્છું છું. તેઓનું આયુષ્ય સો વર્ષો લંબાઓ એવી હું ઇશ્વરને પ્રાર્થના કરીશ કે જેથી જીવનના છેક છેલ્લા સમય સુધી આયુર્વેદના અભ્યાસીઓને માર્ગદર્શન આપતા રહે.

ડૉ. છોટુભાઈ ત્રિ. પરેલ B. A M. S.

# દીક્ષિત આયુર્વેદાચાર્ય

રવિશંકર રાવળ

ગુજરાતના કલાગુરુને કોણ નહિ ઓળખતુ હોય? અનેક નામી અનામી કલાકારોના હીરને છતું કરનાર રવિભાઈએ ગુજરાતનું નામ હિંદમાં અને હિંદ બહાર રોશન કર્યું છે. ગુજરાતમા જેનો જોટો નથી તે 'કુમાર' માસિક શરૂ કરીને અને તેને પાળીપોષીને માસિક સંચાલનનો તેમણે શ્રીગણેશ ગોપી આપ્યો છે.

ગુજરાતના સદ્‌ભાગ્યે ૧૯મી સદીના અંત ભાગમા ગુજરાતમાં આયુર્વેદની જ્યોત સચેત કરનાર મહાપુરુષ ઝંડુભટ્ટજીએ પ્રાચીન ઔષધો અને પ્રયોગોને અનુભવ-સિદ્ધ કરી તેની વાસ્તવિક શકિતઓનો પ્રજાને પરિચય કરાવ્યો. આ મહાન વ્યકિતમાં માનવકલ્યાણ અને સદ્‌વિદ્યાની પ્રતિષ્ઠાની જ આકાંક્ષા હતી. દ્રવ્ય-સંચય કે કીર્તિ કે પદ્દીનાં પ્રલોભનોને તેમણે કદી આદર આપ્યો નહોતો, એટલે જ જાણે ભારતની રંક પ્રજાને આરોગ્યનું પ્રદાન કરનાર ઋષિનો અવતાર હોય તેમ પ્રજાએ તેમને હૃદયમાં સંઘરી લીધા છે.

તેમની પ્રતિભા અને પ્રજ્ઞાનો પૂરેપૂરો લાભ તેમની પાસે આવેલા વિદ્યાર્થીસમુદાયને આપીને તેમને પણ સમર્થ વૈદ્યો થવાની દીક્ષા આપી હતી. આવા દીક્ષિતોમાં સદ્‌ગત શ્રી. અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી હતા. ગુરુશ્રીની ભકિત, આયુર્વેદમાં શ્રદ્ધા અને જનકલ્યાણને જ પ્રથમ સ્થાન આપી તેઓ ચિકિત્સા, ઉપચાર અને ઔષધિનિર્માણ કરતા, એ મેં સાક્ષાત્ નિહાળ્યું હતું ગુરુપ્રસાદથી તેમનામા પણ માનવમાત્ર ઉપર પ્રેમ અને શ્રદ્ધા અપાર હતા તે સાથે પરમત સહિષ્ણુ અને પ્રગતિમાન વિદ્યાઓ અને સંશોધનો પ્રતિ આદર ધરાવતા હતા.

આવી સજીવ પરંપરાવાળા ગુરુ પાસે શ્રી. બાપાલાલભાઈનું આયુર્વેદનુ અધ્યયન, પાટણ આયુર્વેદ વિદ્યાલયમાં ચાલતું હતું તે સમયથી તેમના શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકે ગણના થતી હતી અને તેઓ સદ્‌ગુરુના વચનોને સાક્ષાત કરવા ઔષધિઓના જ્ઞાન અને પ્રત્યક્ષ પરિચય માટે આગ્રહ સેવતા. સ્વ. શ્રી. અમૃતલાલ પ્રાણશંકરભાઈ વનવગડામાં વિદ્યાર્થીઓ સાથે ફરતા હોય ત્યારે અનેક અનામી વનસ્પતિઓને ઓળખાવી, તેના દેશી તેમ જ સંસ્કૃત નામો તથા ગુણોની ચર્ચા કરતા. તેમાથી શ્રી. બાપાલાલભાઈને, 'નિઘંટુ' ગ્રંથ ગુજરાતીમાં તૈયાર કરવાની તમન્ના જાગી હોય તો નવાઈ નહિ.

વર્ષો પછી મેં જાણ્યું કે સ્વ. અમૃતલાલ પ્રાણશંકરભાઈના શિષ્ય એક મહાગ્રંથનું ગુજરાતી અવતરણ તૈયાર કરી રહ્યા છે ત્યારે મને એમની પ્રત્યક્ષ જીવનશક્તિ વિશે શંકા રહી જ નહોતી. જ્ઞાનપ્રાપ્તિ અને પ્રયોગોમાં તેમણે કદી જડ રૂઢિચુસ્તતા બતાવી નથી. આયુર્વેદમાં રહેલી પ્રતિભાપૂર્ણ સદ્‌વિદ્યામાં અટલ શ્રદ્ધા સાથે તે પૂર્ણ શુદ્ધ રૂપે સમજવાનો તેમનો આગ્રહ સુપ્રસિદ્ધ છે. યુરોપ કે યુનાની ઔષધિઓ કે પ્રગતિમાન રીતો તેમ જ ત્વરિત સહાય સાધનો માટે તેમને વિરોધ નથી, છતાં આપણા દેશને તેમાની દવા, આહાર અને વ્યવહાર અનુસાર કેટલુ અનુકૂળ થઈ શકે તેનો તેઓ વિવેકપૂર્વક વિચાર કરી શકે છે. આ કારણે તેઓ નિર્મળ દૃષ્ટિથી વિચારો અને ઉપચારમાં સ્થિર રહી શકયા છે. તેમની સતત જાગૃત હિતભાવના અને સંસ્કૃતિપ્રેમથી વૈદ્યસમુદાયમાં તેમનો પ્રભાવ જાણીતો છે અને તેઓ ભારતને શોભા અને પ્રતિષ્ઠા આપે એવી વૈદ્યકીય સુમણાવલી સ્થાપી રહ્યા છે એ ગુજરાત અને ભારતનું સુભાગ્ય છે.

# પૂર્વજીવનનાં કેટલાંક સ્મૃતિ-ચિત્રો

કલ્યાણરાય જોષી

શ્રી. કલ્યાણરાયભાઈ એક સારા કેળવણીકાર અને સાહિત્યકાર છે. બાપાલાલભાઈને વડોદરાના પોતાના અભ્યાસકાળ દરમિયાનથી તેમના માટે સારું માન રહેતું આવ્યું છે સ્વ. હરિલાલ દેસાઈના તેઓ નિકટના મિત્ર હતા. આ બન્ને ગૃહસ્થોના જીવનની અસર, બાપાલાલભાઇમાં સંક્રાન્ત થએલી છે.

ઇ. સ. ૧૯૧૦ થી ૧૯૨૦ સુધીનો દશકો વડોદરાના સાંસ્કૃતિક ઇતિહાસના ઉજ્જવલ દિવસોનો હતો. ઉત્તરમાં નડીઆદ સુધી અને દક્ષિણમાં ભરૂચ સુધી વડોદરાને સહુ ગુજરાતનું કાશી ગણતા હતા. ભરૂચના મુનશી કુટુમ્બે અને નડિયાદના દેશાઈ કુટુમ્બે તો યુવાનોને ભણવા માટે વડોદરાને પીઠસ્થાન તરીકે સ્વીકાર્યું હતું.

શ્રી. બાપાલાલ એ રીતે પોતાના ભાઈની દોરવણીથી ભણવા માટે પોતાને ગામડેથી વડોદરા આવી રહ્યા હતા. તે અંગ્રેજી હાઇસ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં ભણતા હતા ત્યારે મેં એમને સંસ્કારસ્વચ્છ યુવાન વિદ્યાર્થી તરીકે પીછાણી લીધા હતા અને એમણે મને ઉત્સાહપૂરક શિક્ષક તરીકેનું સ્થાન પોતાના ચિત્તમાં આપ્યું હતું—એમના અભ્યાસના સમયમાં વડોદરાની કોલેજ અને વડોદરાની હાઇસ્કૂલ એક જ મકાનમાં સમાઈ જતા હતાં એમના અભ્યાસની મુદત દરમિયાન વડોદરાની નવી હાઇસ્કૂલનું ભવ્ય મકાન બંધાયું. [આજની Experimental High school] શ્રી બાપાલાલના યુગના વિદ્યાર્થીજીવનની વિશિષ્ટતા એટલે ઓછા પાઠ્યપુસ્તક અને ઊંડું ભણતર. ઘણું વાંચવું અને ઘણું વિચારવું-ઓછો ઠાઠમાઠ અને ઊંડો પ્રબોધ. જ્ઞાનથી ભરેલા પણ શેખી વગરના શિક્ષકો અને ગુજરાતને ભવિષ્યમાં શોભાવશે એવી આશા આપતા દરેક વર્ગમાં પાંચદશ વિદ્યાર્થીઓ. વડોદરાની કોન્ગ્રેસ સભાના નાકસમા શ્રી. દીવાનજી, વડોદરાની મ્યુનિસિપાલિટીના પ્રમુખપદને સેવાથી દીપાવનાર શ્રી. વેણીલાલ મોદી એ શ્રી. બાપાલાલના સમકાલિન વિદ્યાર્થીઓ ગણાય. હું બાપાલાલનો સીધો વર્ગ-શિક્ષક નહોતો. પરંતુ છઠ્ઠા ધોરણની (બ) ટુકડીમાં એ ભણતા અને છઠ્ઠા ધોરણની (અ) ટુકડી હું સંભાળતો હતો. બાપાલાલે એમની ટુકડીના વર્ગ-શિક્ષક શ્રી. મલબારી મારફત મને ઉત્સાહપૂરક શિક્ષક તરીકે ઓળખ્યો હતો, અને હું વડોદરામાં શિક્ષક તરીકે મારા વર્ગમાં કે મારી શાળામાં મારું સ્વરૂપ દેખાડી શકયો હતો, તેના કરતાં વડોદરાની શહેરની ઇતર સંસ્કારી પ્રવૃત્તિમાં મારું શિક્ષકત્વ વિશેષ અંશે બતાવી શકયો હતો તેથી શ્રી. બાપાલાલ મારા નિકટ પરિચયમાં આવ્યા કરતા હતા સૂર્યને ખબર હોતી નથી કે તે પુષ્પને ખીલવે છે અને પુષ્પને ખબર હોતી નથી કે તે સૂર્યથી વિકસે છે, તેમ અમારા બન્નેનો સંબંધ એકમેકથી અજાણ્યો રહ્યો.

## સંસ્કૃતનો આગ્રહ

એક વાર મેં બાપાલાલભાઈને પૂછ્યું—(મારી દેખરેખ નીચે ચાલતું વિદ્યાર્થીઓનું રસોડું અને

અભ્યાસગ્રહ—બાપાલાલને અનુકૂળ લાગ્યું અને તેમાં તે રહેતા હતા.) "તમને ગણિતના વિષય પ્રત્યે જરા અણગમો નથી—છતાં તમે સંસ્કૃત વિષય માટે કેમ વિશેષ તત્પરતા બતાવો છો?"

તેમણે કહ્યું—"મને કૉલેજમાં જોડાવાની ઇચ્છા નથી. મારે દેશી વૈદ્ય બનવાની આકાંક્ષા છે—સંસ્કૃત ભાષાનો સારો પરિચય જો આજ થઈ જતો હોય તો હું મેટ્રિકની પરીક્ષા આપવાનું છોડી દઉં."

આ વિચાર એ યુગના વિદ્યાર્થીઓ ન સેવે; છતાં બાપાલાલને આ કેમ સૂઝ્યું હશે! હજુ ગાંધીજીના વિચારો ગુજરાતના વિદ્યાર્થીમંડળ સુધી પહોંચ્યા નહોતા. મને તે દિવસથી બાપાલાલ સામાન્ય વિદ્યાર્થીથી પર હોવાનું જણાયું હતું.

પછી તેમનો સંપર્ક વડોદરાના બાજવાડામાં—શ્રી. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણીની દેખરેખ નીચે ચાલતા વ્યાયામ મંડળના સભ્યો સાથે સધાયો હતો—ત્યાં તેમને આરોગ્યની અને શારીરિક તાકાતની ફિલસૂફીનું ઊંડું જ્ઞાન મળ્યું હતું. એમના જીવનના પાયાની શિલારોપણની વિધિ વડોદરાના બટુકનાથ વ્યાયામ મન્દિરમાં થઈ હતી.

### ઝાડેશ્વરના વૈદ્ય સાથે

ભરૂચમાં શ્રી. હરિભાઈ અમીન અને શ્રી. કાશીભાઈ અમીન (શ્રી. દરબાર ગોપાલદાસના સસરા કુટુમ્બના ભડવીર) પોતાના યુગના વાતાવરણને અનુસરતું જીવન ગાળવાની તમન્ના સેવતા હતા. તેમનું ગરાસનું ગામ ભરૂચ પાસે ઝાડેશ્વર છે ત્યાં લોકસેવા માટે તે પ્રયત્નો કરી રહ્યા હતા. એ પ્રયત્નોને અંગે ઝાડેશ્વરમાં દેશી વૈદ્યને બોલાવી તેમની મારફત સાર્વજનિક આરોગ્યની સંભાળ રાખવાનું કામ તેમણે ઉપાડયું હતું. એ ઝાડેશ્વરમાં વૈદ્ય તરીકે લીંબડી ગામના વતની વૈદ્યશ્રી અમૃતલાલ પટ્ટણીને રાખવામાં આવ્યા હતા. વૈદ્ય હ્રંકયુરત્ન છે તે બહુ થોડા લોકો જાણતા હતા. શ્રી. બાપાલાલે તે જાણી લીધું અને એમના શિષ્ય તે બની ગયા. વૈદ્ય અમૃતલાલના પુત્ર ગુણુભાઈ અને બાપાલાલ બન્ને સાથે વૈદ્યવિદ્યાનું અનુપાન માંડી બેઠા—ગ્રંથ ગાંઠે અને વિદ્યા પાઠે—એ ઉક્તિ વૈદ્ય શ્રી. અમૃતલાલભાઈએ જીવનમાં બરાબર ઉતારી હતી. તેથી તે બાપાલાલને પાઠ આપતી વખતે કોઈ પુસ્તક પોતા પાસે રાખતા નહિ—પણ બાપાલાલની જિજ્ઞાસા ઉચ્ચ કક્ષાની છે એમ વૈદ્યશ્રી અમૃતલાલભાઈને જણાયા પછી તેમણે વૈદ્ય વિદ્યાના સંસ્કૃત ગ્રન્થો બાપાલાલના હાથમાં મૂકયા. શ્રી. બાપાલાલની નિષ્ઠા તો સાચી દીક્ષા મેળવવાની હતી એટલે વૈદ્યરાજ શ્રી. અમૃતલાલને ઘેર લીંબડી ગામે જઈ ત્યાં જૂની પ્રણાલિકા પ્રમાણે વૈદ્યની દીક્ષા એમણે મેળવી હતી. ઘણાને ખબર હશે કે આ વૈદ્યરાજ શ્રી. અમૃતલાલ પટ્ટણીની પસંદગી, ડૉકટર સુમન્ત મહેતા કે જેઓ વડોદરા રાજ્યના મેડિકલ ઑફિસર તરીકે હતા, તેમણે પાટણની (ગુજરાતની પહેલી) આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ તરીકે તેમની નિમણુક કરી હતી. ઇ. સ. ૧૯૨૬, ૨૭.

### મૂંગા સેવક

મૂંગા સમાજસેવક તરીકે શ્રી. બાપાલાલ ભરૂચમાં મારા સ્વ. સન્મિત્ર શ્રી. હરિલાલ માણેકલાલ દેસાઈના સહવાસમાં આવ્યા હતા. હાંસોટમાં એમની મૂંગી સેવા પ્રશંસનીય હતી.

### શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજી સાથેનો પરિચય

શ્રી. બાપાલાલ વૈજ્ઞાનિક પદ્ધતિથી વૈદ્યવિદ્યાનું પરિશીલન કરવા ઇચ્છતા હતા. તેથી વનસ્પતિ શાસ્ત્રનો અભ્યાસ કરવાની તેમને અગત્ય સમજાઈ હતી. ગુજરાત-સૌરાષ્ટ્રમાં વગડાની વનસ્પતિ પાછળ ઘેલા બનનારા પૈકીના એક શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજી જાણીતા હતા. શ્રી. બાપાલાલે તેમનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો એટલું જ નહિ પણ શ્રી. જયકૃષ્ણભાઈ સાથે અંગત પરિચય સાધવા તે પોરબંદર અને કચ્છ અનેકવાર ગયા હતા ત્યાંના સૂકા વેરાન પ્રદેશની વનસ્પતિનો પરિચય શ્રી. બાપાલાલે પંડિત જયકૃષ્ણભાઈ પાસેથી વરિરહેન વૃન્ડચા—ની રીતે સાધ્યો હતો. કચ્છમાં રહી શ્રી. બાપાલાલે અનેક અભ્યસનીય વનસ્પતિના નમૂનાનો સંગ્રહ—મારાં કાર્ડ બૉર્ડ ઉપર મઢી કરી લીધો હતો. એ કાર્ડ બૉર્ડની મોટી ગાસડી કચ્છથી ગુજરાત તરફ જતાં શ્રી. બાપાલાલ મારે

ઘેર દ્વારકામાં લાવ્યા હતા. એમના સન્નિષ્ઠાવાળા આવા અભ્યાસ માટે મને તે વખતે ખૂબ માન ઊભું થયું હતું. મને જણાયું હતું કે ભાઈ બાપાલાલ ગુજરાતની આગવી મૂડી બને એવી પૂરી શકયતા એમના જીવનના ઉગતા કાળમાં દર્શાવી રહ્યા છે. કચ્છની વનસ્પતિ અનેક અંગે મારા દ્વારકાના પ્રદેશને મળતી હોય છે તેથી મેં એમના સંગ્રહમાં વધુ રસ લીધો હતો.

આવા અભ્યાસમાંથી જ શ્રી બાપાલાલને કાલિદાસ કવિના કાળની વનસ્પતિનું સંશોધન કરવાની જિજ્ઞાસા જાગી હશે. જયકૃષ્ણ પંડિતે તો બરડા ડુંગરની વનસ્પતિ અને કચ્છની વનસ્પતિનાં પુસ્તકો આપણને આપ્યાં છે પણ તેમની પાસેથી દીક્ષા મેળવી શ્રી. બાપાલાલે તો મહાકવિ કાલિદાસના પરિચયની વનસ્પતિની ઓળખાણ આપણને આપી છે.

### શ્રી. બાપાલાલ અને વ્યાયામ

વિદ્યાર્થીજીવનમાં વડોદરમા બહુકનાથ વ્યાયામ-શાળામાથી શ્રી. બાપાલાલે વ્યાયામ માટેનો આદર પ્રાપ્ત કર્યો હતો.

શ્રી. બાપાલાલની દૃષ્ટિ પહેલવાની તરફ ઢળી નહોતી, પરંતુ જીવનમા હવા, પાણી, ખોરાકની અગત્ય માણસને જીવન ટકાવવા સમજાઈ હોય છે. પણ એ ત્રણે મૂળ ધાતુરપ પદાર્થોનો સમન્વય કરવામાં વ્યાયામ અગત્યનો ભાગ ભજવે છે એ વાત શ્રી બાપાલાલ સમજ્યા હતા. તેથી વૈજ્ઞાનિક દૃષ્ટિએ તેમણે વ્યાયામનું મૂલ્યાંકન કર્યું હતું.

એક વાર શ્રી. બાપાલાલ દ્વારકા આવ્યા હતા. ત્યારે મેં એમને દ્વારકાના વિદ્યાર્થીઓને લાઠીની વ્યાયામ પ્રત્યેની અભિમુખતા ઊભી કરવા માટે થોડા પ્રત્યક્ષ પ્રયોગથી લાઠીના દાવપેચ બતાવવા તેમને વિનંતિ કરી હતી. તેમણે તરતજ પહેરેલે કપડે હાથમા લાઠી લઈ કેટલાક પ્રયોગ એવી સફાઈથી કરી બતાવ્યા હતા કે મારી શાળાના વ્યાયામ શિક્ષકને નવાઇ લાગી. શ્રી. બાપાલાલ જેવા સદ્‌ગૃહસ્થ આવી સરસ રીતે લાઠી ફેરવી શકે છે.

શ્રી. બાપાલાલને તો વ્યાયામ એ મનુષ્યના શરીરના યોગ્ય રીતે હલનચલન માટેની રોજીન્દી દીનચર્યા પૈકીની એક હતી. શ્રી. બાપાલાલને મન વૈદ્યકીય આવડત માત્ર માંદાને સાજા કરવા માટે જ જરૂરની છે એમ નથી પરંતુ મનુષ્યની દીનચર્યાને નિયમિત રીતે સાચા રૂપે સાચા માર્ગે વાળવામા વૈદ્યની મોટી જરૂર હોય છે તે રીતની હતી. શ્રી. બાપાલાલ માને છે કે સમજુ માણસે વૈદ્ય વિદ્યાના સાદા નિયમો અને વૈદ્યવિદ્યાનું મૂળભૂત જ્ઞાન મેળવવું જ જોઈએ. તેથી જ શ્રી. બાપાલાલભાઈએ ઓસડ બાર અને રોગ હજાર-જેવું પુસ્તક નથી લખ્યું પણ જીવનની દિનચર્યા ઉપર સંગીન પુસ્તક ગુજરાતને તેમણે આપ્યું છે.

ગુજરાત રાજ્યે ભારત સરકારની નેમ પાર પાડવા સાચા આયુર્વેદની શિક્ષા માટે સંગીન કામ ઉપાડયું છે તેમા શ્રી. બાપાલાલનો સંગીન ફાળો મળી રહે એ જ શુભેચ્છા.

---

## અરીઠાં ને આંબળાં

મોઢા ઉપર આજકાલ કાળા ડાઘ ઘણાને પડે છે. આથી મુખ કદરૂપુ લાગે છે. આ માટે રોજ રાત ઉપર અરીઠાં અને આંબળાંનું બારીક ચૂર્ણ કરી પાણીમા ભીંજવી રાખવું. સવારમાં એ પાણી થોડું ઉકાળી લેવું અને આ પાણીથી મુખ સાફ કરવું. આંખમાં પાણી ન જાય તે સાચવવું. આંખો મીંચી દેવી. જેને માથામાં ખોડો થયો હોય, ખુજલી આવતી હોય તેવાઓ માટે પણ આ પ્રયોગ સારો છે. વાળ ખરતા હશે તે માટે પણ આ પ્રયોગ સારો છે.

# સાહિત્યરસિક વૈજ્ઞાનિક વૈદ્ય

રસિકલાલ છો. પરીખ

શ્રી. રસિકલાલ પરીખે સાહિત્યક્ષેત્રે, પ્રતિભાનાં તેજ અનેકવિધ રીતે પાથર્યાં છે. તેઓ પુરાતત્ત્વવિદ્, વિવેચક, કવિ અને નાટ્યલેખક છે. બો. જે. અધ્યયન સંશોધન ભવનના પોતે અધ્યક્ષ છે. ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે પણ આ વખતે તેમની વરણી કરવામા આવી છે.

શ્રી. બાપાલાલભાઈનો પ્રથમ પરિચય મને ગુજરાત વિદ્યાપીઠમાં થયો. ગુજરાતના પ્રતિભાશાળી વનસ્પતિશાસ્ત્રી શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજી ગુજરાત વિદ્યાપીઠની મુલાકાતે આવેલા તેમની સાથે તેઓ આવ્યા હતા; તે સમયે હું ગુજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરમાં અધ્યાપન અને સંશોધનનું કામ કરતો હતો અને તેનો મંત્રી હતો. શ્રી. રામનારાયણભાઈ જેઓ પણ પુરાતત્ત્વ મંદિરના મંત્રી હતા તેમને શ્રી. જયકૃષ્ણભાઈ સાથે પહેલાંનો પરિચય હતો. તેમણે અમને બધાને જયકૃષ્ણભાઈનો પરિચય કરાવ્યો. તે પ્રસંગે જયકૃષ્ણભાઈના મુખ્ય શિષ્ય તરીકે શ્રી. બાપાલાલભાઈનો પણ પરિચય થયો. તે પ્રસંગે જાણ્યું કે બાપાલાલભાઈ ઇન્ટર સાયન્સમાં બોટની–વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરી એ વિષયનો વધારે અભ્યાસ કરવાના જયકૃષ્ણભાઈના અતેવાસી થયા હતા.

જયકૃષ્ણભાઈના વનસ્પતિના જ્ઞાનમાં આધુનિક વિજ્ઞાન તો હતું ઉપરાંત આધુનિક બોટનિસ્ટને ન હોય એવું વૈદ્યક અને ભારતીય વનસ્પતિશાસ્ત્રનું પણ જીવંત જ્ઞાન હતું. તેઓ સંસ્કૃતના સારા વિદ્વાન હતા. પ્રત્યેક વનસ્પતિ પોતાનું કોઈ કુટુમ્બી હોય તેમ તેઓ તેને સંસ્કૃત નામે, ગુજરાતી નામે (જો જુદું હોય તો) અને લેટિન નામે બોલાવતા. તેના વૈદ્યકીય વિનિયોગો કહી જતા અને કઇ વલ્લી, પર્ણ કે પુષ્પ શિલ્પકળાના કોતરકામ કે ચિત્રના કયા નમૂનામા કેવી રીતે દર્શાવાયાં છે તે પણ કહી જતા અને તેના સાહિત્યના ઉલ્લેખો પણ તેમને યાદ આવતા. ચાલતાં ચાલતા જયકૃષ્ણભાઈ કોઈ નાનો સરખો છોડ કે ઘાસ પણ જુએ કે તરત ઊભા રહી આજુબાજુનાને તેનું વિવરણ કરી આપે. ત્યારે તેઓ વનસ્પતિ સાથે વાર્તાલાપ કરતા કોઈ પ્રેમી જેવા, કવિ જેવા લાગતા.

આવા ગુરુના શિષ્ય તરીકે શ્રી. બાપાલાલભાઈને પ્રથમ ઓળખ્યા; અને જેમ જેમ પરિચય વધતો ગયો તેમ અમને એ મહાન ગુરુના જ્ઞાનનો અને કાવ્યનો વારસો પચાવનાર સાચા શિષ્યની પ્રતીતિ તેમનામાં થવા લાગી.

'પ્રસ્થાન'માં શ્રી. બાપાલાલભાઈના લેખો વારંવાર આવતા. આયુર્વેદનાં મૂળગ્રંથોનું તેમનું જ્ઞાન ચોક્કસ અને સપ્રમાણ તે લેખોમા જણાતું. ઉપરાત વૈદ્યોમાં જે જ્ઞાનની સૂઝ અને અભાવ હોય છે તેવા આધુનિક વૈદ્યકીય વિજ્ઞાનનું જ્ઞાન અને તન્મૂલક આયુર્વેદની તુલના કરવાની પણ તેમનામાં શક્તિ છે એ પ્રતીત થતું હતું

એમણે રચેલો દળદાર ગ્રંથ "નિઘંટુ આદર્શ" બન્ને પરંપરાઓના તેમના વિશાળ અને ઊંડા જ્ઞાનનો નમૂનો છે. એ કમભાગ્ય છે કે એ મહાન ગ્રંથની બીજી આવૃત્તિ છપાતી નથી.

એમની સુજનતા એમને કોઈ પણ માણસના મિત્ર બનાવે એવી છે. એમની સેવાપરાયણતા એમના વૈદ્યકીય જ્ઞાનનો લાભ સર્વસુલભ કરે છે; તો મારા જેવા મિત્રને તે મળે અને ઉપકારવશ બનાવે એ સહજ જેવું લાગે છે.

પરંતુ એમની સાથે મારી મૈત્રી ગાઢ બની તેનું નિમિત્ત તો બીજું જ બન્યું. પોતે સારા સંસ્કૃતજ્ઞ છે અને મહાકાવ્યો તથા નાટકોથી સુપરિચિત છે. મારી પણ એ સાહિત્યમાં રુચિ, પણ એના આસ્વાદમાં મને એક મુશ્કેલી નડતી જે મારા જેવા બીજા અનેકોને નડી છે અને નડે છે. તે એકે એ સાહિત્યમાં ઉલ્લેખ પામતાં વૃક્ષો, વલ્લીઓ–પુષ્પોને કેવી રીતે ઓળખવાં, તેમનાં ગુજરાતી નામો કયા, ઇત્યાદિ. બાપાલાલભાઈએ તેમના નિઘણ્ટુ આદર્શમા આ માર્ગ ખુલ્લો કર્યો હતો. એટલે મેં એમને વિનંતી કરી કે સંસ્કૃત સાહિત્યમાં ખાસ કરીને કાલિદાસની કૃતિઓમાં ઉલ્લિખિત વૃક્ષાદિકનો સ્પષ્ટ ખ્યાલ આવે એવી લેખમાળા આપો. મારી એ પણ આકાક્ષા તેમને જણાવી કે એક કાલિદાસોદ્યાન કે કાલિદાસ વાટિકા કરીએ કે જેમાં કાલિદાસે સ્મરેલાં બધાં વૃક્ષ, છોડ, લતા, આદિ ઉગાડીએ. મારી આ ઇચ્છાઓ પૂરી કરવાનું તેમણે ઉત્સાહ સાથે સ્વીકાર્યું. જુદા જુદા કાવ્ય–નાટકોના શ્લોકો ઉતારતી સંદર્ભપૂર્વક ખુલાસો આપતી આવી લેખમાળાઓ તેમણે પ્રકટ કરવા માંડી; અને એ પ્રવૃત્તિના કળશરૂપ 'સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ' એ નામનો ગ્રંથ તેમણે રચ્યો, જે ગુજરાત વિદ્યાસભા દ્વારા સને ૧૯૫૩મા પ્રકટ થયો.

મારી બીજી માગણી 'કાલિદાસ વાટિકા' હજી તેમણે પૂરી કરી નથી. પહેલાં તેમનો વિચાર અમદાવાદમા વસવાટ કરવાનો હતો અને એ સંદર્ભમાં આવી વાટિકા કરવાનો અભિલાષ રાખ્યો હતો. પણ તે હવે વિસરાઈ ગયો લાગે છે. એનું એમને સ્મરણ કરાવું છું.

આવા મારા એક પરમમિત્રની ષષ્ટિપૂર્તિ પ્રસંગે તેમને અભિનંદન આપતાં અને યશસ્વી દીર્ઘાયુષ પ્રાર્થતા મને આનન્દ થાય છે.

---

## જઠરાગ્નિ

જઠર–હોજરી એ એક જાતનો યજ્ઞકુંડ સમજો. યજ્ઞકુંડમાં યજ્ઞાગ્નિ જેમ પવિત્ર ગણવામા આવે છે તેમ જઠરાગ્નિ પવિત્ર ગણવી જોઈએ. અગ્નિમાં ગમે તે અશિષ્ટ પદાર્થ ન હોમાય. આજ રીતે અતરગ્નિ (જઠરાગ્નિ)માં હમેશા હિત એવાં અન્નપાનરૂપી સમિધોથી અગ્નિહોત્રીની નિષ્ઠાથી સવાર સાજ, માત્રા અને કાલનો બરાબર વિચાર કરી, હોમ કરવો જોઇએ. આ હિતાગ્નિ (અગ્નિહોત્રી) જ્યમ સાયંપ્રાતઃ અગ્નિહોત્ર કરે છે અને હમેશાં બ્રહ્મનો જપ કરે છે, દાન કરે છે, ત્યમ આપણે પણ અંતરગ્નિરૂપી યજ્ઞાગ્નિમાં હિત અન્નપાન હોમવાં જોઇએ અને મનની શાંતિ તથા તે થકી ઉત્પન્ન થતા સતોષ સાથે આ વિધિ સમેટવો જોઇએ. પથ્ય આહારથી રોગો થતા નથી અને દીર્ઘાયુષ તેમજ નિઃશ્રેયસ પ્રાપ્ત થાય છે. જુઓ ચરક સૂ. ૨૭–૩૪૫ થી ૩૪૭.

# આયુર્વેદમાં અતિશયોક્તિ દોષ કે રસિકતા?

નટવરલાલ માલવી

પ્રસિદ્ધ પત્રકાર શ્રી. નટવરલાલ માલવી, કોઈ પણ વિષય ઉપર સ-રસ, છૂટથી કલમ ચલાવી શકે છે. 'વૈદક' એમના શોખનો, માનીતો વિષય છે. એટલે આયુર્વેદ વિષે લખતી વખતે તેમના સોનામા સુગંધ ભળે છે "વગર પૈસાનું વૈદુ"-નામની તેમની પત્રિકાઓ જાણીતી છે. એક ઉપર એક તેના ભાગ બહાર પડતા જાય છે અને આવૃત્તિઓ પણ. બીજી ભાષાઓમાં તેના ઉતારા પણ થતા રહ્યા છે.

"આ તમારા આયુર્વેદમાં તો અતિશયોકિત દોષ બહુ જ છે. દરેક વસ્તુથી જાણે બધુ જ મટી જતુ હોય તેવી વાતો છે. ફટ દઈને મટી જતું હોય એવો ભાવ છે. ને કંઇ કેટલાયે લગભગ અસાધ્ય ગણાતા રોગો જાણે ચપટી વગાડતાંમાં મટી જતા હોય એવું બધું મીઠું મરચું ભભરાવી ભભરાવીને લખેલું હોય છે, તે આજના જમાનામાં કોને ગળે ઊતરે?"

એક દાકતર મિત્રે ટીકા કરતા કહ્યું. તેમણે આયુર્વેદને લગતા કોઇક લખાણો અલપઝલપ વાંચ્યા હશે; અગર તો કોઇક શ્લોકના અનુવાદ પર અછડતી નજર નાખી હશે. એથી વધારે ઊંડા તેઓ ઊતર્યા નહોતા એવું મારું માનવું હતું; કહો કે જાણ હતી. મોટે ભાગે આયુર્વેદ સંબંધે વિરોધ કરનારા સમુદાયને જરાક ખોતરીને ચકાસીએ, તો આવું જ માલૂમ પડે તેમ છે...એની પાછળ વધારે ઊંડા ઊતર્યાથી સત્યનો સ્વીકાર કરવો પડે એવી બીક હશે? કોણ જાણે! અત્યારે તો એટલો આત્મસંતોષ રહી શકે કે જાણી બૂઝીને ખોટાણું બોલતા નથી?!

જરા વિચારીએ.

આયુર્વેદના ગ્રંથો, જ્યારે ચીનાઓની શોધરૂપી કાગળ પણ બનતો નહોતો, (લગભગ ૧૧મી સદીમાં કાગળની શોધ થયાનું, ચીનમાં જ થયાનું મનાય છે.) તે પૂર્વે લખાયા છે, કહો કે રચાયા છે. કાગળ નહોતો, છાપખાનાં નહોતાં, મુદ્રણ યંત્રનું તો સપનું ય નહોતુ. જ્ઞાનને સાચવવાની રીત આપણી પાસે હતી તે 'શ્રુતિ' અને 'સ્મૃતિ' જ, બહુ તો મહા મુસીબતે તાડપત્રો પર આલેખન. તે હમેશ થઈ જ શકે એવું નહિ, લાંબું ટકી શકે કે કેમ તે વિષે પણ દેહશત.

આ બધા સંજોગોમાં, અગર કદાચ તાડપત્રો પર લખવાનું ફાવે છે એવી જાણ થઈ તેની પણ પૂર્વે આપણા ઋષિઓ, પંડિતો, વિચારકોએ પોતે જે કંઈ સંશોધન કરેલું તેને 'અમર' બનાવવાનો, પ્રજાને કાયમી વારસારૂપે આપવા માટેનો કીમિયો શોધી કાઢ્યો: એ કીમિયો, ખરું જોતાં દિવ્યરૂપી લેખાય. એક તો એ, કે એ બધી વસ્તુને-

કવિતાનું રૂપ આપવું જોઈએ, ગેય સ્વરૂપ આપવું જોઈએ, અને વળી તેમાં એવા ભાવપ્રતીકો અને ઉપમા અલંકારોનું સંયોજન કરવું જોઈએ કે મગજમાં તેની છાપ દૃઢ પડે; ધૂધળી ન પડે, આછી ન પડે પણ સ્પષ્ટ, નક્કર પડે "દૂધ ધોળું છે,"–એટલું કહેવાથી જે છાપ પડે તેના કરતા બગલા જેવું ધોળું છે; એમ કહેવાથી,–સાંભળવાથી અંતરિયાળ મગજમાં દૂધની અને બગલાની,–બંનેની છાપ મરાય છે, અને તે વધારે સ્થાયી ભાત પકડે છે. આ જ કારણે કહેવતો પણ લોકોને મોઢે ઝટ ચઢી જાય છે. તેમ ગદ્ય કરતા પદ્ય, તેની તાલમદ્ધતા, પ્રાસ અને રૂપશ્રીવાને કારણે વધારે ઝટ યાદ રહી જાય છે એટલું સમજાવવા કોઈ પ્રકારના પિષ્ટપેષણની જરૂર નથી.

શાળાઓ હતી,–ગુરુશાળાઓ, પણ ઝાઝી તો નહિજ; ઠેર ઠેર તો નહિ જ. શિક્ષણ અપાતું, પણ બહુ જનસમાજને તો નહિજ; તે શકય નહોતું. એવા સંજોગમાં આ બધું જ્ઞાન 'અમર' કરવા માટે કવિતાનો, એટલે કે કંઈક અતિશયોક્તિનો ઉપમા અલંકારાદિનો, માનવીના મન પર સ્પષ્ટ ચિત્રાંકન કરવાનો અને સંગીતનો એટલે કે ગેયતાનો આધાર લેવાયો. આજે ટેપ રેકોર્ડરના જમાનાના માનવીને જો એ વાત રમૂજી અગર 'હીન' લાગે તો તેથી કંઈ તેની પાછળ રહેલું ઐતિહાસિક સમર્થન નષ્ટ થઈ શકતું નથી. ને આ વાત કંઈ આયુર્વેદને જ લાગુ પડે છે એવું નથી; આપણી બધીજ વિદ્યા પદ્યરૂપિણી છે. ને તે પદ્યરૂપિણી હોવાનું કારણ, આજ તેને અવિસ્મરણીય બનાવવાનું છે. મુસ્લિમોના ધર્મગ્રંથ કુરાને શરીફ, મારી સમજ પ્રમાણે ગદ્ય રૂપ છે, તેજ રીતે ઘણું કરીને જરથુસ્ત્ર સાહેબની અવસ્તા પણ. પરંતુ એ બંને ધર્મગ્રંથોનું મંત્રોચ્ચારણ, લલકારા વડે જ થાય છે, કાચી–પાકી લયબદ્ધ રીતે કરાય છે. શાળાઓમાં આંકના પાડા લલકારાતા આવ્યા છે, તેનું કારણ પણ એ જ છે, ને તેમા પણ કેટલીક વાર રમૂજી ચિત્રાંકન ઉમેરાતું આવ્યું છે. "બે ઓઠા સાત, ઊંટ મારી લાત."

પણ આપણે વાત કરીએ છીએ આપણી પુરાણી વિદ્યાઓની, ને તે બધી દેવભાષા સંસ્કૃતમાં છે. સંસ્કૃતના જાણકારોએ, બ્રાહ્મણો, પંડિતોએ, વિદ્યોપાસક સમુદાયે જ એ વિદ્યાને કંઠસ્થ કરીને અમર રાખી, એટલું જ નહિ, એમાંનું વ્યવહારુ જ્ઞાન સમાજમાં ફેલાવતા રહેવાનું કામ પણ તેઓ જ બજાવતા રહ્યા

પણ યુગ પલટો થઈ ગયો. મુદ્રણ યંત્ર શોધાયું. ચોપડીઓ છપાવા લાગી. છાપા ચોપાનિયા નીકળવા લાગ્યાં. પ્રજા સાંભળીને નહિ પણ વાચીને, જાતે જ, પોતાની સમગ્ર ફુરસદનો ઉપયોગ કરતી કરતી, રાતે, અડધી રાતે, મળસકે, બપોરસપોર જ્ઞાન પ્રાપ્ત કરવાને માર્ગે લાગી. આપણી પુરાણી વિદ્યાઓનું જ્ઞાન ધીમે ધીમે ગ્રંથસ્થ બનવા લાગ્યું અને પદ્યને સ્થાને ગદ્યનો વિકાસ થવા લાગ્યો.

એ બધા ઇતિહાસમાં વધારે ઊંડા ઊતરવાનું નથી જરૂરી, નથી શકય. ટૂંકમાં એટલું જ કહેવાનું કે ગયા દોઢેક સૈકા દરમિયાન, અગર સવા સૈકો કહો તો ય ચાલે, ગદ્ય લખાણોનું સર્જન ઉત્તરોત્તર વધતુ ચાલ્યું, છપાતુ ચાલ્યું, ફેલાતું ચાલ્યુ, પ્રજા તેનો રસ કેળવવા–મેળવવા લાગી, અને તે કાર્યમા હોંસીલી, વધારે ને વધારે હોંસીલી બનતી ગઈ.

એટલે ધીમે ધીમે વૈદકના ગદ્ય પુસ્તકો પણ બહાર પડવા લાગ્યા. વૈદકના લેખો લખાવા લાગ્યા, છપાવા લાગ્યા, વંચાવા લાગ્યા–માસિકો આદિમાં.

પણ વૈદકના આ ગદ્ય જ્ઞાનને લલિત વાઙ્મયરૂપે ગુજરાતીમાં ઉતારવાનું કાર્ય પહેલવહેલું સર્જ્યુ, આવડ્યુ તે શ્રી. બાપાલાલને, ને થયું શ્રી. બાપાલાલને હાથે. વૈદકના લખાણોની શરૂઆત ગુજરાતીમાં કરવાનું માન તો મોટે ભાગે આપણે સ્વ અમૃતલાલ સુંદરજી પઢિયારને જ આપવુ પડે. અને કોઇને એમ પણ લાગે કે 'જુવાની જાળવવાના ઉપાયો'ની તેમની ચોપડી વૈદકને લગતી હશે. (તેમના ત્રુટક વૈદકીય લેખો 'સુંદરી સુબોધ' આદિ માસિકોમાં આવતા.) પણ એ ચોપડી ગણીએ તો **Psychiatry**ની છે. માનસો-

સુંદર કાવ્યાવતરણો સાથે લોકજીવનમાં રમ્ય પાસાંઓનો સાહિત્યરૂપી આવિષ્કાર ગૂંથી લઇને ગુજરાતને આપવાની પહેલ મુ. શ્રી. બાપાલાલભાઇએ જ કરી, એમ કહેતાં મને જરા પણ સંકોચ થતો નથી. વૈદકીય લેખોનો "શુષ્કતા"નો "અધિકાર" તેમણે જાણે છીનવી જ લીધો. ડોસાઓ જ–કે ડોસીઓ જ ?–તે વાંચે એ અવદશામાંથી વૈદકીય જ્ઞાનને તેમણે મુક્ત કર્યું. સાહિત્યના, કાવ્યના, તત્ત્વચિંતનના ને–સમગ્રે કલાના ઉપાસક એવા બાપાલાલભાઈએ ગુજરાતમાં વૈદકીય જ્ઞાનને લીલામય રૂપે ઉતારવાની પહેલ કરી.

"છલકાતું આવે બેડલું
મલકાતી આવે નાર રે
મારી સાહેલીનું બેડલું ..."

એ લોકગીતનું રહસ્ય તેમણે આયુર્વેદની બોલીમા સમજાવ્યું–તેમાથી આયુર્વેદ એ દવાનું શાસ્ત્ર નથી પણ જીવનનુ શાસ્ત્ર છે, આમૂલાગ્ર જીવન સંહિતા છે એવું સિદ્ધ કર્યું. કવિવર ટાગોરની કવિતાઓ કે ઉક્તિઓ ઉતારી તેમણે આયુર્વેદની લીલા દાખવી. નોબલ પારિતોષિક વિજેતા એલેકસીસ કેરોલ, મહાન સંશોધક, વિજ્ઞાન પંડિત, ને વિજ્ઞાનમાંથી જ તત્ત્વચિંતન દોહી કાઢનાર; તેનો ચિંતન નીચોડ પણ આયુર્વેદમાં કયા ને કેવી રીતે દર્શાવેલો છે તે સમજાવી બતાવ્યું. ઉપનિષદોના ઉતારા ને તેમાંની આખ્યાયિકાઓના ઢેર ઢેર ઉલ્લેખ, વેદની ઋચાઓના પણ ખરા જ. ભવભૂતિના માલતીમાધવ જેવા શૃંગાર રસ પ્રધાન નાટકમાંથી પણ એમને આયુર્વેદને રસિક બનાવનારી કાવ્યોક્તિઓ મળી જાય. રામસ્વામી આયર, પંડિત જવાહરલાલ, સમર્થ સાક્ષર આનંદશંકર ધ્રુવની ચિંતન કણિકાઓ પણ તમને વૈદકના આ ગ્રંથોમાંથી અતિ ઉચિતરૂપે સહેજે મળી જાય. રામાયણને મહાભારત શાના બાકી રહે ? શાહજહાંની દીકરીને સને ૧૬૪૫માં સાજી કરનાર ડોકટર ગ્રેબિયલ બાઉટનેજ ખરેખર તો ભારતમાં ઇંગ્રેજી સલ્તનતનો પાયો નાખ્યો, (ને એજ રીતે અંગ્રેજી ઔષધ સલ્તનતનો પણ ખરો જ ને ?) એ વાત વાચી તમને જરા આંચકો તો લાગે, પણ બાઉટના અનુકરણ રૂપેજ આજે અસંખ્ય મિશનરીઓ 'હિન્દુત્વ'ના પાયા હચમચાવી રહ્યા છે એની જાણ હોય તો પછી એ આંચકો શમી જાય. રમણભાઈ નીલકંઠના રાઈનો પર્વતમાંથી–

ભર્યાં તળાવો તણી પાળ તોડી
ધારી શકયા કો જલઘોધ, ભાઈ !

એવું અવતરણ, વૈદકનું લખાણ વાંચતા વાંચનાં આવે ત્યારે અવશ્ય તાજગી પ્રકટે જ; પણ તુલસીદાસજીના રામાયણમાથી—

મોહ સકલ વ્યાધિન કર મૂલા
તે હિ તે પુનિ ઉપજહિં બહુ ઘ્રલા
કામ બાત
કફ લોભ અપારા
ક્રોધ પિત્ત
નિત છાતી જારા !

એવા તંતોતંત બંધબેસતા, અને વ્યાધિના ઊંડામાં ઊંડા મૂળિયાનો ખ્યાલ આપનારો Chemistry of Emotions—લાગણીઓનું રસાયણશાસ્ત્ર દાખવનારો શ્લોક વાંચી તમારું હૈયું અવશ્ય થનગની ઊઠે. કેન્ટ ને જુલિયસ હકસલી, ગટે ને ટેનિસન, પ્લીની ને રાજા જનક ને પ્લેટો, વિવેકાનંદ ને મહર્ષિ અરવિંદ; નામાવલિ લંબાયે જ જાય એમ છે, લંબાયે જ જાય.

એટલે કદાચ એવું કહેવાની હિંમત પણ કરી શકું કે ભારતભરમા આયુર્વેદનું આવુ લલિત ને લાવણ્યમય દર્શન ગુજરાત સિવાય બીજા પ્રાંતોને, ગુજરાતી સિવાય બીજી ભાષાઓને ભાગ્યે જ સાંપડયું હશે.

અને આવું સર્જન એક જ પ્રકારે શકય બને– તન્મયતા વડે. બાપાલાલભાઈનું સમગ્ર લખાણ તેમની કલાપ્રેમી, જ્ઞાનપ્રેમી, ઉલ્લાસપ્રેમી તન્મયતામાં જ ઉદ્‌ભવ્યુ છે, કહો કે ફુવારાની પેઠે ઊછળ્યું છે ને ફુવારાનું કંઈ સ્નાન જ નહિ, તેનું દર્શન પણ કેટલું બધું આહ્‌લાદક હોય છે !

બાપાલાલભાઈ ઘણું જીવો, ને ગુજરાતને તેમની તન્મયતાભરી લેખણનો લાભ મળતો જ રહો, મળતો જ રહો.

---

# રસિક પંડિત બાપાલાલભાઈ

ડૉ. જયંત પાઠક *M. A. PH. D.*

ડૉ. જયન્ત પાઠક ગુજરાતની નવતર પેઢીના આગલી હરોળના કવિ છે. કવિ તો છે પણ ગદ્યલેખક તરીકે પણ તેમણે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરેલું છે. ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે પોતાના વિદ્યાર્થીઓના તેઓ લાડીલા રહ્યા છે. તેમનામાં કેવી સર્વતોપરિ દૃષ્ટિ છે તેનો આ લેખ વાંચતાં ખ્યાલ આવશે.

[ ૧ ]

શ્રી. બાપાલાલભાઈનો પ્રત્યક્ષ પરિચય તો મને, હું ૧૯૫૩ માં વ્યવસાયાર્થે સૂરત આવ્યો ત્યાર પછી થયો; પણ છેક વિદ્યાર્થીકાળથી એમનાં લખાણોના પરિચયમાં આવવાનું બનેલું. દસ અગિયારની ઉંમરે હું વતનની નિશાળમાં ચાર ધોરણ પૂરાં કરી કાલોલ (પંચમહાલ)ની અંગ્રેજી શાળામાં દાખલ થયો. હું મારા બહેનને ત્યાં રહી ભણતો. મારા બનેવી શ્રી. પૂંજાલાલ ભટ્ટ તે કાળે પંચમહાલમાં વૈદ્ય તરીકે ઠીક ઠીક જાણીતા ને જામેલા હતા. એમને ત્યાં વૈદકનાં પુસ્તકો ને સામયિકો સારી સંખ્યામાં રહેતાં.

શ્રી. બાપાલાલભાઈનાં નિઘંટુ આદર્શ, ઘરગથ્થુ વૈદક, દિનચર્યા આદિ પુસ્તકો મેં અહીં વાંચેલાં. ઉપરાંત વતનમાં મારે ઘેર ત્યારે 'પ્રસ્થાન' માસિક આવતું. એમાં પ્રસિદ્ધ થતા શ્રી. બાપાલાલભાઈના લેખો અમે—હું તથા મારા ભાઈ શ્રી. રમણલાલ પાઠક બહુ રસપૂર્વક વાંચતા ને એમનાં કેટલાક આરોગ્યવિષયક સૂચનો અમલમાં મૂકવાનો પ્રયાસ કરતા. ડુંગળી (કાંદા) વિષેનો લેખ વાંચીએ એટલે ડુંગળી ખાવાનું શરૂ કરી દઈએ; 'આદુ' વિશે વાંચીએ એટલે આદુ ખાવા મંડીએ; શીર્ષાસન ને નાકેથી પાણી પીવા જેવા પ્રયોગો કરીએ. આથી કુટુંબમાં ને મિત્રમંડળમાં કેટલીક વાર અમે રમૂજનો વિષય પણ બનતા. જમીને કોગળા કરીએ કે આંટા મારીએ એટલે કોઈ ટહુક્યું જ છે: "બાપાલાલે કહ્યું છે કે—"કોઈ વાર કોઈ ટોણો પણ મારે: "આટઆટલું પાળો છો, પણ તબિયત તો એવી ને એવી જ રહી છે તેનું શું?" જવાબ આપીએ: "પણ જીવતા છીએ ને? મરી નથી ગયા તે આ 'બાપાલાલી નિયમો' પાળવાને લીધે જ."

पक्वबिम्बाधरोष्ठीની યાદ આવે જ. વનસ્પતિ વિશે લખતાં આપણા કવિઓના વનસ્પતિ વિશેના અજ્ઞાનની અને વર્ણનમાં એમણે કરેલા છબરડાની ખબર પણ તેઓ લઈ નાખવાના. એમનું આ બહુશ્રુતપણું અને રસિકતા આજે પણ મારા આકર્ષણના વિષયો રહ્યા છે ને તેથી એમના એ રસિક પંડિત્યનો કંઈક પરિચય કરાવવાનો આશય આ લેખમાં રાખ્યો છે.

[ ૨ ]

આ રસિકતા ને બહુશ્રુતતાનું મૂળ શેમાં હશે? કદાચ ગાંધીયુગી જીવનદૃષ્ટિ, જીવનસમજમાં ગાંધીજી, કાલેલકર, મહાદેવભાઈ, રામનારાયણ, કિશોરલાલ–આ બધા એક જ વિષયના નિષ્ણાત નહિ, અનેક વિષયના સારા જાણકાર પંડિતબુદ્ધિ હતા બાપાલાલભાઈ પણ એમનામાંના જ એક. કાવ્ય, ઇતિહાસ, સંસ્કૃતિ, રાજકારણ, સમાજશાસ્ત્ર આ બધા શાસ્ત્રોનો ગાઢ પરિચય તેમણે કેળવ્યો છે ને પોતાને પ્રિય એવા આયુર્વેદના વિષયમાં એનો સમુચિત વિનિયોગ કર્યો છે. ગાંધીજી અને એમના પ્રભાવ હેઠળ આવેલા આ વિદ્વાનોએ પોતાની પ્રવૃત્તિ ને જ્ઞાનના કેન્દ્રમાં 'જીવન'ને રાખ્યું છે. એટલે તેઓ ભાગ્યે જ એકાંગી થઈ શકે; બધા પ્રશ્નોનો જીવનના સંદર્ભમાં જ તેઓ વિચાર કરે. બાપાલાલભાઈનો પ્રિય વિષય આયુર્વેદ હોવા છતાં 'દુઃખવિવેક' કે 'સૃષ્ટિની ઉત્પત્તિ' જેવા તત્ત્વજ્ઞાન ને વિજ્ઞાનના પ્રદેશના વિષયો ઉપર પણ તેઓ અસાધારણ જાણકારીથી કલમ ચલાવી શકે છે એ આ ગાંધીપ્રેરિત જીવનલક્ષી જ્ઞાનસજ્જતાને પ્રતાપે જ. એક વાર હું એમને ઘેર ગયો. તેઓ જે ઘરમાં રહેતા અને દવાખાનું ચલાવતા એ ઘર એમણે ખરીદી લીધું છે એમ મેં સાંભળેલું. મેં પૂછ્યું, "આ ઘર તમે ખરીદી લીધું, કેમ?" જવાબ, "હા, સારું મોટું છે, મને વિશાળ મકાન ગમે." પછી અંગ્રેજીમાં કહે : "I believe in the fulness of life" શ્રી. અરવિંદદર્શનના પણ તેઓ અનુરાગી છે.

કેટલીક વાર તો બાપાલાલભાઈને જાણે પોતાના વિષયની પ્રેરણા જ સાહિત્યની કોઈ કૃતિમાંથી, એની કોઈ પંક્તિઓમાંથી મળી હોય એવું સમજાય છે. 'પુરુષનું સૌન્દર્ય', 'કાયસંપત' ને 'હાથનું મહત્ત્વ' જુઓ.[1] 'પુરુષનું સૌન્દર્ય'નો આરંભ ટાગોરની પંક્તિઓથી થાય છે ને પછી તો લેખક પોતાનાં વિધાનોના સમર્થન માટે શરીરશાસ્ત્રીઓનો નહિ તેટલો કવિલેખકોનો હવાલો આપે છે. એમાં 'રાઈનો પર્વત'ની પેલી સુન્દર પંક્તિઓ પણ બરાબર બેસી જાય છે.

જે શૌર્યમાં કોમળતા છુપાઈ
તેને જ સાચું પુરુષત્વ માન્યું.
દ્રવન્ત લોખંડનું ખડ્ગ થાય,
પાષાણના ખડ્ગ નથી ઘડાતા.

ને પછી તો નાનાલાલ, કાલિદાસ ને ઉપનિષદની સુંદર ભાવનાસભર પંક્તિઓમાં આ રસિક પંડિત આપણને રમતા કરી દે છે 'કાયસંપત'ની પહેલી પંક્તિનો પહેલો શબ્દ જ 'કવિકુલગુરુ'! રઘુવંશના આરંભના દિલીપ રાજાના સ્વાસ્થ્યનું 'દિલચસ્પ વર્ણન' લેખકને એટલું તો ખેંચી રાખે છે કે પછી આખા લેખમાં અવારનવાર કાલિદાસને લાવ્યા વગર એમનો છૂટકો જ નથી થતો. એ લેખમાં કવિ સાથે જોડાનાર બીજા મહાપુરુષને ય ચરક સુશ્રુત નહિ પણ મહાભાષ્યકાર પતંજલિ! લેખક શરીરસમૃદ્ધિ વિશે લખે છે ત્યારે એમની દૃષ્ટિ આપણા ભૂતકાળના ગૌરવસમૃદ્ધિ અને વર્તમાન દીનહીનતા ઉપર ઠરે છે, ને તેથી ક્યારેક તેઓ પુણ્યપ્રકોપી ભાષામાં હૃદયદ્રવ્યનો ઊકળાટ ઠાલવે છે. એનો સરસ નમૂનો જોવો હોય તો "આરોગ્ય! ક્યાં છે?[2]" એ લેખ જોઈ લેવો. લેખક કંઈક હતાશાથી કહે છે: 'આરોગ્ય અંક' માટે શું લખું? મારી ચોતરફ હું આરોગ્ય વિઘાતક વાતાવરણ જોઈ રહ્યો છું અને લાચાર બની એનો સાક્ષી બની રહ્યો છું. વ્યાસજીએ મહાભારતને અંતે નિઃશ્વાસો નાખી, ઊંચા હાથ કરી કહ્યું છે કે, "હું પોકારી પોકારીને કહું છું, પરંતુ મારું કોઈ સાંભળતું નથી...આરોગ્ય સંબંધી પ્રચાર મેં આજદિન સુધી ઠીક ઠીક કર્યો છે, મેં ઠીક ઠીક લખ્યું છે, પરંતુ આજે હું જોઉં છું કે

૧. આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ પૃ. ૧૩૮, ૧૪૪ અને ૧૫૬.

૨. આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ–પૃ. ૪૩.

તેનું પરિણામ કશું જ નથી આવ્યું." અંત પણ કેવો કલાકારની સૂઝથી સાધવામા આવ્યો છે! "આજે તો સો મણુ તેલે અંધારું ભાસે છે. तमसो मा ज्योतिर्गमय।" 'હાથનું મહત્ત્વ' એ લેખનું પ્રેરણાસ્થાન મહાભારતનું શાન્તિપર્વ છે. હાથનો બ્યાસે વર્ણવેલો મહિમા લેખક એક શ્લોક ટાંકીને રજૂ કરે છે તે તો ઠીક પણ જરા આગળ ચાલીએ એટલે એ આપણને હેમ્લેટનો મેળાપ કરાવે છે: "What a piece of work is man...!" માણુસ અદ્‌ભુત છે ને એનું કારણ હાથનો ઉપયોગ એ શીખ્યો છે એ છે. આખી સંસ્કૃતિના મૂળમાં હાથ રહેલો છે એ વાત કહેવામાં લેખકને આટલેથી સંતોષ નથી થતો. એ તો ત્યારે થાય છે જ્યારે ઉમાશંકર જોશીના "અન્નબ્રહ્મ" કાવ્યમાંથી તેઓ પંદર સત્તર પંક્તિઓ ઉતારે છે! બાપાલાલભાઇ ને કંઇક કહેવાનું હોય છે, ઉપદેશ આપવાનો પણ હોય છે, પણ આવા લેખોમાં આવતો ઉપદેશ એ ગુરનો કે મિત્રનો નહિ પણ કાન્તાનો બની રહે છે એ એમની રસિકતાની સિદ્ધિ છે.

વનસ્પતિ વિષયક લેખોમાં બાપાલાલભાઈ જેવા ખીલે છે તેવા ખીજે ઓછા જ ખીલતા જોવામાં આવશે એમાં એ માત્ર વૈદ્ય નહિ, વનસ્પતિશાસ્ત્રી અને કવિ બની જાય છે ને વનસ્પતિનો મહિમા ઉલ્લાસપૂર્વક ગાય છે પ્રકૃતિમા વનસ્પતિનુ આકર્ષણ વૈદ્યને વિશેષ હોય કારણુ કે આયુર્વેદના ઘણા ઓસડ વનસ્પતિમાંથી બને છે; પણ બાપાલાલભાઈને વૈદ્ય તરીકે નહિ તેટલો પ્રકૃતિના સાન્નિધ્યમાં નિરંતર રહેતા આપણા ઋષિકવિઓ જેવો અહોભાવ પ્રકૃતિ પ્રત્યે છે. એમાં ઉપયોગિતાની દષ્ટિ સાથે સૌન્દર્યની દષ્ટિનો સુભગ વિનિયોગ થયો છે ગુજરાતની વનસ્પતિઓ'માં પહેલી આઠ પંક્તિઓમાંનો ઇમર્સન (લેખનો આરંભ જ આમ થાય છે: ઇમર્સન કહે છે: "Trees are imperfect men"), અમરકોશના ટીકાકાર ક્ષીરસ્વામી, 'એક અંગ્રેજ ગ્રંથલેખક' અને રવીન્દ્રનાથને યાદ કરી લીધા! ને વૃક્ષ તરુનો અર્થ પણ આપ્યો: तरन्ति आपद अनेन इति तर.। આ શીર્ષક હેઠળ લેખક ગુજરાતમાં થતી વનસ્પતિ, તેની શોભા અને ઉપયોગ, ગામડાંમાં તથા શહેરમાં કયા વૃક્ષો ઉગાડવાં જોઈએ એ બધાનો વિચાર કરે છે; પણ પેલો એમનામાનો રસિક જીવ જંપે શાનો! એ તો અવારનવાર સક્રિય બની ઉપનિષદ્, કાલિદાસ, ભવભૂતિ, પૂજાલાલ ને કવિ A. E.ને આપણી સામે હાજર કરે છે ને શેક્સપિયરના 'એઝ યુ લાઈક ઇટ'ની પેલી પ્રસિદ્ધ પંક્તિઓનું સ્મરણ કરાવે એવી પણ એથી વધુ આધ્યાત્મિક ભાવ રજૂ કરનારી 'એક રસિક અંગ્રેજ કવિ'ની પંક્તિઓ ટાંકે છે.

There is a lesson in each flower,
A story in each stream and bower;
*In every herb on which you tread*
Are written words which rightly read
Will lead you from earth's fragrant sod
To hope, to holiness and god[3]

'દુઃખવિવેક' જેવો લેખ બાપાલાલભાઈ માંડતા હશે ત્યારે એમના મનમા શું હશે? વૈદક? આયુર્વેદ? કદાચ નહિ; બધાં શાસ્ત્રોમાં જે સમાવિષ્ટ છે ને બધાં શાસ્ત્રોનું જે પ્રભવ-સ્થાન છે તે જીવન. ને તેથી તો લેખક કોઈ શારીરિક કે માનસિક દુઃખની ચિકિત્સા આપીને નથી કરતા પણ દુઃખને સમજવાનો પ્રયાસ કરે છે. 'દુઃખ વિવેક'ની વાત આવી એટલે પછી વૈદ્યડૉક્ટરો તો હોય, પણ એમનું સ્થાન ને એમના શારીરિક માનસિક ચિકિત્સાપ્રશ્નો ગૌણુ બની જાય ને તત્ત્વજ્ઞાન તથા કાવ્ય લેખકની વિચારણાનો કબજો લઈ લે. લેખ વાંચ્યા વગર માત્ર ઉપલક દૃષ્ટિએ અવતરણો વાંચીએ તો પણ સમજાય કે આ લેખક કાવ્ય ને તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રોનો કેવો વિહારી છે! બૃહત્કાવ્ય દોહનમાંના ધીરજાખ્યાનની પંક્તિઓથી શરૂ થતા લેખમાં બ્રાઉનીંગ, વર્ડ્‌ઝવર્થ, સ્મરણુસંહિતા, ખબરદાર, મહાભારત, નરસિંહ મહેતા, રવીન્દ્રનાથ, મેરીડિથ, વિવેકાનંદ, સર એચ. ટેઇલર, સરસ્વતીચંદ્ર, ગીતા, શ્રી અરવિંદ, આનાતોલ ફ્રાન્સ આદિ દોઢ બે ડઝન લેખકો ને કૃતિઓના ઉલ્લેખ આવે છે. દેશપરદેશના વૈદ્યો ડૉક્ટરો ને ફિલસૂફો તો

૩. આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ. પૃ. ૨૨૦

વળી જુદા ! 'સૃષ્ટિની ઉત્પત્તિ' (આયુર્વેદ વ્યાખ્યાનમાળા –પૃ. ૯૧)મા સૃષ્ટિની ઉત્પત્તિ વિશે વિવિધ અભિપ્રાયો ને મંતવ્યો તપાસવાનો ઉપક્રમ રાખીને પણ લેખક એવા વિજ્ઞાન વિષયની પૂર્ણાહુતિ તો ટેનિસનની પંક્તિઓથી જ કરે છે! 'શાન્ત મૃત્યુ'[૪] એ લેખમાં રામનારાયણ પાઠકના 'ધમાલ ન કરો' એ પંક્તિથી શરૂ થતા 'છેલ્લુ દર્શન' કાવ્યનો તેમ જ 'અદ્ભુત ગ્રંથીઓ'[૪]મા ડિકન્સના 'પિકનીક પેપર્સ'ના Fat boyનો ઉપયોગ તેઓ કેવી કુશળતાથી કરી લે છે!

૪. આયુર્વેદ અને વૈજ્ઞાનિક દષ્ટિ. પૃ ૩૪૪ અને ૨૬૩

બાપાલાલભાઈ રસિક પંડિત છે એની પ્રતીતિ માટે આટલુ પૂરતું થશે. પણ આથી કોઈ રખે એમ માને કે તેઓ ભાવનાવાદી, સ્વૈરવિહારી, અવ્યવહારુ પંડિત છે આ તો જીવનની પૂર્ણતાના અનુરાગી, વ્યવસાયે વૈદ્ય પણ વિવિધ જ્ઞાનક્ષેત્રોમાં રુચિદષ્ટિ ધરાવનાર ગાંધીયુગના એક પ્રાજ્ઞ છે. તેઓ આયુર્વેદવાદી નહિ, આયુર્વાદી છે, જીવનવાદી છે આપણે ઇચ્છીએ કે એમના આ બહુમુખી રસિક જ્ઞાનનો લાભ આપણને ભવિષ્યમા ઘણા વર્ષો સુધી એમની પાસેથી મળતો રહે.

---

## કરડીનું તેલ હૃદયરોગમાં

હૃદયના રોગીઓને આજના હૃદયરોગ નિષ્ણાતો કરડીનુ તેલ ખાવાની સલાહ આપે છે. આ કરડી એટલે કસુબાના છોડ જેનાં ફૂલોમાથી આપણે કસુબલ રંગ બનાવતા હતા અને આ સુંદર રંગ રેશમી અને કીમતી વસ્ત્રો રંગવામા ખૂબ વપરાતો, અરે પરદેશ જતો. આ છોડનું વાવેતર ગુજરાતમાં કોઈ કરતુ અમારી જાણમા નથી. આ છોડનુ વાવેતર મહારાષ્ટ્રમા ખૂબ થાય છે. કરડી એ મરાઠી નામ છે એના કુમળાં પાનની ભાજી ખવાય છે. એના ફૂલે કોઈ પણ બાગની શોભા વધારે એવા સુદર હોય છે મહારાષ્ટ્રમા કરડીનુ તેલ જ ખવાય છે તો પછી મહારાષ્ટ્રમાં હૃદયના રોગો થવા જ ન જોઈએ

આયુર્વેદ માને છે કે કરડીનું તેલ બધી જાતનાં વનસ્પતિ તેલોમાં અધમાધમ છે આ વિરોધનો પરિહાર ટાળવાની ફરજ કુડ એક્ષપર્ટ્સની છે કા આયુર્વેદની. આ સત્ર ઉપર હડતાલ લગાવવી જોઈએ કા આજના આપણા ડૉકટરોએ આ તેલ સબધી આયુર્વેદનો મત સાચો છે કે ખોટો છે તે તપાસવા ઊહાપોહ કરવો જોઈએ અમો તો આ કરડીના તેલની વાત ઉપર બહુ વિશ્વાસ મૂકતા જ નથી. પરંતુ હવે આ વાતનો પ્રચાર ઠીક ઠીક વધતો જાય છે એમ જાણ્યા પછી અમારાથી ચૂપ રહી ન જ શકાય.

# 'વૈદ્ય-શાસ્ત્રી'નું અભિનંદન !

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા

'ડૉ. ભોગીલાલ સાંડેસરાને બાપાલાલભાઈનો પરિચય તેઓ પાટણ આવતા ત્યારનો છે. ત્યારે અમે પાટણમાં આયુર્વેદિક કોલેજમાં અભ્યાસ કરતા. અમારી રૂમ ઉપર તેઓ લગભગ અચૂક આવતા અને અમે અલકમલકનાં ગપ્પાં મારતા, ત્યારની અમને ખાતરી હતી કે આ 'ધીરખોદુ' જુવાનને વખત જતાં રત્નોની ખાણ હાથ લાગવાની છે! આજે તેમણે એ માન્યતા સાર્થ કરી બતાવી છે.

આજથી ત્રીસેક વર્ષ પહેલાં પાટણ આયુર્વેદિક કોલેજમાં વનસ્પતિશાસ્ત્ર શીખવવા માટે બાપાલાલભાઈ વર્ષમાં બે-ત્રણ વખત હાંસોટથી પાટણ આવતા ત્યારથી એમના નામથી અને કંઈક અંશે એમના કામથી હું પરિચિત છું. એ પરિચય ધીરે ધીરે અંગત સંબંધ અને મૈત્રીમાં પરિણમ્યો એને મારું એક સદ્ભાગ્ય સમજું છું.

આયુર્વેદ ક્ષેત્રે બાપાલાલભાઈ ગુજરાતની એક વિરલ વિભૂતિ છે અને એ વિષયમાં ભારતભરમાં પણ તેમનું વિશિષ્ટ સ્થાન છે. આયુર્વેદનું અધ્યયન અને અધ્યાપન, એ વિષેનું ગ્રન્થલેખન અને પ્રકાશન, આધુનિક વિજ્ઞાન સાથે આયુર્વેદનું સંયોજન અને એ રીતે તેનું અર્થદર્શન તેમ જ દર્દીઓ ઉપર આયુર્વેદનો પ્રત્યક્ષ પ્રયોગ-એ સર્વ દિશાઓમા તેમણે ઉત્તમ પ્રદાન કર્યું છે. આ કામમા તેમણે જીવનના સૌથી કીમતી વર્ષો ગાળ્યાં છે. ષષ્ટિપૂર્તિ નિમિત્તે તેમની આ સેવાઓનુ સન્માન થઈ રહ્યું છે એ સર્વથા ઉચિત છે.

'નિઘંટુ આદર્શ' જેવા મહાગ્રંથનું સંકલન; 'વૈદ્યકીય કાયદાશાસ્ત્ર,' 'અભિનવ કામશાસ્ત્ર' અને બીજા અનેક ગ્રંથો તથા સેંકડો લેખોનું સર્જન, આધુનિક વિદ્યાઓના સંદર્ભમા ફિલસૂફી અને પ્રયોગની દૃષ્ટિએ આયુર્વેદની વિશેષતાઓ દર્શાવતાં વ્યાખ્યાનોનું લેખન, 'ભિષગ્ભારતી' જેવા શિષ્ટ અને સુવાચ્ય માસિકનું એકલે હાથે સંપાદન; આ બધાં કામો સાથે દવાખાનાનું સંચાલન તથા દર્દીઓ સાથે પ્રત્યક્ષ સંપર્ક દ્વારા સંશોધનનું સાતત્ય; સુરત આયુર્વેદિક કૉલેજની સ્થાપના તથા આચાર્ય તરીકે એ સંસ્થાનું તથા તેની હોસ્પિટલનુ નિયમન-આ અનેકવિધ યશસ્વી કામો બાપાલાલભાઈને એક સાચા 'આચાર્યશ્રી'ની કોટિએ મૂકે છે.

બાપાલાલભાઈ પ્રત્યેનું મારું આકર્ષણ એમને માત્ર વૈદ્યક-વિદ્યામા જ નહિ, પણ સાહિત્યવિદ્યા સમેત વિદ્યાની અનેક શાખાઓમાં વ્યુત્પત્તિ છે એ કારણે છે. જ્ઞાનમાત્રમા આ જીવંત રસને કારણે તેમના તમામ લેખનમાં એક પ્રકારની તાજગી અને રસ અનુભવાય છે, અને ગંભીર લેખોમા પણ સાહિત્ય-ગુણને કારણે ઊંડી માનવતા અને ઋજુતા વરતાય છે.

જૂના સમયમાં આપણા દેશમાં વૈદ્યકનો માનવવિદ્યાઓ સાથેનો સંબંધ માત્ર ગાઢ નહિ, અનિવાર્ય ગણાતો હતો. એ કારણે વૈદ્યો એ 'વૈદ્ય-શાસ્ત્રીઓ' હતા દવાની પડીકી વાળતા

વૈદ્યો માઘ, કાલિદાસ કે ભવભૂતિના શ્લોકો બોલતા હોય એ દૃશ્ય સાધારણ હતું. પાશ્ચાત્ય દેશોમાં પણ આજે વિજ્ઞાન કે ટેકનોલોજીના વિદ્યાર્થીઓ માટે પ્રાચીન પ્રશિષ્ટ ગ્રન્થો અને માનવવિદ્યાઓનું અમુક અધ્યયન અનિવાર્ય ગણાવા લાગ્યું છે એનો વિચાર કરીએ ત્યારે આપણી આ પ્રાચીન પરંપરામાં કેટલું ઔચિત્ય રહેલું હતું એનો ખ્યાલ આવશે. ફ્રાન્સમા તો આજે પણ માનવવિદ્યાઓ લઈને ગ્રેજ્યુએટ થનાર જ ઔષધિવિજ્ઞાન શીખી શકે છે. માનવનાં તન અને મનને સમજવા માટે માનવવિદ્યાઓના મહત્ત્વનો એમાં સ્વીકાર છે.

આ દૃષ્ટિએ 'સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિ' એ શ્રી બાપાલાલભાઈનો ગ્રન્થ ખાસ ધ્યાનપાત્ર છે, કેમકે આપણા પ્રશિષ્ટ કાવ્યો, વનસ્પતિશાસ્ત્ર અને આયુર્વેદ એ ત્રણેયનો અદ્ભુત સુમેળ એમા છે. 'સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ' ભારતમા સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન થતી ભાષાઓમા તો એક અજોડ ગ્રન્થ છે, અને એક તરફ વૈદક અને વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓનું તથા બીજી તરફ સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓનું એ તરફ જોઈએ એટલું ધ્યાન હજી ખેંચાયું નથી એ ખેદજનક છે. સંસ્કૃત સાહિત્ય, વનસ્પતિશાસ્ત્ર અને આયુર્વેદ એ ત્રણેયના એકસરખા ઊંડા વ્યાસંગને પરિણામે તેમ જ વર્ષોના સતત પરિશ્રમ વડે જ આવો ગ્રન્થ રચી શકાય. પ્રાચીન ભારતીય કવિઓ પ્રકૃતિના પ્રેમીઓ અને અભ્યાસીઓ હતા; એમના કાવ્યમય નિર્દેશો અને વર્ણનોમાંથી વનસ્પતિશાસ્ત્રના આધુનિક અભ્યાસીઓને પણ ઘણું જાણવાનું મળશે. સંસ્કૃત સાહિત્યમાં મળતા વનસ્પતિના ઉલ્લેખોના આ પ્રકારના વિવેચનાત્મક અધ્યયનમાંથી સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસીઓને ઘણા નવા મુદ્દાઓ મળશે તથા પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિનો તેમનો અભ્યાસ વધારે ફળવાન બનશે. એ પુસ્તક વાચતા, પ્રાચીન સાહિત્યના એક વાચક અને વિદ્યાર્થી તરીકે આવા કેટલાયે સ્થાનો મારા જોવામાં આવ્યાં છે, પણ તે બધાં અહીં ટાંકીને આ ટૂંકા લેખનો વિસ્તાર નહિ વધારું. જિજ્ઞાસુને એ પુસ્તક વાચવાની જ ભલામણ કરીશ. આવું એક જ પુસ્તક એના લેખકને વિદ્યાના ક્ષેત્રમાં અમર બનાવે. બાપાલાલભાઈની સેવાઓ તો એ કરતાં ઘણી વ્યાપક અને અનેકદેશીય છે

ગુજરાતના આ મહાન 'વૈદ્ય-શાસ્ત્રી' આરોગ્યમય દીર્ઘાયુ ભોગવો અને પોતાનાં પ્રિય ક્ષેત્રોમાં અત્યધિક સેવાઓ આપતા રહો એ શુભેચ્છા !

---

## જીવંત વસુંધરા

આપણે વસુંધરાને જીવન્ત વ્યક્તિ તરીકે માની છે. કહો કે આર્યોએ કોઈ ચીજને નિર્જીવ ગણી જ નથી. વસુધરા=વસુને ધારણ કરનાર, ભૂમિમાંથી જ સર્વ કંઈ ઉત્પન્ન થઈ શકે છે. હીરામાણેક વગેરે રત્નો, સુવર્ણ, તાંબુ, લોહ વગેરે ધાતુઓ અને અનાજ ઉત્પન્ન કરનાર અનેક તત્ત્વો-આ બધુ જ પૃથ્વીના પેટાળમા પડેલું છે. આથી 'વસુંધરા' એ નામમા જ ભૂમિનો મહિમા ભરેલો છે.

# મારા મિત્ર બાપાલાલભાઈ

ડૉ. વેણીલાલ મોદી એમ.બી.બી.એસ.

ડૉ. વેણીભાઈ મોદી, એક વખત વડોદરા મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. વ્યવસાયે તેઓ દાક્તર ખરા પણ સમાજસેવા તેમના લોહીમાં વણાઈ ગયેલી. પોતાની અસ્વસ્થ તબિયતને કારણે તેમને વહેલી નિવૃત્તિ લેવી પડી. છતાં વડોદરા શહેરને આદર્શ નગર બનાવવામાં તેમનો હિસ્સો નાનોસૂનો નથી.

શ્રી. બાપાલાલ સાથેનો મારો મૈત્રીનો સંબંધ ઠેઠ બચપણથી સંધાયો છે. અમે બંને બાજવાડામાં રહેતા અને સાથે અભ્યાસ કરતા. હાઇસ્કૂલમાં એક જ વર્ગમાં. આ વખતે પણ એમનો સ્વભાવ કોમળ પણ દઢ આગ્રહી.

અમારી ૧૦-૧૨ વર્ષની ઉંમરથી શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામ મંદિરની તાલીમનો અમને લાભ મળ્યો. શ્રી. છોટુભાઈ અને અંબુભાઈ પુરાણી અને તેમના સહકાર્યકરોની દોરવણી નીચે શારીરિક ઉપરાંત બૌદ્ધિક અને નૈતિક શિક્ષણ અને શિસ્તનો લાભ મળ્યો. તેની અસર બાપાલાલના જીવનમાં પાકી અંકાઇ રહી છે. દેશપ્રેમ, સમાજસેવા, સાદાઈ, ઉચ્ચ ચિંતનનો રંગ ત્યાં સંગીન થયો. અને આવી કાંઈ ધૂનમાં જ એમને આયુર્વેદનો અભ્યાસ સૂઝ્યો. કોલેજ છોડી વૈદકના અભ્યાસ માટે ઝાડેશ્વર વગેરે સ્થળે ફરી શિક્ષણ લીધું અને એમની પ્રકૃતિ પ્રમાણે ડિગ્રીનો મોહ, કુટુંબની મમતા, સંસારના શોખ વગેરે છોડી વૈદકના જ્ઞાન પાછળ તન મન ધન સમર્પણ કર્યું. બધાં સુખ છોડી, સારો ખર્ચ કરી, વર્ષો સુધી વૈદકના સંશોધન, સમૃદ્ધિ માટે સમય ગાળ્યો. ડુંગર, વનવગડાના એમના પ્રવાસો સંબંધી તો એક આખું પુસ્તક થાય અને તેની કહાણી પણ ઘણી રસપ્રદ અને ઉત્તેજક થઈ શકે.

હાંસોટ, ભરૂચ અને સૂરતના તેમના જીવનનાં પ્રકરણો આયુર્વેદની સેવામાં સમર્પણનાં પ્રકરણો છે.

ધંધો એમને કરતાં આવડે નહિ. લાખો રૂપિયા રળી શકતે. પરંતુ નાનપણમાં મોજશોખ, ધનલાલસા એમને હતી જ નહિ. સંપૂર્ણ રીતે, એકાંતિક નિષ્ઠાથી, કોઈપણ ભોગે જે જીવનકાર્ય સ્વીકાર્યું હતું તેમાં સર્વ સમર્પણ કર્યું અને હજી પણ કરે છે. કદાચ રાજકીય અથવા સામાજિક નેતા થવાનું તેમણે ધાર્યું હોત તો આ નિષ્ઠા, ધગશ અને શિસ્તમય જીવન વડે ઊંચી ખુરશીએ પહોંચી ગયા હોત. પરંતુ વિદ્યા અને સેવાના માર્ગમાંથી તેઓ લગારે ય લલચાઇ આવ્યા નહિ અને આમ ગુજરાતમાં આયુર્વેદની પુનઃ પ્રતિષ્ઠાના ચણતરમાં સ્તંભરૂપે થયા.

શુદ્ધ હૃદય, વિદ્યાવ્યાસંગ, ત્યાગ અને સમર્પણની ભાવના એ મિત્ર બાપાલાલની જીવનચાવીઓ છે.

# ઊંચા સંસ્કારી વિદ્વાન

**સ્વામી ચરણતીર્થજી**

સ્વામી ચરણતીર્થજી મહારાજ, પૂર્વાશ્રમના વૈદ્ય જીવરામ કાળીદાસ, નિખિલ ભારતવર્ષ આયુર્વેદ સંમેલનના એક વખત પ્રમુખ હતા. તેમનો હસ્તલિખિત પુસ્તકભંડાર જોવા દેશપરદેશથી વિદ્વાનો તેમની પાસે આવે છે. આયુર્વેદ ઉપરાંત બીજા અનેક વિષયોમાં તેમને ઊંડો રસ છે.

તમો ભાઈએ શ્રી. બાપાલાલભાઈ અંગેના લેખ માટે લખ્યું પરંતુ હું તેઓને એક ઊંચા સંસ્કારી અને આયુર્વેદના વિદ્વાન તરીકે ઓળખું છું. તેઓના અંગત પરિચયમાં હું નથી. એટલે એમના સંબંધમાં હું શું લખું? પરન્તુ તેમણે જે કેટલાંક પુસ્તકો બહાર પાડયાં છે તેમાં તેમની વિદ્વત્તા પ્રકાશમાં આવે છે. એ પુસ્તકો પૈકી ઔષધિ નિઘંટુના બે દળદાર ભાગ બહાર પાડયા છે તે એમના પરિશ્રમના ફળ રૂપે છે. જો કે એ નિઘંટુમાં ઘણે ઠેકાણે શાસ્ત્રીય વિધાનોથી ઊલટું જોવામાં આવે છે પરંતુ એ તો દરેક વિદ્વાનની કૃતિમાં ન્યૂનાધિકપણે હોય છે તેથી એમના પરિશ્રમનું મૂલ્ય ઓછું અંકાતું નથી.

અમારા જૂના સ્વર્ગસ્થ મિત્ર શ્રી. જાદવજીભાઈના તેઓ પટ્ટશિષ્ય છે; તેથી ગુરુના સિદ્ધાંતો તેઓએ સ્વીકારી પોતાના હૃદયમાં ઉતારે એ સ્વાભાવિક છે. શ્રી. જાદવજીભાઈ અહીં ગોંડલ વખતોવખત આવતા અને અમે શાસ્ત્રીય ચર્ચામાં એકબીજાના મતભેદ ચલાવતા તેથી તેઓ સાથેના સ્નેહ સંબંધમાં કાંઈ ઉણપ આવી નથી, તેવી જ રીતે ભાઈશ્રી બાપાલાલભાઈ મિશ્ર આયુર્વેદના સિદ્ધાંતોને પોતાની દૃઢ માન્યતાથી વળગી રહેલ છે અને તેના પ્રતિપાદન માટે પોતાની બુદ્ધિ અને ચાતુર્ય વખતોવખત પ્રસિધ્ધ કરેલ છે. તેવી રીતે શુધ્ધ આયુર્વેદના અભ્યાસક્રમ અંગે મારી પણ દૃઢ માન્યતા છે તેને અંગે મારે પણ પ્રસંગ પરત્વે લખવું પડયુ છે આ રીતની મતભિન્નતા એ તો પરાપૂર્વથી વિદ્વાનોમાં ચાલતી આવે છે તેથી કરીને એકબીજા પ્રત્યેના અંગત સ્નેહ સંબંધમાં કે ભાવનામાં ખામી આવતી નથી.

હવે સરકારે શુદ્ધ આયુર્વેદ અભ્યાસક્રમ સમગ્ર ભારતવર્ષમાં ચાલુ કરી દીધો છે એટલે આ અભ્યાસક્રમથી વિદ્વાન વૈદ્યો પ્રજાની સેવાભાવનાવાળા અને આયુર્વેદનું ગૌરવ વધારનારા વિશાળ પ્રમાણમાં ઉત્પન્ન થાય તે માટે બાપાલાલભાઈ, પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરે એમ હું આશા રાખું છું.

કોઈપણ શાસ્ત્રનો અભ્યાસક્રમ હંમેશને માટે એક સરખો કાયમ રહેતો નથી, એ આપણે સરકારી યુનિવર્સિટીઓ વગેરેમાં જોઈ શકીએ છીએ. આપણા હાલના શિક્ષણક્રમમાં દર વર્ષે સરકાર ચોપડીઓ બદલે છે અને વિદ્યાર્થીઓ ઉપર અભ્યાસનો હદ ઉપરાંતનો બોજો વધે છે. આર્થિક રીતે પણ વિદ્યાર્થીઓ મુશ્કેલી ભોગવે છે અને નવી નવી ચોપડીઓ ખરીદી શકતા નથી તેઓ અભ્યાસ પડતો મૂકે છે. એ રીતે આપણો શુદ્ધ આયુર્વેદ અભ્યાસક્રમ વિદ્યાર્થીઓને માટે દરેક રીતે ઉત્સાહ પ્રેરનારો રહે એમ આપણે આશા રાખીએ છીએ. અનુભવ અને પરિસ્થિતિને અંગે તેમાં જરૂરનો સુધારોવધારો કરવો પડે એ બનવાજોગ છે.

શ્રી. બાપાલાલભાઈ ખૂબ લાંબુ આયુષ્ય ભોગવે અને આયુર્વેદની વધુ ને વધુ સેવા કરવા સમર્થ થાય એવા શ્રી. ભુવનેશ્વરી માતાના અને અમારા વેદોક્ત આશીર્વાદ છે.

# શ્રી. બાપાલાલભાઈ–કેટલાંક સંસ્મરણો

ડૉ. પ્રાણજીવન મા. મહેતા
M. D., M.S., F.C.P.S.

ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ આયુર્વેદના જીવનમાં પ્રાણ પૂરવાને એક ઋષિ જેવી તપશ્ચર્યા કરી છે. જામનગરસ્થ આયુર્વેદની બધીજ સંસ્થાઓ ઊભી કરવામાં અને તેઓ આજે જે છે તે સ્થાને લાવવામાં તેમનો અદ્વિતીય હિસ્સો છે. કોઇ પણ પાશ્ચાત્ય દાક્તરે તો ઠીક પણ ખુદ વૈદ્યોએ પણ આયુર્વેદ માટે તેમના જેવો શ્રમ નથી લીધો. તેઓ આયુર્વેદના પ્રખર દૃષ્ટાપુરુષ છે. છતાં સ્વભાવે અત્યંત મધુર, મિલનસાર, રંગદર્શી વાતોડીઆ–કોન્વરસેશનાલીસ્ટ–છે.

શ્રી. બાપાલાલભાઈનું વ્યક્તિત્વ ખરેખર વૈવિધ્ય–ભર્યું છે. તેઓશ્રી જેમ લેખક, વિવેચક તથા સંસ્કૃત–આયુર્વેદ અને વનસ્પતિશાસ્ત્રના અઠંગ અભ્યાસી છે તેમ ગુજરાતમાં વૈદ્યકીય જગતના પ્રથમ શ્રેણીના વિદ્વાન વૈદ્યોના વર્ગમાં તેમનું નામ હંમેશ ગણાયેલ છે.

જામનગરમાં આયુર્વેદનું કાર્ય શરૂ કરવાનો શ્રી. ગુલાબકુંવરબા આયુર્વેદ સોસાયટીએ નિર્ણય લીધો અને મને તેની વ્યવસ્થા કરવાનો આદેશ મળ્યો. મારે માટે આ વિષય નવો હતો એટલે આ વિષય સંબંધી સાર્વત્રિક માહિતી ભેળી કરવા તજજ્ઞો પાસે જવાનું રહ્યું. તેમાં પ્રથમ પ્રયાણે ભરૂચમા શ્રી. બાપાલાલભાઈ પાસે ગયો અને બે–એક દિવસ ત્યાં સાથે રહી બધી માહિતી મેળવી. તે પછી નડિયાદ, અમદાવાદ, પાટણ વગેરે સ્થળે ગયો. આ સમય દરમિયાન સ્વામીજી શ્રી. આત્માનંદજીનો પરિચય થયો. સ્વામીજીએ અલખ જગાવી, આયુર્વેદની લોકકથાઓ કરી, ધન મેળવી, આયુર્વેદનું મહાવિદ્યાલય સ્થાપવા વિચાર કર્યો હતો. તદનુસાર સુરતથી સ્વામીજીની સૂચના પ્રમાણે શ્રી. રતનલાલભાઈએ અમુક વિદ્વાનોને આયુર્વેદનું વાતાવરણ સુરતમાં સર્જવા નોતર્યા હતા. શ્રી. બાપાલાલભાઈ અને હું બંને સાથે પોગ્રામમાં આવેલ અને સુરતમાં ત્રણ દિવસમાં ૯ સ્થળે બંનેએ વ્યાખ્યાનો આપ્યાં. એમાંયે નગીનચંદ હૉલનું છેલ્લું વ્યાખ્યાન સ્મૃતિપટમાં સદાય અંકિત થઈ ગયું છે. સ્વામીજી પ્રમુખસ્થાને હતા, સુરત આખાયના વિદ્વાનો, વકીલો, ડૉકટરો, નિવૃત્ત અમલદારો અને સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓથી હૉલ ખીચોખીચ ભરાયેલ હતો. ઉત્સાહ અને ઉમંગમાં મારું હૃદય ખોલી મેં ભાષણ કર્યું. સ્વામીજીનો આત્મા પ્રસન્ન થયો અને તેમણે કહ્યું, 'જો મારું આયુષ્ય આપી શકાતું હોય તો હું તમને તે આપું જેથી આયુર્વેદના કાર્યમાં તમે હંમેશ નિમગ્ન રહો.' આ પ્રસંગ એટલા માટે નોંધ્યો છે કે આવી હતી આત્માનંદજીની આયુર્વેદ માટેની લગની, જેને પ્રતાપે સુરતમાં આયુર્વેદ મહાવિદ્યાલય સ્થપાયું. હવે તેના પ્રિન્સિપાલની નિમણૂકનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે સુરત રાત્રે ઊતરી રા. રતનલાલભાઈ સાથે એ પ્રશ્નની વિચારણા કરી, છેવટ નિર્ણય તરીકે

શ્રી. બાપાલાલભાઈને એ વિદ્યાલયનું સુકાન સોંપવામાં આવ્યું.

તે પછી તો પંદર વર્ષો વીતી. જામનગર અને સૂરતે સાથે D. A. S. F. નો અભ્યાસક્રમ શરૂ કર્યો. તે પછી G. F. A M. કોર્સ આવ્યો. તેમાં ઈન્ટર સાયન્સ પછી વિદ્યાર્થીઓ લેવાના હતા. આ બાબતમા મને કંઇ ન સમજાય તેવી રીતે શંકા અને ભય લાગેલાં. ફેકલ્ટીની મિટિંગમાં મેં વિરોધ કર્યો અને એક વર્ષ એ કોર્સ જામનગરમાં શરૂ ન કરતા વર્ષ ખાલી જવા દીધુ. તે પછી જામનગરમાં યુનિવર્સિટી સાથે જોડાઈ B. A. M. S. કોર્સ શરૂ કરવાનો નિર્ણય થયો અને યુનિવર્સિટીમા આયુર્વેદ ફેકલ્ટીમા જામનગર થોડો વખત એકલુ રહ્યું પણ બાપાલાલભાઈની સાથે અમે આ પથે નીકળેલ તે એકલા કેમ ગમે! તથા તેઓએ પણ યુનિવર્સિટીમા સૂરત વિદ્યાલયને જોડ્યું. આયુર્વેદના 'વાત'ના યોગવાહી સ્વરૂપને મળતા આયુર્વેદના કોર્સમાં વળી યુનિવર્સિટીમાં ફેરફાર થયા. વિદ્યાર્થીઓની જીવનવ્યવહારની અનુકૂળતા તરફ વિશેષ લક્ષ અપાયું. તે છતાં વિદ્યાર્થી-જગત્ અસંતુષ્ટ રહ્યું. વૈદ્ય જગતમાં શુદ્ધ આયુર્વેદનો આદર્શ ઊભો થયો. રા. બાપાલાલભાઈએ આ વિવાદમાં રસ લઈ વિદ્યાર્થીઓનો કેસ રજૂ કર્યો. અરસપરસ ઘણાં લખાણો-પત્રો બહાર પડયાં. પણ આજે શુદ્ધ આયુર્વેદનો અભ્યાસક્રમ સૂરતે અને જામનગરે સ્વીકારેલ છે. બીજી નવેક આયુર્વેદ કૉલેજો ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ચાલે છે.

શ્રી. બાપાલાલભાઈએ શુધ્ધ આયુર્વેદ સ્વીકારવામાં પ્રથમ પદ લીધું તે માટે તેમને અભિનંદન ઘટે છે. વ્યવહારકુશળતા અને સમયાનુસાર લોકમત સાથે રહેવું એ જ લોકશાહી સમાજનું લક્ષણ છે તે પ્રત્યક્ષ આચરી બતાવી તેમણે ઉમદા અને સંસ્કારી સ્વભાવની પ્રતીતિ કરાવી છે.

આ ઉપરાત પૂ. મહાત્માજીના આદેશ અનુસાર તેઓશ્રી જેલમા ગયેલ; ત્યા પણ આયુર્વેદની મહત્તા ઘણા વિદ્વાનો અને વિચારકોને વાણી અને વર્તન દ્વારા સમજાવી હતી. સંસ્કૃત ભાષામાં અને સાહિત્યમાં નિષ્ણાત હોઈ અનેક પ્રકાશનો પ્રગટ કરેલ છે. જેમ કે બે વનસ્પતિ ગ્રન્થો, સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિ, ભેષજસંહિતા અને અમદાવાદની મેડિકલ કૉલેજમાં આપેલ વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો વગેરે. વિદ્યાલયમાં પ્રિન્સિપાલ તરીકે તેઓશ્રી વિદ્યાર્થીઓ તથા સ્ટાફના અતિ માનીતા છે. વિદ્યાર્થીઓ તેમને 'બાપુજી'ના નામથી સંબોધે છે. આ હકીકતો કૉલેજના નિરીક્ષણ અર્થે તેમ જ દશ વર્ષના વાર્ષિક ઉત્સવ પ્રસંગે સુરત જવાનું થયું હતું; ત્યારે મેં પ્રત્યક્ષ જોયેલ અને અનુભવેલ છે. તેમની લોકપ્રિયતા કેટલી છે તે આ ષષ્ટિપૂર્તિ ઉત્સવ પ્રસંગે પ્રાપ્ત થયેલ પ્રત્યક્ષ પ્રમાણથી જાણી શકાય છે.

છેવટમાં, હુ જ્યારે જ્યારે સૂરત ગયેલ ત્યારે તેમને ઘેર જ અતિથિ બનેલ અને તેમના પત્ની, પુત્ર અને પુત્રવધૂના આતિથ્ય-વાત્સલ્ય માણી ઘરના સંસારનું ઉચ્ચ પ્રકારનું દિગ્દર્શન થયેલ છે.

---

## બત્રીસ લક્ષણા પુરુષો

બત્રીસ લક્ષણા પુરુષો એટલે આદર્શ શરીરવાળા પુરુષો અને આવા પ્રમાણવાળા શરીરો જે દેશમાં વિશેષ હોય તે દેશમાં આયુષ્ય, બલ, ઓજ, સુખ, ઐશ્વર્ય, ધન અને બીજા ઇષ્ટ ભાવો અવશ્ય હોય જ. ચરક કહે છે કે: तत्र आयुः बलं ओजः सुखं ऐश्वर्यं वित्तं इष्टाश्चापरे भावा भवन्त्यायत्ताः प्रमाणवति शरीरे ॥

# સાચા વૈદ અને ભક્ત

દિલખુશ બ. દિવાનજી

ગાંધીજીના વિચારો અને આદર્શોને જીવનમા પ્રત્યક્ષ કરી બતાવનાર આંગળીને વેઢે ગણાય એવા જે રચનાત્મક કાર્યકરો ગુજરાતને સાંપડયા છે તેમાના દિલખુશભાઈ એક છે. ઊંઘતાં જાગતાં બસ આ એક જ ધૂનમા તેઓ રમમાણ છે, છતા ગુજરાતી સાહિત્યના પ્રવાહોથી તેઓ સુપરિચિત રહે છે.

બાપાલાલભાઈ કુશળ અને પ્રગતિશીલ વૈદ્ય તો છે જ કારણ કે આપણી પ્રાચીન આયુર્વિદ્યાના એ અનન્ય ભક્ત છે. એ વિદ્યાની એમની અખંડ ઉપાસના પુસ્તકીયા ન રહી એટલે જ એ ઉપાસનામાં એ વિદ્યાનું જીવંત નવસંસ્કરણ કરવાની શક્તિ બાપાલાલભાઈ પ્રગટાવતા રહ્યા છે. કોઈ પણ વિદ્યા યુગપ્રવાહથી ભિંજાતી રહે છે ત્યારે જ એના પર કાટ ચડતો નથી. અને કાળના પ્રવાહમા એ ડૂબી નથી જતી તે વિદ્યાની અંતરગત શક્તિના પ્રતાપે તે નિરંતર તરતી રહે છે. પચાસથી વધુ વર્ષોની આયુર્વેદની એકધારી પ્રત્યક્ષ સાધનાથી બાપાલાલભાઈએ વિદ્યાની એ અંતરગત શક્તિને ઓળખી લીધી છે. એના પર કાટ ન લાગે તેની નિરંતર ચિંતા એમણે કરી છે. હજારો દર્દીઓના નાના મોટા રોગો એમણે મટાડ્યા છે એથી જ કંઈ આપણે બાપાલાલભાઈને શ્રદ્ધાંજલિ અર્પણ નથી કરતા. દર્દીને સારા કરતાં કરતાં સૌથી મોટી સેવા તો એઓ એ કરી રહ્યા છે કે પશ્ચિમના એલોપથીના આંધળા અનુકરણના અસંખ્ય પ્રહારોથી માંદગીના બિછાના પર પટકાઈ પડેલી આયુર્વિદ્યાને એમણે બેઠી કરી છે. આયુર્વેદની વિદ્યાની એમની એકધારી ઉપાસનાની વિશેષતા એ રહી છે કે જીવન સમર્પણના તેજનું સામર્થ્ય એમાં પ્રગટ્યું રહ્યું છે.

બાપાલાલભાઈ સાહિત્યકાર ભલે ન હોય પરંતુ આયુર્વેદની વિદ્યામા રહેલી ખૂબીઓનું નિરંતર પ્રત્યક્ષ પરિશીલન કરતા એ રહ્યા છે. આથી જ સ્વાભાવિક રીતે એમના અનુભવોને વાચા મળી અને આપણી એ પ્રાચીન વિદ્યાને પ્રચલિત કરતા એમણે સાહિત્યકારની કલા અને ચીવટાઈથી એ વિદ્યા પર અનેક પુસ્તકો આપ્યાં છે અને હજી આપતા રહે છે. આયુર્વેદ વિદ્યાલયનું સુકાન એમણે સંભાળી લીધું એટલે એમણે ભિષગ્ભારતીનુ માસિક શરૂ કરી પ્રજાની તંદુરસ્તીના રક્ષણની સૂઝ-સમજ બધાને આપવા માંડી.

આ બધું તો બાપાલાલે કર્યું અને હજી કરી રહ્યા છે પરંતુ એઓ કેવળ વૈદ્ય નથી રહી શકયા. દેશની પરાધીનતાના ડંખ એમને નિરંતર સાલ્યા છે કારણ કે એઓ સ્વતંત્રતાપ્રેમી નિર્મળ દેશભક્ત હમેશાં રહ્યા છે. બાપુએ સ્વરાજની લડતમાં નિર્ભયતા અને ત્યાગ બલિદાનની સંજીવની પ્રગટાવી એનાથી પ્રભાવિત થઈને બાપાલાલભાઈએ એ સ્વરાજ્ય યજ્ઞમાં પણ યથાશક્તિ પોતાનો ફાળો આપી દીધો છે. સ્વરાજ્ય પછી જે અનેક રચનાત્મક કાર્યો કરવાની જરૂર છે તેમાં જ બાપાલાલભાઈએ પોતાની શક્તિ વધારવા માંડી. આયુર્વેદની વિદ્યાને જીવંત અને પ્રગતિશીલ રાખવી હોય તો આપણા નવજુવાનોને એનું વ્યવસ્થિત શિક્ષણ મળવુ જોઈએ. હવે તો

પ્રજાનું રાજ્ય છે એટલે એલોપથીથી સહેજ પણ ઊતરતી કક્ષા આયુર્વેદની ન રહે એની નિરંતર કાળજી રાખવા માટે એમના જ પ્રયાસથી સુરતમાં રીતસર આયુર્વેદ મહાવિદ્યાલય શરૂ થયું અને બાપાલાલભાઈ એના આચાર્ય થયા. પોતાની હોંશ અને પોતાના વિચારો પ્રમાણે આ કોલેજનું સંચાલન કરવા બાપાલાલભાઈ મથે છે; છતાં અનેક મર્યાદાઓમાં રહી આ કોલેજને અનેક તડકા-છાંયડા વેઠતાં પોતાના કામને આગળ વધારવાનું છે. બાપાલાલભાઈ નિરંતર ઝૂઝતા રહે છે અને પાર વિનાની ધીરજ રાખી પ્રતિકૂળ સંજોગોમાં આયુર્વેદની વિદ્યાની ઉપાસનાની નાવડી હંકારી રહ્યા છે.

નિત્ય યુવાનની શક્તિ એમનામાં રહેલી છે, સતકાર્ય માટેની સમર્પણ ભાવનાથી એ ભીંજાતા રહે છે. એમના ષષ્ટિપૂર્તિના પ્રસંગે આપણે બધાં એટલીજ પ્રાર્થના કરીએ કે બાપાલાલભાઈ સતકાર્ય કરતા શતાયુ થઈ, માંદગીની પથારી પર પડેલી આયુર્વેદ વિદ્યાને ઉગારી લેવાના કુશળ અને સાચા વૈદ્ય રહે.

---

## આયુર્વેદ-લવંગ લતિકા બળી રહી છે

लूनं मत्तमतङ्गजैः कियदपि छिन्नं तुषारार्दितैः ।
शिष्टं ग्रीष्मजतीक्ष्ण भानु किरणैः भस्मीकृत काननम् ॥
एषा कोणगता मुहुः परिमलैः आमोदयन्ती दिशः ।
हा कष्टं ललिता लवङ्गलतिका दावाग्निना दह्यते ॥

(सुभाषितम्)

આ સુભાષિતમાં લવંગલતિકા લતાને સંબોધીને જે વસ્તુસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે, બરાબર તે જ સ્થિતિ આજે આયુર્વેદરૂપી લવંગ લતાની છે એક સુંદર વનસ્પતિ ઉદ્યાન હતો. કવિ કહે છે કે આ ઉદ્યાનના ઘણા વૃક્ષોનો મદોન્મત્ત હાથીઓએ નાશ કર્યો, કેટલાંક ઉપર બરફ પડવાથી બળી ગયાં, બાકી રહ્યાં હતા તે ગ્રીષ્મ ઋતુની સખત ગરમીમાં બળી ગયા. આમ એક વખતનો સુંદર ઉદ્યાન ભસ્મીભૂત થઇ ગયો છે. હવે બાગના એક ખૂણામાં એક સુંદર લવંગ લતા બચી ગઈ છે. તે પોતાની સુવાસ ચોમેર મ્હેકાવી રહેલી છે. પરન્તુ હાય! આ લલિત લવંગ લતા પણ હમણા દવના અગ્નિથી બળી રહી છે.

# છોટુભાઈ પુરાણીનું કુટુમ્બ

જુગતરામ દવે

વર્ષોથી આદિવાસીઓમા ધૂણી ધખાવીને બેઠેલા આ ગાધીવાદી સંતને ગુજરાત સારી રીતે ઓળખે છે. ગુજરાતના પરમ સેવક બનવાને તેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે. આવા તપસ્વીઓને કારણે જ ગાધીબાપ્પા સ્વરાજ્યનુ સુખ આપણે ભોગવી શકીએ.

ગૂજરાતના જાહેર જીવનમા આજે કદાચ ભરૂચ જિલ્લો બીજા કેટલાક જિલ્લાઓના જેવો ગાજતો સંભળાતો નથી. આપણા છોટા સરદાર અને સદા યુવાન એવા ડૉક્ટર ચંદુભાઈ વૃદ્ધાવસ્થાને લીધે હવે કયારેક જ ઝળકે છે. અને તેમના સેનાપતિ સમા છોટુભાઈ પુરાણી અકાળે અવસાન પામી બહુ વર્ષોથી અદશ્ય થઈ ગયા છે. તેથી જ આજે આપણને આવો ભાસ થાય છે.

પરતુ મહાત્મા ગાધીજી જ્યારે ગૂજરાતના અને ભારતના જાહેર જીવનમા પહેલા પગલા માડી રહ્યા હતા અને હજુ બહુ પ્રકાશમા આવ્યા નહોતા તે દિવસોમા ભરૂચ જિલ્લાનુ સ્થાન ગૂજરાતમા જુદું જ હતું. ડૉ. ચંદુભાઈ દેસાઈ ઉત્સાહ અને બહાદુરીનો વહેતો ઝરો હતા, અને તેમના સેનાપતિ છોટુભાઈ પુરાણીમા એવી અજબ સગઠન શકિત હતી કે તેમણે થોડા વર્ષોમાં ભરૂચ જિલ્લો જ નહિ પણ અમદાવાદ, ખેડા, વડોદરા, સુરત વગેરે અનેક જિલ્લાઓમા અખાડા પ્રવૃત્તિને લોકપ્રિય બનાવી દીધી હતી. એથી જ્યા જઇએ ત્યા ઊગતી પ્રજા અને તેમના શિક્ષકોમા છોટુભાઈ પુરાણીના નામનો ડંકો વાગતો હતો.

આજે જો કે જમાનો બદલાયો છે અને ગૂજરાતમા અખાડાની પ્રવૃત્તિ પહેલાની ગાજવીજ સાથે ચાલતી જોવામા આવતી નથી. વ્યાપક બની ગયેલા ચોમાસાની જેમ તે શાળાઓમાં, હાઇસ્કૂલોમા અને કૉલેજોમા અને સરકારમાન્ય વ્યાયામ કોલેજોમા ફેલાઈ ગઈ છે તે વખતના અખાડાના અનુભવનો સાર ભાગ આજના સેવાદળોમા પણ ઊડો ઊતરેલો જોઈ શકાય છે અને તેનો કેટલોક ભાગ સરકારની સૈનિક તાલીમમા પણ પહોચી ગયો છે.

છોટુભાઇ પુરાણીના આ શિષ્યમંડળના બહુ ગાઢ સંપર્કમા આવવાની મને તક મળી નથી. હુ જ્યારે કામ કરવા જેવડો થયો ત્યારે ગાધીજીનો સૂર્ય આકાશમા ઠીક ઠીક ઊચે ચડવા લાગ્યો હતો, છોટુભાઈ અને તેમના શિષ્યો અખાડાઓ છોડી સ્વાતંત્ર્યની વધારે સીધી લડતોમા ઊતરી ચૂકવા હતા. આથી આજે એ વિશાળ મંડળનુ સ્મરણ કરુ છું ત્યારે ઘણા નામો ભૂલાઈ જવાનો મને ડર રહે છે.

છોટુભાઈના શિષ્યમંડળના સિતારાઓ આજે પણ ગૂજરાતના અને દેશના ગગનમંડળમા જુદા જુદાં ક્ષેત્રોમાં ચમકી રહ્યા છે. તેમનુ સ્મરણ આજે આપણા સુપ્રસિદ્ધ વૈદરાજ ડૉ. બાપાલાલ વૈદની ષષ્ટિપૂર્તિ અગે થઈ રહ્યું છે તેથી એ સિતારાઓમા પહેલું સ્મરણ તેમનુ થાય છે. તેમણે આયુર્વેદમા ઘણું

પ્રામતી કામ કર્યું છે અને તે ક્ષેત્રમાં આગળ પડતું સ્થાન ધરાવે છે, પરંતુ તેમના દઢ શરીરમાં તેમજ તેમના હાથ નીચે ચાલી રહેલા સૂરતના આયુર્વેદ મહાવિદ્યાલયના તંત્રમાં તેમના અખાડાના સંસ્કારો કોઈને પણ દેખાયા વિના રહેશે નહિ.

છોટુભાઈ પુરાણીના નાના ભાઈ અંબુભાઈ પુરાણી વર્ષોથી અરવિંદ આશ્રમમાં પહોંચી યોગસાધનામાં પ્રગતિ સાધી રહ્યા છે. તો ત્યાં પણ તેમના કામમાં અખાડાના સંસ્કારો પારખવા મુશ્કેલ નથી. વળી એ પણ એમના ભાઈની જેમ યુવકોના નેતા અને ગુરુ થવા લાગ્યા હતા. અરવિંદ આશ્રમમાં તેમણે પોતાની પાછળ એ શિષ્યમંડળમાંથી સારી સંખ્યાને ખેંચી છે.

ભરૂચ ખેડા જિલ્લાની તેમજ વડોદરા અને અમદાવાદની સંસ્થાઓમાં પણ આ સિતારાઓ ઠેર ઠેર ચમકી રહેલા જોવામાં આવશે. પણ મારે આ લખાણ બહુ લંબાવવું ન જોઈએ. છેવટે અમારા ભૂદાનમંડળમાં નજર કરું છું તો ત્યાં પણ જગદીશ લાખિયા, નાનુભાઈ મજુમદાર અને જ્યોત્સનાબહેન આ કુટુંબના ઊગતાં બાળકો તરીકે તરી આવે છે.

ગૂજરાતના જાહેરજીવનના ઇતિહાસનું એક ઉજ્જવળ પાનું યાદ આપી જતી શ્રી. બાપાલાલભાઈ વૈદની આજની ષષ્ટિપૂર્તિના સુપ્રસંગે હું તેમને અભિનંદન આપું છું અને તેમને હાથે આયુર્વેદના અને સમાજસેવાના ક્ષેત્રોમાં ઘણી ઘણી લાંબી સેવાઓ થાઓ એવી પરમાત્માને પ્રાર્થના કરું છું.

---

## અપૂર્વ વૈદ્ય

દેહના રોગો મટાડનાર વૈદ્યો તો ઘણા છે પરંતુ રોગમાત્રના જન્મદાતા રાગાદિ રોગોને જડમૂળથી ઉખાડનાર કોઈ અપૂર્વ વૈદ્ય જ જોઈએ. અહીં રોગમાત્રનું કારણ પણ આર્ષદૃષ્ટિ જ દર્શાવી શકે એવું અપૂર્વ નિદાન આપવામાં આવ્યું છે. સૃષ્ટિની સાથે જ રોગોની શરૂઆત છે અને સૃષ્ટિના અંત સાથે જ તેનો અંત થવાનો છે. પ્રાણીમાત્ર આ રોગના ઝપાટામાંથી ભાગ્યે જ મુક્ત રહી શકે છે, કારણ રોગનું કારણ તમસ્ અને રજસ્ આ બે દોષો છે અને જ્યાં સુધી પ્રાણી આ બંનેમાંથી મુક્ત થઈ, સત્ત્વમય ન બની જાય ત્યાં સુધી રોગોનો તે ભોગ બનવાનો જ. માનવસ્વભાવ જ્યાં સુધી ઉત્ક્રાન્ત નહિ થાય, તમસ્ અને રજસમાંથી નહિ છૂટે ત્યાં સુધી તેને માટે રોગમાંથી મુક્તિ છે જ નહીં. રોગોમાંથી છૂટવું હોય તો માનવસ્વભાવ ઉત્ક્રાન્તિ માગે છે—સત્ત્વગુણનો ઉત્કર્ષ માગે છે, ક્ષુદ્રતામાંથી મુક્તિ વાંછે છે, માનવ તેનાં પૌર્વદૈહિક કર્મો સાથે જ અવતરે છે અને એ સારાં માઠાં કર્મો તેને ભોગવવાં જ પડે છે, જેને આર્યો "દૈવ" કહે છે. કાળા માથાનો મનુષ્ય ધારે તો પોતાનાં આ ભવનાં કાર્યો દ્વારા દૈવને મહાત કરી શકે છે. માનવમાં અનેક અપૂર્વ શક્તિઓ ભરેલી છે અને માનવમાત્ર ઊર્ધ્વગતિ તરફ પ્રયાણ કરવા જ નિર્મિત થયો છે. આ જ્ઞાન જેને જેટલું સત્વર લાધશે તે તેટલો સત્વર ઊર્ધ્વગામી બનશે અને ઊર્ધ્વગામી (સબ્લિમેશન) બનતાં તે ક્ષુદ્રતામાંથી છૂટી, મુક્તિમાર્ગનો પ્રવાસી બની રહેશે.

# તેજસ્વી વૈદ્ય

બાબુભાઈ જશભાઈ પટેલ

શ્રી. બાબુભાઈએ ગુજરાતના રાજકારણમાં ઘણી લીલીસૂકી જોઈ છે પણ સ્થિતપ્રજ્ઞની અદાથી તેઓ પોતાની ફરજ બજાવ્યે જાય છે, પછી તેઓ પ્રધાનપદે હો કે ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રીપદે હો કે વલ્લભ વિદ્યાનગર યુનિવર્સિટીના ઉપકુલ-પતિપદે. તેમણે રાજકારણ અને રચનાત્મક કાર્ય પચાવી જાણ્યાં છે.

વૈદરાજ બાપાલાલભાઈનો પરિચય મને ત્રીસ વર્ષથી છે. એમને જોતાં જ એમની તેજસ્વિતા, ઓજસ, મેધા વગેરેની છાપ પડે છે. ઉત્તમ કોટિના વૈદ્ય હોવા છતાં પશ્ચિમની વૈદ્યકીય પ્રણાલિકાઓમાથી પણ પૂર્વગ્રહ વિના સ્વીકારવા તૈયાર એવી સમન્વય ભાવનાવાળા એ વૈદ્યરાજ છે. પોતાના વિષયની એમની પકડ પાકી છે. એમનો અભ્યાસ ઊંડાણવાળો છે. સંસ્કૃતના એ પંડિત છે. એમનું ઉચ્ચ આદર્શોની સાથે સાદગીભર્યું અને ખડતલ જીવન આકર્ષક છે. વ્યાયામનો એમનો પ્રેમ સુપરિચિત છે. નવું ગુજરાત બુદ્ધિમાન, વીર્યવાન અને શૂર બને એ એમની ભાવના છે. અને એની સિદ્ધિ માટે અનેકવિધ પ્રવૃત્તિઓ અને સંસ્થાઓમાં એ રસ લે છે.

એમના વૈદ્યકીય જ્ઞાનની નિપુણતાનો એક પ્રસંગ ૧૯૪૨ના જેલ જીવનની યાદ આપે છે.

એક સાથી કાર્યકરને માથાનો અસહ્ય દુખાવો ઊપડયો. એ ભાઈ જીરવી ન શકે એટલી વેદના થવા માંડી. સાથીઓમા અનેક નિષ્ણાત વૈદ્ય-ડૉકટરો હતા. સૌએ ઉપચાર અજમાવ્યા પણ પેલા ભાઈની પીડા ન ઘટી. છેવટે બાપાલાલભાઈએ પૂછ્યું કે કોઈની પાસે ગાયનું ઘી છે? સદ્‌ભાગ્યે ઘી મળ્યું. એમણે થોડાં ટીપા ગરમ કર્યાં અને પેલા ભાઈના નાકમાં થોડું ઘી રેડયું. પેલા ભાઈની વેદના શમી ગઈ. હું આશ્ચર્યમુગ્ધ થઈ આ સાદો ઉપચાર જોઈ રહ્યો.

આયુર્વેદનું આવું ઊંડું જ્ઞાન આયુર્વેદ પ્રતિ આયુર્વેદને ન સમજનારમાં પણ આદર જગાવે એવું છે. અને વૈદ્યરાજ આડંબર વિના આ જ્ઞાનનો લાભ અર્ધી સદીથી છૂટથી આપ્યે જાય છે.

એમના ઉચ્ચ આદર્શો અને આયુર્વેદની સેવા માટે એઓ ઉત્તમ આરોગ્ય સાથે ચિરાયુ બને એ જ પ્રાર્થના.

# शतं जीव शरदः

હરિપ્રસાદ કૃપારામ ભટ્ટ

પ્રશ્નોરા નાગરો બીજા ગમે તે ક્ષેત્રે કામ કરતા હોય પણ આયુર્વેદ તેમની ગળથૂથીમાંથી તેમને મળેલો હોય છે. શ્રી. હરિપ્રસાદભાઈ બાપાલાલભાઈના ગુરુ પટ્ટણીજીના જામાતા હોઈને તેમને બંનેને પોતાની પચીસીમા વારંવાર મળવાનું થતું. વનસ્પતિશાસ્ત્રીનો, પોતાના વિષયના અજ્ઞાનનો, એક ચોટદાર પ્રસંગ અત્રે તેઓ રજૂ કરે છે.

પરમ પ્રિય વૈદ્યવર ભાઈશ્રી બાપાલાલભાઈના ષષ્ટિપૂર્તિ સન્માન સમારોહના આ માંગલિક પ્રસંગે અમારા બન્નેના (તેમના મોટાબહેન–ગુરુપુત્રી સૌ. ગૌતમગૌરી હ. ભટ્ટ તથા તેમના મોટા ભટ્ટજી હરિપ્રસાદ કૃ. ભટ્ટના) અનેકાનેક હાર્દિક અભિનંદનો અને શુભાશિષો પાઠવતાં ખૂબ આનંદ અને સંતોષ અનુભવીએ છીએ. ગુણા પૂજાસ્થાનમ્ એ ન્યાયે અમે એમને પૂજનીય ગણીએ છીએ છતાયે વડીલ તરીકે તેમને આશીર્વાદો આપવાનો અમારો સવિશેષ હક્ક તેઓશ્રી માન્ય રાખે છે અને રાખશે જ તેવી તેમની વિનયશીલતામાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે. સાઠ વરસ સુધી તેઓનું જેવું આરોગ્ય સચવાયું તેથી યે વિશેષ ભવિષ્યમા યે સદા સચવાઈ રહે અને પોતે એક–નિષ્ઠાથી આયુર્વેદ તેમજ સમગ્ર વૈદકીય વિજ્ઞાન દ્વારા થતા માનવકલ્યાણ માટે જે એકધારી સેવા છેલ્લાં ૩૫–૪૦ વર્ષથી આપી રહ્યા છે તેવી ભવિષ્યમાયે સદા આપતા રહે તેવી મંગલ કામના અને પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના છે. ભાઈશ્રી બાપાલાલભાઈએ આપેલી સેવાઓ અનોખી, અજોડ અને અનેકદેશીય હોઈ તેમનું થતું આ બહુમાન બધી દૃષ્ટિએ ઔચિત્યપૂર્ણ અને અભિનંદનીય છે; અને ગુજરાતની ગુણજ્ઞતા, કૃતજ્ઞતા તેમજ ગૌરવ અને પ્રતિષ્ઠાને પણ તે અનુરૂપ જ છે.

આટલા ટૂંકા પ્રસ્તાવ પછી ભાઈશ્રી બાપાલાલભાઈ વિષે થોડુંક કંઈક કહેવાની મને ઇચ્છા થાય છે. જો કે જાણું છું કે તેઓશ્રીથી વિશેષ પરિચિત હોય તેવા ઘણા મારા કરતાં ઘણું વિશેષ જાણતા જ હોય છતાયે કહ્યું છે ને કે 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ.'

ભાઈશ્રી બાપાલાલભાઈ સાથેનો અમારો સંબંધ ઘણો જૂનો અને કૌટુંબિક જેવી ભાવનાથી તે ખૂબ પરિપુષ્ટ થયેલો છે અને કંઈ નહિ તો લગભગ છેલ્લાં ચાલીસ વરસના ગાળાને તે આવરી રહ્યો છે. આ ગાળામાં અમારો પરસ્પરનો મેળાપ પણ ઠીક સમય થયો છે છતાયે કોણ જાણે કેમ એક અતિ મહત્ત્વનો પ્રશ્ન તેમને પૂછવાનું મારાથી ભૂલાતું જ રહ્યું છે અને તેઓશ્રીએ વણપૂછયે કહેવાનું ટાળ્યું છે પ્રશ્ન આ છે: "બાપાલાલ" જેવું અતિ માનાર્હ નામાભિધાન તેઓશ્રી માટે શોધી આપનાર વ્યક્તિ કોણ? તેમના ફોઈબા કે અન્ય કોઈ? જે હો તે હો; તેમને મારા અનેકાનેક અભિનંદન હો–તેમ કહી અત્યારે તો મન વાળું છુ. અમારા એક સંબંધી લાલબાપા તો હતા, પણ તે તો ધીમે-ધીમે, રફતે રફતે, કાકા અને પછી બાપા થયેલા; પણ આ તો પ્રથમથી જ બાપા. જેમનું ગુણ સંકીર્તન ગાઈ રહ્યા છીએ તે સન્માન્ય બંધુને બોલાવવા હોય તો તેમને પ્રથમ 'બાપા' તો કહેવા જ પડે.—પછી ભલેને બોલાવનાર વ્યક્તિ

અમદાવાદ—વૈદ્ય સંમેલન વખતે પડાવેલો ગ્રુપ ફોટો



ડાબેથી પહેલા : સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રી — વચમાં : ગુરુશ્રી અમૃતલાલ પટ્ટણી

જમણે હાથે : ઝંડુ ફાર્મસીવાળા શ્રી જુગતરામભાઈ — પાછળ ઊભેલા બાપાલાલભાઈ

તેઓશ્રીથી ઉંમરમાં ગમે તેટલી મોટી હોય ! 'બાપા' કહેતાંજ માણસનું મોં કેવું ભરાઈ જાય છે અને અન્તઃકરણમાં કેવા પૂજ્ય અને પુણ્ય ભાવો પ્રકટે છે ? વળી દીર્ઘાયુષી થયા સિવાય 'બાપા'ના માનાર્હ સંબોધન માટેની પાત્રતા સાંપડવી કંઈ સહેલ છે? यथा नामास्तथा गुणा ।

ભાઈશ્રી બાપાલાલભાઈનો પ્રથમ પરિચય મને આજથી લગભગ ચાળીસ વરસ કે તેથી યે કંઈક વહેલો થયેલો, સાલ તો બરાબર યાદ નથી. હું મારે વતન જામનગરથી કામ પ્રસંગે મુંબઈ ગયેલો અને વળતાં મારા શ્વસુરગૃહે (श्वसुरगृहनिवासो स्वर्गतुल्यो नराणाम् ખરું ને?) નર્મદાને તીરે ભરૂચથી ત્રણ ચાર માઈલ દૂર આવેલ ઝાડેશ્વર ગામે ઊતરેલો. મારા શ્વસુર તે સદ્‌ગત વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી. તે સમયે ઝાડેશ્વરના ધર્માદા દવાખાનાના વૈદ્યરાજ તરીકે નોકરી કરતા અને પોતાને ઘેર, આપણી પ્રાચીન પરિપાટી પ્રમાણે વિદ્યાર્થીઓને આયુર્વેદ ભણાવતા. ભાઈશ્રી બાપાલાલભાઈ પણ કોલેજનું પ્રથમ કે દ્વિતીય વર્ષ પૂરું કરી અંગ્રેજીનો અભ્યાસ અધૂરો મૂકી (ઘણું કરી કુટુંબીમાંના ઘણાના વિરોધને અવગણીને પણ) વૈદકની જ લાઈન લેવા કૃતનિશ્ચયી બની આ સુપ્રસિદ્ધ વૈદ્યરાજ ભાઈશ્રી અમૃતલાલભાઈ પાસે આયુર્વેદનો અભ્યાસ કરી તેમાં વ્યુત્પન્ન થવા તેમને ત્યાં તાજા જ આવી રહેલા. જ્યારે પોતે વણિક-પુત્ર છે એમ બાપાલાલભાઈ વિષે મેં જાણ્યું ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો તેનું કારણ કદાચ મારા યુવાન મગજ પર "કંઈ ન આવડે તો વૈદું શીખ" એ કહેતીનો. તેમજ ઘણા દેશી વૈદ્યોની આર્થિક મૂંઝવણોનાં થયેલાં દર્શનની પડેલી છાપ હશે પરંતુ ઘરના સુખ-સગવડ-વૈભવ છોડી, બાપ-દાદાના ચાલતા ધીકતા ધંધા રોજગારને અને ભવિષ્યના આર્થિક લાભના વિચારને પણ તિલાંજલિ આપી આમ પોતે કરેલા નિર્ણયની સિદ્ધિ માટે ઘર છોડી સ્વેચ્છયા અહીં ચાલી આવનાર યુવક માટે કોઈને પણ આશ્ચર્ય અને અહોમાન થયા સિવાય કેમ જ રહે? આમ પહેલે જ પરિચયે-પહેલે જ દર્શને બાપાલાલભાઈમાં કશુંક અસાધારણ છે તેમ મેં જોયું અને હું મુગ્ધ બની ગયો. ભારતને આવા ખમીરવંતા યુવાનો જોઈએ છે પણ એવા કેટલાક? એવા એવા કંઈ કંઈ વિચારો બાપાલાલભાઈની આસપાસ મારા મગજમાં ફર્યા કર્યા અને તે રાત્રિએ હું નિદ્રાવશ થયો. બીજા દિવસની વહેલી સવારે હું જાગ્યો અને મેં જોયું તો બાપાલાલભાઈ પોતાના ગુરુશ્રીની સમીપમાં બેસી એકચિત્તે-સૌમ્યભાવથી અધ્યયન કરી રહ્યા હતા. ત્યારે કોણ જાણે કેમ એ વણિક-પુત્રમાં મને ઋષિ-પુત્રનું ભાન થયું. એ એક અજબ દર્શન હતું. જાણે પ્રાચીન કાળના સાંદિપની ઋષિ આજે વૈદ્યરાજ અમૃતલાલભાઈમાં અવતીર્ણ થઈ પવિત્ર રેવાજીને તીરે આશ્રમ બાંધી રહ્યા છે, અને કૃષ્ણ-સુદામાજી જેવા બાપાલાલભાઈ-શ્યામ રંગનું પણ સામ્ય હોઈ-અને એક બીજા ભાઈ તેમને ત્યાં રહી વિદ્યાધ્યયન કરી રહ્યા છે અને ઋષિપત્ની-એ અમૃતલાલભાઈનાં પત્ની મેવાબા આ બાળકોની માતા પેરે સંભાળ લઈ રહ્યાં છે. ગુરુશ્રી અને ગુરુપત્નીનું સ્નેહાર્દ્ર અને અનેક પુણ્યભાવોભર્યું વાત્સલ્ય અને આ શિષ્યોનો તેઓ પ્રત્યેનો તેવોજ મીઠાશભર્યો પૂજ્યભાવ-એ બધું જોઈ હું જાણે પાવન થયો, એવું મને લાગેલું. પ્રાચીન કાળની જેમ ગુરુશ્રી માટે અહીં સમીધ-ફૂલ-ફળ-કંદમૂળ ઈંધણ વગેરે વીણી લાવવાના ન હતા પણ સીમમાં રખડી વનસ્પતિઓ, ઔષધિઓ વીણી લાવવી, સૂકવવી, ટીચવી, ખાંડવી, ઔષધો બનાવવાં, દવાઓ આપવી, અને અતિ અશક્ત માંદાં દરદીઓના મેલાં પણ ધોવાં-ત્યાં સુધીનાં અનેકવિધ કામો ગુરુશ્રીની આજ્ઞા પ્રમાણે અધ્યયન ઉપરાંત આ શિષ્યોને કરવાનાં હતાં. આ શ્રમયજ્ઞમાં પણ જ્યારે બાપાલાલભાઈનું સ્થાન મેં મોખરે જોયું ત્યારે હું તાજુબ થયો. તીવ્ર સંવેગ વગર કોઈ સિદ્ધિ હાંસલ કરવી શું સહેલ છે? ભાઈશ્રી બાપાલાલભાઈની વિદ્યોપાસના માટેની એ તપશ્ચર્યા આજના યુવાનોને માર્ગદર્શક નીવડો એવી ઇચ્છા અત્રે અપ્રસ્તુત લાગે છતાં, વ્યકત થઈ જાય છે.

કૃષ્ણ માટે જેમ સખા સુદામાજીએ ગાયું કે "એ બેઠો સિંહાસન ચડી મારે તુંબડી ને લાકડી" તેમ ભાઈશ્રી બાપાલાલભાઈ માટે પણ ગાઈ શકાય તેવી પોતાના જીવનનાં અનેક પાસાંમાં તેમણે જે સિદ્ધિ હાંસલ કરી છે તે તેમના ગુરુશ્રીની પ્રેરણા અને આશિષો

ઉપરાંત તેમની કર્તવ્યનિષ્ઠા,આકરી તપશ્ચર્યા અને તેમનામાં રહેલ ગુણસમુચ્ચયને આભારી છે તેમ મને લાગે છે.

ભાઈશ્રી બાપાલાલભાઈએ જ્યારે જોયું કે–સંસ્કૃત ભાષા પર ઠીક એવું પ્રભુત્વ મેળવ્યા સિવાય આયુર્વેદમાં વ્યુત્પન્ન થવું મુસ્કેલ છે ત્યારે તેમણે ઝાડેશ્વરમાં ઘણું કરી નલચમ્પુ વગેરેનું અને પાછળથી લીંબડીમાં (જ્યારે તેમના ગુરુશ્રી અમૃતલાલભાઈ લીંબડીના રાજવૈદ્ય તરીકે નિમાયા ત્યારે તે પણ તેમની સાથે જ અધ્યયન માટે ગએલા) શ્રીમદ્ ભાગવતનું અધ્યયન કરેલું. આ લખતા, લીંબડીના રાજવૈદ્ય અમૃતલાલભાઈના નિવાસસ્થાનનુ પટાંગણ અને તે વચ્ચે લાઠી ખેલતા ઊભેલા વ્યાયામવીર બાપાલાલભાઈનું ચિત્ર સ્મૃતિપટ પર ઊપસી આવે છે. ચીનના આક્રમણની તો ત્યારે કોઈ સંભાવના ન હતી પણ બાપાલાલભાઈ અહીં જોરશોરથી અખાડીઅન–વ્યાયામ પ્રવૃત્તિમાં મચી પડ્યા હતા અને કેમ જાણે પોતાના શરીરને વધારે અને વધારે સુદૃઢ બનાવવાનું જ મુખ્ય ધ્યેય લઈ બેઠા હોય તેવું મને લાગેલું–અલબત્ત નિયત સમયે પોતાનું અધ્યયન તો ચાલુ જ હતું. એ સમયના મારા શ્વસુરગૃહ નિવાસ દરમિયાન આજના આયુર્વેદ તેમજ વનસ્પતિના પ્રખર જ્ઞાતા ભાઈશ્રી બાપાલાલભાઈએ જે એક રમૂજ ઊભી કરી હતી અને પોતાની અજ્ઞાનતા ઉપર અમને હસાવ્યા હતા તે પ્રસંગનું સ્મરણ થાય છે.

સવારનો સમય હતો. લીંબડીની શાક માર્કેટમાં શાક વગેરેનાં પોટલાંઓ આવવા માંડયાં હતાં. તરત શાક લેવા જવું જ જોઈએ; નહિ તો સારાં સારા શાક વેચાઇ જાય; એટલે બાપાલાલભાઈ હાથમાં શાકની થેલી લઈ રાખેતા મુજબ શાક લેવા નીકળી પડયા; પણ અમારા સૌના મહદ્ આશ્ચર્ય વચ્ચે ખાલી થેલી સાથે તરત પાછા આવ્યા અને સીધા જ પોતાના ગુરુપત્ની મેવાબા પાસે જઇ ખુશ થતા થતા કહેવા લાગ્યા, "બા, બા, આજે એક નવું શાક વેચાવા આવ્યુ છે, માણસો મોટા જથ્થામાં તે લઈ જાય છે. દેખાવમાં મૂળીઆં–મૂળીઆ જેવું છે. મેં નામ પૂછ્યું તો શાકવાળીએ 'ગલતર' કહ્યું. મોટાભાઈજી (લેખક) મહેમાન છે તો નવું શાક એમને ખવરાવીએ. તમે કહો તો લઈ આવું."

પૂ. મેવાબાએ કહ્યું, "ભાઈ, તમારી કંઈ ગેરસમજણ થઈ હોય તેવુ લાગે છે. ગલતર નહિ પણ 'ગરમર' કહ્યુ હશે. તેનું તો અથાણું થાય, શાક નહિ; તોયે તમે તેનો નમૂનો લઇ આવો." નમૂનો આવ્યો અને તે ગરમર જ હતી ભાઈશ્રી બાપાલાલભાઈની આવી અજ્ઞાનતા–બાગાઈ–માટે અમને સૌને જરા હસવું આવેલું અને પોતે ખૂબ છોભીલા પડી ગયેલા, તે દૃશ્ય અત્યારે એવું જ તાજું, સ્મરણપટ પર ચડી આવે છે.

આ એક જ પ્રસંગની ચોટે એમનામાં એવી જાગૃતિ આણી દીધી કે પોતે પોરબંદર ગયા વનસ્પતિશાસ્ત્રના પ્રખર જ્ઞાતા (સદ્‌ગત) પૂ. જયકૃષ્ણભાઈ પાસે રહીને તેમની સાથે બરડા ડુંગર વગેરે સ્થળો ખૂંદી વળીને વનસ્પતિઓનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું અને તત્સંબંધી સાહિત્યનો પણ ઊંડો અભ્યાસ કરીને તેના નિચોડરૂપ "આદર્શ નિઘંટુ"નુ જ્યારે સર્જન કર્યું; ત્યારે જ પોતાને સંતોષ થયો હશે પોતાની નાનીશીયે ત્રુટિ ટાળવા માટે અને જ્ઞાનપ્રાપ્તિની સિદ્ધિ માટે કેટલી તપશ્ચર્યા?

ગુજરાતના આ અગ્રગણ્ય વૈદ્યરાજ વનસ્પતિશાસ્ત્રના ખ્યાતનામ જ્ઞાતા, અચ્છા લેખક, કવિહૃદયી, રસાભિનિવેદન કરવાનો ઉત્સાહ આવે તેવા રસજ્ઞ, અને અનેક શક્તિઓ, સદ્‌ગુણો અને પુણ્યભાવોનું જેના જીવનમાં સુભગ દર્શન થાય છે એવા બડભાગી બાપાલાલભાઈ વિષે મારે ઘણું યે કહેવાનું છે; પણ બાંધેલી મર્યાદા મારાથી કેમ ઓળંગાય? સ્થળ–સંકોચનો પણ વિચાર કરવો ઘટે; એટલે પરમ કૃપાળુ પરમાત્મા એમને સંપૂર્ણ આરોગ્ય અને સૌખ્ય સાથે (अदीना स्याम शरद शतम् એવી વેદોની શીખ છે ને?) ખૂબ દીર્ઘાયુષ્ય આપે અને અનેક વર્ષો સુધી એમની સેવાઓ ગુજરાત અને સમગ્ર દેશને મળ્યા કરો એવી અમારી બન્નેની શુભેચ્છા અને શુભાશિષો સાથે હું અહીં વિરમુ છું.

---

# ગુરુભક્ત બાપાલાલભાઈ

સૌ. નાનીબહેન
માણેકલાલ ભટ્ટ

શ્રી. અમૃતલાલભાઈનાં પુત્રી નાનીબહેન તથા તેમના પતિ માણેકલાલભાઈ સંયુક્ત રીતે બાપાલાલભાઈના ષષ્ટિપૂર્તિના શુભ પ્રસંગે આશીર્વાદ પાઠવે તેમાં ઔચિત્ય રહેલું છે. પોતાના ભાઈની ચડતી જોઈ કયાં બહેન–બનેવીને આનંદ ન થાય? શ્રી. માણેકલાલભાઈ, પટ્ટણીજીના લીંબડીના દવાખાનાનું આજે પણ સંચાલન કરે છે.

ભાઈશ્રી બાપાલાલભાઈનો પ્રથમ પરિચય અમારી સાથે વડોદરા હાઇસ્કૂલમાં થયેલો. તે વખતે તો એક સહાધ્યાયી તરીકે માત્ર 'કેમ છો?' એટલો પૂછવા વ્યવહાર હતો.

પછી હું એક વખત ભરૂચ પાસે ઝાડેશ્વર ગામમા, જ્યાં મારા સસરાજી પૂ. અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી વૈદ્ય હતા ત્યાં ગયેલ ત્યારે બાપાલાલભાઈ ત્યા ભણવા આવ્યા હતા.

દરરોજ સવારમાં વહેલા લગભગ છ વાગે મારા પૂજ્ય સસરા વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીને વિદ્યાર્થીઓને ભણાવવાનો સમય હતો. ત્યારે એક મગન (ધોળા) અને એક મગન (કાળા) એમ બે મગનભાઈઓ સાથે બાપાલાલભાઈ પણ અભ્યાસ માટે આવતા અને ઘણું કરીને "ચરક સંહિતાનો" અભ્યાસ ચાલતો તેટલું યાદ છે.

ગુરુ પરંપરા-પ્રણાલિકા પ્રમાણે મુ. બાપાલાલભાઈને પૂ. અમૃતલાલ પ્રા. પટ્ટણી માટે ઘણું જ માન હતું; અને ગુરુ–પત્ની, ગુરુ–પુત્ર, ગુરુ–પુત્રીઓ એ તેમનાં જ ભાઈબહેનો છે એમ તેઓ માનતા અને હજી પણ માને છે, તે હું મારા અંગત અનુભવ ઉપરથી જાણું છું. મારા ધર્મપત્ની સૌ. વસન્તને હજી પણ તેઓ પોતાની સગી બહેન માને છે અને તે જ પ્રમાણે એક બહેન તરીકે વ્યવહાર પણ સાચવે છે. આ તેમની ગુરુભક્તિનો પ્રત્યક્ષ પુરાવો છે.

પૂ. વૈદ્યરાજ ઝાડેશ્વર છોડી જ્યારે લીંબડી આવ્યા ત્યારે બાપાલાલભાઈ પણ સાથે આવ્યા. દવાખાનું નવું શરૂ કરવાનું હતું એટલે તેઓ બાજુની સીમમાં જઈ વનસ્પતિઓ ઓળખી લાવી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ બનાવતા અને તે દ્રવ્ય, ઔષધ તરીકે વાપરી તેનો પ્રત્યક્ષ અનુભવ મેળવતા.

તેઓએ વૈદ્ય બનવાનો નિશ્ચય કર્યો તે પહેલાં તેઓ અંબાલાલ પુરાણીની અખાડા પ્રવૃત્તિથી મુગ્ધ થયા હતા–કોઈપણ કામ કરવા માટે શરીરનું સ્વાસ્થ્ય સારું હોવું જરૂરી છે એમ તેઓ માનતા અને હજી પણ માને છે એમ મને લાગે છે-એટલે કસરત કરવી, દંડ–બેઠક–શીર્ષાસન કરવા, અખાડામાં નિયમિત

સ્નાન કરવા પહેલાં–સાબુને બદલે તેઓ તેલ ચોળીને ચણાના લોટથી શરીર સ્વચ્છ કરતા.

અભ્યાસમાં તેમને કંઈ સમજ ન પડે તો તે પ્રશ્ન પૂછતા અને તેમને તે બુદ્ધિગમ્ય થાય પછી જ આગળ ચાલતા. આ બાબતમાં તેમની ચીવટ તેમને ઘણી ફળદ્રુપ નીવડતી.

વ્યાયામપ્રિયતાનો તેમનો વ્યવસાય–શોખ–હતો તેથી મારા સાળા સ્વ. પૂ. અમૃતલાલ પ્રા. પટ્ટણીના પુત્ર ગુણાઢ્યને પણ તેનો ચેપ લાગ્યો અને તેથી તે પણ વ્યાયામ કરતા અને મોટી ઉંમરમાં તેમણે અહીંની એક કન્યાશાળામાં વ્યાયામ શીખવવાનું વિના મૂલ્યે સ્વીકાર્યું–અને પછી અમારા એક ભાઇ રૂપસિંહે–જે અમારે ત્યાં હજી છે–તેમણે પાછળથી ગુણાઢ્ય–વ્યાયામ શાળા એ નામથી એ પ્રવૃત્તિ વિકસાવી.

ધર્મની બાબતમાં અમે માનીએ છીએ ત્યાં સુધી તેઓ જેને ફ્રી થીન્કર કહે છે તેવા છે. તેમના કુટુંબનો ધર્મ વૈષ્ણવ છે. અમારા જડાવ ભાભી હજી શ્રીજી મહારાજની પૂજા કરે છે અને બાપાલાલભાઈને તે નિજ મંદિરમાં આવવા નથી દેતાં અને કહે છે "એ ભલે ઢેઢ ભંગીયાને અડે, હું મારે મારું સાચવીશ"

બાપાલાલભાઈ અંબાલાલ પુરાણી માફક શ્રી. અરવિંદના અનુયાયી છે. વૈદકીય વ્યવસાય લીધા પછી દરદીઓ–અને ગરીબ દરદીઓ એ સાક્ષાત્ નારાયણ છે અને તેની સેવા–નિષ્કામ સેવા–એ તેમનું ધ્યેય છે. દરરોજનાં સો બસો દર્દીઓ તપાસી, તેમને ધીરજથી સાંભળી, આશ્વાસન આપી, ખુશ કરવાં એ તેમને ખૂબ પ્રિય છે.

સદ્‌વૈદ્યો તૈયાર કરી તે દ્વારા આયુર્વેદનો પ્રચાર કરવાનો તેમનો નિશ્ચય એ તેમની ગુરુભક્તિનું બીજું ઋણ છે. પૂ. સદ્‌ગત વૈદરાજ અમૃતલાલ પ્રા. પટ્ટણીનું જે જીવનકાર્ય હતું તે તેમણે ઉપાડી લીધું છે અને એ રીતે તેઓ ગુરુ–પ્રણાલિકા જાળવી રહ્યા છે.

વૈદકીય અભ્યાસમાં વનસ્પતિની ઓળખ, તેનું જ્ઞાન અને ગુણદોષની સંપૂર્ણ વિગતો ને સમજ હોય તો જ સદ્‌વૈદ્ય થવાય; એટલે વનસ્પતિશાસ્ત્ર ભણવા તેઓ કચ્છમાં જયકૃષ્ણભાઈ પાસે પૂજ્ય વૈદરાજ અમૃતલાલ પ્રા. પટ્ટણીનો ઓળખપત્ર લઈ ગયા ને તે વિદ્યા સંપાદન કરી. અંગ્રેજી કહેવત પ્રમાણે "Best way to learn is to teach or to write." તેમણે "નિઘંટુ આદર્શ"નું પુસ્તક તૈયાર કર્યું અને તે ગુરુનું ઋણ અદા કર્યું.

તેમણે આરોગ્ય વિષે લખવાનું તો પહેલાં જ શરૂ કરેલ. જૂના "પ્રસ્થાન" માસિકમાં તેમના આરોગ્ય વિષેના લેખો પ્રસિદ્ધ થતા. ત્યાર પછી ઘણા માસિકોમાં હજી સુધી કોઈ એક દ્રવ્ય ઉપર તેઓ લેખો લખે છે. હજી આ ઉંમરે પણ તેઓ વહેલા ઊઠી વ્યાયામ કરે છે અને એકાદ કલાક તો લખવાનું કાર્ય પણ કરે છે.

માનવસેવા એ જ પ્રભુ સેવા છે. "ચિકિત્સા નાસ્તિ નિષ્ફલા"–એ સૂત્રો તેમને ગુરુ તરફથી મળ્યાં એટલે–દર્દીને ખૂબ આશ્વાસન આપી તેની હકીકત ધ્યાનથી સાંભળીને તેનું દુઃખ દૂર થાય તેવું ઔષધ નિર્માણ કરીને માનવ સેવા કરવી, એ તેમના ગુરુનું ધ્યેય હતું તે તેઓએ અપનાવ્યું છે. तदेव युक्तं भैषज्यं यद् आरोग्याय कल्पते–એટલે જે દરદ મટાડે તે દવા તે સિદ્ધાંત તેમણે અપનાવ્યો છે. એટલે શુદ્ધ–મિશ્ર એલોપથી–હોમીઓપથી એ બધા માર્ગો છે અને તેમાંથી જે શ્રેષ્ઠ અને દરદ મટાડે તે ઔષધનો પ્રયોગ કરવો અને તે રીતે નિષ્કામ ભાવે મનુષ્ય સેવા કરવી એ ધ્યેય તેમણે સ્વીકાર્યું અને લાખો દરદીઓના આશીર્વાદ મેળવ્યા.

જ્યાંથી મળે ત્યાંથી જ્ઞાન મેળવવું, સતત અભ્યાસી રહેવું અને જેટલું સારું લાગે તે અપનાવવું એવી ટેવ એમણે કેળવી છે. જ્યાં જ્યાં જ્ઞાનની ક્ષતિ જણાય તે પૂરી કરવી એમ તેઓ માને છે; એટલે ઘરવૈદું પહેલાં લખ્યું; પછી કામશાસ્ત્રનું જ્ઞાન આપવા માટે અભિનય કામશાસ્ત્ર લખ્યું; જે ઘણા જુવાનીઆને માર્ગદર્શક નીવડયું. એ રીતે તેમણે, પ્રજાને પોતાનાથી બનતું જ્ઞાન આપવા માટે વૈદકીય કાયદાશાસ્ત્ર વગેરે લખ્યાં.

તેઓ જ્ઞાતિના વાડામાં માનતા નથી. તેમનાં એક દીકરી તેમની જ્ઞાતિ બહાર પરણ્યાં છે. બીજાં દીકરી હજી કુંવારાં છે અને તેમને બાપાલાલભાઈએ ગમે ત્યારે પોતાની પસંદગીથી પરણવાની છૂટ આપી છે. આ તેમની ઉદાર વૃત્તિ સૂચવે છે. તેમના પરિવારને તેઓ ખૂબ સ્વતંત્રતા આપે છે તે અમારું જોયેલું છે.

તેઓ નિયમિતતામાં માને છે. તેમનું દરરોજનું જીવન ઘડિયાળના કાંટા માફક નિયમિત ચાલે છે. તેમને નવરા બેસવું ગમતું નથી. તેઓ હમેશાં કાર્યરત રહેવામાં માને છે અને તેમને જે સિદ્ધિ મળી છે તેનું આ નિયમિતતા એક અગત્યનું અંગ છે.

અત્યારે તેઓ સુખી છે, પુત્ર પરિવાર છે, યશ છે અને ધનસંપત્તિ પણ છે.

તેઓ આ રીતે જિંદગીને છેડે છે. તેઓ આવું સુખપૂર્ણ યશસ્વી જીવન જીવી શતાયુ થાય એવી અમારી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે અને અમારા તેમને શુભઆશિષ છે.

અમે કંઈ લેખક નથી; અમને જે લાગણી થઈ અને અમારા જે અંગત અનુભવો હતા તે લખ્યા છે.

---

## વૈદક વિદ્યાર્થી

આજના વૈદક વિદ્યાર્થી માટે એમ કહેવાય છે કે 'He learns more and understands less.' તે ભણે છે વધુ પરંતુ સમજે છે ઓછું.

હૉસ્પિટલમાં ભલે એ સફેદ ઝભ્ભો પહેરીને, ગળામાં સ્ટેથોસ્કોપ લટકાવીને ફરતો હોય પરંતુ મોટે ભાગે તો એ માનસિક રીતે સાવ નિરૂપયોગી થઈ ગયો હોય છે. (He is mentally lost) પોતાની જાતને ડૉક્ટર ગણાવતો અને કંઈ ફાંકો રાખતો આજનો વૈદક વિદ્યાર્થી, ખરી રીતે, રોગોનો અભ્યાસ કરે છે પરંતુ રોગી–માનવ વિષે કશું જ સમજતો નથી.

આજના વિદ્યાર્થીને ઘણું શીખવવામાં આવે છે પરંતુ તેનું જ તેને અજીર્ણ થાય છે. આ બધું તે પચાવી શકતો જ નથી.

એના મગજમાં ઘણી ઘણી માહિતી ઠાંસવામાં આવે છે જે એના ખપમાં ઘણી ઓછી આવે છે. એથી એ પરીક્ષાઓ પાસ કરે છે પણ દાક્તર થવા માટે જેની જરૂર છે તેથી તો તે વંચિત જ રહે છે. Humanitiesની વાતો બહુ જ થાય છે, કોઈ વિરલામાં જ એનાં દર્શન થાય છે.

# સાહિત્ય-સંસ્કારભક્ત બાપાલાલભાઈ

ડૉ. નરસિંહ મૂ. શાહ
M Sc. Ph. D.

ડૉ. એન. એમ. શાહે ગુજરાતમા વિજ્ઞાનનો પ્રચાર કરવા માટે અનેક પુસ્તકો લખ્યા છે. સામાયિકોમા અવારનવાર લેખો પણ લખ્યે રાખે છે. વિજ્ઞાનનો ફેલાવો કરવાની તેઓ પ્રખર તમન્ના સેવે છે. શાંત, સરળ, નિરભિમાની આ વિદ્વાન પાસે ગુજરાત ઘણી આશા રાખે છે.

મુરબ્બી શ્રી બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ અંગે પ્રગટ થનાર ગૌરવગ્રંથમાં હું કાંઈક લખું, એ વૈદરાજ બાપાલાલ ષષ્ટિપૂર્તિ સન્માન સમારંભ ગૌરવ ગ્રંથ પ્રકાશન સમિતિના આમંત્રણને માન આપી મારી ભક્તિભાવપૂર્ણ અંજલિ આપવા પ્રયુક્ત થયો છું. મહાકવિ કાલિદાસના શબ્દોમા तितिर्षुः दुस्तरं मोहात् उडुपेनास्मि सागरम् એના જેવો મારો પ્રયાસ છે.

હું એ વખતે લીંબડી (સૌરાષ્ટ્ર) હાઇસ્કૂલમા ભણતો હતો ઇ. સ. ૧૯૧૪-૧૫ની સાલ. અત્યારે સદ્‌ગત વૈદરાજ શ્રી. અમૃતલાલભાઈ પટ્ટણી, તે વખતના લીંબડી રાજ્ય તરફથી ચાલતા આયુર્વેદિક દવાખાનામા નીમાયા હતા. મહાલક્ષ્મી મંદિરના બાજુના ઓરડામા તેઓ બેસતા. એમના લીંબડીના આગમનને લીધે તેમના હાથ નીચે અભ્યાસ કરતા શ્રી બાપાલાલભાઈ પણ લીંબડી આવ્યા હતા, અને ભૈખભાઈના માદના ઓરડાઓમાં તેમનો નિવાસ હતો, આ અરસામાં બાપાલાલભાઇનો પ્રથમ પરિચય મને થયો.

યુવાન બાપાલાલભાઈ તેજસ્વી વિદ્યાર્થી હતા. સંસ્કૃતમા તેમની પ્રવીણતા અમને બધાને વિસ્મય પમાડતી તેમના આયુર્વેદના વિષયમા તેમની સિદ્ધિ વિષે બે મત હવા નહીં; અમે એ વખતે હાઈસ્કૂલના ઉપલાં ધોરણોમા ભણતા વિદ્યાર્થીઓ એમની પાસે જતા, તોફાન મસ્તી કરતા અને તેમના જ્ઞાનનો લાભ ઉઠાવતા બાપાલાલભાઈનો સમાગમ અમને 'सताम् सद्भिः संग જેવો નીવડયો. અમને સંસ્કૃતમાં રસ લેતા કરનારાઓમા અમારા સંસ્કૃત શિક્ષક શ્રી. અમૃતલાલ પંડયા અને બીજા બાપાલાલભાઈ. પંડયા સાહેબ અભ્યાસક્રમની ઘરડ બહાર વિશેષ ન જતા: ન જઇ શકે એ સ્વાભાવિક હતું. પણ બાપાલાલભાઈ અમને સંસ્કૃત સાહિત્યરસનુ ખરેખર પાન કરાવતા આજે આ મંડળીમાથી અમે ઘણા ખરા વેરવિખેર થઈ ગયા છીએ-જીવન વ્યવસાયની ભિન્નતાને લીધે. ડૉ. શાંતિલાલ અકસ્માત તળાવમા ડૂબી જતા પરલોકવાસી થયા એ ખરેખર દિલગીરીની વાત છે. ડૉ. ઉત્તમલાલ મ. શાહ મદ્રાસમાં છે. શ્રી. સૌભાગ્યચંદ કોઠારી રેલવે એન્જિનિયર તરીકેની નોકરીમાથી નિવૃત્ત થઈ સુરેન્દ્રનગરમા નિવૃત્ત જીવન ગાળે છે. પરંતુ સામસામા બોલાતા એ સંસ્કૃત શ્લોકો અને તે વખતે જામતું વિદ્યાનુ વાતાવરણ આજે પણ મારા મનમાંથી ભૂંસાયું નથી. આમ વૈદરાજ અમૃતલાલભાઈના લીંબડીના આગમનથી લીંબડીના યુવકોને વિદ્યાવ્યાસંગી વાતાવરણનો લાભ મળ્યો હતો અને એનું કેન્દ્ર હતા યુવાન બાપાલાલભાઈ.

કોઇ પણ ગરીબ–ગરબા માટે દવાદારૂ અંગે કહેવું હોય અથવા કોઇ પણ અન્ય સામાજિક પ્રવૃત્તિ માટે હિલચાલ કરવી હોય તો અમારા જેવા 'છોકરાં'ને મુરબ્બી બાપાલાલ અને તેમના ગુરુ અમૃતલાલભાઈ પૂછવાના સ્થાનરૂપ હતા. બાપાલાલભાઈ નાઇટ્રોજન જેવા ગુણ ધરાવે છે. સામાન્ય નાઇટ્રોજન સૌમ્ય ગણાય છે. પણ તેને ઉત્તેજિત કરવામાં આવે તો સ્ફોટક બને છે. બાપાલાલભાઈ સૌમ્ય સંસ્કારી છે: પણ જે વાત તેમને સત્ય લાગે તો તેને કદી છોડતા નથી અને પોતાના વિચારો નિર્ભયપણે રજૂ કરે છે.

હાઇસ્કૂલનો અભ્યાસ પૂરો થતાં કૉલેજમાં જતા બાપાલાલભાઈ સાથેનો સંબંધ ઓછો થઈ ગયો. બાપાલાલભાઈ પણ લીંબડી છોડી જતા રહ્યા. પરંતુ અવારનવાર લીંબડી જવાનું થતાં અમૃતલાલભાઈ સાથેનો સંબંધ ચાલુ રહ્યો અને તેમના દ્વારા બાપાલાલભાઈની પ્રવૃત્તિઓની માહિતી પ્રાપ્ત થતી; પછી તો મારે સરકારી નોકરી અંગે ધારવારની કર્ણાટક કૉલેજમાં જવાનું થયું. સરકારી નોકરોને રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો પ્રતિબંધ હતો. પણ ગુજરાતમાં ચાલતી રાષ્ટ્રીય લડતમાં બાપાલાલભાઈ જેલમાં ગયાનું છાપાઓમાં વાંચ્યું. ભરૂચ યા અંકલેશ્વરમાં તેમણે પોતાનું મથક રાખ્યું હતું એમ યાદ આવે છે. આ વખતના ગાળામાં બાપાલાલભાઇ ગુજરાતમાં એક અગ્રગણ્ય આયુર્વેદાચાર્ય તરીકે પ્રતિષ્ઠા પામી ચૂકયા હતા. મારી માહિતી અનુસાર તેમની પ્રેક્ટીસ ઘણી સારી હતી: પણ તેમણે પ્રેક્ટીસ પાછળ દોડાદોડી કદી કરી નથી.

૧૯૩૭માં મારી બદલી અમદાવાદ થઇ અને બાપાલાલભાઈ સાથે સંબંધ તાજો થયો. અમદાવાદ તેઓ આવે ત્યારે એમના સમાગમનો લાભ મળવા લાગ્યો. ગુજરાત કૉલેજમાં વનસ્પતિના અન્વેષણનું જે સંશોધન મારા હસ્તક થતું તે દેખાડવા એક વખત બાપાલાલભાઈને બોલાવી લાવેલો. વનસ્પતિ અંગે બાપાલાલભાઈ નિષ્ણાત છે અને ઘણાં વિદ્યાર્થીઓને તેમની વિદ્વત્તાનો લાભ મળ્યો છે. ભિષગ્સારતીમાં વિશાળ ક્ષેત્રને આવરી લેતા તેમના લેખો આવે છે. એ આનો પુરાવો છે. તે દ્વારા વૈદકને ઊંચે લઈ જવાનું જે કાર્ય તેમણે કર્યું છે એ ખરેખર વૈજ્ઞાનિક છે.

બાપાલાલભાઈ એકાંગી નથી: માત્ર આયુર્વેદના ઉપાસક નથી. તેઓ માને છે કે આયુર્વેદ એ જીવનની એક રીત છે; એ અનુસાર તેઓ આયુર્વેદને અનુષંગી વિષયોમાં પણ પ્રવીણ છે. તેમના સંસ્કૃતના જ્ઞાનના પુરાવા રૂપ 'સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ,' 'કાલિદાસની વનસ્પતિ' વગેરે પુસ્તકો તેમજ લેખો મોજૂદ છે. વૈદકને લોકભોગ્ય ભાષામાં ઉતારવાનો તેમનો પ્રયાસ, મને યાદ આવે છે ત્યાંસુધી, ઘણો જૂનો છે; જે સમયે ગુજરાતી માધ્યમનો પ્રશ્ન પણ કોઈ છેડતું નહોતું; તેમનાં કેટલાંક પુસ્તકો એવી સારી સરળ ભાષામાં છે કે દાકતર નહીં પણ જાણે કોઈ સાહિત્યકારે લખ્યાં હોય. તેમની ષષ્ટિપૂર્તિ અંગે તેમના મિત્રો અને પ્રશંસકો જે અંજલિ તેમને આપવાના છે તેમાં એક વિજ્ઞાનરસિક તરીકે હું જોડાઉં છું.

આ નાની અંજલિ પૂરી કરતાં પહેલાં એક સૂચન કરવાની તક લઉં તો એ અસ્થાને નહીં ગણાય. આ પ્રસંગે વૈદકીય વનસ્પતિઓનું રાસાયણિક અન્વેષણ કરવા અંગે બાપાલાલભાઈના સન્માનાર્થે એક સંસ્થા જેવું ઊભું કરવામાં આવે તો આપણે બાપાલાલભાઈની યથાર્થ કદર કરી ગણાશે અને આયુર્વેદની ખરી સેવા કરી લેખાશે.

ગુજરાત જેવા સાધનસંપન્ન પ્રદેશમાં વૈજ્ઞાનિક વૈદકીય શોધખોળની એક પણ સ્વતંત્ર સંસ્થા નથી, જ્યાં ગુજરાતનો વિદ્યાર્થી સંશોધનના ક્ષેત્રમાં જોડાવા નજર માંડી શકે અને દેશના અને જગતના જ્ઞાનમાં પોતાનો હિસ્સો આપી શકે. બીજા પ્રાંતોમાં, જેમકે બંગાળમાં, મહારાષ્ટ્રમાં આવી સંસ્થાઓ ઊભી થયેલ છે. આપણા ગુજરાતમાં અનેક સંસ્થાઓ પોષાય છે તો આશા રાખી ન શકાય કે ગુજરાત બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિનો પ્રસંગ ધ્યાનમાં રાખી એક શોધખોળનું કેન્દ્ર ઊભું કરવા પ્રયત્ન કરે ?

શ્રી. બાપાલાલભાઈ દીર્ઘાયુ થાય : शतं जीवेद् शरदः, અને વૈદકના ઉપાસકોને માર્ગદર્શન આપે, એટલું ઇચ્છી આ મારી નમ્ર અંજલિ પૂરી કરું છું.

# જ્ઞાનયોગી અને જનસેવક

શ્રી. પુરુષોત્તમદાસ મથુરાદાસ ગાયવાળા
એમ. એ. જી.

પ્રો. ગાયવાળાએ વર્ષો સુધી પૂનાની એગ્રીકલ્ચર કોલેજમાં અધ્યાપક તરીકે કામ કરેલું છે. ત્યાંથી સીલોન સરકારને તેમની સેવાઓ ઉછીની આપવામાં આવેલી પણ નોકરીની સરકારી ઢબછબ તેમને પસંદ આવે તેવી નથી. ઘણી ખાનગી સંસ્થાઓ તેમની સલાહનો સારો લાભ લે છે. તેમને પુસ્તકો વસાવાનો અને વાંચવાનો જબરો શોખ છે. શાંત, સેવાભાવી મિલનસાર આ સજ્જન થોડો વખત પોતાના વતન જંબુસરમાં અને થોડો વખત મુંબઇમાં વિતાવે છે.

મારો શ્રી. બાપાલાલભાઈ સાથેનો પ્રથમ સંબંધ સને ૧૯૩૧ માં એમના "નિઘંટુ આદર્શ"ના વાચનના પરિણામે થયો. ત્યારબાદ છેલ્લાં ૩૨ વર્ષમાં એમના વધુ ને વધુ નિકટ સંબંધમાં આવવાના પ્રસંગો બનતા ગયા.

મને વનસ્પતિશાસ્ત્રનો કુદરતી શોખ અને પૂનાની એગ્રીકલ્ચરલ કોલેજના અભ્યાસક્રમ પછી આ શોખ વધુ ખીલતો ગયો. બગીચાના કામ અંગે કુદરતી ઊગી નીકળતી ઘણી વનસ્પતિઓના સંસર્ગમાં આવવાના પ્રસંગો બનતા ગયા અને તેના ઉપયોગો જાણવાની ઉત્સુકતા જાગી. આ કામમાં શ્રી. બાપાલાલભાઈનો "નિઘંટુ આદર્શ" મહત્ત્વનો ફાળો આપ્યો. "નિઘંટુ આદર્શ"ના અભ્યાસથી અને ત્યાર બાદના તેમના નિકટ પરિચયથી શ્રી. બાપાલાલભાઈનો વનસ્પતિ વિષેનો પ્રેમ તથા તે બાબતમાં તેમણે કરેલ મૌલિક સંશોધન મારા અનુભવમાં આવ્યું. "નિઘંટુ આદર્શ" તેમની યુવાન વયમાં તૈયાર કરવામાં તેમણે તે સમયે પણ વિવિધ પ્રકારનું સંશોધન કાર્ય અને અથાગ શ્રમ કરેલાં હોવાં જોઈએ, અને તે પણ હાંસોટ જેવા ગામમાં રહીને. યુવાન વયમાં જીવનના સાધારણ સંજોગોમા ને ગ્રામ્યજીવનની વચમાં રહીને આવા પ્રકારના શોખને કેળવી પોષવો ને અભ્યાસને ખીલવી તેને મૂર્તસ્વરૂપ આપવું તે જરૂર એક અસાધારણ પ્રકારની જ્ઞાનપિપાસા છે, અને જ્ઞાન યોગની સિદ્ધિનું પ્રથમ પગથિયું છે.

ત્યારબાદ તેમને મળવાના ઘણા પ્રસંગો બન્યા. અમે વનસ્પતિ સંશોધનના શોખને અંગે ઘણી જગાએ સાથે ફરેલા અને વનસ્પતિ વિષયક ઘણી લાંબી ચર્ચાઓ પણ કરેલી છે. આ નિકટ સંબંધના પરિણામે હું તેમને જ્ઞાનયોગી તરીકે જ ઓળખતો થયો છું. વનસ્પતિની વિવિધ જાતો, તેની ઓળખ, તેના વિવિધ ઉપયોગો અને તે સાથે તેના ઉપયોગોનો જનકલ્યાણ અર્થે વિશાળ રીતે પ્રચાર થાય તે બાબતમાં તેઓ ઘણો જ મહત્ત્વનો ફાળો આખા જીવન દરમિયાન આપી રહ્યા છે, આ એક પ્રખર જ્ઞાનયોગનો જ પ્રકાર છે.

વનસ્પતિનું સંશોધન કાર્ય ઘેર બેઠાં થતું નથી. તે માટે ચાલુ કામધંધો છોડી, દેશના વિવિધ ભાગનાં જંગલોમાં ઋતુ અનુસાર પર્યટનો કરવાં પડે છે. પૈસા અને જાતમહેનત આ બન્ને આ કામમાં જરૂરી

છે. સાધારણ મધ્યમ વર્ગમાં રહીને આ કામમાં અથાગ શ્રમ લઈને રોકાવું એ અંતરના પ્રેમ વગર બનવું નથી આ કારણે હું શ્રી. બાપાલાલભાઈને વનસ્પતિ અને કુદરતના પ્રેમી જ્ઞાનયોગી તરીકે જ ઓળખતો આવ્યો છું. શ્રી. જયકૃષ્ણભાઈ આ દિશામાં ઘણું કરી ગયા છે પણ શ્રી જયકૃષ્ણભાઈને એક અનુકૂળતા હતી કે તેઓ જંગલ અને બગીચા ખાતાની નોકરીમાં અમુક વર્ષો હતા. આ અનુકૂળતા હોવાને કારણે તેઓ મહત્ત્વનો સક્રિય ફાળો આ દિશામા ગુજરાત માટે આપી ગયા છે શ્રી. બાપાલાલભાઈની બાબતમાં તો તેમનો વ્યવસાય વૈદકનો છે અને તે વૈદકીય વ્યવસાયમાં સફળ સેવા આપવા માટેની ખાતરીની વનસ્પતિની જરૂર આવશ્યક છે. આવી દૃઢ સમજને નિશ્ચયથી તે અંગે પોતાના અંગત પૈસા અને સમયનો ખૂબ ભોગ આપી આ જ્ઞાનયજ્ઞમા કેવળ પોતાના પુરુષાર્થથી ધીરે ધીરે પણ મક્કમપણે ચોકસ વ્યવસ્થિત રીતે આગળ વધતા ગયા છે.

"નિઘંટુ આદર્શ"ના બન્ને ભાગો અને સાર પછીના મહત્ત્વના ચાલુ લેખોનુ પ્રકાશન અને "ઉદ્‌ભિજ્જ શાસ્ત્ર," "ગુજરાતની વનસ્પતિઓ," "વૃદ્ધત્રયીની વનસ્પતિઓ," "વનસ્પતિ વર્ણન પ્રવેશ" અને "સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ" જેવા મહત્ત્વના મૌલિક સાહિત્યનું પ્રકાશન, આ સર્વ તેમનો વનસ્પતિ પ્રત્યેનો નૈસર્ગિક પ્રેમ, સતત અભ્યાસ ને મૌલિક સંશોધનનાં પ્રત્યક્ષ ને મૂર્તસ્વરૂપો છે આ સર્વ તેમના દીર્ઘ જ્ઞાનયોગનું સુપક્વ ફળ તેમણે ગુજરાતી આમજનતા, વિદ્વાન વૈદ્ય વર્ગ, ને વનસ્પતિના શોખીનોની સેવામા નિષ્કામભાવે અર્પણ કર્યું છે.

શ્રી. બાપાલાલભાઈના વનસ્પતિ વિષયક કાર્યમાં નીચેનાં ત્રણ ધ્યેય મારા અનુભવમાં આવ્યાં છે.

(૧) ગામના પાદરે થતી, ખેતરો-વાડામાં ઊગી નીકળતી અને જંગલમાં થતી વનસ્પતિ સંપત્તિને ગુજરાતની જનતા વધુ ને વધુ ઓળખતી થાય, તેમાં વધુ ને વધુ રસ લે અને કુદરતની અમૂલ્ય બક્ષિસનો વધુ ને વધુ ઉપયોગ પોતાના દૈનિક જીવનમાં, આરોગ્ય ને સુખશાંતિ માટે કરે.

(૨) વૈદ્યો વનસ્પતિ બરાબર ઓળખે અને તેનો વધુ ને વધુ વ્યવસ્થિત રીતે પોતાના દૈનિક વ્યવસાયમા ઉપયોગ કરે.

(૩) ઘણી જાણીતી વનસ્પતિઓનો ઔષધ તરીકે ઉપયોગ દિન પ્રતિદિન વધતો જાય છે. આવી વધતી જતી માગણીને કેવળ જંગલમાથી એક સરખા ગુણવાળી, મેળવવાની મુસીબત દૂર કરવા તેના વ્યવસ્થિત વાવેતર માટે પ્રેરણા કરવા તેઓ પ્રયત્નશીલ છે.

સુપ્રસિદ્ધ ઔષધીય વનસ્પતિઓના વ્યવસ્થિત વાવેતરમાં તેમણે ઘણો રસ લીધો છે. મેં થોડા મહિના પરજ તેમને વાત કરેલી કે નવસારીમાં સર્પગંધા વગેરેનું વ્યવસ્થિત વાવેતર મારી દેખરેખ નીચે શરૂ થયું છે ત્યારે તેમને ખૂબ આનંદ થએલો અને મેં તેના નિરીક્ષણ માટે આમંત્રણ આપેલું. એક વૈદકીય ચિકિત્સક માટે આ પ્રકારના ધ્યેય અને તે ધ્યેયની સિધ્ધિ માટે આજીવન અથાગ પુરુષાર્થ એ શ્રી. બાપાલાલભાઈના જીવનની ઘણીજ મહત્ત્વની સિદ્ધિ છે.

ઉપચારો ઘણા દરદીઓમાં કર્યા છે અને તેમાં તેમને ભવ્ય સફળતા મળી છે.

વૈદકના શાસ્ત્રીય ગ્રંથોમાં ઘણા અસરકારક વનસ્પતિના પ્રયોગો છે, પણ અત્યારના પલટાયેલા જીવનની પરિસ્થિતિમાં કેટલે દરજ્જે તેઓમાંના કેટલાક કામ આપી શકે છે તે એક પ્રશ્ન છે. આ બાબતમાં બાપાલાલભાઈએ તેમના વૈદકીય વ્યવસાય દરમિયાન મહત્ત્વનું સંશોધન કર્યું છે અને એક આદર્શ ચિકિત્સક તરીકે તેમણે આવા સફળ જણાયેલા પ્રયોગોને લોકકલ્યાણ માટે વગર સંકોચે જાહેરમાં મૂક્યા છે. તેમણે કોઈ ઔષધ પેટંટ કરાવ્યું નથી. પોતાના વિશાળ અનુભવમાં જે જે સાદા પ્રયોગો અત્યારના જમાનામાં અસરકારક ને ઉપયોગી જણાયા છે તે તેમણે ઘણી જ ઉદારતાથી નિસ્વાર્થ ભાવે પ્રકાશમાં મૂક્યા છે. આ એક આદર્શ લોકોપયોગી ચિકિત્સક જીવન છે. આ સ્વાર્થઘેલા જમાનામાં આ પ્રકારનું જીવન જીવી બતાવવું તે જ જીવનની ધન્યતા છે,

શ્રી. બાપાલાલભાઈએ આયુર્વેદિક ચિકિત્સા-પદ્ધતિને સાદી સરળ ને સસ્તી, લોકભોગ્ય બનાવવામાં ઘણોજ મોટો ફાળો આપ્યો છે. અન્ય વૈદકીય પધ્ધતિમાં જે કાંઇ સારું ઉપયોગી ને ગ્રહણ કરવા યોગ્ય લાગ્યું તેનો તેમણે સહર્ષ સ્વીકાર કર્યો છે. આ રીતે આયુર્વેદને બને તેટલો ચાલુ જમાનાના સંજોગોમાં લોકભાગ્ય વ્યાપક રીતે ઉપયોગ કરી શકાય તેમ બનાવવાનો પુરુષાર્થ કર્યો છે. વૈદક વ્યવસાયમાં પૈસા એકઠા કરવાનો ધ્યેય મુખ્ય રખાયો નથી. તેમના હાથે ઘણાયે ગરીબ દરદીઓની મફત સારવાર થઇ છે અને તેમના આશિષ મળ્યા છે.

શ્રી. બાપાલાલભાઈના આ વિશિષ્ટ પ્રકારના જ્ઞાન-યોગની સિદ્ધિ સાથે ઘણી જ મહત્ત્વની વાત તો એ છે કે તેમનું આખું જીવન પ્રખર લોકસેવાનું પ્રતિબિંબ છે. તેઓ મૂર્તિમંત ઊંચી કોટીના જનસેવક છે. તેમનું જીવન તદ્દન સાદું, સરળ, નિરભિમાની છે. કોઈ પણ પ્રકારના આડંબર કે ઘમંડ તેમને સ્પર્શી શક્યાં નથી. આ સાથે તેઓ તદ્દન સ્પષ્ટવક્તા છે અને જે સત્ય લાગે તે વગર સંકોચે દરેક સંજોગમાં નીડરતાથી જણાવી શકે છે.

રાષ્ટ્રિય જીવનમા આઝાદીની લડતમાં પણ તેમનો સક્રિય ફાળો છે. આઝાદી બાદ તેઓએ કોઈ રાજકીય હોદ્દાનો સ્વીકાર કર્યો નથી. તેમનો વનસ્પતિનો અભ્યાસ અને તેનું સંશોધન હજુ પણ ચાલુ છે અને તેના પરિણામે કાંઇ કાંઈ નવીન પ્રયોગોની ભેટ જનતાના કલ્યાણ અર્થે ધરી રહ્યા છે.

ધન્ય છે ગુજરાતની ગૌરવશાળી ભૂમિને કે જ્યાં આવા ગુજરાતના ગૌરવને વધારનાર વિશિષ્ટ જ્ઞાન-યોગીનો જન્મ થાય છે, કે જે પોતાની જ્ઞાનસિધ્ધિનો લાભ જનતા-જનાર્દનને ચરણે ધરી રહ્યા છે. ઈશ્વર એમને શતાયુ આપે અને દિનપ્રતિદિન આવા મંગલ કાર્યની વધુ ને વધુ સિદ્ધિ માટે શક્તિ આપે; એ જ અભ્યર્થના.

---

## નિરીક્ષણ શક્તિનો લોપ

ખેદની વાત છે કે આજના યંત્ર યુગમાં સૂક્ષ્મ નિરીક્ષણ શક્તિનો લોપ થતો ચાલ્યો છે અને યંત્રો તરફ વધુ પડતો વિશ્વાસ જન્મ્યો છે. આપણા પૂર્વજોને વસ્તુની પકડ પારખવાની કે પકડવાની એક ત્રીજી આંખ હતી. યંત્રો સિવાય તેઓ ઘણું સારું જોઈ શકતા હતા. આ અણમોલી બક્ષિસકલા, વિજ્ઞાન જે કહેવું હોય તે કહો—આગળ યંત્રો કંઈ જ વિસાતમાં નથી.

# આચાર્ય બાપાલાલભાઈ, વૈજ્ઞાનિક ને સાહિત્યકાર

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

ગુજરાતી સાહિત્યાકાશમા શીળી ચાદનીરૂપે મમભાવી વિષ્ણુભાઈ પોતાના તેજ પાથરી રહ્યા છે તેમની પાસે જનાર દરેકને તેમની મૈત્રીની હૂફ મળે છે. તેમનુ દર્શન, અતરના તાટસ્થ્યની અલૌકિક ભોમકામાથી, હેતના રસે રસાઈને, પછી આકાર ધારણ કરતું હોય છે એટને જ સાહિત્યકાર અને વિવેચક તરીકે તેઓ વિશેષ પ્રસિદ્ધિને પામ્યા છે. ૩૮ વર્ષો સુધી સૂરતની એમ ટી. બી કૉલેજના અગ્રેજી તેમજ ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે તેમણે કામ કર્યું છે તેમના વિવેચન ગ્રંથ 'ઉપાયન'ને આ વર્ષે રાષ્ટ્રિય પારિતોષિક મળેલુ છે. ગુજરાતી સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ છે.

આચાર્ય બાપાલાલભાઈનો જ્યારે જ્યારે મારે પત્રમા કે ભાષણમા ઉલ્લેખ કરવો પડતો ત્યારે ત્યારે વૈદ્ય અને વૈદ્યરાજ શબ્દ છૂએે ને કલમે ચડતા, પણ હુ તરત જ એ શબ્દો પડતા મૂકતો એ શબ્દો ગુણદર્શક કરતા મર્યાદાસૂચક બની ગયા છે. બાપાલાલભાઈ દાકતર નથી, "ડૉક્ટર" શબ્દ પડિતવિશેષ માટે વપરાય છે એ રીતે તેમને ડૉક્ટર કહી શકાય પરતુ વિદ્યા, વિદ્યાર્થીઓ અને વિદ્યાધામ સાથેનો તેમનો લાબો અને યશસ્વી સબધ જોતા તેમને આચાર્ય કહેવા જ યોગ્ય છે.

વિદ્યાર્થીઓ તેમને પ્રિય વડીલ તરીકે ગણે છે અને વિદ્યાર્થીઓ ઉપર બાપાલાલભાઈની અસાધારણ મમતા છે, એટની એક જ વાત આ જમાનાના પરિબળો જોતા તેમને આચાર્ય ગણાવવા પૂરતી છે. પણ આપણે કેવળ એ દષ્ટિએ નહીં જોઈએ. લોકમા કે વિદ્યાર્થીઓમા માનીતા થવાની તેમને ભૂખ નથી તેમના જ્ઞાનથી, વિદ્યાવ્યાસગથી, જ્ઞાનવિતરણના તેમના કૌશલથી તેમજ ઊડી સસ્કારિતાથી તેઓ સહેજે વિદ્યાગુરુનુ પદ પામ્યા છે

આવા વિદ્યાગુરુનુ સન્માન થાય એમા એક રહસ્ય છે જેને લીધે આપણું હૃદય ઠરવુ જોઈએ. ઉપલક દષ્ટિએ આપણો સમાજ પ્રગતિ કરી રહ્યો છે એમા સંદેહ નથી રાજકીય સ્વાતંત્ર્યના કેટલાક લાભો આપણને પ્રત્યક્ષ છે. સુખસગવડ વધ્યા છે. વ્યવસાય, રોજગાર અને રહેણીમા આ પદર વરસમા મોટા ફેરફાર થયા છે. સમાજનો પછાત વર્ગ ઊચે આવ્યો છે તેનું સ્વાભિમાન વધ્યુ છે અને આપણી કેટલીક સામાજિક ગ્રંથીઓ ઓગળી ગઈ છે. સમાજના બધા વર્ગોને એકમેકની નજીક આવવામા આજે કશી બાધા નથી, અને ભાવાત્મક એકતા

ધોરણો પણ ઊતરી ગયાં છે. સંસ્થાકીય ઉદ્દંડતા ને અણઘડપણું નિભાવીને વૈયક્તિક સંસ્કારિતા આપણે ઊંચી લાવી શકવાના નથી. આવી પરિસ્થિતિમાં પ્રજાએ, ખાસ કરીને વિદ્યાર્થીઓ અને વિદ્વાનોએ બાપાલાલભાઈ જેવાના જીવનમાંથી પ્રેરણા મેળવવી જોઈએ.

બાપાલાલભાઈનું ખમીર બહાદુર અને સ્વાતંત્ર્યપ્રિય જીવનું છે; એટલે કે એમનામાં બ્રાહ્મણ અને ક્ષત્રિય બેઉના ગુણ છે. વૈદ્ય તરીકે સંસ્કૃતનો તેમનો અભ્યાસ છે જ, પણ તેમનુ સંસ્કૃત સાહિત્યનું પરિશીલન તેમને પંડિત ગણાવે એટલું ઊંડું છે. કાલિદાસના વનસ્પતિના ઉલ્લેખો વિશે તેમના લેખો વાંચતાં મને થયેલું કે આ લખનાર વનસ્પતિનો વિદ્વાન છે કે વનશ્રીનો કવિ છે? આ લખનાર વૈદ્ય છે કે ચારુતાનાં તત્ત્વ સમજાવનાર વિવેચક છે? સાહિત્યકાર તરીકે એમની નજર ચારુતા પર પડે છે, તો વિદ્વાન અને વૈદ્ય તરીકે તેમની દષ્ટિ શુદ્ધ વૈજ્ઞાનિકની છે. એ દષ્ટિ ઉદાર અને વસ્તુલક્ષી છે. એમણે વિજ્ઞાની તરીકે બધા જ પૂર્વગ્રહ ટાળ્યા છે. એમના જેટલી સ્વતંત્ર અને ઉદાર બુદ્ધિ ઘણા ઓછા દાક્તરો અને વૈદ્યોમાં જણાય છે. મનુષ્યના સ્વાસ્થ્યને લગતી વિદ્યા પોતે જડ ના થઈ શકે. તે હંમેશાં સ્વસ્થ ને જીવંત ને પ્રગતિશીલ હોવી જોઈએ, પછી તે આયુર્વેદ હોય કે પાશ્ચાત્ય દાક્તરી વિદ્યા હોય. બાપાલાલભાઈના આ દષ્ટિકોણથી તેમણે ગેરસમજ અને અપ્રિયતા વહોરી છે, પરંતુ વૈજ્ઞાનિક તરીકે પોતાની તેમજ આયુર્વેદની પ્રતિષ્ઠા વધારી છે. જૂનું જૂનું છે માટે સારું, કે નવું નવું છે માટે જ સારું એમ તેમણે ગણ્યું નથી. સમગ્ર શાસ્ત્રની કસોટી અનુભવ અને પ્રયોગ જ છે. આયુર્વેદનું જે જીવાતુભૂત છે, સ્વારસ્ય છે તે જાળવવું; અને આનુષંગિક ને ગૌણ જે પ્રયોગની કસોટીએ ચઢી શકે નહિ, બુદ્ધિમાં ઊતરી શકે નહિ અથવા કાલગ્રસ્ત હોય તેને છોડી દેવું: એમાં જ આયુર્વેદનો શું, કોઈ પણ વિદ્યાનો ઉદ્ધાર છે; એમાં જ એની ઉપયોગિતા છે.

સાચો વૈદ્ય કે દાક્તર પ્રજાના સ્વાસ્થ્યનો નિરીક્ષક ને રક્ષક છે. ગુજરાતીઓના ગુણદોષ અને તેમની રહેણીકરણીનાં લક્ષણ-અપલક્ષણ બાપાલાલભાઈ બરાબર જાણે છે તેમને સ્વસ્થ અને બળવાન બનાવવાની તેમની ઉમેદ છે, એમની પ્રવૃત્તિનું એ ધ્યેય છે. આપણા આળસ, વિલાસપ્રિયતા, આરામપ્રેમ, ચોખલિયાપણું, વેવલાપણું, ઘેલછા, જે કાંઈ આપણા સ્વાસ્થ્યને બાધક હોય તેને તેઓ વખોડ્યા વગર રહેતા નથી. વહેમ માત્રના તેઓ વિરોધી છે, પછી તે વહેમ દેશી હોય કે વિદેશી હોય. પ્રજાના સમુત્કર્ષને માટે જરૂરી હોય તો જમાનાઓથી સેવેલી માન્યતાઓનો પ્રતિકાર કરતાં તેઓ ખચકાતા નથી.

આ છે સાચા વૈદ્યનું, વિદ્વાનનું કાર્ય, સાચા વિજ્ઞાનીનું કાર્ય; આ છે સાચા લોકહિતચિંતકનું કાર્ય. એ કાર્ય આજીવન કરનારને આચાર્યનું અભિધાન શોભે છે.

---

## દ્રવ્યની શક્તિ

વાતમાં તેલ, પિત્તમાં ઘી અને કફમાં મધ પથ્ય છે આ વાત ખુદ બ્રહ્માએ કહી હોય તેથી કરી આ દ્રવ્યોના ગુણમાં કંઈ વૃદ્ધિ કે ક્ષતિ થવાની છે શું? આ શક્તિ તો દ્રવ્ય માત્રમાં સ્વાભાવિક જ ઉત્પન્ન થએલી છે. કોઈ અધિકારી પુરુષે કે કોઈ આપ્ત પુરુષે તેના ગુણો વર્ણવ્યા છે એથી એ શક્તિ ઉત્પન્ન થઈ નથી, દ્રવ્યની શક્તિ કોઈ પ્રવક્તાથી જરાકેય વધતી કે ઘટતી નથી, એ તો સ્વયંભૂ હોય છે. પ્રત્યક્ષ વસ્તુને આપ્ત વચનોની જરૂર નથી.

(અષ્ટાંગ હૃદય. ઉ. ૨૫।-અ-૪૦)

# ધીર નર – વીર નર

પ્રતાપકુમાર વૈદ્ય

પ્રસિદ્ધ આયુર્વેદાનુરાગી દાક્તર પિતાના પત્રકાર પુત્ર, જેટલા આયુર્વેદીય રાજકારણના નિષ્ણાત છે તેટલા જ પોતાના મનોગત ભાવોને વ્યક્ત કરવામાં નીડર, નિખાલસ અને સુરેખ છે અને કેટલાકને તેઓ તીખા લાગે પણ તેમનું દિલ હંમેશ સાફ અને સુકોમળ છે ચાવવાના અને બતાવવાના જુદા, તેવું તેમની પાસે નથી. એકત્રીસ વર્ષોથી નિયમિતરૂપે 'આયુર્વેદ જગતનું' એકલે હાથે તેઓ સફળ સંચાલન કરી રહ્યા છે. હાલ ગુજરાત સરકાર અંગ્રેજી મેડીકલ પુસ્તકોને, ગુજરાતીમાં ઉતારવામાં તેમનો સરસ ઉપયોગ કરી રહી છે પણ હવે તેઓ ભાગતા જાય છે

પૂ શ્રી બાપાલાલભાઈના અભિનંદન ગ્રંથમાં મારે કશુંક લખી મોકલવાનું જ છે એમ મને બેત્રણ વાર છેલ્લા બેત્રણ માસમાં કહેવામાં આવ્યું છે આવી તકને વહી જવા દેવાની ઇચ્છા ભાગ્યે જ કોઈને થાય અને મારા અંગત સંતાપોને વેગળા કરીને શા માટે થોડા દિનોમાં જ માગથી જરા લખાતું નથી તેનો પ્રશ્ન મારી જાતને કરતાં મને એક ઉત્તર જેવો મળ્યો તેવો અત્રે રજૂ કરું છું.

શ્રી. બાપાલાલ (હવે પછીથી, સમય અને સ્થળ બચાવવા ભાઈનું સન્માનસૂચક ઉમેરાશે નહિ મારો એ સ્વભાવ મિત્રો જાણે છે) ના નામનો પ્રથમ અક્ષર છે બ. આ અક્ષરને જો તેના કાના પર ઉભો કરી દો તો ૬ મળી રહે છે અને જો એ આકૃતિનું દર્પણ પ્રતિબિંબ (Mirror Image) ઝીલવામાં આવે તો ૬ મળી રહે છે અને મળી રહેલી એ આકૃતિ અશક્ત ચાલુ પ્રશ્નચિહ્ન ? ને મળતી આવે છે, એમ નજરને લાંબી દોડાવવાથી ફલિત થશે વસ્તુતઃ શ્રી. બાપાલાલ પરત્વે મને મોટેભાગે ? ઉપસતું રહ્યું છે. એમની થોડી વાતો સમજનારાઓને એમની બધી વાતો સમજતી નથી અને એમની બધી વાતો સમજવાની ઇચ્છા રાખતા મિત્રોને એમની થોડીક વાતો પરત્વે, હંમેશા સંતોષ થતો નથી

જે સ્થળને હું મારું ઘર ગણું છું અને તેમાંય જે આવાસિકામાં પચાસ વર્ષો રહેવાનું હોય છે ત્યાં મારા મેજની નજદિકમાં રહેતા–સહજપ્રાપ્ય–પુસ્તકોમાં બે છે **નિઘંટુ આદર્શ**ના બન્ને ભાગો એ પુસ્તકનું સંકલન કરનાર અને પ્રકાશક, પણ શ્રી બાપાલાલ છે સંકલનકાર્ય કેટલું પરિશ્રમવાળું હશે તેની કલ્પના એવા કાર્યમાં પડનારાઓને જ આવી શકે અને એ પ્રકાશનનું સાહસ કેવું તો સવિશેષ હતું તેની કલ્પના તો મારા વંશમાં ચાલી આવી છે, કારણ કે સને ૧૮૭૫થી ચાલુ કરીને મારા પૂર્વજોએ અનેક ગ્રંથપ્રકાશનો જે કર્યાં તેમાં **સુશ્રુત સંહિતા** (૧૯૦૨) એક સાહસવિશેષ હતું એ ગાળાથી શરૂ કરીને સને ૧૯૩૭માં મેં **વૈદ્યોનું** વાર્ષિક પ્રસિદ્ધ કર્યું તે પણ એક સ્વૈરવિહાર હતો સુશ્રુતની સર્વ પ્રતો વેચાતાં ચાલીસ વર્ષો લાગ્યા, **વૈદ્યોનું** વાર્ષિકની છસો પ્રતો વગે પડતાં અગિયાર વર્ષો લાગ્યા અને **નિઘંટુ આદર્શ**ની પ્રતો શ્રી બાપાલાલ પાસે આજેય જો રઝીમઝી હોય તો મને આશ્ચર્ય નહિ લાગે

અલબત્ત, આ ત્રણે ય પ્રકાશનોની કેટલીક પ્રતો અવલોકન આદિ માટે મોકલવામાં આવી હશે તેનો ખ્યાલ પણ વાચકે રાખવો. કેટલીક પ્રતો સન્મિત્રોને કે વડીલવર્યોને ભેટ આપવામાં આવી હશે તેય યાદ રાખવાનું છે.

૧૯૨૭ના ઉત્તરાર્ધની એકાદ સાંજે નિઘંટુ આદર્શના યમલ જોડે શ્રી. બાપાલાલ શાહને મેં પ્રથમવાર નિહાળ્યા. સ્વ. પુ. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી જોડે તેઓ એ યમલની ભેટ આપવા મારા સ્વ. પિતા પાસે આવ્યા હતા. *કાળી ટોપી, લીલાશ પડતા કોઈ કાપડનો લાંબો કોટ અને ધોતિયું, ઉગી ઉગીને વધેરાઈ જતી મૂછો, એવું એમનું પ્રથમ દર્શન હતું.

મારા સ્વ. પિતા પ્રાણાચાર્ય ડૉ. પોપટભાઈ પ્રભુરામ (જેમનો નિર્દેશ હવે પછો મારા સ્વ. પિતા તરીકે જ થશે—સ્થળ અને સમય બચાવવા સ્તો) ને સ્વ. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી માટે સારી પેઠે પૂર્વગ્રહ થયો હતો. ઝંડુ સંસ્થા દ્વારા ૧૯૨૦મા શરૂ કરેલા પત્ર **આયુર્વેદ વિજ્ઞાન**માં સ્વ. દુર્ગાશંકર મારા પિતાની એક યા બીજી રીતે ખબર લઈ નાખતા. ટીકા કરતા અને સ્વ. વૈદ્ય જાદવજીભાઈના પુરસ્કર્તા અને વખાણનારા ગણાતા અને જાહેર થતા. આ બધાંની ભીતરમા શું હતું તે હું જાણતો નથી. પણ સ્વ. શ્રી. દુર્ગાશંકર અમારે ત્યા કશા કારણ વગર મળવા આવે તે કદિ જ બનતુ નહિ. મુંબઈ વૈદ્ય સભાની બેઠકો અમારા મકાનમાં મળતી ત્યારે તેઓ આવતા પણ મારા પિતાને મળવાનું ટાળતા કે આડું જોઈ જતા.

એટલે મારા પિતાના દવાખાનાની બહાર ઊભા ઊભા મેં આ બંનેને દવાખાનામા પ્રવેશતા જોયા ત્યારે મને તીવ્ર કુતૂહલ થયું, કશીક બોલાચાલી થશે તેનો ભય થયો અને તેથી ય વિશેષ તો આશ્ચર્ય થયું. શ્રી. બાપાલાલને તો હુ જાણતો જ નહોતો. શ્રી. શાસ્ત્રીને મારા પિતાના વિરોધી અને ટીકાકાર હું ગણતો હતો કારણ કે ઘરની એ હવા હતી. એટલે ! દવાખાનામા જઈને એક ખૂણે ઊભો રહ્યો, એ ધારણાથી કે કશોક ઉત્પાત થાય તો મારી માતાને બોલાવી લાવું—શમન અને શામક તરીકે.

પણ કશા ફટાકડા ફૂટયા નહિ. મુલાકાત અત્યંત ટૂંકી ચાલી. એક બીજાની તબિયતના સમાચાર ના પૂછવા જેટલી કડવાશ એ કાળમાં ઊભી થઈ હતી એમ હું માનું છું.

શ્રી. શાસ્ત્રીએ શ્રી. બાપાલાલનો પરિચય કરાવ્યો. **નિઘંટુ આદર્શ** ભેટ આપવા આવ્યા છે તેમ કહ્યું. શ્રી. બાપાલાલે નમસ્કાર કર્યા, મારા પિતા એ પુસ્તકો ટેબલ પર રાખીને એકાદ બે વિવેક વાકયો બોલ્યા. શ્રી. બાપાલાલ તો કૈંક મુગ્ધ અને કૈંક સ્તબ્ધ રીતે વિશેષ બોલ્યા નહિ—બોલી શકયા નહિ એવી સ્મૃતિ છે. પણ થોડી જ વારમાં બને જણા ઊઠીને વિદાય થયા

એકવીસ વર્ષો પછી, એ જ બાપાલાલને હું જાતે જઈને મળ્યો ૧૯૪૮ ના ઉત્તરાર્ધમાં—શહેર સૂરત, સ્થળ ગોપીપરું; સમય સવારનો.

અમારા બન્નેના વ્યક્તિત્વમાં થોડાક ફેરફારો થઈ ગયા હતા. **નિઘંટુ આદર્શ**ના સંકલનકાર, હવે, સૂરતના નાગર આયુર્વેદ મહાવિદ્યાલયના વડા બન્યા હતા તેમને ઘેરે મેં પગલાં પાડયા હતાં, ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્ય સંમેલન મેળવવા ધારતી અને જેને અસ્તિત્વમાં લાવવામા પરમાત્માએ મને નિમિત્ત બનાવ્યો હતો તે સ્વાગત સમિતિના **પ્રધાન મંત્રી**ને નાતે. મારી સાથે હતા મારા પત્ર આયુર્વેદ જગતના સર્જનમાં મને નિમિત્ત બનાવનાર સૂરતના શ્રી. નટવરલાલ વિમાવાળા—જેમણે પાછળથી, સ્વેચ્છાથી, પોતાની મૂળ માલવી અટકને સ્વીકારી.

મારા પ્રવાસનો ક્રમ આયુર્વેદ જગતમાં પ્રસિદ્ધ થઈ ગયો હતો ૧૯૪૨ની ઑગસ્ટની અધવચ્ચે લડત દરમિયાન કારાવાસી બનેલા બાપાલાલે જેલમાંથી મુક્ત બનીને ૧૯૪૪ માં કયારેક આયુર્વેદ જગતનુ લવાજમ ભરેલું', એટલે, તેમને એ ખબર હતી.

મારામાં વિવેક વાકયો બોલવાની સૂઝ નથી. જે કામ માટે કશેક ગયો હોઉં એ કામ પર સીધે વાકયે મારાથી આવી જવાય છે. ઘણીવાર તેથી કામ બગડયું હશે-પણ એ સ્વભાવ જતો નથી અને તેથી હવે એ

* લેખકની અહીં ગેરસમજ હોવા સંભવ છે. બા. કાળી ટોપી કે લીલો કોટ આ સમયમાં પહેર્યા નથી. —સં.

સ્વભાવ જતો નહિ હોવાથી ઉેવટના નિમત સ્થળ સિવાય કશે જવું નહિ પડે તેવી રીતે મારા જીવનને પલટ આપવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું.

પણ એ દિવસે તો જીવન ગુલાબી હતું અને મનમા અનેક હોસ હતી. બાપાલાલને આવકાર આપ્યો ત્રણેક કલાકોથી મારી રાહ જોતા હોય તેમ. આદરાતિથ્ય માટે તેમણે સઘળી જ ભલામણ કરી. ચાહ, કોફી, કોકો, દૂધ વગેરે વગેરે પણ મને તો કશે કશ ફાવે જ નહિ અને શ્રી. માલવીને માગી એ કુટેવની ખબર એટલે મેં પાડેલી નામા એમણે સાક્ષી આપી.

મારા આગમનનું કારણ બાપાલાલ જાણતા હતા મળનારા અધિવેશન માટે મારે નિધિ એકત્ર કરવો હતો તેને માટે હું એકમેવ (મારી સ્વ. પત્નીના સાથમા) નીકળ્યો હતો. ભૂતકાળમા આવો નિધિ ભેગો કરવા માટે ડેપ્યુટેશનો નીકળતા બે-ત્રણ ભાઈઓનાં અને ક્વચિત એકત્ર કરેલી રકમ કરતાં તેમનો યાત્રાખર્ચ વધી જતો પણ અમારે ત્યા સ્વાગત સમિતિના પ્રમુખ સ્વ. વૈ. જાદવજીભાઈએ મારી યાત્રા માટે રૂ ૨૫૦/- મંજર કર્યા હતા અને વધારાનો ખર્ચ જો થાય તો તે મારે ભોગવી લેવાનો હતો. મારું બીજુ અને વધુ મહત્ત્વનુ કામ વૈદ્યોને અધિવેશન માટે ઔપચારિક આમ ત્રણ આપવાનુ ય હતું.

"બોલો કેટલા આપું ?" બાપાલાલે પૂછ્યુ.

પણ નિધિ એકત્ર કરવા નીકળેલા આ દેહને પૈસા માગતાં કદી આવડતા નહોતા. મારા વ્યવસાયમા ય મને કમાતા આવડયું જ નથી આ તબકકે, શ્રી. માલવીની મદદ સારી મળી. તેમણે મ મેલનોના અસાધારણ ખર્ચોની વાતો કરી. અધિવેશનનો માચડો બંધાય ત્યારથી તે અધિવેશન પૂરુ થતા માચડો છૂટી જાય ત્યાં લગી કયા કયા પૈસાની જરૂર નથી પડતી તેનું તેમણે મને કદી પણ કરતા ન આવડતે તેવું બયાન કર્યું.

શ્રી. બાપાલાલે આકરો મૂકયો એકસો એક મારો બ્રાહ્મણીયો જીવ સજલ બની ગયો. મેં તો રસીદબૂક બહાર કાઢી. પણ નટવરલાલની વધુ સહાય મળી: 'એ તો ભઈ તમારે માટે ઓછા કહેવાય.' એટલે મેં ય એ સરગમને આગળ ચલાવી. બાપાલાલ ૧૫૧ પર આવ્યા અને મે પૂર્ણવિરામ મૂકયુ. ૧૫૧ નિધિ માટે અને પ્રતિનિધ શુલકના ૩ કે ૬ લઈને અમે બહાર પડ્યા. શ્રી. માલવી આજે ય માને છે કે મેં 'ઉતાવળ' ના કરી હોત તો એ રકમ ૨૫૧ પર જરૂર જતે. મને ય એ સાચું લાગે છે.

પણ એમની વૃત્તિ કાર્યને પ્રોત્સાહન આપવાની હતી. અને મને યાદ છે ત્યા લગી ગુજરાત, કચ્છ, કાઠિયાવાડના કોઈ વૈદ્ય જાતે ૧૫૧ની રકમ એ નિધિ માટે એ કાળમા આપી નહોતી અલબત્ત, મુબઈ ખાતે સ્વાગત સમિતિમા જોડાયેલા ગુજરાતના જ ગણી શકાય તેવા કેટલાક વડીલોએ ૨૫૧/- આપ્યા હતા, તે યાદ રાખવાનું છે.

તે દિવસે સવારે બાપાલાલના જીવનમા અનેક પલટાઓ આવી ગયેલા મે નિહાળ્યા. કાળી ટોપી અને લીલાશવાળા કોટ પરથી શ્વેત ટોપી અને ઝભ્ભા પર એ આવી ગયા હતા. **નિઘંટુ આદર્શના** અનુસંધાનમા તેમણે અનેક સિદ્ધિઓ મેળવી હતી. હાસોટની હવામાથી ભરૂચના જના બજારની નર્મદાપુનિત હવા તેમણે ચીખી હતી અને પછી સુરતની તાપીપુનિત અને ગોપીપરાના મકાનમા પહોચી શકતી હવા તેમણે સર કરી હતી તેઓ 'મોટા' બન્યા હતા ૧૯૪૦-૧૯૪૨ના પ્રથમ વૈદકીય બોર્ડના સભ્ય તરીકે તત્કાલીન આરોગ્ય મત્રી ડૉ. ગિલ્ડરે તેમને (શ્રી. મુનશી દ્વારા શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીની ભલામણથી) નિયુકત કર્યા હતા એમના કેટલાક કાર્ય પરત્વે મારા મનમા જે કટુતા જાગી હતી તેને આયુર્વેદ જગતના સર્વપ્રથમ અંકમા મે રજ કરી હતી (૧૫ જુલાઇ ૪૨), પણ આજે એ બધું અપ્રસ્તુત છે. વિષાદની અને વિવાદની વેલને ઉગાડી શકાય પણ તેથી કોઈને લાભ થતો નથી. કેટલીક વેલના મૂળ સ્થાયી રહે છે અને તેને અવનવા ફૂલો આવે છે. પણ કેટલાક મૂળો દબાઈ જાય છે. એટલે, મારા મનમા એ વિષાદની વેલ આજે છે નહિ તેની મને ખાતરી છે. જો કે પરમાત્માએ જેમ ધાર્યું હતું તેમ થયું; જેમ થવાનું જ હશે તેમ થયુ.

પણ ૧૯૩૭ને કેમ ભૂલી જવાય!

૧૯૩૬માં વૈદ્યોનું વાર્ષિક નામનો એક અભિનવ વાર્ષિક ગ્રંથ પ્રસિદ્ધ કરવાની અભિલાષા મારા મનમાં પરમાત્માએ પ્રગટાવી પ્રારંભ તરીકે મેં ભારતભરના આગેવાન વૈદ્યો પાસે લેખોની માગણી કરી. લેખો ય ઘણા મળ્યા. જાતજાતની ભાષાઓમાં મળ્યા. પણ એ ગ્રન્થમાં એક જ લેખક એવા છે કે જેના બે લેખો પ્રસિધ્ધ થયા છે અને એ છે શ્રી. બાપાલાલ. એમના લેખો હતા **પરેજી** અને **ફૂલનાં લગ્ન** એમની લેખનશક્તિ માટે મને ત્યારે ય આદર હતો અને આજે ય છે.

પછી તો ૧૯૩૮ના માર્ચની એક સવારે વિરમગામથી ઉપડેલી સૌરાષ્ટ્ર એક્ષપ્રેસના થર્ડ ક્લાસના ખાલી ખાનામાં હું મુબઈ આવી રહ્યો હતો. મારા સ્વ. બંધુના અને મારા પુત્રોના યજ્ઞોપવીત પ્રસંગે કાઠિયાવાડના પાચપંદર નરેશો અને કેટલાક સ્વજનોને જાતે આમંત્રણ આપવા માટે મેં વઢવાણથી શરૂ કરીને વઢવાણમાં પૂરી થતી મોટરયાત્રા કરી હતી– 'માઈલે બે આના.' રાજકોટથી ઘર પર ટ્રંકકોલ કરતાં મારી પત્નીની પ્રકૃતિ સ્વસ્થ નથી એ સાંભળતાં મારતી ગાડીએ અમે (એટલે કે મારા મસિયાઈ ભાઈ વૈદ બાવાભાઈ અને હું) સુરેન્દ્રનગર–ત્યારે વઢવાણ કૅમ્પ–પહોંચ્યા અને જાણે મારે કારણે રાહ જોતી હોય તેમ ટ્રેન ઊભી હતી અને એણે મને સ્વીકાર્યો.

આણંદને સ્ટેશને ગાડી ઊભી રહેતાં પહેલાં ડૉ. ડાહ્યાભાઈ પટેલ દેખાયા અને પછી બાપાલાલ નજરે પડયા. ડાહ્યાભાઈ પટેલનો પરિચય અને તેમની ભલામણ કરનાર બાપાલાલ જ હતા અને એ સજ્જને જુદી જુદી પરીક્ષાઓ પસાર કરીને GPACની પદવી જ્યાંથી મેળવી હતી એ સંસ્થાનો હું માનદ મંત્રી હતો બનતાં લગી ૧૯૨૭ થી ૧૯૩૮ના અવધિ દરમિયાન બાપાલાલને મળવાની તક મને મળી નહોતી. એટલે, મને તો એક નવા જ માનવનું દર્શન થયું. શુભ્ર વસ્ત્રો, પડછંદ દેહ, નૈસર્ગિક લાગતું સ્મિત–જો કે તેમાં કોક વાર તિરસ્કાર હોય, મશ્કરી હોય કે સાચો આનંદ હોય અને ધીમી, સ્વસ્થ ચાલ, એટલે બાપાલાલ એવું ચિત્ર આજે ય સાચું જ બનશે. જો કે કેશમાં થોડીક શુષ્કતા, સ્વભાવમાં થોડીક ક્લિષ્ટતા અને એ કાળના પ્રભાવમાં ત્વરાથી આવેશમુક્ત બનવાની અશક્તિ ય તેમનામાં આવી છે. પણ એ દોષ કાળનો છે, એમનો નથી.

ડાહ્યાભાઈએ પરિચય કરાવ્યો. અને મારા એ હાલમાં જોઈને એમને આશ્ચર્ય થયું હશે કે કદિક મનમાં મારેલો મારા વિષેનો તેમનો સરવાળો સાચો ઠર્યો હશે તે જાણવાને તો મારી પાસે માર્ગ નથી. પણ ગાડી ચાલી. થોડાં વિવેક વાક્યો અમે બોલ્યા હોઈશું. પણ મને ઉજાગરો અને થાક બંને હતાં. ખાનું ખાલી હતું (અમે બંને ફર્સ્ટ ક્લાસના યાત્રિકો બન્યા નહોતા) એટલે મેં તો ઉપલા પાટીઆ પર લંબાવ્યું. નિદ્રાવશ પણ થયો. બાપાલાલને ખરાબ લાગ્યું કે કેમ તે તો યાદ આવે તેમ નથી, પણ ભરૂચ ઉતરતાં પહેલાં તેમણે મને ઢંઢોળ્યો અને તેઓ વિદાય થયા. ગાડી ચાલી.

અને ૧૯૪૭ના જુલાઈમાં બાપાલાલની કુમાશની પ્રતીતિ થઈ. જામનગર ખાતે અભ્યાસક્રમની વિગતો નક્કી કરીને તત્કાળે નિમાયેલી જીવરાજ (પાછળથી ચોપ) સમિતિને પહોંચાડવા એક કમિટી મુંબઈ ખાતે નિમાઈ હતી. પ્રારંભિક સભાના આમંત્રકોમાં સ્વ. વૈદ્ય જાદવજીભાઈએ મારું નામ પણ ઉમેરાવ્યું હતું અને સભા મારા નિવાસસ્થાનમાં–પ્ર. આ. કોલેજના આવાસમાં મળી હતી. એ વખતે નિમાયેલી સમિતિને જામનગરથી પધારેલા પૂ. ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ જામનગરમાં બેઠક મેળવવાનું આમંત્રણ આપ્યું, અને સમિતિ પર નિમાયેલા સભ્યો પૈકી મોટા ભાગના સભ્યો ત્યાં હાજર થયા. એ સમિતિનો હું મંત્રી ગણાયો હતો.

જામનગરમાં જામસાહેબનું તંત્ર ચાલુ હતું. અમે બધા જ જામસાહેબના ગેસ્ટ હાઉસમાં અતિથિઓ હતા એટલે પરોણાગતનું તો પૂછવું જ શું ? આઠેક દિવસ તાયફો ચાલુ રહ્યો. અને એ દરમિયાન પોરબંદરથી આમંત્રણ આવ્યું, શેઠ નાનજી કાલિદાસના આર્ય કન્યા મહાવિદ્યાલયના સમારંભમાં હાજર રહેવાનું. જામનગરનરેશે મોટરો આપી અને જે રસ્તે ૧૯૩૮ના માર્ચમાં–પોરબંદર નરેશની ખાસ રજા

મેળવીને-હું પોરબંદરથી જામનગર મોટરમાં ગયો હતો એ જ માર્ગે, અમારી મોટરો પરવરી.

એ સોહામણા માર્ગ પર જતાં સ્ટેશન વેગનમાં બાપાલાલ અને હું જોડે જ હતા. બીજા મિત્રો પણ હતા અને મારી મૃત (પ્રથમ) પત્નીની સ્મૃતિ થતાં મારી આંખોમાંથી અશ્રુધારા ચાલી. બીજાઓને તે દેખાયું કે નહિ તે નથી યાદ આવતું; પરંતુ બાપાલાલને તરત સમજ પડી અને એમણે એમની સ્વસ્થ રીતે સમજાવટથી મને આશ્વાસન મળે તેવી વાતો કરવા માંડી અને બનતાં લગી ઉત્તરરામચરિતના એક બે શ્લોકો સંભળાવ્યા-સમજાવ્યા. એવી એમના હૃદયની કુમાશ હતી અને આજે ય હશે જ

એટલે જ્યારે શ્રી. બાપાલાલની મુલાકાત અધિકૃત નાતે મેં ૧૯૪૮માં લીધી ત્યારે અમે સદંતર અપરિચિત પણ નહોતા. ચોપડા સમિતિની નિમણૂંક માર્ચ ૧૯૪૭માં થતાં મેં જે નોંધ આયુર્વેદ જગતમાં લખી હતી તેને યોગ્ય ગણનાર એ એક જ હતા અને તેય મને લખીને જણાવ્યું ત્યારે મને આનંદ થયો હતો.

પણ સ્વાગત સમિતિના પ્રધાનમંત્રીમાંથી વૈદ્ય મંડળના મંત્રીમાં મારું જે પરિવર્તન થયું તે મારે માટે આકસ્મિક અને અણચિંતવ્યું હતું. એનું એક કારણ નડિયાદના સ્વ. વૈદ્ય સુંદરલાલ જોશીની વાગ્ધારા હતી. કોણ જાણે, તે સવારની બેઠકમાં એકત્ર બનેલો વૈદ્યસમાજ અમદાવાદના કાર્યકર્તાઓને દૂર કરવા જ માગતો હતો અને એમાં હું જે ભેરવાયો એ એક અકસ્માત હતો.

પણ માથે કામ આવે ત્યારે તે સ્વીકારવાના અખાડા ના કરવા એમ મારી માન્યતા હોવાથી તે કામ મેં સ્વીકાર્યું. મને આવડયું તેવું તે કર્યું અને તેના પ્રમુખ તરીકે શ્રી. બાપાલાલે મને જે સતત, સરળ અને શુદ્ધ સહકાર આપ્યો હતો તે ગૌરવપ્રદ હતો. કામ ચાલુ થતાં કેટે અમદાવાદના કાર્યકર્તાઓએ તેમના પર મારી વિરુદ્ધ 'ખાનગી' પત્રો લખેલા પણ એ સર્વને તેમણે ઉચિત ઉત્તરો આપીને શાંત પાડી દીધા હતા. મંડળને વ્યવસ્થિત બનાવવાની મારી તમન્નાને તેમણે વેગ આપ્યો હતો. નાની મોટી મૂંઝવણોમાં તેઓ બાજુમાં ઊભા રહ્યા હતા. એકંદરે, જરા વધારે સમય લગી એકધારું સંચાલન કરવાની તક મને મળી હતે તો આજે સંસ્થાને અનેકગણું મહત્ત્વ સાંપડી શકયુ હોત તેમ હું માનું છું. કમનસીબે ત્યાર પછીના પ્રમુખે મને પરાણે મંત્રી બનાવ્યા છતાં મંડળના કામને પોતાના અંગત કામની શાખા જેવું બનાવ્યું; કેટલીક પ્રણાલીઓને બંધ પાડી અને મારે નીકળી જવું પડે તેવી સ્થિતિ ઊભી કરી. તેમના મિત્રોએ કલેશ આણ્યો અને તેને નવા પ્રમુખે ચગાવ્યો. પરિણામે મંડળની પ્રવૃત્તિ આજે કેવી દશામાં છે તે ગુજરાતના વૈદ્યો જોઈ શકશે. કારણ એ છે કે શ્રી. બાપાલાલ પછીના બંને પ્રમુખોમાં કાર્ય કરવાની શકિત નહોતી, વિચારસ્થિરતા નહોતી અને લોકશાહી સંસ્થાના અધિકારી પદ માટે જે ગુણો આવશ્યક ગણાય તે ગુણો તેમનામાં નહોતા. આ મારો અંગત મત છે; પણ એકંદરે બાપાલાલ-પ્રતાપકુમાર સંચાલન (નવેમ્બર ૧૯૪૮ થી માર્ચ ૧૯૫૨)ની મીઠાશ અને તેની જે નોંધો આયુર્વેદ જગતમાં છે તે મને આજે ય વિવશ બનાવે છે.

૧૯૫૦ના ઑગસ્ટમાં જાત જાતની તડાફડી પછી શ્રી. બાપાલાલ ફેકલ્ટીના અને હું વૈદ્યકીય બોર્ડનો સભ્ય બન્યો. મહત્ત્વની પ્રથમ બેઠકની આગલી સાંજે મારે ત્યાં આવીને શ્રી. બાપાલાલે બીજા દિવસની મૂંઝવણો માટે જાત જાતની સૂચનાઓ અને આશ્વાસનો પણ આપેલા હતા.

પછી તો સુરત જવું એટલે શ્રી. બાપાલાલને મળવા માટે જ જવાનું હોય તેવું બનતું રહ્યું. અને તેઓ હમેશાં મને આદરથી અને મમતાથી મળતા રહ્યા. એક વાત કહેતાં મને સંકોચ નહિ થાય. કોઈ વિષયમાં શ્રી. બાપાલાલથી વિપરીત મત હું ધરાવતો હોઉં તો પણ સદનમાં એમને સાં ભિતરવાનું મને મન થાય એવી લાગણી મેં એમનામાં જોઈ છે. બધા જ વૈદ્યકીય નેતાઓ માટે તેમ કહેવાની મારી હોંસ નથી. અને હવે તો વેંતિયા નેતાઓ વધી

પડયા છે. નેતાઓ ન ભેતાઃ એમ જો કહી શકાતું હોય તો તે આ મૂર્ખ લોકો માટે કહી શકાય તેમ છે.

વયની વૃદ્ધિ જોડે શ્રી. બાપાલાલના સ્વભાવમાં કટુતા દેખાય છે તેની પશ્ચાદ્‌ભૂમિમાં તેમની માન્યતા–પ્રમાણિક માન્યતાને, મળતો જાકારો કારણભૂત હોઈ શકે. વર્ષોથી રાખેલી અને કેળવેલી ભાવનાને કોઈ જવાબ, ઘડીના છઠ્ઠા ભાગમાં પોતાની જડ બહુમતી વડે ઉડાવી દે તે કોઈને ના ગમે. મારા સ્વ પિતાનું પણ બોર્ડને નામે ૧૯૪૧–૪૨મા જે અપમાન કરવામા આવ્યું હતું તે એમને ય રુચ્યુ નહોતુ. મહારાષ્ટ્રના ચાલાક કાર્યકરોએ એ અશુભ કામમા શ્રી. બાપાલાલને જ જોડે રાખ્યા હતા. આજે ૨૨ વર્ષે ચક્ર ફર્યું છે અને શ્રી. બાપાલાલ પણ અશતઃ એવી જ સ્થિતિમા મૂકાયા છે

આવી વિચિત્ર ક્ષણે તેમના જ ગામના નિવાસી પણ સકળ ગુજરાતમાં અને મુંબઈમાં ગૌરવ મેળવનાર કવિ નર્મદે લગભગ ૧૦૦ વર્ષો પૂર્વે એક બીજા જ ગૃહસ્થને ઉદ્દેશીને યોજેલા કાવ્યની બે પંક્તિઓ ભેટ કરી શકીએઃ "ધીર ધર, ધીર ધર, ધીર ધર, વીર નર, ધીર ધરવા થકી હીર રહેશે."

તેમના થોડા વધુ સંપર્કમાં આવનાર સર્વ કોઈને શ્રી બાપાલાલ માટે લાગણી રહેશે જ. પોતાને સાચો લાગતો મત રજૂ કરવાની તેમણે જે વિશેષ હિંમત ધરાવી છે તે કડવું હોવા છતાં અભિનંદનીય છે. ગુજરાતના તંત્રે આખા પ્રશ્નને જે રીતે ડહોળ્યો છે તેમાં મને કશું ગૌરવ નથી દેખાતું.

આ ક્ષણ એવી છે કે જ્યારે શ્રી. બાપાલાલે શિક્ષણ-ક્ષેત્રને તિલાંજલિ આપીને ઇતર દિશાઓમા વધુ પ્રસ્થાન કરવું જોઈતું હતું. પણ તેમણે તેમ ન કરતાં નવા ક્રમને અમલમાં મૂકવાનું સ્વીકાર્યું છે. એમાં તેમની મોટપ અને ઓછપ બંને છતા બન્યાં છે. પણ એમા કશોક ઈશ્વરી સંકેત હશે એમ માનીને તેઓ ગુજરાતને યથાકાળે નવું જ નવનીત આપશે તેમ આપણે ખાતરી રાખી શકીએ.

પરમાત્મા તેમનું કલ્યાણ કરો—તેમના પરિવારનું સદૈવ શુભ કરો અને તેમની શુભેચ્છાઓને પૂર્ણ બનાવો તેવી મારી પ્રાર્થના છે.

---

## ગાયના દૂધનો મહિમા

જે પ્રજાઓ મહાન બની છે, મોટી, સશક્ત અને પ્રાણવાન બની છે, જેણે પોતાનું મરણપ્રમાણ ઘણું ઓછું કરી નાખ્યું છે, જેઓએ જગત આખામા સારો વેપાર જમાવ્યો છે. જેઓ કલા, સાહિત્ય અને સંગીતનો રસાસ્વાદ માણી શકે છે, અને આ કલાઓની કદર કરી જાણે છે, જેઓ વિજ્ઞાનના ક્ષેત્રમાં અને માનવ બુદ્ધિની પ્રત્યેક પ્રવૃત્તિમાં ખૂબ આગળ વધેલા છે–આ બધા લોકોના ખોરાકમા ગાયનુ દૂધ અને દૂધની બીજી બનાવટોનું પ્રમાણ ઘણું સારું હોય છે જ.

# આયુર્વેદના ભક્ત

ચન્દ્રકાન્ત જે. મહેતા
B. Sc., B. Ph.

મી. ફાર્મ થઈને અમેરિકા જઈ આવ્યા બાદ સંશોધનમા તેઓ સવિશેષ રસ ધરાવે છે. આયુર્વેદમા તેઓને ઘણી જ દિલચસ્પી છે. આવા સજ્જનોનો જેટલો ઉપયોગ થવો જોઈએ તેટલો આપણે, આયુર્વેદિક ક્ષેત્રે કરી શકતા નથી એ દુ:ખદ હકીકત છે.

મુરબ્બી શ્રી. બાપાલાલભાઈ પ્રથમ આયુર્વેદના ભક્ત હતા-અને હજી પણ છે. પરંતુ જેમ ભક્ત, પોતાની સેવાના બળે ભવિષ્યમા પૂજ્ય, અને દેવ સમાન બને છે, તેમ પૂ બાપાલાલભાઈ હવે આયુર્વેદના સંશોધન મંદિરો માટે તથા કેળવણીક્ષેત્રો માટે એક પૂજનીય ભક્ત છે. આપણે બધા કદાચ સાચા ઉપાસકની શ્રેણીમા પણ નહીં પહોચ્યા હોઈએ એ સભવિત છે તેમની ષષ્ટિપૂર્તિ અગે એક ગ્રથ પ્રકાશનની યોજના રાખી છે તેમા ફૂલની પાખડી જેવુ મારું આ નમ્ર નિવેદન, જે કદાચ તેમની સેવાઓની તુલનામાં બહુ જ અલ્પ ગણાય તે રજૂ કરી હું આનદ અનુભવુ છુ.

આયુર્વેદ વિષે આપણા કરતા બહારના કેટલાક દેશોમાં વધારે રસ ઉપજ્યો છે એમ લાગે છે દા. ત. અમેરિકામા આપણા સૈકાજૂના ઔષધો માટે મારા ફાર્માકોલોજીના પ્રોફેસરો ઉચ્ચ અભિપ્રાય અને સન્માન ધરાવતા હતા અને તેમાંની બે ચીજો ઉપર અમે સંશોધન કાર્ય પણ હાથ પર લીધુ. અહીંથી તે માટે વિમાનમા ઔષધિના નમૂના મંગાવતો હતો અને પૂ બાપાલાલભાઈનો અભિપ્રાય પણ ત્યા બેઠે બેઠે પૂછતો હતો. હજુ પણ પાશ્ચમના દેશોમા આવા સંશોધનો પાછળ લાખો રૂપિયા ખર્ચાઈ રહ્યા છે ભલે પછી તે સંશોધનોની જરૂરીઆતનો સ્વીકાર અહીં આપણે કરીએ કે ન કરીએ. કેટલાક વૈદો સંશોધનોની વિરુદ્ધ છે. પૂજ્ય બાપાલાલભાઈ ૬૦ વરસે પણ યુવાનો જેવા નવા વિચારો અને સંશોધનની વૃત્તિ ધરાવે છે. નકામુ નાખી દેવા અને ઉપયોગી સ્વીકારી લેવાની સમાધાન વૃત્તિ પણ તેઓમાં છે, જે માટે તેમના તરફ મારા ખૂબ માન અને આદર વધ્યાં છે તેમની પાસેથી હું વિદ્યાર્થી તરીકે-ચર્ચાઓમા-ખૂબ શીખી શક્યો છુ

મને તેમના સહવાસથી લાગ્યું કે આયુર્વેદ એ દવાઓનો ગ્રંથ કે ફાર્માકોપીઆ નથી આયુર્વેદના વૈદ્યમા જ્ઞાન ઉપરાત સારી વલણ-approach,-સુંદર સ્વભાવ, ક્ષમાવૃત્તિ, નરમાશ, બહુ જાણતા હોવાના અહંકારનો અભાવ, ઈશ્વરપ્રેમ, ચારિત્રબળ, શિષ્યપણું અને શિક્ષકપણું-એ તમામ લક્ષણોનો સમન્વય હોય ત્યારે જ પૂજ્ય બાપાલાલભાઈ જેવા તે બની શકે છે તેની મને ખાતરી થઈ છે કોઈ દિવસ મે તેમનામા એલોપથી Allopathy-મટે ધિક્કાર, તિરસ્કાર કે દુશ્મનાવટ જોયા નથી; એ રીતે એ ઘણાથી જુદા પડે છે દાક્તરોથી તો તેઓ એ રીતે ખાસ જુદા પડે છે. આવી મહાન વ્યકિતએ ગુજરાતમા રહીને આપણને તેમના પુસ્તકોનો, તેમના પરિશ્રમનો, શિક્ષણનો અને સહવાસનો લાભ આપ્યો એ બદલ

આપણે ઈશ્વરનો આભાર માનવો જોઈએ. બીજું ઘરના સારા સંજોગોએ તેમને પોતાના કુટુંબની જ નાની દુનિયામાં, નાના ક્ષેત્રમાં ઓતપ્રોત રાખવાને બદલે, સંશોધન અને લેખનકાર્યના વિશાળ ક્ષેત્રમાં રસ લેવા દીધો અને સમય આપ્યો તે પણ મહત્ત્વનું છે.

તેમણે વનસ્પતિની તપાસ માટે જંગલોમા પરિભ્રમણ કર્યું છે. આવા અનુભવી વૈજ્ઞાનિકનો હવેનો સમય, ફક્ત વહીવટી કે પ્રેકટીસના કામમાં ગુમાવવાને બદલે, બહોળા સંશોધન માટે, જંગલોમાંની ઔષધિની વિસ્તૃત યાદીઓ કરાવવા માટે અને અમુક ઔષધિનું વાવેતર ( કૃત્રિમ રીતે ) કેમ કરવું તેની યોજના ઘડવા માટે સમયનો ઉપયોગ કરી શકાય તો તે દેશને માટે વધારે ઉપયોગી અને સમયસરનું ગણાશે. ઘરઆગણે (દા ત ડાંગ–પંચમહાલ) ઊગતી વનસ્પતિની આપણને કિંમત નથી અગર તો માહિતી નથી. વૃક્ષોમાથી ફક્ત બળતણ અને ઇમારતી લાકડું પેદા કરવામાં આવે છે. તે સિવાય જંગલોનો ઉપયોગ ભાગ્યે જ થાય છે. ઔષધ–બગીચા –drug garden–નો શોખ તો ગામડાંના વૈદોમાં પણ નથી પ્રકટયો. તો આવા Fundamental કાર્ય માટે પૂ. બાપાલાલભાઈનો અનુભવનો સદુપયોગ થાય તે ગુજરાત માટે અને દેશ માટે ખૂબ હિતાવહ છે.

સૂરતમાં સારા વૈદની કેમ જરૂર પડી તે મને સમજાતું નથી. "સુરતનું જમણ અને કાશીનું મરણ" –એ કહેવત પ્રમાણે સુરતીઓની તબિયત તો ખૂબ સારી હોવી જોઈએ અને તો પછી બાપાલાલભાઈનું પ્રવૃત્તિસ્થાન પંચમહાલ જિલ્લા જેવું હોય તો વ્યાજબી ગણાય. સુરતે ઘણાં ક્ષેત્રોમાં કીમતી ફાળો આપ્યો છે અને આ આયુર્વેદના ક્ષેત્રમાં તો તેનો અગ્રગણ્ય ફાળો છે. પૂ. બાપાલાલભાઈનાં પુસ્તકો કવિ નર્મદના પુસ્તકો જેવા, મૂલ્યવાન અને ગૌરવવંતા ગુર્જર ગ્રંથો છે.

આપણે બધા પ્રાર્થના કરીએ કે પૂ. બાપાલાલભાઈ તેમના નમ્ર સ્વભાવ, અધ્યાત્મબળ, બધાના આશીર્વાદો અને પ્રશસ્તિના બળથી સો વર્ષનું સુખી જીવન જીવે અને આપણી સુખાકારીની રક્ષા કરો.

---

## પત્રસ્વેદ

અમો અમારી પ્રેકટીશમાં આવા સ્વેદોનો ખૂબ ઉપયોગ કરીએ છીએ. અમો સામાન્ય રીતે નીચેની વનસ્પતિઓનો ઉપયોગ કરીએ છીએ:

બીલી, નગોડ, સરગવો, પીલુ, અરણી, દિવેલો, આકડો, કણજી, લીમડો, લીંબુ કે યુકેલિપ્ટસ–આનાં પાન ઉકાળીને તેનો નાહ–બાફ–આપીએ છીએ. ઉપરની બધી વનસ્પતિઓ લેવાય તો વધુ સારું, પરંતુ આજના યુગમાં આ વનસ્પતિઓ લાવવામાં ઓછી મુશ્કેલી તો નથી જ. પરંતુ આ યાદી, જે નાહ લેવા–આપવાનું કામ કરતા હશે તેને માર્ગદર્શક જરૂર થશે. વાત કફના વ્યાધિઓમાં બાફ અપાય છે. પિત્તના વિકારોમાં નહીં જ. આજે કફના અને વાતના અનેક દરદીઓ જોવામાં આવે છે ત્યારે આ નાહની સવિશેષ જરૂર અમને લાગે છે અને એટલે જ આ ઉત્તરસ્વાતિકનો અહીં ઇશારો કરીએ છીએ. બા૦

# શ્રી. બાપાલાલભાઈનો વનસ્પતિપ્રેમ

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

'શરીર અને સ્વાસ્થ્ય'ના જન્મભૂમિ-પ્રવાસીના સંચાલક 'શ્રી. ચિકિત્સક' ગુજરાતમા લેખક અને વૈદ્ય તરીકે સારી પ્રતિષ્ઠા સંપાદન કરેલી છે. આયુર્વેદને પુષ્ટ કરવા બીજાં ક્ષેત્રોમાંથી પણ તેઓ મધુસંચય કરતા રહે છે. એકધારા ઉત્સાહથી જ્યાં જ્યાં બની શકે એમ હોય ત્યા પોતાની સેવાઓ આપવા તેઓ તત્પર છે.

ગુજરાતમા શ્રી. બાપાલાલભાઈ એક ઉત્તમ કોટીના વૈદ્ય તરીકે સુપ્રખ્યાત છે અને ગૂજરાત એમને એક ઉત્તમ કોટીના વૈદ્ય તરીકે જ ઓળખે છે. પરંતુ શ્રી. બાપાલાલભાઈ એ માત્ર વૈદ્ય છે ખરા? એવો સ્વભાવિક રીતે જ મારા મનમાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એમણે જીવનવ્યવહાર તરીકે વૈદ્યકીય વ્યવસાય જરૂર સ્વીકાર્યો છે, પણ એમનો આત્મા તો આયુર્વેદની પ્રાચીન અને અર્વાચીન વનસ્પતિઓના સતત અભ્યાસ અને ચિંતનમાં મગ્ન રહ્યો છે. આ વનસ્પતિઓને એમણે કેવળ ઔષધિય વનસ્પતિઓ તરીકે જ જોઈ છે એવું નથી પણ એ વનસ્પતિઓ દ્વારા એમણે પ્રાચીન સંસ્કારનેય સંજીવન કર્યા છે; પ્રાચીન સંસ્કૃતિને જીવંત બનાવી છે. ભારતીય સંસ્કાર એ વનશ્રીનો સંસ્કાર છે. વનસ્પતિ તરફનો આદર, પ્રેમ અને મમતાભરી ભક્તિના ગુણો ભારતીય પ્રજામાં ઠેઠ વેદકાલિન સમયથી જોવા મળે છે. દુર્વાનો કાણ્ડાત્ કાણ્ડાત્ પ્રરોહંતિ પરુષ-વાળો શ્લોક આ વિધાનની સાક્ષી પૂરે છે. શ્રી. બાપાલાલભાઈએ આવી અનેક વનસ્પતિઓ સંબંધમા પ્રાચીન-અર્વાચીન ઉલ્લેખો સાથેનું જે ભવ્ય સાહિત્ય સર્જન કર્યું છે તેમાં શ્રી. બાપાલાલભાઈના નિસર્ગપ્રેમના દર્શન થાય છે.

વનસ્પતિઓ એ ભારતીય પ્રજાનો પ્રાણ છે અને આથી જ વનસ્પતિઓને તરુવરની સંસ્કૃતિ તરીકે સ્વીકારવામાં આવી છે. તરુ એટલે, માનવી પોતાનાં દુઃખ દર્દોને દૂર કરીને તરી જાય તે તરુ. વનસ્પતિ એ માત્ર ઔષધિય દ્રવ્યો જ નથી, પણ પ્રજાના રોજીંદા જીવનમા ધર્મને સતત જાગ્રત રાખનારી લાગણીઓને-સંવેદનાઓને સતત પ્રજ્વલિત કરનારી દીવાદાંડી છે; તેનું જાગ્રત ભાન આપણા પ્રાચીન અને અર્વાચીન સાહિત્યમાં જ્યા અને ત્યાં જોવા મળે છે.

વિષ્ણુની તુલસી, ભગવાન શંકરના બિલ્વીપત્ર, મહાવીરનાં ગુલાબ, ગણપતિની ધ્રો, પીપળો, વડ અને આવી અનેક અન્ય વનસ્પતિઓ ધર્મસંસ્કાર સાથે સંકળાયેલી પવિત્ર વનસ્પતિઓ તરીકે સ્વીકારવામા આવી છે. અને આજે ભારતીય પ્રજા જાણે અજાણે પણ એના તરફ પ્રેમભરી ભક્તિ પ્રગટ કરી રહી છે. વનસ્પતિનું આ મંગળદર્શન છે. શ્રી. બાપાલાલભાઈ આવી વનસ્પતિઓના પુજારી છે. એમનો આત્મા વનસ્પતિઓ જોઈને નાચી ઊઠે છે અને એમનો ઉલ્લાસ એમના સાહિત્યમાં ઠેર ઠેર જોવા મળે છે.

સર્વસામાન્ય રીતે, જે કાવ્યો રચે છે તે કવિ, એવી એક લોકમાન્યતા છે. પરંતુ કેવળ પદ્ય સાહિત્યમાં જ કાવ્યત્વ આવી જાય છે તેમ કહેવું સર્વથા સાચું નથી. જે સાહિત્યમાં ઊર્મિનો ઉમંગ જોવા મળે, જ્યા મમતાભરી લાગણીઓની સંવેદનાઓ પ્રગટ થતી જોવા મળે ત્યા જ કાવ્યત્વ છે એમ કહેવુ

જોઈએ. એક દૃષ્ટિએ ભલે શ્રી. બાપાલાલભાઈએ કાવ્યો ન લખ્યાં હોય તો પણ એ વનશ્રીના કવિ છે એમ કહ્યા વગર રહી શકાતું નથી.

"સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિઓ" જેણે જોઈ હશે તે સૌ શ્રી. બાપાલાલભાઈના આ કવિહૃદયને ભક્તિભાવે જરૂર નમસ્કાર કરશે. આ ગ્રંથમા એમણે ભારતીય પ્રાચીન સંસ્કારને સજીવન કર્યો છે વેદમા રજૂ થયેલી વનસ્પતિઓથી માંડીને રામાયણ–મહાભારત અને બીજા અનેક આર્ષગ્રંથો દ્વારા જે વનસ્પતિઓની આસપાસ માનવીય સંસ્કૃતિનો વિકાસ થયો તેનો એમણે પરિચય કરાવ્યો છે. અને આ પરિચયનો મંગલ માર્ગ વ્યાસ, તુલસી, બાણ, ભવભૂતિ, કાલિદાસ અને બીજા અનેક કવિઓની પ્રતિભા દ્વારા પ્રકાશિત થયો છે અને ઠેઠ અર્વાચીન સાહિત્ય સુધી એ પ્રવાહ ચાલ્યો આવે છે.

કાસ નામની એક વનસ્પતિ સંબંધમા શ્રી. દલપત કાવ્યમા ૧/ પૃ. ૬૩ નો ઉલ્લેખ આ પ્રમાણે છે:.

ગુધરે તનમન સુધરતા, ઘટતા કદ ઘટી જાય,
કાસ સુધરી થઈ શેરડી, વળી કામ તે થાય.

અને શ્રી. નાથાલાલ દવેની પંક્તિઓ પણ આ જ વિચારને પોષક બને છે:

વનપ્રશાન્તે હતુ સ્વચ્છ નાનુ સ્નિગ્ધ સરોવર
ઊડતો કાસ ફૂલોમા વાયુનો મંદ મર્મર—

આમ સંતો મહંતો–તપસ્વીઓ અને તપોભૂમિઓના અનેક પ્રસંગો દ્વારા શ્રીયુત બાપાલાલભાઈએ આ વનસ્પતિઓની સજીવતાનો પરિચય કરાવ્યો છે આ સજીવતા માનવીનાં જીવનમા ઓતપ્રોત થઈ ગઈ છે. અને આથી જ માનવીના સુખદુઃખમા પણ આ વનસ્પતિઓ પોતાની સંવેદનાઓ વ્યક્ત કરતી જોવા મળે છે. રામના વિલાપમાં કે શકુંતલાના પતિગૃહે જવાના પ્રસંગોમાં આશ્રમની વનસ્પતિઓ પણ રુદન કરતી જોવી–આલેખવી એમાં જ કવિની સંવેદનાઓ ભરી પડી છે.

પૂ. બાપાલાલભાઈ સાથે પસાર કરેલી ભાદરવાની એક સાંજ યાદ આવે છે. સ્વામી આત્માનંદ સરસ્વતિના આશ્રમ તરફથી અમે સૂરત તરફ આવી રહ્યા છીએ. ત્યાં દૂર દૂર તાપીના કિનારા ઉપર કાસની સફેદ સ્વચ્છ ધવલ મંજરીઓ દેખાય છે, અને શ્રી. બાપાલાલભાઈનો કવિ આત્મા જાગી ઊઠે છે. એક પછી એક શ્લોકો બોલીને એ દૂર દૂરનાં આ કાસનાં ફૂલોનો સંસ્કૃત સાહિત્યમા વર્ણવેલો વૈભવ પ્રગટ કરતા જાય છે અને કુદરતની શક્તિનું અમને મૂલ્યાંકન કરાવતા જાય છે.

કોઈ મને પૂછે કે શ્રી. બાપાલાલભાઈનું ઉત્તમ સર્જન કયુ તો હુ આ "સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિઓ"ને આગળ ધરું. એમા એમણે જે અપાર એવી વનશ્રીની સંસ્કૃત સાહિત્યમાંની સમૃદ્ધિ સંગ્રહી છે તેમાં માત્ર સ્થૂળ વનસ્પતિનાં જ દર્શન નથી થતા, પણ વનસ્પતિના આત્માનાંય દર્શન થાય છે. માનવીનુ જીવન એટલે જ વનસ્પતિ, એના વિના માનવીના જીવનની શકયતા જ નથી એ વાત આ પુસ્તકના પાને પાને, એના રંગલાલિત્યથી આલેખવામા આવી છે.

શ્રી. બાપાલાલભાઈ એક વૈદ્ય છે એ ભૂલી શકાતું નથી. આખા એમણે સ્વાભાવિક રીતે આયુર્વેદિય વિજ્ઞાનના સાહિત્યને ગૂજરાતી ભાષામાં સમૃદ્ધ કર્યુ" છે તે પણ જોવું જોઈએ. શ્રી. બાપાલાલભાઈના "નિઘંટુ આદર્શ", "બૃહત્રયીની વનસ્પતિઓ", એમના આયુર્વેદિય વિજ્ઞાનનો પરિચય કરાવતા ઉત્તમ ગ્રંથો છે. ભારતીય ભાષાઓના નિઘંટ સાહિત્યમાં-ગુજરાતના પ્રતિનિધિ તરીકે જો કોઈ ગ્રંથને મોકલવામાં આવે તો તેમા આ "નિઘંટુ આદર્શ" ગૌરવવતુ સ્થાન મેળવે એની મારા મનમાં જરાય શંકા નથી.

આયુર્વેદના પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોમાંથી આયુર્વેદની વનસ્પતિઓના ગુણદોષને જ માત્ર સંગ્રહવા હોય તોય વિચાર કરવો પડે તેવી સ્થિતિમાં વનસ્પતિઓ

વિષે જે કોઈ જગ્યાએથી જે કાંઈ ઉત્તમ હોય તે ભેગુ કરવુ અને એક સ્થળે રજૂ કરીને એ વનસ્પતિનુ સર્વાંગ ચિત્ર દોરવુ એમા માત્ર લેખકની શક્તિની જરૂર નથી, પણ સાધનની ઊંડી ઝંખના પણ જોઈએ છે આવી ઝંખના વનસ્પતિના શાસ્ત્રીય ગુણદોષ એની ઉપયોગીતા, અને ઓળખવાની અગાધ શક્તિની અને એ પછી પણ એ વનસ્પતિ શાસ્ત્રસમ્મત ન થઈ હોય તો એ માટેની અનિશ્ચિતતાના માર્ગો અને વિદ્વાન વર્ગના પ્રમાણવચનો ટાંકીને જે વિગતપૂર્ણ માહિતીઓનો અહીં વિચાર થયો છે તેમા જોવા મળે છે

આયુર્વેદ એ પ્રાચીન શાસ્ત્ર છે આ શાસ્ત્રને અનેક પડિતોએ પોતપોતાની રીતે જોયુ છે વિચાર્યું છે અને મૂલવ્યુ છે આથી એક વાત ઘણી જ સ્પષ્ટ રીતે દેખાય છે કે આયુર્વેદનો જેના ઉપર સૌથી વિશેષ મદાર છે તે વનસ્પતિઓના જ્ઞાન વિષે એકવાક્યતા જોવા મળતી નથી આમાથી કેટલીય વનસ્પતિઓ તો આજે જોવા જ મળતી નથી તો કેટલીય વનસ્પતિઓના નામ કઈ વનસ્પતિ માટે હશે તે સમજાતુ નથી આ બધી અવસ્થામા વનસ્પતિ શાસ્ત્રના વૈજ્ઞાનિક જ્ઞાન દ્વારા એનો નિર્ણય થવો જોઈએ આવો નિર્ણય વિદ્વાનોની મદદથી શ્રી બાપાલાલભાઈએ પોતાના નિઘટુ આદર્શમા કર્યો છે આ બધામા એમણે પ્રાચીન અને અર્વાચીન એવા વિશાળ સાહિત્યનો નિષ્કર્ષ જુદો પાડ્યો છે એમા અમરકોશ પણ હોય તો તેની સાથે ડૉ કીર્તિકર બસુ પણ દેખાય એમા ચરક સુશ્રુત વાગ્ભટ ભાવમિશ્ર જેવા આદ્ય પડિતો હોય તો એની સાથે વૉટ, ચોપ્રા મુહદિન શરીફ અને એવા અનેક અદ્યતન પડિતોના પ્રમાણ વચનો પણ જોવા મળે વૈદ્યકીય પરપરાની શરૂઆતથી માંડીને કત્તીભટ્ટ જેવા એક સૌરાષ્ટ્ર (સોરઠ)ના વનસ્પતિ શાસ્ત્રીને પણ ગૌરવભર્યું સ્થાન મળે ચરકે જેનો પોતની સહિતામા ઉલ્લેખ જ ન કર્યો હોય તેવી વનસ્પતિઓનો જે અવસ્થાએ જે ગ્રથમા સૌ પ્રથમ ઉલ્લેખ થયો હોય તેની પણ અહીં માહિતી મળે આમ ઉત્તરોત્તર ઔષધિય વનસ્પતિઓનો ક્રમબદ્ધ રીતે જે વિકાસ થતો ગયો તેનો વિગતપૂર્ણ ઇતિહાસ આ નિઘટુ આદર્શ'મા જોવા મળે છે

શ્રી બાપાલાલભાઈના વનસ્પતિપ્રેમનુ પ્રેરકબળ તેમના ગુરુ સ્વ અમૃતલાલ પ્રાણશકર પટણી, સ્વ જયકૃષ્ણ ઇદ્રજીત જેવા વનસ્પતિના સાધકોના સબધમા રહ્યુ છે અને આથી જ વનસ્પતિઓનો અભ્યાસ જે એક રીતે શુષ્ક વિષય ગણાયો છે તેમા પણ એમણે એક જીવત આનદ પેદા કર્યો છે

શ્રી બાપાલાલભાઈની નીરક્ષીર શક્તિના થોડા દષ્ટાતો મૂકવાનુ અહીં પ્રલોભન થાય છે નિઘટુ આદર્શના પાન ૧૫૨ પૂર્વાર્ધમા કમકાનો પરિચય આપતા એમણે જે અભિપ્રાય આપ્યો છે તે જોઈએ

ચરકાદિ પ્રાચીન ગ્રથોમા કમકાનો ઉલ્લેખ નથી રાજનિઘટુકારે એન નામ ગોરક્ષ (કદાચ છાયાવૃક્ષ હોવાને લીધે, ગાયો એની નીચે બેસતી હશે તેથી તો આ નામ નહીં આપ્યુ હોય? અથવા ગોરખ બાબનો એ વખતે પણ કદાચ પ્રચલિત હોય અને તેથી તેનું સસ્કૃત નામ પણ ગોરક્ષ આપ્યુ હોય?) આપેલુ છે કેટલાક એને જ સપ્તપર્ણ માને છે પણ તે ભૂલ છે સપ્તપર્ણ આનાથી તદ્દન જુદુ જ ઝાડ છે (જુઓ સપ્તપર્ણ)'

આ એમની નીરક્ષીર શક્તિનો એક નમૂનો છે (આવા તો અનેક દષ્ટાતો અહીં મૂકી શકાય) આવી વનસ્પતિઓનો નિર્ણય કરવાની તાત્ત્વિક ચર્ચા એમણે પાને પાને કરી છે

પ્રાચીન પ્રણાલિકાની જ વનસ્પતિઓનો વિચાર કરવાની સાથે એમણે નવી વનસ્પતિઓને પણ પોતાના નિઘટુમા સ્થાન આપ્યુ છે બગાળની ઔષધિય વનસ્પતિ ઉલટ કબળનો સૌથી પ્રથમ ઉલ્લેખ અહીં જોવા મળે છે આમ આ નિઘટુ આદર્શને બધી જ રીતે સમૃદ્ધ કરવાનો અહીં પ્રયત્ન થયો છે

સસ્કૃત સાહિત્યની વનસ્પતિઓ'મા શ્રી બાપાલાલભાઈએ બધી મળીને ૨૪૧ વનસ્પતિઓનો પરિચય કરાવ્યો છે અને એક કવિહૃદયના ઉમળકાથી એનુ દર્શન થાય છે કવિઓએ વનસ્પતિઓના પરિચય દ્વારા કામદેવની સ્મૃતિને ઉલ્લાસથી ઉન્મત્ત થતી માણી છે, તો ક્યાક વિષાદના ઊડા ચિંતનના પણ પડઘા પડે છે વિરહની વેદનાઓ પણ આ જ

વનસ્પતિઓ દ્વારા પ્રગટ થાય છે તો ક્યાંક કવિ પ્રકૃતિના પ્રફુલ્લ વાતાવરણમા પોતાની જાત પણ ભૂલી જાય એવા આનંદની મસ્તીનો કેફ પણ માણે છે આમ માનવીના સર્વાંગ જીવનનો પડઘો પડતો જોવા મળે છે. લાગણીઓના પ્રતિબિંબ આ વનસ્પતિઓ દ્વારા પ્રગટ કરીને માનવીય હૈયાને અહીં વાચા આપવામા આવી છે ગુજરાતી ભાષામા અને ગુજરાતની પ્રજા પાસે અવો એક વૈભવભંડાર મૂકીને શ્રી બાપાલાલભાઈએ ગુજરાતને ઋણી બનાવ્યુ છે ગુજરાત આ ઋણ રોજબરોજના જીવનમા પોતાનો નિસર્ગપ્રેમ વિકસાવીને જ અદા કરી શકે અને તો જ એની સાર્થકતા છે આપણે રોજબરોજના જીવનમા વનસ્પતિઓનુ, સ્વજનની ભક્તિભરી લાગણીઓથી સ્વાગત કરીએ, પૂજન કરીએ, એને પ્રેમપૂર્વક ઉછેરીએ, અને સંવર્ધન કરીએ અને એના મૂક જીવનમાથી પ્રેરણા લઈને આપણા જીવનનો સર્વતોમુખી વિકાસ થાય તેવી ઝખના સેવીએ હું શ્રી બાપાલાલભાઈના સાહિત્ય-સસ્કારને નમસ્કાર કરુ છુ અને એમનુ લાબુ નીરોગી દીર્ઘાયુષ્ય પ્રાર્થું છુ.

---

## ફલફૂલનો મહિમા

આપણા દેશમા ફલફૂલનો મહિમા ઘણા પ્રાચીન કાલથી જોવામા આવે છે આપણા રોજના આહારમા ફળોનો સમાવેશ થએલો છે એ ચરકસહિતાનો અન્નપાનવિધિ અધ્યાય જોતા જણાય છે કેટલાયે ફલોના ગુણ એમા આપવામા આવેલા છે ફલો અને ફૂલો તો આપણે ધર્મમા વણી લીધેલા છે પ્રથમ ફલો એસે તે ઠાકોરજીને ધરાવ્યા વિના ન ખવાય. મગલ પ્રસગે પણ ફલો તો ખરા જ—ખરા નહિ, અનિવાર્ય જ અથર્વવેદ, બૃહદારણ્યક, શુક્રનીતિ, રામાયણ, મહાભારત આદિમા અને કાલિદાસાદિ સસ્કૃત કવિઓના કાવ્યોમા ફળોનો ઠીક ઠીક ઉપયોગ જોવામા આવે છે. યજ્ઞોમા ફલો સિવાય ન ચાલે ઉપવાસમા ફલાહારનુ સ્થાન, ઋષિમુનિઓ તો ફલો ઉપર જ નિર્વાહ કરતા ભારતની સસ્કૃતિ અરણ્યની હોવાથી ફળો સાથે આપણો સબધ ઘણો પુરાણો છે આપણા વનસ્પતિ આહારીઓના ખોરાકમા ફલો અગત્યનો ભાગ ભજવતા હતા ઇજિપ્ત, ચીન અને બીજી મહાન સસ્કૃતિઓવાળા દેશોમા ફળો તેમની સંસ્કૃતિનુ જ અગ બની ગએલાં જોવામા આવે છે ફળોનો ઉછેર એ એક શોખનો વિષય હતો અને ઘણા રાજા અમીર ઉમરાવોએ દેશ દેશથી વિવિધ જાતના ફળો મગાવીને ઉછેરવા ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે

# ગુજરાતનું ગૌરવ–શ્રી. બાપાલાલભાઈ

વૈદ્ય વાસુદેવ મૂ. દ્વિવેદી

વાસુદેવભાઈ દ્વિવેદી સૌરાષ્ટ્ર અને ગુજરાતના જના આયુર્વેદ ડિરેક્ટર. રાજ્યની શરૂઆતના દિવસોમા તેમણ ભારે પરિશ્રમ કરીને આયુર્વેદના પગરણ માંડ્યા છે રસશાસ્ત્રના અધ્યાપક તરીકે પણ જામનગરના પોસ્ટ ગ્રેજ્યુએટ રીસર્ચ સેન્ટરમા તેમણે સુદર નામના મેળવેલી છે કુશળ વહીવટકર્તા તરીકે પણ વૈદ્યો તેમને યાદ કરે છે.

વૈદ્યરાજ શ્રી. બાપાલાલભાઈનો પ્રથમ પરિચય સંવત ૧૯૮૨મા અમદાવાદમા ભરાયેલ ગુજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન (પ્રથમ)મા થયો. ત્યાર બાદ અમારી મૈત્રી ઘનિષ્ઠ થતી રહી. "આયુર્વેદ વિજ્ઞાન"મા લેખો લખવા માટે પ્રેરણા તેમના તરફથી મળી, અને રસશાસ્ત્ર પરના લેખો તેમા લખતો રહ્યો. સદ્દગત શાસ્ત્રી દુર્ગાશંકરભાઈ, સ્વ. મુ શ્રી. જુગતરામભાઈ, તથા સ્વ. ડૉ બાલકૃષ્ણ પાઠકનો પરિચય ભાઈશ્રી બાપાલાલ દ્વારા જ થયો. તે વિદ્વાનોએ મને આયુર્વેદ ક્ષેત્રે ઠીક ઠીક ઉત્તેજન આપ્યું; આ પરથી સિદ્ધ થાય છે કે વૈદ્યરાજ બાપાલાલભાઈ તેમના યોગ્ય વિદ્વાન મિત્રોને ઉત્તેજન તથા હૂંફ આપે છે.

તેઓશ્રીએ ઇન્ટર સાયન્સ ઉત્તીર્ણ કરીને, આયુર્વેદનો અભ્યાસ કરવાનું દૃઢપણે વિચાર્યું. ગુરુપરંપરા પદ્ધતિથી તેઓશ્રી સદ્દગત વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીને ત્યા રહીને વૃદ્ધત્રયી તથા લઘુત્રયી ભણ્યા, અને ચિકિત્સાનુ પ્રત્યક્ષ જ્ઞાન શ્રી. અમૃતલાલભાઈ જેવા સિદ્ધહસ્ત વૈદ્ય પાસેથી પ્રાપ્ત કર્યું. તેઓ વનસ્પતિશાસ્ત્રના શાસ્ત્રીય જ્ઞાન માટે સ્વ શ્રી જયકૃષ્ણભાઈ પાસે રહ્યા, અને તેમાં સિદ્ધિ પ્રાપ્ત કરી

અમે ૧૯૮૬માં નાસિકમાં ભરાયેલ અખિલ ભારતીય વૈદ્ય સંમેલનમાં સાથે જવાનો વિચાર કર્યો; એટલે હું હાંસોટ ગયો. ત્યાંથી અમે નાસિક ગયા; ત્યાંથી સ્વ. શ્રી. ગોકુળદાસભાઈ સાથે અમે વનસ્પતિ પર્યટન માટે પશ્ચિમઘાટમાં એકાદ માસ સાથે ફર્યા, તે સમયે તેમના વિદ્યાવ્યાસંગથી બહુ પ્રસન્નતા થઈ.

શ્રી. બાપાલાલભાઈ સિદ્ધહસ્ત લેખક છે; તેઓશ્રીએ ગુજરાતના ચરણે ખૂબ જ સમૃદ્ધ સાહિત્ય આપ્યું છે. સૂરતની કૉલેજના પોતે પ્રિન્સિપાલપદે નિયુક્ત થયા, અને દ્રવ્યગુણ તથા રસશાસ્ત્રનુ અધ્યાપન કાર્ય શરૂ કર્યું. તે વેળાએ તેમણે રસશાસ્ત્ર વિષે એક ગ્રંથ લખવાનું વિચાર્યું. મને તે કાર્ય માટે લખ્યું–પણ મારી કૌટુંબિક પરિસ્થિતિને અંગે હું લખી શક્યો નહીં, અને તેઓએ મારા લેખોની માગણી કરી. મેં તે સઘળા સહર્ષ મોકલ્યા. તેઓએ સુંદર ગ્રન્થ–"ભારતીય રસશાસ્ત્ર" લખી નાખ્યો અને યોગ્ય સ્થળે મારો ઉલ્લેખ પણ કર્યો છે.

તેઓએ સ્વસ્થવૃત્ત, કામશાસ્ત્ર, વ્યવહાર આયુર્વેદ, નિઘંટુ આદર્શ, ભારતીય રસશાસ્ત્ર, આહાર, આયુર્વેદના સિદ્ધાંતો, સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિઓ,

ગુજરાતની વનસ્પતિ ઇત્યાદિ ઘણા ગ્રંથો લખ્યા છે, અને તે સર્વ આયુર્વેદ જગતમાં ખૂબ જ આદર પામ્યા છે.

શ્રી. બાપાલાલભાઈ રાષ્ટ્રભક્તિના રંગે પ્રગાઢ રીતે રંગાયેલા છે. સ્વાતંત્ર્ય યુદ્ધની ચળવળમા ત્રણ વાર તેમને કારાવાસમાં બ્રિટિશ સરકારે મોકલેલા.

તેમનો મિત્રસમુદાય ખૂબ જ વિસ્તૃત છે, સમૃદ્ધ છે. કેળવણી ક્ષેત્રે તેઓએ ઘણું જ પ્રશસ્ત કાર્ય કર્યું છે; અને હજી કરી રહ્યા છે કેટલાક મિત્રોએ તેઓ મિશ્ર અધ્યાપનના પ્રખર હિમાયતી છે, તેવી છાપ લગાવી દીધી છે, પણ તેઓ પોતાના અંતઃકરણના પ્રયત્નપૂર્વક આયુર્વેદના હિતમા જે વિચારે છે તે પ્રમાણે બોલે છે, લખે છે, અને વર્તે છે. मनसि एकं वचसि एकं कर्मणि एकं महात्मनाम्–એ શ્લોકાર્ધ તેમને બરાબર લાગુ પડે છે. આ જ શ્લોકના ઉત્તરાર્ધને ફલિત કરનાર મિત્રો ગે કેટલાક છે. મારો અનુભવ છે કે શ્રી. બાપાલાલભાઈ હાસોટથી અત્યાર સુધીમા તેમના ઔષધાલયમાં સર્વ આયુર્વેદિક ઔષધો જ વાપરે છે અને તેનું નિર્માણ તેમને ત્યા જ થાય છે આયુર્વેદ માટે આગ્રહ અને નિષ્ઠાવાન્ વિદ્વાન વૈદ્ય તરીકે તેઓ જાણીતા છે તે સો ટકા સત્ય છે. જ્ઞાન શાશ્વત છે, શુદ્ધ છે, સામાજિક મૂડી છે, તેમા સીમાડા બાંધવા એ યોગ્ય નથી; શુદ્ધ વિજ્ઞાન જ્યાંથી મળે અને તે આયુર્વેદને પોષક હોય તે રીતે તેમાં સમાવવુ એમા સૌ સમત થાય છે, આ રીતે તેઓએ કર્યું છે આયુર્વેદના સાચા ઉત્કર્ષને તેઓ ખૂબ જ ઝંખે છે, પણ તે દિવસો કેટલા દૂર હશે, તે કલ્પનાતીત વાત છે બહોળો શિષ્યસમુદાય, સમૃદ્ધલેખન, સમૃદ્ધ જ્ઞાન, સદ્ચારિત્ર, સદ્વાચન, સદ્વિચાર, સુયોગ્ય પુત્ર અને પરિવાર, આ તેમની અમૂલ્ય સમૃદ્ધિ છે ભગવાન ધન્વતરિ તેમને સારું સ્વાસ્થ્ય અને સો વર્ષનું દીર્ઘાયુષ્ય આપો.

---

### उदीरण અને प्रवाहण

*प्रवाहण* એટલે કરાંઝવુ, જોર કરવું આ પ્રવાહણ પ્રવાહિકામાં ખૂબ હોય છે એટલે તો આ નામ પાડ્યું છે. આમાં મળની હાજત તો હોય છે જ પરંતુ ગમે તે કારણથી દસ્ત સાફ ઊતરતો નથી એટલે કરાંઝવું પડે છે. મરડામાં એવું થાય છે કે હમણાં દસ્ત ખૂબ થશે, પરંતુ જાજરૂમાં બેસતાં દસ્ત નહિ જેવો જ ઊતરે છે. પાછો બહાર આવે છે ને જાણે દસ્ત ખૂબ થશે એમ લાગે છે. પરિણામે દરદી ખૂબ કરાંઝે છે. કવચિત્ ઝાડો સાફ ઊતરે પણ છે પરંતુ દરદીને એમ જ લાગે છે કે એને સાફ દસ્ત ઊતરતો જ નથી–'कृतेऽपि अकृतसंज्ञता' એ આ સ્થિતિનો આદર્શ ખ્યાલ આપનાર વાક્ય છે.

उदीरणમાં વેગની ઇચ્છા જ નથી થતી. હાજત જ નથી થતી અને છતાંય દસ્ત માટે જાય છે અને જોર કરે છે. उदीरणનો અર્થ બળજબરીથી હાજતને ઉત્તેજવી એવો છે.

# નવી પેઢીના રાહબર-શ્રી. બાપાલાલભાઈ

બાલકૃષ્ણ વૈદ્ય

સૌરાષ્ટ્ર વૈદ્ય સભાને જીવતી જાગતી રાખનાર કુશળ સંચાલક, વૈદ્ય હોવા છતાં રાજકારણમાં તેઓ ગળાબૂડ ડૂબેલા રહે છે અને આગેવાન કોંગ્રેસી કાર્યકર તરીકે સારી પ્રતિષ્ઠા પામેલા છે. જામનગરની શ્રી. ગુલાબકુંવરબા આયુર્વેદ સોસાયટીના મંત્રી તરીકે પણ એક નાજુક તબક્કે તેમણે સારું કામ કરેલું છે.

લગભગ પાત્રીસ વર્ષ પહેલાની વાત છે. એ વખતે સ્વ. રામનારાયણ પાઠકનું 'પ્રસ્થાન' માસિક ગુજરાતી સાહિત્યમાં મોખરે હતું. બાપાલાલભાઈ વૈદ્યના આયુર્વેદ અને વનસ્પતિઓ વિષેના અભ્યાસપૂર્ણ અને કાવ્યમય લેખો તેમાં આવતા. એ વાંચીને મારા દિલમાં આયુર્વેદ પ્રત્યે એવી અભિમુખતા કેળવાઈ ગયેલી કે 'પ્રસ્થાન'નો નવો અંક આવવાની દર મહિને હું આતુરતાપૂર્વક રાહ જોતો. અને 'પ્રસ્થાન' મળે કે તરત જ પહેલાં બાપાલાલભાઈનો લેખ વાંચી લેતો. આ રીતે મને અને મારા જેવા નવી પેઢીના અનેક વિદ્યાર્થીઓને તેઓ પ્રાચીન આયુર્વેદના અભ્યાસ તરફ પ્રેરનારા બનેલા.

આમ છતાં બાપાલાલભાઈનો મને ત્યારે પ્રત્યક્ષ પરિચય બિલકુલ ન હતો. એમ સાંભળેલું કે એમણે પ્રસિદ્ધ વૈદ્યરાજ શ્રી અમૃતલાલભાઈ પટ્ટણીના અંતેવાસી તરીકે રહીને આયુર્વેદનો ઊંડો અભ્યાસ કર્યો છે; તપસ્વીની પેઠે પંચકેશ રાખીને વનવગડે ભમ્યા છે અને વનસ્પતિઓની જાતે ઓળખાણ કરી છે. ઉત્તમ વૈદ્ય તરીકેની અને આયુર્વેદના મિશનરી તરીકેની અહોભાવભરી એમની છાપ મારા દિલમાં ત્યારથી અંકાયેલી હતી.

બારડોલીની ઐતિહાસિક લડત પછીથી ગુજરાતની જ નહિ, આખા દેશની હવા બદલાઈ ગઈ હતી. સ્વાતંત્ર્ય સંગ્રામનાં રણશિંગાં બજવા માંડ્યાં હતાં. રાષ્ટ્રીય સંસ્કૃતિ માટેની પ્રબળ અભિમુખતા તો દેશમાં ઘણા વખતથી પ્રગટી ચૂકી હતી. અમે સૌ ત્યારે વિદ્યાર્થી હતા. દેશના પુનરુત્થાનમાં ઉપયોગી થાય એવી કોઈ વિદ્યા શીખી લેવાની સૌમાં ઉત્કંઠા હતી. મને ય મન થતું હતું કે કોઈ મારા વૈદ્ય પાસે રહીને આયુર્વેદનો અભ્યાસ કરું. નજર સામે બાપાલાલભાઈની કલ્પનામૂર્તિ તરતી હતી. પણ લડતની ઉષ્મા શાંતિથી અભ્યાસ કરવા દે એવી અમારી માનસિક સ્થિતિ ત્યારે ન હતી. લડત શરૂ થઈ અને પુસ્તકો ફેંકાઈ ગયા. પણ એના બદલામાં જીવંત પુસ્તકોનો સંગ મળ્યો. બાપાલાલભાઈનો પ્રત્યક્ષ પરિચય મળ્યો.

એ પરિચય પણ ક્રમે ક્રમે થયો. હું પકડાઈને સાબરમતી જેલમાં ગયો. થોડા દિવસમાં અમને ત્યાંથી વિસાપુર બદલવામાં આવ્યા. રસ્તામાં ઠંડી વધારે હતી. મેં કંઈ ગરમ કપડું સાથે લીધેલું નહિ. એક ભાઈએ જોયું અને પોતાનાં કપડાંમાંથી ગરમ બંડી કાઢીને મને પહેરાવી દીધી. પછી વાતચીત કરી, ત્યારે ખબર પડી કે જેમને મળવા હું ઝંખતો હતો તે બાપાલાલભાઈના જ એ નાના ભાઈ શ્રી. હિંમતલાલ ગુપ્તા હતા. આ કુટુંબનો આવો સ્નેહભર્યો પરિચય

થવાથી મને બહુ આનંદ થયો. બાપાલાલભાઈ પ્રત્યેનું આકર્ષણ વધ્યું.

હિંમતભાઈને તો રસ્તામાંથી જ અલગ પાડીને નાશિક જેલમાં લઈ જવામાં આવ્યા. પરંતુ બાપાલાલભાઈનું આખું ઘર લડતમાં હોમાયેલું દેખાયું. થોડા દિવસોમાં કેદીઓની નવી ટુકડી વિસાપુર આવી એમાં બાપાલાલભાઈ પોતે પણ આવી પહોંચ્યા. હતા તો જેલના લેબાસમાં, છતાં એમની અભ્યાસિતા અને ચિંતનશીલતાનો પરિચય એમની મુખાકૃતિએ જ આપી દીધો. એમના પ્રત્યક્ષ પરિચયની મારી લાંબા વખતની અપેક્ષા ફળી.

એ વખતના વિદ્યાર્થીઓ માટે તો જેલ એ જ વિદ્યાપીઠ હતી ત્યાં અમને દરેક વિષયના વિદ્વાન આચાર્યો મળી રહેતા. જાણીતા વનસ્પતિશાસ્ત્રી શ્રી. ગોકુલદાસ ખાંબડાઈ ત્યાં આવી ગયા હતા અને હું એમની ટુકડીમા જોડાઈ ગયો હતો. એ પછી બાપાલાલભાઈ પણ આવ્યા. સવાર સાંજ બાગબગીચાનું કામ ચાલે અને બપોરે વનસ્પતિશાસ્ત્રના ગ્રંથોનુ અધ્યયન ચાલે. વનસ્પતિશાસ્ત્રનું રહસ્ય અને આયુર્વેદમા તેનું મહત્ત્વ બન્ને ત્યારે સમજાયાં. બાપાલાલભાઈએ વનસ્પતિશાસ્ત્ર માટે કેટલો જબ્બર પુરુષાર્થ કર્યો હતો એનો ખ્યાલ પણ ત્યારે જ આવ્યો.

વળી બાપાલાલભાઈ તો આયુર્વેદના પણ આચાર્ય હતા. જુદી જુદી શંકાઓ લઈને રોજ એમને પૂછવા જઈએ, બીજાઓ પ્રશ્નો પૂછે એનો પણ લાભ મળે. ઉપરાંત એમનાં વ્યાખ્યાનો પણ ગોઠવાતાં રહેતાં. અમે બન્ને હતા તો જુદી જુદી બેરેકમા, છતાં ગુરુજન તરીકેનો એમનો છાયો મને બરાબર મળી ગયો.

હિંમતભાઈના અલ્પ પરિચયથી પણ એટલો ખ્યાલ તો આવેલો જ કે આ કુટુંબ આર્યસમાજના રંગે રંગાયેલું છે એ રંગ એમની વાતોમાં જણાઈ આવ્યો. બાપાલાલભાઈ પ્રાચીન સંસ્કૃતિ અને સાહિત્યના ઉપાસક હોવા છતા, જ્યાં કયાંય અંધશ્રદ્ધા કે બુદ્ધિમાં ન ઊતરે એવી પરંપરાગત માન્યતા દેખાય, ત્યા એનો વિરોધ સ્પષ્ટપણે અને સખત શબ્દોમાં કરતા. જેલમાં શાક તરીકે ડુંગળી અનિવાર્ય હતી. પરંતુ ખોરાકના સાત્વિકાદિ ભેદ પાડીને ડુંગળીને તામસી ગણવાની પરંપરાગત મનોદશા ઘણા કેદીઓમાં હતી. બાપાલાલભાઈએ એ માન્યતાને મૂળમાંથી ઉડાડી દીધી. અને પ્રાચીન તેમ જ અર્વાચીન વૈદકશાસ્ત્રોમાં ડુંગળીના જે ગુણો બતાવ્યા છે તેની શાસ્ત્રીય રીતે જોરદાર રજૂઆત કરીને ઘણાનાં મગજ પરનો ભાર હળવો કરી દીધો. વૈદ્યોના નાડીજ્ઞાનનો મહિમા પણ સમાજમાં આવી રીતે જ ઘર કરી બેઠો છે અને એ અંગેની અનેક કિંવદન્તિઓ પ્રચલિત છે. બાપાલાલભાઈએ ચરક, સુશ્રુત વગેરે સંહિતા ગ્રંથોના આધાર આપીને આયુર્વેદમા નાડીજ્ઞાનની અત્યંત ગૌણતા કરી નાખી. આ બધા વિચારો સંબંધમાં કોઈને પ્રામાણિક મતભેદ હોઈ શકે છે પણ જે વસ્તુ એમના મગજમાં ન ઊતરે એનો સ્પષ્ટ વિરોધ કરવાના અને પોતાનો અભિપ્રાય મુક્તપણે રજૂ કરવાના સ્વભાવથી ઘડાયેલું એમનું બેધડક વ્યક્તિત્વ ત્યારે જોવા મળ્યું.

પ્રાચીન સંસ્કૃતિ અને શાસ્ત્રોની ઘરેડમાં રહ્યા હોવા છતાં, બૌદ્ધિક સ્વાતંત્ર્યથી પ્રેરાયેલા બાપાલાલભાઈ આધુનિક વિજ્ઞાનના અને સંશોધનોના પણ એટલા જ અભ્યાસી રહ્યા છે. જ્યાં કયાંય માનવસમાજને ઉપકારક એવો મૌલિક વિચાર કે પ્રયોગ દેખાયો એના પ્રત્યે તેઓ આદરપૂર્વક ખેંચાતા રહ્યા જ છે. એમના લેખો અને પુસ્તકો જુઓ, એમનાં વ્યાખ્યાનો જુઓ, એમા એમણે આયુર્વેદનો અને એલોપથીનો સમન્વય કરવાનો પ્રયત્ન નથી કર્યો, પણ બંનેને સમાન આદરથી રજૂ કર્યાં છે. છતાં આયુર્વેદ પ્રત્યેની એમની પ્રબળ નિષ્ઠા એમાં ઊપસતી રહી છે. બુદ્ધિસ્વાતંત્ર્ય કે અભ્યાસસ્વાતંત્ર્યને કુંઠિત કરે એવી કોઈ મર્યાદા સ્વીકારવાથી તેઓ કાયમ વિરુદ્ધ રહ્યા છે. એટલે જ શુદ્ધ આયુર્વેદમાં દઢતાપૂર્વક માનનારા મિત્રોનો ઉગ્ર વિરોધ વહોરીને પણ તેઓ આયુર્વેદના વિદ્યાર્થીઓને આધુનિક વિજ્ઞાન અને વૈદકશાસ્ત્ર જરૂર પૂરતાં શીખવવાની હિમાયત કરતા જ રહ્યા છે. બાપાલાલભાઈની નિર્બંધ જ્ઞાનપિપાસાએ એમને અભ્યાસક્રમ પ્રત્યે એટલા ઉદાર બનાવ્યા છે કે વિદ્યાર્થીઓની જ્ઞાનપિપાસાને અવરોધે એવો અભ્યાસક્રમ તેઓ સહી જ શકતા નથી.

વિદ્યાર્થીઓ પ્રત્યેના પ્રેમ અને મમત્વ તો જાણે એમણે એમના વૈદ્ય ગુરુ શ્રી. અમૃતલાલભાઈ પટ્ટણી પાસેથી વારસામાં મેળવ્યાં છે. મિશ્રકમના વિદ્યાર્થીઓના પદ તેમજ વેતનમાં જે અવમાનના થાય છે એ તેઓને એટલું દુ:ખ ઊભું કરે છે કે એ વિદ્યાર્થીઓની જે માગણીઓ બીજાઓને અનુચિત લાગેલી તેના પ્રત્યે પણ બાપાલાલભાઈને ઊંડી સહાનુભૂતિ રહેવી. વિદ્યાર્થીઓના તેઓ સાચે જ 'બાપાજી' છે. એવાં જ પ્રબળ પ્રેમ અને મમત્વ સુરતના આયુર્વેદ મહાવિદ્યાલય પ્રત્યે એમને છે. એ એમનુ જ સર્જન છે એમ કહીએ તો પણ ખોટું નથી. પૂરી એક પચ્ચીસીથી એમણે આ મહાવિદ્યાલયને દેશમા સર્વોત્તમ બનાવવા માટે કુશળતા અને નિષ્ઠાભર્યા પ્રયાસો કર્યા છે. આજના આ મહાવિદ્યાલય પાછળ બાપાલાલભાઈનું મોટું તપ છે.

બાપાલાલભાઈ પ્રાચીનતાના પૂજક હોવા છતાં આધુનિક વિજ્ઞાનના પ્રશંસક પણ છે. તેઓ વૈદ્યો સમક્ષ આધુનિક વૈદ્યકની સિદ્ધિઓ મુગ્ધભાવે વર્ણવતા હોય છે. એ જ જ્યારે મેડીકલ કૉલેજની વ્યાખ્યાન-માળામાં વ્યાખ્યાન આપતા હોય છે ત્યારે શ્રોતાઓને આયુર્વેદની સિદ્ધિઓ અંગે મુગ્ધ કરી દે છે. આથી તેઓ આયુર્વેદ અને એલોપથી વચ્ચે, વૈદ્યોની જૂની પેઢી અને નવી પેઢી વચ્ચે, કડીરૂપ બન્યા છે અને નવી પેઢીના રાહબર પણ બન્યા છે. તેઓ ગુજરાતમાં જ નહિ, સમગ્ર ભારતમાં આયુર્વેદના અગ્રણીઓમાના એક છે. એમની સામે ગમે તેટલા ઉગ્ર મતભેદો હોય છતાં સૌ સ્વીકારશે કે તેઓ આયુર્વેદના નિષ્ઠાવાન સેવક છે. બાપાલાલભાઈ આયુર્વેદની સેવા કરતાં કરતાં પૂરા સો વર્ષ નીરોગી આયુષ્ય ભોગવો અને આયુર્વેદના ઉત્કર્ષની એમની આકાક્ષાઓ સિદ્ધ થાઓ એ જ અભ્યર્થના.

---

## સુવાવડમાં દૂધ ખવાય ?

સુવાવડમાં દૂધ ન ખવાય એવી એક માન્યતા ગુજરાતમા પ્રચલિત છે. દૂધ વાયડું છે એટલે સુવાવડમાં ન આપવું જોઈએ એમ ઘણા વૈદ્યો પણ માને છે. સુવાવડમા દૂધ ન અપાય એવો ઉલ્લેખ ક્યાયે શાસ્ત્રમા નથી. દૂધ વાયડું છે એ માન્યતા જ મૂળે ખોટી છે દૂધ, દૂધપાક, ખીર સુવાવડમા જરૂર અપાય-આપવા જોઈએ. સુવાવડમા વાયડો-લુખો ખોરાક ન આપવો જોઈએ. સ્નેહપ્રચૂર સ્નિગ્ધ ખોરાક સુવાવડીને આપવો જોઈએ ઘી જેને પચે તેને છૂટથી ખાવુ અથવા શીરો કે એવી કોઈ ચીજ બનાવીને આપવી. જેની જઠરાગ્નિ સારી ન હોય તેને ઘી બહુ આપવુ ન જોઈએ. પહેલા ૫ ૭ દિવસ તો ઘીપ્રચૂર આહાર ખવાય તે ઇષ્ટ છે. પરતુ બધાને એક લાકડીથી હંકાય નહિ. જેની પ્રકૃતિ નાજુક હોય, જેને ઘી ખાવાની ટેવ ન હોય, જઠરાગ્નિ મદ હોય-તેને ઘી અથવા ઘીયુક્ત ખોરાક ન આપવો જોઈએ. પરંતુ જેની તબિયત સારી છે, ઘી ખાઈ શકે છે તેને ઘીવાળો ખોરાક જરૂર આપવો જોઈએ.

ઘી, દૂધ આ બને સુવાવડીને છૂટથી આપવાં જોઈએ. સુવાવડમાં લુખ્ખો ખોરાક ન આપવો જોઈએ દૂધ, ઘી, શીરો વગેરે આપવાં જ જોઈએ.

# જુવાળની સામે ઝૂઝનારા

ઈશ્વરલાલ ઈ. દેસાઈ

સ્વાતંત્ર્યસંગ્રામના આ જૂના સૈનિક, સૂરતના જાહેરજીવનમાં તેમ જ પત્રકારત્વમાં અગ્રસ્થાને બિરાજતા રહ્યા છે. સૂરતનો સર્વસંગ્રહ-'સૂરત સોનાની મૂરત'ના-તેઓ સંપાદક છે.

ઉચ્ચ સ્થાનો માટે સર્વથા પાત્ર, છતાં એવાં સ્થાનોથી વંચિત રહેલા, અને તેને માટે ઝંખના ન કરનારા શ્રી. બાપાલાલભાઈના જીવનનું પ્રાણતત્ત્વ જ એ છે કે તેઓ ગતાનુગતિક જીવ નથી, અન્યાય ને અસત્ય સામે ઝૂઝનારા છે, અને તેથી તેઓ અજાતશત્રુ નથી, પણ સારી સંખ્યામાં તેમના વિરોધીઓ પણ છે-અને આ યુગમાં આવા માણસો માટે ઊંચાં સ્થાનો ન હોય એ સ્વાભાવિક છે. ઉપરથી જોનારાને શાંત ને ગંભીર લાગતા શ્રી. બાપાલાલભાઈના હૈયામાં ભારેલો અગ્નિ ભભૂકતો રહ્યો છે. સામાન્ય રીતે એ બહુ ઓછાબોલા છે, પણ પરિચિતો વચ્ચે એમનું હૈયું ખૂલે છે, ત્યારે એમનો પુણ્યપ્રકોપ જોવા જેવો હોય છે. આજની દાકતરી પદ્ધતિ સામે-દાકતરો સામે નહીં-એમને મૂળભૂત વાંધો છે અને લેખો કે ભાષણો દ્વારા તે વ્યક્ત કરવાની એમનામાં હિંમત છે. પ્રચંડ જુવાળોની સામે થવા જેવી આ પ્રવૃત્તિ લાગે, પણ જ્યાં એમને ધર્મ જણાય છે, અને આયુર્વેદના કલ્યાણને માટે, એ પ્રવૃત્તિ એમણે સતત કરી છે. મિશ્ર આયુર્વેદ માટેની એમની લડત યાદગાર રહે એવી છે. પરિણામે દાકતરોની દુનિયા એમનાથી ખિલાફ રહે, અને પ્રધાનો એમની તરફ તીરછી નજરે જુએ તો એમાં કંઈ નવાઈ નથી. પણ જે સત્ય માન્યું તે માટે ઝૂઝવું અને અન્યાય માન્યો તેનો સામનો કરવો એ વાત એમના લોહીમાં છે એટલે વિરોધની પરવા કર્યા વિના ને નિષ્ફળતા મળવાની પૂરી સંભાવના છતાં, તેઓ આવા પ્રશ્નો અંગે જિદ્દી ગણાઈ જવાના ભય છતાં, પોતાની વાત પકડી રાખે છે.

અને આવી વ્યક્તિ ગુંડા ને મવાલીઓને કેમ જ સાંખે? પરદેશી સત્તા એને કેમ ન કઠે? હાંસોટમાં ગુંડા ને મવાલીઓનો જાનના જોખમે એમણે સામનો કર્યાનું ઘણા ઓછા જાણતા હશે. એ તો છે પુરાણીની મંડળીના એક સભ્ય-એમાંથી કોઈ વ્યાયામની પાછળ ભેખ લઈને બેઠા, કોઈ અમેરિકાની ઊંચી ડિગ્રીઓ છતાં બળદનાં પૂછડાં આમળતાં આમળતાં ખેતીવાડી ક્ષેત્રે નવતર પ્રયોગ કરતા રહ્યા, કોઈ આધ્યાત્મિક ક્ષેત્રે ઊંડા ઊતરી જીવન અને જગતનાં અગાધ રહસ્યો શોધી રહ્યા. પણ એ બધા શ્રી. છોટુભાઈ પુરાણીની કડીતોડ તાલીમ પામેલા હતા. ડુંગરો ચઢવા, નદીઓ તરી જવી, જંગલો ખૂંદવાં, માઈલોની દોડ કરવી ને અખાડા ખેલવા એ બધી તાલીમ ભાવિનાં ભાથાં લેખે એમણે મેળવી હતી. શ્રી. બાપાલાલભાઈને ભાગે આયુર્વેદના કાયાકલ્પનો પ્રયોગ આવ્યો અને ગુરુપરંપરાની પ્રણાલિમાં એઓ એ ક્ષેત્રે તૈયાર થયા.

પણ આ બધા નવલોહિયા જુવાનોની તાલીમ પાછળનો મુખ્ય હેતુ શરીર અને મનને મજબૂત

બનાવી દેશને મુકત કરવાનો પ્રસંગ આવે ત્યારે ખપી જવાનો હતો. શ્રી. બાપાલાલભાઈ એક કટ્ટર કોંગ્રેસી છે. ચૂસ્ત ખાદીધારી છે અને પરદેશી સત્તાની નાગચૂડનો ભોગ બનેલા, આઝાદીના એક લડવૈયા છે. એ આજના કેટલા કોંગ્રેસીઓ પણ જાણતા હશે ?

નાશિક જેલમાં મને એમનો પહેલો પ્રત્યક્ષ પરિચય થયો. ૧૯૪૨ની લડત અંગે અમે બધા ત્યાં અટકાયતમાં હતા. ગુજરાત અને મહારાષ્ટ્રનું જાણે નવનીત ત્યાં એકઠું થયું હતું. આજના મુંબઈ ને ગુજરાતના પ્રધાનો ને મોટા મોટા રાજકીય આગેવાનોથી જેલ ભરેલી હતી. શ્રી. બાપાલાલભાઈ અમે જેને ડાઉનીંગ સ્ટ્રીટ કહેતા, તેને બીજે છેડે આવેલી ઓરડીમાં રહેતા હતા. ત્યાં અમે પહેલાંની ઘણી જેલો કરતા સુખી હતા ને કંઈક અંશે સ્વતંત્ર પણ હતા. શ્રી. બાપાલાલભાઈની વાચન-લેખન પ્રવૃત્તિ નિરંતર ચાલે છે તે ત્યા પણ ચાલતી અને સાથે દવા ને સલાહનું કામ પણ ચાલતું. આયુર્વેદ વિશે તેમણે ત્યાં વ્યાખ્યાનો આપ્યાનું પણ સ્મરણ છે. એ પછી તો તેઓ સુરત આવ્યા અને આયુર્વેદિક કોલેજ ને હોસ્પિટલની વિશાળ પ્રવૃત્તિઓમાં રોકાઈ ગયા એટલે અમારો પરિચય દૃઢ થયો. આ પ્રવૃત્તિમાં એમણે આત્મા રેડયો અને એની સફળતામાં એમનો હિસ્સો નાનોસૂનો નથી.

એ સાથે જ એમની લેખનપ્રવૃત્તિ પણ વિપુલ રહી છે અને આયુર્વેદને ક્ષેત્રે એમણે ઉત્તમ ગ્રંથો આપણને આપ્યા છે. સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યનો એમનો અભ્યાસ ઊંડો છે અને એમના પરમ મિત્ર શ્રી. અંબાલાલ પુરાણીને કારણે અધ્યાત્મ ક્ષેત્ર પણ એમણે ખેડયુ છે. એક અગ્રણી આયુર્વેદ નિષ્ણાત તરીકે તેઓ ગુજરાતમાં પ્રસિદ્ધ છે. એમ લાગે છે કે એમની શક્તિને પ્રકટ કરવા માટે જોઈએ એવા સંજોગો એમને નથી મળ્યા, નહીં તો તેઓ હજી ઘણું વધારે અર્પણ કરી શકે એમ છે. આપણા દેશમાં તો જેને જીવનનો સંધ્યાકાળ કહેવામાં આવે એ કાળમાંથી તેઓ પસાર થઈ રહ્યા છે. એ સંધ્યાકાળે એમની પ્રતિભા ને શક્તિ હજી વિશેષ પ્રમાણમા પ્રકટે અને પરમાત્મા એમને તંદુરસ્તી ને દીર્ઘાયુ આપે એવી પ્રાર્થના એમની ષષ્ટિપૂર્તિના આ પ્રસંગે કરીને હું વિરમીશ.

---

## ભાંગરાના ગુણો

ભાંગરાનો સ્વરસ જ વાપરવો હિતાવહ છે. બાળકોના યકૃત કાઠિન્યમાં ભાંગરાનો સ્વરસ આપી જોવા જેવો છે. ભાંગરો કલેજાની ક્રિયાને સુધારનાર છે. કલેજાના દરદીઓને ભાંગરાનો રસ રોજ પીવા જેવો છે. એનાથી પિત્તનો સ્રાવ ઠીક થાય છે. યકૃત, આમાશય અને પકવાશય-ત્રણેની ક્રિયાઓને સુધારે તે દ્રવ્ય રસાયન જ ગણાય. મોટે ભાગે રોગો યકૃત બગડવાથી જ થાય છે અને યકૃતની ક્રિયા બગડતાં અંગ-ગૌરવ, અપચો, ગેસ, મધિવા, શિરશૂલ, ચામડીના અને રક્તના વિકારો-આયુર્વેદના મત પ્રમાણે બધા આમના જ વિકારો થાય છે. આયુર્વેદે જે દ્રવ્યોને રસાયન ગણાવ્યા છે તેની પાછળ શરીરના પ્રત્યેક અવયવોની ક્રિયાઓને સુધારવાનો ગુણ પણ લક્ષમાં લેવાય છે જ.

ભાંગરો તાજો જ વાપરવો જોઈએ, એનું ચૂર્ણ ગુણ નથી કરતો. ભાંગરાનો આસવ સારો બને છે. એ વાપરવા જેવો છે.

# સ્મરણાંજલિ

ડૉ. કાન્તિલાલ શાહ
M. B. B. S.

દાક્તરોમાં ભાગ્યે જ જોવા મળે એવું જીવનને જોવાનું તટસ્થપણું અને અભ્યાસપરાયણતા, આ ગૃહસ્થને નિશ્ચિત સ્થાને મૂકી આપે છે. ગુજરાત યુનિવર્સિટીના વિદ્યાર્થીઓના સ્વાસ્થ્ય અંગેના રિપોર્ટો ગુજરાતીઓની આંખો ઉઘાડી આપે છે તે તેમનાં શ્રમ અને દીર્ઘદષ્ટિનું ફળ છે.

શ્રી. બાપાલાલભાઈ સાથેનો મારો પરિચય ત્રીસેક વર્ષ જૂનો તો હશે જ. શરૂઆતમાં હું એમનાં લખાણોથી આકર્ષાયેલો. ઘણું કરીને "ઘરગથ્થુ વૈદક"ની પ્રથમ આવૃત્તિ બહાર પડી ત્યારે એમાં "નાડીનું ધતીંગ" એવું મથાળું આપીને એમણે લખેલું કે લોકો માને છે એવી "નાડી પરીક્ષા" આયુર્વેદમાં નથી, ને એવા નાડીવૈદ્યો પણ હોતા નથી. વળી એ જ પુસ્તકમાં એમણે લખેલું કે મેલેરીઆ માટે ક્વીનીન જેવું અસરકારક ઔષધ આયુર્વેદમાં નથી. એમની આ ગુણગ્રાહક દષ્ટિ અને આયુર્વેદની વિવેકયુક્ત ભક્તિથી હું પ્રભાવિત થયેલો અને આકર્ષાયેલો.

પછી તો એમનાં લખાણો હાથમાં આવે ત્યારે હું અવશ્ય વાંચતો. જેમ જેમ એમનાં લખાણો વાંચતો ગયો તેમ તેમ એમની બહુશ્રુતતા અને હંસદષ્ટિથી હું વધુ ને વધુ આકર્ષાયો. આયુર્વેદના તો એ ઉપાસક હતા જ, પરંતુ સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય, એલોપથી, અને સુપ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તકોથી પણ એ સારી રીતે માહિતગાર હતા.

વચમાં એક વાર મારે એમની સલાહ લેવાનો પ્રસંગ આવ્યો ત્યારે જાણવા મળ્યું કે. મુંબઈથી પ્રસિદ્ધ થતા "મેડિકલ બુલેટીન" (હાલ બંધ થઈ ગયું છે)મા આવતા મારા લેખો તેઓ પણ વાંચતા હતા.

આમ અમારો પરોક્ષ પરિચય લાંબા કાળ સુધી રહ્યો. પછી પહેલવહેલા અમે ક્યારે મળ્યા તે યાદ નથી, પરંતુ અમદાવાદની બી. જે. મેડિકલ કૉલેજમાં એમની એક વ્યાખ્યાનમાળા યોજાઈ હતી ત્યારે એમને સાંભળવાનો મોકો મળ્યો. આ વખતે, એમની જ્ઞાનસમૃદ્ધિ અંગે જે જે અપેક્ષાઓ મેં સેવી હતી તે બધી પૂરી પડતી અનુભવી અને એમના તરફના સદ્ભાવમાં ઓર વૃદ્ધિ થઈ. આ વ્યાખ્યાનો હવે તો પુસ્તકરૂપે ઉપલબ્ધ છે, અને દરકોઈ વ્યક્તિ મારા કથનને પોતાની કસોટીએ કસી શકે છે. આ વ્યાખ્યાનો માટે શ્રી. બાપાલાલભાઈને તો ધન્યવાદ ઘટે જ છે, પરંતુ તે વખતના મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. બર્વેને પણ ધન્યવાદ આપવા જોઈએ. સરકારી મેડિકલ કૉલેજમાં આયુર્વેદના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાનને વ્યાખ્યાનો આપવા આમંત્રણ મળે એવો પ્રસંગ ભાગ્યે જ જોવામાં આવે છે.

આ પછી તો નાઝર આયુર્વેદિક કૉલેજમાં મારે જવાનો પ્રસંગ આવે ત્યારે, શ્રી બાપાલાલભાઈ યુનિવર્સિટીમાં આવે ત્યારે, એમ અનેક પ્રસંગો દ્વારા અમારી મૈત્રી પરિપુષ્ટ થતી ગઈ. ભિષગ્ભારતી શરૂ થયું ત્યારથી એમાં આવતાં શ્રી. બાપાલાલભાઈનાં લખાણો હું વાંચતો રહ્યો છું.

આયુર્વેદ માટેની એમની નિષ્ઠા, આયુર્વેદની જ્ઞાન-સમૃદ્ધિને વિસ્તારવાની એમની તમન્ના—દંભ, આડંબર, અને સસ્તી લોકપ્રિયતા પ્રત્યેની એમની ઘૃણા—આ બધા ગુણો કોઈપણ વાચકને મુગ્ધ કરે એવા છે.

શુદ્ધ આયુર્વેદની ચળવળ શરૂ થઈ ત્યારે ઘડીભર મને પણ એમ લાગેલું કે આ એક ઇષ્ટ પ્રવૃત્તિ છે, અને એ માર્ગે જ આયુર્વેદનો ઉદ્ધાર શક્ય છે. પરંતુ જેમ જેમ બાપાલાલભાઈની દલીલો વાંચતો ગયો તેમ તેમ એમના દૃષ્ટિબિંદુની યથાર્થતા મારે ગળે ઊતરતી ગઈ, અને પ્રતીતિ થતી ગઈ કે "શુદ્ધ આયુર્વેદ"ની હિમાયતમાં દીર્ઘ દૃષ્ટિ નથી. બાપના કૂવામાં ડૂબી મરવું ન હોય તો અદ્યતન વિજ્ઞાન સાથે આયુર્વેદે હાથ મિલાવવા જ પડશે. આમ હાથ મિલાવ્યા છતાં, પોતાનું વ્યક્તિત્વ આયુર્વેદ ન ગુમાવે અને પોતાની વિશિષ્ટતાને જાળવી રાખે, એમાં જ એનું શ્રેય છે અને કસોટી છે. આયુર્વેદના સાચા ઉપાસકોની પણ આ જ કસોટી છે. આપણે આશા રાખીએ કે ગુજરાતનો વૈદ્ય સમાજ બાપાલાલભાઈનું દૃષ્ટિબિંદુ સમજશે અને અપનાવશે.

આવા સંનિષ્ઠ વિદ્વાનની ષષ્ટિપૂર્તિ ઊજવાય છે એ માત્ર જામનગર આયુર્વેદ કૅાલેજના વિદ્યાર્થીઓ કે આયુર્વેદના ઉપાસકો માટે જ નહિ પરંતુ ગુજરાતની સંસ્કૃતિ અને જ્ઞાનસમૃદ્ધિના પ્રત્યેક ચાહક માટે આનંદ અને ગૌરવનો વિષય છે. એક ગુરુ તરીકે બાપાલાલભાઈની કારકિર્દી કેવી છે તેનો મને પોતાને કંઈ જ અનુભવ નથી. પરંતુ આ ષષ્ટિપૂર્તિમાં એમના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ જે ઉદાર હાથે ફાળો આપ્યો છે તે જોઈ સાનંદાશ્ચર્ય અનુભવાય છે. હું વિચાર કરું છું કે મેડિકલ કૅાલેજના મારા કોઈ પ્રાધ્યાપકની ષષ્ટિપૂર્તિ ઊજવવાની હોય તો હું અઢીસો રૂપીઆ આપું? મારું અંતર કહે છે કે જરૂર ન આપું: એટલું જ નહિ, ષષ્ટિપૂર્તિ ઊજવવા યોગ્ય કોઈ શિક્ષક (એકાદ અપવાદ સિવાય) મારા વખતમાં હોય એવું પણ અત્યારે તો દેખાતું નથી. આ રીતે વિચાર કરતાં શ્રી. બાપાલાલભાઈ તથા એમના વિદ્યાર્થીઓ બન્નેને ધન્યવાદ આપવાનું દિલ થઈ જાય છે. પરમાત્મા બાપાલાલભાઈને, એમની સંસ્થાનો, તથા એમના વિદ્યાર્થીઓનો ઉત્તરોત્તર ઉત્કર્ષ કરો એ જ પ્રાર્થના.

---

## ભગવાનની ચક્કી

માણસ ધારે છે કંઈ ને ભગવાનનું ધાર્યું થાય છે કંઈ. વિશ્વના આયોજનમાં બુદ્ધી અગત્યનો ભાગ ભજવે છે, એની કોઈથી ના પાડી શકાય એમ નથી. જૂનાં મૂલ્યાંકનો બદલવામાં પણ બુદ્ધી ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. મિલ્ટને યોગ્ય જ કહ્યું છે કે

*The wheels of God grind slowly*
Though it grinds exceedigly small

ભગવાનની ચક્કી ભલે ઓછું દળતી હશે પરંતુ જેટલું દળે છે તેટલું બરાબર દળે છે. ભગવાન સૃષ્ટિનો કેવો ઘાટ ઘડવા માગે છે તે સમજવાની અમારા જેવામાં તો શકિત નથી જ; અને અમારું આર્ય હૃદય તો એમ માને છે કે મનુષ્યો ભલે ને ગમે તેમ કહે ને કરે, છેવટે થાય છે તો ભગવાનની ઇચ્છા મુજબનું જ. ભગવાન ભારતને પણ તારી જુએ તો નવાઈ નહીં.

# મુરબ્બીશ્રી. બાપાલાલભાઈ

ડૉ. શિવપ્રસાદ કૃ. ત્રિવેદી
L. C. P. S.

દાકતરોને ગુજરાતીમાં લખતાં ફાવતું નથી હોતું. સ્વાસ્થ્ય અંગેનું અંગ્રેજી લખાણ કેટલા ગુજરાતીઓ વાંચી શકે? ડૉ. શિવપ્રસાદભાઈમા ગુજરાતી લખવાની સુંદર ફાવટ આવી ગઈ છે. 'કુમાર'મા આરોગ્યને લગતા અને 'કાયાની કરામત' જેવા તેમના લેખો ચાલુ આવ્યા જ કરે છે અને પુસ્તકાકારે પણ પ્રગટ થતા રહ્યા છે. ગુજરાતી પ્રજા ખૂબ જ પ્રેમથી તેમના પુસ્તકો વાંચે છે.

મારે મુરબ્બીશ્રી બાપાલાલભાઈના અક્ષરદેહની ઓળખ વરસોજૂની છે. યાદ છે કે દાકતરી અભ્યાસનાં વરસો દરમિયાન "પ્રસ્થાન"માં સૌ પ્રથમ તેમનો 'દુ:ખવિવેક'નો લેખ વાંચ્યો, પછી 'ત્રણ એષણાઓ' વાંચી. આમાં પ્રદર્શિત થયેલું જિંદગીનું તત્ત્વજ્ઞાન ખૂબ પસંદ પડયું અને ત્યારથી તેમના સાહિત્ય પ્રત્યે ભક્તિભાવ પેદા થયો. આ પછી તો તેમનું સાહિત્ય ઘણું વાંચ્યું છે. હજુ ઘણું વાંચવાનું બાકી છે.

બાપાલાલભાઈની સમૃદ્ધ સાહિત્ય પ્રવૃત્તિમાં એમના વિશાળ વાચન અને બહુશ્રુતતાનો રણકો પડે છે. એમના ધંધાની ઉપાસનાના ફળનું એમણે સાહિત્ય-પ્રદેશમાં નૈવેદ્ય ધર્યું છે. એમાં વૈદકીય અને વૈદકીયેતર લખાણોનું વૈવિધ્ય અને વિસ્તાર છે એમાં વિષયની સર્વાંગીણ મીમાંસાનો, વિષયને સંગીન બનાવવા વૈજ્ઞાનિક વિધાનોનાં, વ્યવસ્થિત યોજના અને રુચિનાં વાચકને દર્શન થાય છે. વાચકને તેઓ આપણી પ્રાચીન સંસ્કૃતિ પાસે દોરી જાય છે. એમાંના શ્રેષ્ઠ વિચારરત્નો સાથે આધુનિક વિચાર-પ્રવાહોનો સમન્વય સાધી ચિંતનસમૃદ્ધ સાહિત્યકૃતિનું નિર્માણ કરે છે.

Books which have influenced me અંગે મારે લખવાનું હોય તો મારે મુરબ્બીનું ઋણ સ્વીકારવાનું છે. એમનાં પુસ્તકોમાં ચરક સુશ્રુત આદિ પ્રાચીન આયુર્વેદાચાર્યોનાં ટાંચણો અને ઉલ્લેખો વાંચીને જ હું એ મૂળ પુસ્તકો વાંચવા પ્રેરાયો છું. વળી લેખકની પ્રતિભાને પિછાની તેને બિરદાવવાની ઉદારતા પણ તેઓ ધરાવે છે. જ્ઞાનેપ્સુ વાચકોને ધ્યાનમાં રાખી 'કુમાર' માસિકમાં મે જ્યારે 'કાયાની કરામત' નામની લેખમાળા શરૂ કરી ત્યારે તેઓએ સામેથી આવી "અક્ષુણ્ણ પથ પર વિજયી પ્રસ્થાન" તરીકે તેને આવકારી. ગુજરાતભરના વૈદ્ય-દાકતરોમાથી આવી પીઠ થાબડનાર તેઓ સર્વપ્રથમ અને અદ્યાપિ એકાકી જ છે.

બાપાલાલભાઈ એકલવ્યની ભક્તિથી અને સમુદ્રના ગાંભીર્યથી સાહિત્યસેવા કરી રહ્યા છે આથી આયુર્વેદની હવા ઊભી કરવામાં તેમનો વિરલ ફાળો છે. એમણે વૈદકના જ્ઞાનને માત્ર અર્થપ્રાપ્તિનું સાધન નથી બનાવ્યું પણ લોકો પણ રોગોથી બચે તેવું હિતધારી 'ઘરગથ્થુ વૈદક' અને 'દિનચર્યા'નાં પુસ્તકો દ્વારા વૈદકજ્ઞાનનું વિતરણ કર્યું છે. પહેલા પુસ્તકમા લોકોને દવાઓની અતિશયતાથી ચેતવી, વૈદ્યોના નાડીના

ધર્તિંગના ઢોંગ ઉપર બેધડક પ્રહાર ચલાવ્યા છે. 'આપણો ખોરાક' અને 'ખોરાકનાં તત્ત્વો'નાં પુસ્તકોમાં આહારના જ્ઞાનનો ઉપદેશ આપવાને બદલે આપણા વિવિધ ખાદ્યપેય પદાર્થોની ઉપયોગિતા અને ઇષ્ટતા, સારા અને નરસાપણાની છણાવટ કરી વાચકને આરોગ્ય જાળવવાની દિશા સુઝાડી છે. અરે, અત્યારનાં મોંઘાં બનેલાં અને રોજિંદા ખાદ્ય તરીકે ભૂલાઈ જવા આવેલાં દૂધ દહીં છાશ અને ઘીનું આપણી આહાર આયોજનામાં પુનઃ પ્રતિષ્ઠાપન થવા કાજે એવી તો પ્રબળ વાણી વહેવડાવી છે કે એમાં આપણને લોકહિતચિંતકના જુસ્સાના નિર્મળ દર્શન થાય છે.

જ્ઞાનપ્રાપ્તિમા બાપાલાલભાઈને પ્રણાલીગત વાડાના બંધન નડયાં નથી. તેઓ વિદ્યાની ઉપાસનામા માને છે. મહર્ષિ સુશ્રુતના કથન અનુસાર સારું વિશ્વ જ્ઞાનના ભંડારરૂપ સ્વીકારી એમણે પશ્ચિમી વૈદક વિદ્યાથી પોતાનું આયુર્વેદનું જ્ઞાન પરિપુષ્ટ કર્યું છે. નવુ જ્ઞાન અપનાવી આત્મસાત કરવામા તેઓ માને છે. આ વિચારસરણીના કારણે જ એઓશ્રી મિશ્ર આયુર્વેદ અભ્યાસક્રમના પ્રખર હિમાયતી રહ્યા છે. તેમનું કહેવું છે, "આયુર્વેદમાં નવું જ્ઞાન આવવું જોઈએ. તેને સંસ્કારવો જોઈએ. પણ તે આયુર્વેદના મૂળભૂત સિદ્ધાંતોને અનુરૂપ હોવું જોઈએ." જો કે અત્યારે આયુર્વેદ અને એલોપથીના સમન્વયની વાતો વહેતી થઈ છે. આયુર્વેદમાં પારંગત બની ભલે કોઈ જ્ઞાનેપ્સુ પરદેશના વિકસેલા વૈદક વિજ્ઞાનથી માહિતગાર બને પણ તે તેનો હાથો તો ના જ બને એવું આપણે ઇચ્છીએ છીએ. આયુર્વેદમાં વિચારક્રાન્તિની આવશ્યકતા છે; આચારક્રાન્તિની નહિ.

બાપાલાલભાઈએ વૈદક વિજ્ઞાન અને વિજ્ઞાનેતર વિષયોના લખાણથી ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવી છે. 'ભિષગ્ભારતી' દ્વારા ગુજરાતના સામાજિક જીવનમાં તેઓ સારો ફાળો આપી રહ્યા છે. તેમની લેખિનીમાં પ્રાસાદિકતા તેમજ રોચકતા છે. તેમની સાહિત્યોચિત શૈલીથી ગુજરાત પરિચિત હોવા છતાં ય તેમના સાહિત્યની વિવેચના કે એનો અછડતો ઉલ્લેખ થયો મેં જોયો કે જાણ્યો નથી. 'ગુજરાત સમાચાર' દૈનિકના 'સાહિત્ય અને સંસ્કાર' વિભાગમાં શ્રી. સવ્યસાચીના "સાહિત્યમા 'ડૉક્ટરો'નું અર્પણ" નામના લેખમાં નવીન વૈદ-દાકતર લેખકોની નામાવલિ વાંચવા મળી. પણ બાપાલાલભાઈનો નામોલ્લેખ સુદ્ધાંત પણ ન હતો ! આમ કેમ હશે? સમજાય છે કે સાક્ષરો લલિત વાઙ્મયને જ સાહિત્યમાં સ્વીકારે છે, બીજા પ્રકારના સાહિત્યને નહિ

વૈદક અને ઇતર વિષયોને ગુજરાતી ભાષામાં અર્પનારની સાહિત્યસેવા આપણે કેમ ભૂલી શકીએ? સાહિત્ય અને વિજ્ઞાન બન્ને જીવનસરિતાનાં ઉપકૂલો છે. આમાંના એક વગર આપણું જીવન એકાંગી રહી જાય. વિજ્ઞાનની દૃષ્ટિ જીવનના બાહ્યતત્ત્વ ઉપર નિર્ભર છે; જ્યારે સાહિત્ય માનવતાનો પ્રચાર કરે છે. સાહિત્યમાં સંવેદનશીલના અપેક્ષિત છે જ્યારે વિજ્ઞાન અનુભૂતિના સીમાડાનું અતિક્રમણ કરે છે. સાહિત્યમાં સૌંદર્યપૂર્ણ ભાવનાત્મક અભિવ્યક્તિ છે તો વિજ્ઞાનમા સંવેદનીય ભાવનાહીન બુદ્ધિવાદી યથાર્થતાનાં દર્શન થાય છે. સાહિત્ય આપણી દૃષ્ટિને વ્યાપક બનાવે છે, વિજ્ઞાન આપણી પ્રગતિમાં સહાયક નિવડે છે. વિજ્ઞાનની અવહેલના કરનાર સાહિત્ય કે સાહિત્યકાર પ્રગતિશીલ હોઈ શકે ખરો?

બાપાલાલભાઈ આયુર્વેદ મહાવિદ્યાલયના પ્રાચાર્યપદે હોઈ તેમની વિદ્યોપાસના અખંડિત રહી છે. વળી તેઓ વૈદોની ઊગતી પેઢીના સંસ્કારધૂરિણ પણ છે. વિદ્યાપીઠ સમા એ સારસ્વતની ષષ્ટિપૂર્તિ સમારંભ પ્રસંગે એટલી જ અભ્યર્થના કે એમની, માતા સરસ્વતિની ઉપાસના અને ભક્તિ અધિકાધિક બનો અને એમની લેખિની દ્વારા ગુજરાતી સાહિત્ય વધુ સમૃદ્ધ બનો.

---

# ક્રાન્તિકાર બાપાલાલભાઈ

રસિકલાલ વૈદ્ય

ગુજરાતનું આયુર્વેદીય ક્ષેત્ર આ યોદ્ધાએ વગર યુદ્ધે આજે સર કરી દીધું છે. અંગ્રેજ કવિના શબ્દોમાં કહેવું હોય તો "He came, saw, and conquered"–તે આવ્યો, જોયું અને જીતી ગયો. વિચારસરણીમાં બે જણા બે છેડે ભલે બેઠા હોય, પણ લોહીની સગાઈએ તેઓ એક છે.

બાપાલાલભાઈમાં આર્યત્વની ઉપાસના અને વર્તન માટે જિજ્ઞાસા જે હતી તે કારણે જ તેઓએ જમીનદારીને ફગાવી દીધી અને કેળવણીના ક્ષેત્રમાં ઝંપલાવ્યું તે ખરેખર તેમના જીવનની ક્રાંતિનો એક ભાગ છે.

ત્યાર બાદ વતનનો મોહ અને લાલચ છોડી ઝાડેશ્વર, ભરૂચ, હાંસોટ અને સૂરતના ભૃગુ ઋષિના ક્ષેત્રમાં બાકીની જિંદગી અનેક સંકટો વેઠી ગાળી. તે તેમની સંસ્કૃતિ માટે વેઠવાની બીજી ક્રાંતિ કહેવાય.

હાંસોટમાં પુસ્તકાલય, વ્યાયામ પ્રવૃત્તિ, હિંદુ અને હિંદુત્વની રક્ષા વગેરે સામાજિક પ્રવૃત્તિઓમાં આત્મભોગ અને તિતિક્ષા–તપ એ તેમના જીવનની ત્રીજી ક્રાંતિ છે.

હાઈસ્કૂલ અને કૉલેજ કેળવણીમાં તેમનો સહારો અને પ્રેરણા મારાથી ભૂલાય તેમ નથી જ.

સાદું જીવન અને ઊંચા વિચાર માટે તેઓ જીવ્યા છે.

આયુર્વેદ બાબતમાં તેમની સહૃદયતા ખરી પરંતુ તેમને પશ્ચિમના મોહે અવળે પાટે ચઢાવી દીધા છે અવળા પાટામાં પણ તેમની Sincerity તો કબૂલ કરવી જ પડે.

ભગવાન તેમને દીર્ઘાયુષ્ય આપે અને દેશભક્તિ માટે જે જેલ વગેરે ભાવનાપૂર્વક વેઠી અને ભારતીયતા અને લોકકલ્યાણનો માર્ગ અપનાવ્યો તે માટે તેમની પૂર્તિમાં મારો પણ અંતરનો ઉમળકો છે

---

## સળેખમનો ઉપાય

સળેખમ વખતે મરી મોમાં રાખી મૂકવા અને જ્યાં સુધી એ ઓગળી ન જાય ત્યાં સુધી રાખ્યા કરવા.

**અથવા**

રોજ સૂંઠ અને સિંધવ સમાન ભાગે લઈ, ગરમ પાણી સાથે પીવું

**અથવા**

વર્ધમાન પિપ્પલીનો પ્રયોગ રોજ કરવો. આજે ૩, કાલે ૬, ૯, ૧૨ એમ પીંપર ૩ રોજ વધારતા જઈ મધમાં ચાટી જવી

કાશ્યપ

# મુ. શ્રી. બાપાલાલભાઈ—થોડાંક સ્મરણો

પ્રા. ઉશનસ્

कविनाम् उशना कविः । ગીતાભાષ્યા આવા કવિ થવા મથતા પ્રા. નટવરલાલ પંડ્યા વલસાડની વિનયન કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક છે. તેમના કાવ્યના ત્રણેક સંગ્રહો બહાર પડ્યા છે.

એવું કંઈક યાદ છે કે છેક મારા હાઈસ્કૂલના અભ્યાસકાળમાં મુ. શ્રી. બાપાલાલભાઈનું નામ અમારા કુટુમ્બમાં અવારનવાર સંભળાતું. વડોદરા રાજ્યનું સાવલી ગામ, મારું વતન. તેની માધ્યમિક શાળામાં હું ભણતો ત્યાં મારા કેટલાક સહાધ્યાયી મિત્રોને મુખે પણ એમનું નામ સંભળાતું. શ્રી. બાપાલાલભાઈ એમના સગામા હતા; મુ. શ્રી. બાપાલાલભાઈ મૂળ સણુસોલી પંચમહાલના ને પંચમહાલમાં મારું મોસાળ, ને સાવલીમા એમનું પણ સગુંવહાલું એટલે પ્રથમથી જ મુ શ્રી. બાપાલાલભાઈ તરફ એક જાતની નિકટતા જન્મી: આ નિકટતા પછીથી તો અમુક જાતની આત્મીયતામાં પણ પરિણમી.

મુ. શ્રી. બાપાલાલ તે દિવસોમાં 'પ્રસ્થાન'માં નિયમિત લખતા. આનંદશંકરના 'વસન્ત' પછી સ્વ. રામનારાયણ પાઠકના તંત્રીપદે ચાલતું 'પ્રસ્થાન' એક વિદ્વન્માન્ય ને પ્રતિષ્ઠિત માસિક ગણાતું. 'પ્રસ્થાન' અમે નિયમિત વાંચતા; તે વખતની એમની નિયમિત ચાલતી લેખમાળાએ વાચકવર્ગમાં સારું એવું આકર્ષણ જમાવ્યું હતું. એમના 'દિનચર્યા' ને એવાં બીજાં વૈદકીય લખાણ અમારા મિત્રમંડળમાં ને કુટુમ્બમંડળમાં રસપૂર્વક વંચાતા, ચર્ચાતાં. કોઈ એક રોગ ઉપર કે કોઈ ખાદ્ય-અખાદ્ય, પથ્ય-અપથ્ય ચીજના ઉપયોગ ઉપર શ્રી. બાપાલાલભાઈનું મંતવ્ય અમારે મન બ્રહ્મવાક્ય હતું. એ જાણે એ મુદ્દા પરનો અંતિમ ચુકાદો હતો, એ શ્રદ્ધાથી અમે કેટલાક મિત્રો એમની વૈદકીય સલાહોને અમલમાં પણ મૂકતા. 'ઘરગથ્થુ વૈદક' અમે રસપૂર્વક વાંચી ગયા હતા. ગુજરાતના એક આગેવાન વૈદ્ય તરીકે એ, એ જમાનામા ય પ્રતિષ્ઠિત હતા. એમના તરફ અમારું માન વધતું જતું હતું.

એમણે 'પ્રસ્થાન'માં 'કાલિદાસની વનસ્પતિ' તથા 'રામાયણમા વનસ્પતિ' જેવી ઉપયોગી ને રસિક તેમજ પાંડિત્યપૂર્ણ લેખમાળા શરૂ કરી હતી; અમે થોડાક મિત્રો આ લેખમાળાને રસપૂર્વક વાંચતા. એ જમાનો, મારો કૉલેજકાળ. કાલિદાસનું અને સંસ્કૃત સાહિત્યનું મને ભારે આકર્ષણ હતું. વાલ્મીકિ અને કાલિદાસને વનસ્પતિની દૃષ્ટિએ-વૈદકીય દૃષ્ટિએ જોનાર આ રસિક સંસ્કૃતજ્ઞ પંડિત વૈદ્યરાજ તરફ અમારું આકર્ષણ એકદમ જ વધી ગયું; જે આજ પણ એવું જ એકધારું ચાલુ રહ્યું છે.

આ નર્યા મુગ્ધ પુસ્તકીય આકર્ષણમા એક બીજી જ અંગત વિગત ઉમેરાઈ. હું ઇ. સ. ૧૯૪૭માં નવસારીની ગાર્ડા કૉલેજમાં અધ્યાપક તરીકે નિમાયો; ને નવસારીમાં મારી પત્નીને શરદીવાળા વાતાવરણમાં

ખાંસીનું દર્દ લાગુ પડયું. ઘણી દવા કરતાં છતાં જ્યારે એ ન જ મટ્યું ત્યારે મારી નજર કુદરતી રીતે જ સુરતમાં વસવાટ કરતા મુ. શ્રી. બાપાલાલભાઈ તરફ ગઈ. સુરતમાં મુ. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની તથા ભાઈશ્રી જયન્ત પાઠકની પણ એ દવા કરતા. હું પણ કવિતા લખતો એટલે બાપાલાલભાઈને એ રીતે પણ થોડો પરિચિત ખરો. મેં મારી પત્નીની દવા મુ. શ્રી. બાપાલાલભાઈ પાસે કરાવી. એક વૈદ્યરાજ તરીકે એ મારો પ્રથમ સંપર્ક. એ સંપર્કમાં મને તે પૂરા સમભાવી ને માનવતાપૂર્ણ દૃષ્ટિવાળા ધીર સજ્જનરૂપે દેખાયા. પૂરો સમય લઈ, પૂરી ગંભીરતા ને ધીરજથી તે રોગનું નિદાન કરે છે, ને દર્દીને થોડું દર્દ તો એ સમભાવમાં જ શમી જતું લાગે છે; કહેવાની જરૂર નથી કે મારી પત્નીની હઠીલી ખાંસી મુ. શ્રી. બાપાલાલભાઈની દવા ને સારવારથી મટી ગઈ હતી.

૧૯૫૭માં હું નવસારી છોડી વલસાડની કૉલેજમાં જોડાયો. હું અનુસ્નાતક ગુજરાતીના વર્ગો લેવા સુરત જતો હતો; એવા રવિવારનાં ને બીજાં સાહિત્યકીય સંમેલનોમાં પછી અમે અચૂક મળી જતા; પણ વિધિની કેવી વિચિત્રતા છે! કિશોરઅવસ્થામાં જે પુરુષ તરફ, એક રસિકપંડિત વૈદ્યરાજની હેસિયતમાં એક મુગ્ધભાવપૂર્ણ ભક્તિ હતી, તેની કોને ખબર હતી કે એ જ ભદ્રપુરુષ પાસે એક દિવસ મારે જ દર્દીના રૂપમાં જવું પડશે. વલસાડ કૉલેજમાં શ્રી. ગુલાબભાઈ નાયક જે સુરતના એમના પરોશી-મિત્ર ને દર્દી પણ હતા, તે શારીરિક શિક્ષણના અધ્યાપક હતા; હું જૂનો શરદીનો દર્દી છું ને હઠીલું દર્દ મને મટતું નથી; ઊલટું, રોજરોજ વધતું જતું હતું. એ વાત એમણે જાણી એટલે મને એ મુ. શ્રી. બાપાલાલભાઈ પાસે લઈ ગયા. મને એવો વહેમ છે કે મુ. શ્રી. બાપાલાલભાઈ પોતે પણ શરદીના જૂના દર્દી છે. અમારી વચ્ચે ડૉક્ટર અને દર્દીના જેવો સંબંધ રહેવાને બદલે એક વત્સલભાવનો સંબંધ બંધાયો હતો એમ મને તો લાગતું હતું. ઔષધ કરતાંય પથ્યાપથ્યની ચર્ચામાં એમનો વધુ આગ્રહ. મને યાદ છે કે એમણે મારી પાસે ત્રણ અઠવાડિયાંના ઉપવાસ કરાવ્યા હતા. હું કેવળ આદુના રસ ઉપર ટકતો હતો. ઉપવાસમાં હું ખૂબ જ અશક્ત ને ક્ષીણ થઈ ગયો હતો; પણ એમની ધીરજ ખૂટતી ન હતી. એમણે કહ્યું કે "હું આદુથી ભૂખ જાગૃત કરવા માગું છું. કકડીને ભૂખ લાગ્યા વગર જમવાનો કશો અર્થ નથી. સુક્કો રોટલો પણ ખાઈ જવાનું મન થાય ત્યારે સમજવું કે ખરી ભૂખ લાગી છે." એમણે કહ્યું હતું: "રીઢા જૂના દર્દીએ પછી તો પોતે જ પોતાના ડૉક્ટર બની જવું જોઈએ. ને અનુભવથી જ શું પથ્ય ને અપથ્ય છે તે જાણી લઈ બાકીનું જીવન ગોઠવવું જોઈએ." એ હું કદી ભૂલી શકીશ નહીં.

જૂના શરદીના દર્દીઓને એ હમેશાં સલાહ આપે છે જે એવા દર્દીઓએ યાદ રાખવા જેવી છે: "ધાતુના વાસણમાનું પાણી પીવાનું રાખો. બને તો પાણીમાં સૂંઠ નાખીને પાણી પીવાનું રાખો. ફૂદીનો, આદુ વગેરેનું ખાવાપીવામાં બને એટલું વધુ સેવન રાખો." આ જીવનચર્યાથી શરદીના દર્દી તરીકે હું કહી શકું કે એકંદરે મને લાભ થયો છે.

મુ. શ્રી. બાપાલાલભાઈનો પ્રવૃત્તિદેહ હવે તો પુષ્ટ થયો છે. ગુજરાત યુનિવર્સિટી સાથે સંકલિત આયુર્વેદ મહાવિદ્યાલય, સુરતના, એ સંમાન્ય આચાર્યપદે છે; એને અનુષંગે આયુર્વેદિક ચિકિત્સા સારવાર માટે એક પૂર્ણ કદની હૉસ્પિતાલ ચલાવે છે. ગુજરાત યુનિવર્સિટીમાં આયુર્વેદ વિદ્યાનું 'ડીન' પદ પણ એમણે ભોગવ્યું છે. અને 'ભિષગ્ભારતી' નામનું એક સામયિક પણ એમના તંત્રીપદ નીચે ચાલે છે; જે કદાચ એ જાતનું એકમાત્ર સામયિક છે.

આજે તો એમની આવી પ્રતિષ્ઠા છે; પણ એ મારેની એમની સાધના જેવી તેવી નથી. ૧૯૪૧ના અરસામાં એ સુરત આવી વસ્યા અને એક આયુર્વેદ કૉલેજ સ્થાપવાનો વિચાર સુરતમાં મૂકયો ને પ્રચાર કાર્ય કર્યું. સુરતના નાનપુરા વિસ્તારમાં કૉલેજ શરૂ પણ કરી; ગોપીપુરાના એમના નિવાસસ્થળથી રોજ પગે ચાલીને નાનપુરા જતા-આવતા. ડૉક્ટર તરીકે પણ દવા પોતેજ

ઘેર તૈયાર કરીને આપતા. એમની આ સાધના, તપ વગેરેથી આજે એ માત્ર સૂરતના જ નહીં, ગુજરાતના પણ એક અગ્રગણ્ય નાગરિક તરીકે વિકસ્યા છે.

પુરાણીબંધુઓએ ગુજરાતમા જે વ્યાયામનું આંદોલન ઉપાડયુ તેની અસર નીચે પણ તે અવ્યા હતા. રાજપીપળાના વ્યાયામ મહાવિદ્યાલયની સ્થાપનામા મુ શ્રી. બાપાલાલભાઈનો પણ ફાળો છે, એ વાત એમના વ્યકિતત્વના એક અલ્પજ્ઞાતખૂણા પર નવો પ્રકાશ ફેંકે છે; જે એમને આપણા વધુ માનના અધિકારી બનાવે છે. મુ. શ્રી. બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ પ્રસંગે હું એમના ઉપયોગી કારકિર્દીવાળા જીવનને વધુ સફળતા પ્રાપ્ત થાય તે માટે લાબુ, નીરોગી અને આનાદ જીવન પ્રાર્થું છુ

---

## "અપૂર્વ વૈદ્ય"

આર્યો ગ્રન્થની શરૂઆત મંગલાચરણથી કરે છે ઇષ્ટદેવની સ્તુતિ સાથે ગ્રન્થકર્તા ગ્રન્થનો હેતુ પણ સાથે દર્શાવી દે છે. અહીં જે મંગલાચરણની વાત કરવાની છે તે વાગ્ભટના अष्टाङ्ग हृदयના મંગલાચરણની છે. અમને લાગે છે કે આવુ મંગલાચરણ આર્યવાણીમાથી જ સ્ફુરી શકે અને સંસ્કૃત જેવી ભાષા જ આ ભાવ આટલા થોડા શબ્દોમા વહન કરી શકે. બીજી કોઈ ભાષા આ ભાર વહન કરી શકે એમ નથી. ચાર લીટીમા આ લેખકે અજબ ભાવ-ભંડાર ભરેલો છે. આજે જે મહાગ્રન્થોમાં લખાય છે અને છતાય વાચકના મન ફલક ઉપર તે કાયમનો પ્રભાવ મૂકી જઈ શકતું નથી, તે અહીં ચાર પંકિતના નાનકડા શ્લોકમાં ગ્રન્થના લેખક લઘુ વાગ્ભટે કલાત્મક રીતે રજૂ કર્યું છે અને વાચકોના ચિત્ત ઉપર કો અપૂર્વ પ્રભાવ પાડતું બતાવ્યું છે. આર્યવાણીની આ પ્રતિભા છે સંસ્કૃત ભાષાની આ ગુણ-ગરિમા છે. અપૂર્વ મંગલાચરણમા કવિએ અપૂર્વ વૈદ્યનુ ઉચિત સ્મરણ કરાવ્યું છે, તે પણ આ અપૂર્વ મંગલાચરણને ઓર જ ઉઠાવ અને ગૌરવ અર્પે છે. વધુ વિસ્તાર ન કરતા આ અપૂર્વ મંગલાચરણ જ જોઈશું.

रागादि रोगान् सततानुषक्तान्
अशेषकाय प्रसृतानशेषान्।
औत्सुक्यमोहारतिदान् जघान
योऽपूर्ववैद्याय नमोऽस्तु तस्मै ॥

અર્થ :

વિષયાસકિત (રાગ, દ્વેષ લોભાદિ પરિગ્રહ (આદિ) વગેરે દેહ અને મનને સંતાપ આપનાર રોગો જે પ્રાણી-માત્રને સર્વકાલ માટે વળગેલા છે અને સૃષ્ટિ ઉપરના સર્વ શરીરધારી જીવોને વિશેષ કરી પીડી રહ્યા છે, જેમાથી કોઈ પણ પ્રાણી મુકત રહી શકતું નથી, અને જે ઔત્સુક્ય=વિષયો તરફથી ઉત્કંઠા વા અભિલાષા, મોહ=કાર્યાકાર્ય અનભિજ્ઞત્વ: અરતિ=બેચેની, ચંચળતા વગેરે જન્માવનાર છે, આવા રાગાદિ રોગોનો સંહાર કરનાર અપૂર્વ વૈદ્યને નમસ્કાર હો.

# ઉત્સાહી બાપાલાલભાઈ

ભક્તિબા દેસાઈ

ત્યાગમૂર્તિ, તપસ્વિની ભક્તિબા માટે વધુ લખીને શબ્દોને શા માટે ઝાંખા પાડવા?

બાપાલાલભાઈની દેશભક્તિ અને અદમ્ય ઉત્સાહથી આકર્ષાઈને સદ્‌ગત શ્રી. દરબારસાહેબે તેમને દસા બોલાવ્યા હતા. તેમની તેજસ્વી, શાંત, ગંભીર મુખમુદ્રા અને ખડતલ શરીર, તેમજ જીવનમા કંઈક લોકકલ્યાણનું કાર્ય કરી છૂટવાની તેમની તમન્નાની શ્રી દરબાર-સાહેબ પર સારી છાપ પડી હતી.

વિદ્યાર્થી તરીકે પણ તેમના મહેનતુ, ચીવટભર્યા સ્વભાવને કારણે એક આશાસ્પદ યુવાન અમોને લાગતા હતા. તેમના ઘનિષ્ઠ અભ્યાસ અને વિશાળ વાચનના પરિપાકરૂપે તેમણે ગુજરાતને અનેક લેખો અને પુસ્તકોદ્વારા જે લાભ આપ્યો છે તે અદ્વિતીય છે. અમોએ તેમનામાં રાખેલી શ્રદ્ધાને આજે મૂર્તિમંત થતી જોઈને મને આનંદ થાય છે. ખૂબ ભક્તિ અને સેવાદ્વારા વૈદરાજ શ્રી. અમૃતલાલભાઈનો પણ તેમણે અનન્ય પ્રેમ સંપાદન કર્યો હતો.

એક રમુજી પ્રસંગ મને યાદ આવે છે. બાપાલાલભાઈને તેમના પત્ની સાથે અણબનાવ હતો. વૈદ્યરાજ શ્રી. અમૃતલાલભાઈએ આ વાત જાણી ત્યારે તેમણે તેમને પૂછ્યું હતું. જવાબમાં તેમણે કહેલું કે તેમનાં પત્ની રૂપાળાં નથી તેથી ગમતાં નથી. ત્યારે અમૃતલાલભાઈએ કહેલું કે તમે કેવા રૂપાળા છો તે જાણો છો? ત્યારપછી આ બાબતમાં રસ લઈને વૈદ્યરાજે તેમને સમજાવ્યા હતા. પરિણામે તેમણે એ સંબંધ સુધારી લીધો હતો.

---

## પરમ જ્યોતિનો આવિર્ભાવ

आविर्भूतज्योतिषां ब्राह्मणानां ये व्याहारास्तेषु मा संशयो भूत्
भद्रा हि एषां वाचि लक्ष्मीर्निषिक्ता नैते वाचं विप्लुतां व्याहरन्ति ॥

પરમ જ્યોતિનો આવિર્ભાવ જેને થયો છે એવા બ્રાહ્મણોની વાણીમાં કદાપિ સંશય લાવશો નહિ. કારણ, એમની વાણીમાં ભદ્ર લક્ષ્મીનો વાસ છે અને આવા આત્મસાક્ષાત્કાર કરેલા આપ્તો કદાપિ વિપ્લુતા વાણી ઉચ્ચારતા નથી.




શ્રી ડૉ સી. ડી દેશમુખ સાથે

# ગરવા ગુજરાતી

ચીમનભાઈ પ્રા ભટ્ટ

જૂના જમાનાના માણભટ્ટોની યાદ તાજી કરાવતા ગાંધીયુગના આ કથાકાર વ્યવસાયે તો કેળવણીકાર છે, જેને આજે બુનિયાદી તાલીમ કહેવામા આવે છે. આદિવાસીઓની કેળવણીના ક્ષેત્ર વેડછીમાં તેમણે ઘણા વરસોથી આસન જમાવ્યું છે અને ત્યા જ એકચિત્તે પોતાની સેવાઓ આપ્યે રાખે છે.

આજના વિજ્ઞાન યુગમાં ૬૦ વર્ષ કે તેથી વધુ વર્ષોનું આયુષ્ય ભોગવનાર વ્યક્તિઓની સંખ્યા ઠીક વધી રહી છે પરંતુ તેવા દીર્ઘજીવી મનુષ્યોમાં જેમણે કોઈ સાત્ત્વિક અને લોકકલ્યાણકારી ધ્યેય નજર સામે રાખીને જીવનના ૩૫-૪૦ ઉત્તમ વર્ષો સફળ રીતે પસાર કર્યાં હોય, તેવી નિષ્ઠાવાન અને પુરુષાર્થી વ્યક્તિઓ ઓછી જ દેખાય છે સાધકવૃત્તિના, ઉચ્ચ આદર્શને વરેલા પુરુષો એકંદરે અલ્પ સંખ્યામાં હોય એ કદાચ આ સૃષ્ટિરચના સાથે જડાયેલી વસ્તુ હોય. અને છતાં એ નાની સંખ્યાના ધીર-વીર પુરુષો પોતાના જીવનને અને અનેક માનવબંધુઓના જીવનને ઉન્નત કરી જનારા બને છે. શ્રી. બાપાલાલભાઈની ગણના હું આવા પ્રમાણમા અલ્પ સંખ્યાના ધીર-વીર પુરુષોમા કરું છુ. તેમણે પોતાની વિવેકયુક્ત અને તેજસ્વી આયુર્વેદનિષ્ઠાથી ખાસ કરીને આરોગ્યક્ષેત્રે ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. જે પુરુષમા ઊંચી કોટિની જીવનનિષ્ઠા વિકાસ પામે છે તેનામા પોતાની પસંદગીની પ્રવૃત્તિ વિષેની નિષ્ઠા પણ આપોઆપ પ્રગટે છે શ્રી. બાપાલાલભાઈમા તેવી જીવનનિષ્ઠા હું વર્ષોથી જોતો આવ્યો છુ. તેઓ એક કુશળ વૈદ્ય હોવા ઉપરાંત વિચારક સદ્‌વૈદ્ય પણ છે.

મને તેમનો પ્રથમ પરિચય લગભગ ૩૭ વર્ષ પહેલાં હાસોટ ગામમા થયો મારી બહેનની આખરી માંદગી વખતે કોઈ સામાન્ય ડૉક્ટરની દવા ન કરતાં તેમની દવા કરવાનું મેં વધારે પસંદ કર્યું. એ પહેલાં તેમના આરોગ્ય વિષેના લખાણોથી મને તેમનો અપ્રત્યક્ષ પરિચય તો હતો જ. એ પ્રથમ પરિચયે જ તેમનો નિખાલસ અને માયાળુ સ્વભાવ મને ગમ્યો. અને આ ટૂંકા પરિચય પછી ૮-૯ વર્ષે વધુ પરિચય થયો ભરૂચમાં. ત્યાં પણ તેમને મળવાનું નિમિત્ત તો મારી બિમારી હતું. પણ ધીમે ધીમે અમારા પરિચયે મૈત્રીનું સ્વરૂપ લેવા માડ્યું. સમાન ગુણશીલ વ્યક્તિઓ વચ્ચે જે મૈત્રી સહજ રીતે પાગરે છે તેવી આ મૈત્રી બની. કબીરજીએ ઠીક જ કહ્યુ છે, 'સહજ મિલા સો દૂધ બરાબર.' અમારી મૈત્રી એવી દૂધ બરાબર નીવડી છે એમ હુ કહું છું ત્યારે બાપાલાલભાઈનાં સૌજન્યનો મને થયેલો મધુર અનુભવ મારા મનમાં ઊપસી આવે છે.

વળી કેટલાક વર્ષોનો ગાળો વીતી ગયો. તેઓ આયુર્વેદ મહાવિદ્યાલયના આચાર્યપદે નિયુક્ત થયા અને સુરતમાં આવી રહ્યા. તે પછી અમારી મૈત્રી એકધારી પુષ્ટ થતી આવી છે.

વૈદ્ય તરીકે બાપાલાલભાઈ એટલા સુપ્રસિદ્ધ છે કે તે અંગે મારે કંઈ ઉમેરવાનું રહેતું નથી. એટલું જ

કહું કે મારે પોતાને માટે અથવા મારા કોઈ વિદ્યાર્થી-વિદ્યાર્થિની માટે વૈદ્યકીય સલાહ લેવાનો પ્રસંગ આવે છે ત્યારે હું પ્રથમ તેમની સલાહ લઉં છું

તેમના સૌજન્યનો એક નાનો પ્રસંગ યાદ આવે છે. ચારેક વર્ષ પહેલા વેડછી આશ્રમના મૂળ પુરુષ સ્વ. ચુનીભાઈ મહેતા મઢી આશ્રમમા લકવાની બિમારીથી પીડાતા હતા ડૉક્ટરી ઉપચારો તે ચાલતા હતા પણ તેથી કંઈ રાહત નહોતી થતી. તેવામા હું મઢી ગયો ત્યારે મે ચુનીભાઈને કહ્યુ, "તમે કહો તો આપણે બાપાલાલભાઈને બોલાવીએ અને તેમની સલાહ પ્રમાણે કરીએ." ચુનીભાઈ તેમના સ્વાભાવિક સંકોચ સાથે બોલ્યા, "પણ આપણે એમને બોલાવીએ તો તેઓ આવે ખરા? એમને તકલીફ અપાય?" મેં શ્રદ્ધાપૂર્વક જણાવ્યુ, "તમે એ વાતની ચિંતા ન કરો. હું તેમને તમારી માંદગીની વાત કરી અહીં આવવા કહીશ. તેઓ મારા મિત્ર છે અને તમારે માટે અવશ્ય આવશે." "તો તો એમને જરૂર બોલાવો." ચુનીભાઈએ સંતોષપૂર્વક કહ્યુ. "હવે તો એમની જ દવા કરવાનું મન છે"

હું તરત સૂરત ગયો અને બાપાલાલભાઈને ચુનીભાઈની માંદગીની અને તેમની લાગણીની વાત કરી અને તેમણે જરા પણ આનાકાની વિના અસાધારણ સહજ રીતે મઢી આવવાનુ સ્વીકાર્યું. બીજે દિવસે તેઓ આવ્યા અને ચુનીભાઈ પાસે બેસીને નિરાતે વાતો કરી. તેમની વાતોથી ચુનીભાઈને ઘણો સંતોષ થયો અને તેમની દવાથી કઈક લાભ પણ માલમ પડ્યો, જો કે છેવટે તો તેમનો રોગ જીવલેણ નીવડ્યો.

બાપાલાલભાઈની વીરતાનો એક પ્રસંગ તો જાણીતો છે. મુબઈ જતાં રેલવેના પ્રથમ વર્ગના ડબામા તેમને એકલા જોઈ એક સભ્ય પોષાકમા સજ્જ એવા ગુંડાએ તેમના પર આક્રમણ કર્યું ત્યારે લાચારીને વશ ન થતા તેમણે રીતસર બહાદુરીપૂર્વક શરીરબળથી તેનો સફળ સામનો કર્યો અને પરિણામે તે ગુંડો ગાડીની ગતિ ધીમી પડી તે લાગ જોઈને ઊતરી નાઠો. તેમને એ ઝપાઝપીમા કંઈક વાગેલુ પણ ખરું. આ પ્રકારની સાચી ક્ષાત્રવૃત્તિની આપણા સમાજજીવનમા કેટલી બધી જરૂર છે તે કોણ નથી જાણતું?

શ્રી. બાપાલાલભાઈ આયુર્વેદના સાચા પણ વિવેકદૃષ્ટિવાળા ઉપાસક છે. આયુર્વેદનો ખરેખરો ઉદ્ધાર થવાનો હશે તો આયુર્વેદના તેમના જેવા જ્ઞાતા અને પ્રેમી વૈદ્યોના હાથે જ વહેલોમોડો થશે સરકારી તંત્ર આજે જોઈએ તેટલું અનુકૂળ નહિ હોય તો આવા પુરુષાર્થીઓના પ્રયત્નોથી આવતી કાલે તે પણ અનુકૂળ થશે, એ વિષે શંકા નથી અને શુદ્ધ અને મિશ્ર આયુર્વેદ અંગે જે દીર્ઘ ચર્ચા ચાલી આવી છે, તેનું સુયોગ્ય સમાધાન પણ વહેલું-મોડું થઈને જ રહેશે

ભારતની જનતાની પ્રકૃતિને અનુકૂળ એવા આયુર્વેદની સેવા, સંશોધન અને ઉત્કર્ષ અર્થે બાપાલાલભાઈની શક્તિઓ ઘણી ઉપયોગી છે. વળી તેઓ માત્ર વૈદ્ય છે એવુ નથી. તેઓ એક આત્માર્થી પુરુષ પણ છે, અને તેમની સાથે ગાંધીજીના કર્મયોગની અને શ્રી. અરવિંદના જ્ઞાનયોગની વાતો–ચર્ચાઓ નીકળે છે, ત્યારે તેમનું તે આત્માર્થી હૃદય જોઈ ઘણો સાત્ત્વિક આનંદ થાય છે.

ગરવી ગુજરાતના ગરવા ગુજરાતીઓની નામાવલિમાં શ્રી. બાપાલાલભાઈનું નામ મૂકવામા યોગ્ય પુરુષની યોગ્ય કદર કરવા ઉપરાત, વધુ કંઈ આપણે નથી કરતા એવી મારી ખાતરી છે.

શ્રી. બાપાલાલભાઈ આયુર્વેદની અને જનતાની સેવા અર્થે નીરોગી અને કર્મરત જીવનની બીજી ૪૦ દિવાળી પૂરી કરે એવી અભિલાષા, એમની ષષ્ટિપૂર્તિ પ્રસંગે રાખીએ તો તે સર્વથા ઉચિત જ છે.

---

# શ્રીપંચ બાપાલાલભાઈ

મહોપાધ્યાય ડૉ. કે. વી. નાથ
L. A. M., સાહિત્યાયુર્વેદાચાર્ય, દર્શનશાસ્ત્રી

નામ લખવાની ઢબે તો કોઈ બંગાળી કવિરાજ સમજાય પણ તેઓ પટ્ટણી સ્નાતક છે અને આયુર્વેદ ઉપરાંત અનેક ક્ષેત્રે તેમણે સિદ્ધિ હાંસલ કરેલી છે. છતાં તેમના જ્ઞાનનો લાભ ગુજરાતને હજુ જોઈએ તેવો મળી નથી શક્યો.

ષષ્ટિપૂર્તિ જેની ઊજવાય એ વ્યક્તિની વયોવૃદ્ધમાં ગણતરી કરીએ તો એનામાં વાર્ધક્યનો આરોપ અકાળે કરવા જેવા આપણે ધૃષ્ટ બન્યા છીએ એમ કોઈ નહિ કહે.

જેનું બહુમાન કરવા નાનાવિધ અનેક ચિકિત્સકો સંમતિ આપી ચૂક્યા છે એની ગણનરી જ્ઞાનવૃદ્ધમાં કરીએ તો અપૂજ્યપૂજનના કર્મને અનુમોદીએ છીએ એમ પણ કોઈ નહિ કહે.

સત્યની સામે ઝઝૂમવાનું જોમ જે જણાવે છે તે, વયમાં વૃદ્ધ છતાં સત્ત્વથી યુવા છે એમ કહીએ તો સત્ય–ઉક્તિને બિરદાવનાર જનોને તે યોગ્ય જ લાગશે.

જ્ઞાનગ્રહણની તત્પરતા જેનામાં સતત રહેલી છે તે જ્ઞાનમાં વૃદ્ધ છતાં બાલસદશ છે એમ કહીએ તો "अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत्" એ નીતિશાસ્ત્રના વચનનું જીવંત ઉદાહરણ આપણે રજૂ કરીએ છીએ.

આ રીતે બાલ્યસહજ જિજ્ઞાસાપૂર્ણ જ્ઞાનજિઘૃક્ષા, યૌવનસહજ સત્ત્વપૂર્ણ વિજિગીષા અને વાર્ધક્યસહજ ભાવનાપૂર્ણ માનાર્હતાને એક સાથે ધારણ કરનાર શ્રીપંચ બાપાલાલભાઈ સર્વ અવસ્થાઓનું સંગમસ્થળ હોઈ જંગમ તીર્થસ્વરૂપ ગણવા પાત્ર છે.

ગુજરાતની પ્રજામા આકરતી જતી જે કેટલીક બાબતો હશે તેમાં જ્ઞાનપિપાસા અને વિદ્યાવ્યાસંગ એ બેનો વ્યાપક અભાવ મોખરે છે. એવા પ્રદેશમાં જન્મીને જ્ઞાનપિપાસાવાળો વિદ્યાવ્યાસંગને દિન પર દિન વર્ધિષ્ણુ પ્રકારનો બનાવી રાખવો એ એક ઘોર તપ છે. શ્રી. બાપાલાલભાઈ એવાં ઘોર તપના આચરનાર એક ગુજરાતી તપસ્વી છે.

સ્વાતંત્ર્યયુદ્ધના એ અહિંસક લડવૈયા, સત્યાગ્રહી સૈનિક, ખાદીપરાયણ, ગાંધીવાદી, વર્ણ કે ધર્મના ભેદ જાતે કદાચ નહિ માનતા હોય; છતા, તેમાં માનનારની એ માન્યતાને અબાધિત રીતે સાચવવાની કાળજી રાખનાર એ પોતાની રીતે અસ્ખલિતપણે સમાજની સેવા કરતા રહ્યા છે.

ત્રીસ સાલ પહેલાની વાત છે : પાટણના ઉજમશી પીતામ્બર આયુર્વેદ મહાવિદ્યાલયમાં વનસ્પતિશાસ્ત્રના વિષય ઉપર વ્યાખ્યાનો આપવા એ આવેલા, ત્યારે, હુ તે કૉલેજમા ભણું. તેઓશ્રીનાં પ્રથમ દર્શન થયેલાં–સૌમ્ય મૂર્તિ, શાંત દષ્ટિ, મૃદુ વાણી, મધુર મુખમુદ્રા, મંદ ગતિ, મિલનસાર સ્વભાવ : આ બધું તો એ જ વખતે એમનામાં જે જોવામા આવ્યું તે, એવું અંકિત થઈ ગયું કે, હજી એવું જ તરી આવે છે. બીજા પણ વ્યાખ્યાનકર્તાઓ જે ત્યા આવેલા, લગભગ તે બધાનાં

વ્યાખ્યાનો પોતે ધારણ કરેલી વિદ્યાના અહંથી ઓતપ્રોત દેખાતાં હતાં, જ્યારે શ્રી. બાપાલાલભાઈનું નિરહં વ્યાખ્યાન એમની વિશિષ્ટતા હતી.

બેએક વર્ષ બાદ મારા સહાધ્યાયીઓ ખબર લાવ્યા કે બાપાલાલભાઈ વાઘ બનીને અહીં આવવાના છે. હું વિચારમાં પડયો કે એમને હઠયોગનો અભ્યાસી કોઈ ગુરુ મળી ગયો હશે ને કાયાપલટની વિદ્યા શીખવી ગયો હશે; તે વિદ્યાનું વ્યાખ્યાન કરવા આવતા હશે કે શું? પણ તે માટે વાઘ બનીને શું કામ આવે? અહીં આવીને વાઘ કયાં નથી બનાતું? મારા મિત્રોને મારો આ મુંઝવાડો મેં કહી બતાવ્યો. એમણે પણ મારી ગેરસમજનો લાભ લઈ ટોળમાં કીધું કે, હા; એમ જ કરશે. અહીં આવીને જ વાઘ બનશે. પણ આપણે બધા બીતાં રહીશું એટલે વાઘ બનીને જ આવ્યા એવું કહેવાશેને? એવું એવું જાણવાની અને કરવાની મને મૂળથી આદત એટલે ત્યારથી હું ઉલ્લાસમાં આવી ગયો.

પણ મારો એ ઉલ્લાસ ટકયો નહિ. પછી તો એ પરીક્ષક બનીને આવ્યા. મેં પેલાઓને પૂછયું કે, આ વાઘ બનીને આવવાના હતા તે કેમ ઊડી ગયું? મને જવાબ મળ્યો કે, માણીઓના વાઘ બનાય એવું ય અત્યારે કોને આવડે છે? પરીક્ષક આપણા પરીક્ષાર્થીઓના હિસાબે તો વાઘ ખરા કે નહિ? એમને આવેલા જોયા છે ત્યારનો જીવ અદર ને અદર છે. એ વાઘ નહિ તો બીજું શું? વાઘ શબ્દમાં રહેલી લક્ષણા ત્યારે મારા લક્ષમા આવી.

સૌએ કલ્પેલો આ વાઘ તો નીરક્ષીરનો વિવેક કરનાર અને સાચાં મોતીનો ચારો ચરનાર માનસ સરોવરનો હંસ છે; એવો અકલ્પિત અનુભવ મને એ પરીક્ષામાં થઈ ગયો.

વાત એમ બની કે રસશાસ્ત્રના એ પરીક્ષક અને હું એ વિષયનો પરીક્ષાર્થી. પહેલો નંબર રહેતો હોઈ મારો વારો એમની પાસે જવામાં પહેલો આવ્યો. વાઘના પાંજરામાં પ્રવેશ કરતાં જેટલી બકરાને એટલી ત્યારે મને દિલમાં શેહ. છતાં, પ્રથમદર્શને તેમની પડેલી છાપની અને હૂંફ ખરી. એટલે હૃદયનું લબુક-ડબુક ઓછું વધ્યું. પ્રેકટીકલની મારી નોંધ એમણે જોવા માગી. નામ વાંચીને મને કહે કે, તમે જ કે આ? મેં હા કીધી. પણ મનમાં ડખો પડયો. જે થાય તે ખરું; એમ કરી, હિંમત સાચવી રાખી. એમ હશે કે, આ પહેલાં મેં એક લેખ લખેલો. તેમાં શ્રીગણનાથસેનની શરીરવિષયક કોઈ સમન્વયની માન્યતા સામેના મારા વાંધાની મેં કરેલી શાસ્ત્રીય ચર્ચા તેમણે વાંચી હશે. એટલે પ્રેકટીકલની મારી નોંધમાં મારું નામ નજરે પડતાં મને ઓળખી લીધો.

પછી તો તેમણે નોંધનું પાને પાનું ફેરવી લીધું. એક શબ્દની જોડણીમાં મારી ભૂલ ગોધી કાઢી. મને કહે કે, તમે સંસ્કૃતના વિદ્વાન થઈને જોડણીની આવી ભૂલ કરો તે કેમ ચાલે? મારે તો પરીક્ષામાં પ્રથમ ગ્રાસે જ મક્ષિકા આવી પડી. હું મૌન રહું તો મારી ભૂલ સાબિત થાય. જવાબ દઉં તો વિફરેલો વાઘ શું ન કરે? મારી નહોતી એવી ભૂલ સ્વીકારવા હું તૈયાર નહોતો. મેં કહી દીધું કે, હું સાચો જ છું અને હું જ સાચો છું. વિદ્વાન પરીક્ષક પરીક્ષાર્થીનું એવું અહં કેમ ચલાવી લે? એમણે કીધું કે, તમે જ ખોટા છો અને તમે ખોટા જ છો.

હવે તો અમે પરીક્ષક-પરીક્ષાર્થી ન રહ્યા. અતુલ્ય કક્ષાના અમે વિજિગીષુ પક્ષકારો બની ગયા. પ્રમાણની અપેક્ષા ઊભી થઈ. ગ્રંથ મંગાવ્યો ગ્રંથના આધારે મારું ખોટું નથી એટલું તો નક્કી થયું. એમનું ખોટું છે એવું પણ એમાથી જ નક્કી થતું હતું છતાં, વિકલ્પનો કલ્પિત આશ્રય લઈ તેમનું ય સાચું ઠરાવવા દલીલથી મને કસવા માંડયા. વ્યાકરણનો આધાર આપી જ્યારે એમના એ વિકલ્પને નિરાધાર બનાવ્યો ત્યારે એ વિવાદનો અંત આવ્યો.

અંતે મારી પ્રેકટીકલની નોંધ પાછી આપતાં મને બહાર જવા અને બીજા પરીક્ષાર્થીને અંદર મોકલવા કીધું. મારી પરીક્ષા લેવાની હજી બાકી છે એમ મેં યાદ કરાવ્યું ત્યારે કહે કે, નથી લેવી. એ સાંભળી મારા તો હાંજા ગગડી ગયાં.

આજનો છે એવો એ જમાનો હોત તો માર્કમાં ચોકડો જ મૂકાઈ જાત, ખબર છે? આજે તો પાસ થવાના સોદા પૈસાથી થતા ક્યાંક સંભળાય છે. તો ક્યાંક સુટ–સાડી સારાં દેખાતાં તેની ભેટ માગી લેવાય છે પરીક્ષકનાં લખેલાં પુસ્તકો ક્યાંક ખરીદવાં જ પડે છે. તો ક્યાંક દેહ સાથે લેવાતી છૂટછાટ ચલાવી લેવી જોઈએ છે. ક્યાંક ખાંડાની ધાર પર 'જી, હજુર'ની નીતિ સાચવવી પડે છે, તો ક્યાંક પોતાની ખીજે વગ હોય તે પરીક્ષક જાણી ન જાય તેટલા સાવધ રહેવું પડે છે. પરીક્ષા આજે પવિત્ર નથી રહી. આવું બધું હું સાંભળું છુ ત્યારે એ વખતના ભદ્ર પરીક્ષકો પ્રત્યે માનના ભારથી મસ્તક આપોઆપ ઝૂકી જાય છે. અને એમાય આવો વિવાદનો પ્રસંગ બન્યા બાદ પરીક્ષક કોપે નહિ એ વાતની તો ત્યારે ય નવાઈ ગણાતી.

અંતરનો વિષાદ મારા મો ઉપર ઉભરાઈ આવ્યો. મેં કહ્યું કે, મારી પરીક્ષા તો લો. મારે પાસ જ થવાનું નથી. પહેલો નબર ન આવે તો મારી મેરીટ સ્કોલરશિપ જાય! પણ તે કહે કે, પરીક્ષા થઈ ગઈ; જાઓ. ચિંતા કરશો નહિ.

પરીક્ષકની આવી સ્વમતખંડનસહિષ્ણુતા, નિખાલસતા, વિઘ્નેકપક્ષપાતિતા અને ઉદાર ન્યાયપ્રિયતા એ વખતે પણ એકત્ર મળવા વિરલ જ હતા.

આગળ પાછળનું વેર ન હોય કે ભૂખ પણ ન હોય, છતાં વાઘ સામે માણસનું આવી જ બને છે. એમ પરીક્ષકે ય વાઘ બનીને આવે છે; એટલે એમની સામે પરીક્ષાર્થીનું અકારણ પણ આવી જ બને. તો આ પ્રકારનો વિવાદ થયા પછી એમા પૂછવુ જ શું? પણ મને જાતઅનુભવ થયો કે, વાઘની જાતના હિંસાખોર પરીક્ષક આ નહોતા. પવિત્ર માનસજન્મા શુભ્ર રાજહંસોની જાતના નીરક્ષીરનો વિવેક કરનાર એ, સાચા અર્થમા પરીક્ષક હતા. પરીક્ષકની ગુણગ્રાહિતારૂપી ગૌરવશ્રીથી એમનુ અતર પ્રોજ્જ્વલ હતું.

જનહિતનો હેતુ અક્ષત રહે એ જ માત્ર કામનાથી તત્કાળ મળતો અર્થલાભ, અધિકારલાભ, પ્રસિદ્ધિલાભ વગેરેને જતા કરીને પોતાનું જીવતર તેમણે કેવું ગૌરવવાળું બનાવ્યું છે તેનો એક પ્રસંગ મને નોંધવા જેવો લાગે છે.

મુબઈમાં એક પબ્લિક લિમિટેડ કંપની આકાર ધારણ કરતી હતી. દવાઓનું મેન્યુફેકચરીંગ પણ એનું એક મુખ્ય ઉદ્દિષ્ટ કાર્ય હતું. શ્રી. બાપાલાલભાઈને તેમાં ડાયરેકટર કે ચેરમેન તરીકે સ્થાન આપવાના ઇરાદાથી મારી મારફત તેમની સાથે વાતો થઈ. એ બાબતમા એમણે એક નન્નો જ ભણી દીધો. આવું સ્થાન સામેથી આવી મળતું હોય તો ખાઉકણુ માણસને દૂઝણી ગાય દોહી પીવા મળી કહેવાય. પણ તેમને એ મંજૂર ન હતું. તેની પાછળ કારણ એ હતુ કે, એમનુ નામ જે કંપનીમાં હોવાનું સંભળાય તે કંપનીમા નાણાં અને ધંધાનુ ભાવિ ઊજળું સમજીને લોકો તેના શેરહોલ્ડર થાય અને પછી કંપનીનું સુકાન તેમને હસ્તક ન રહે તો નાણાં ભરવા બધાઈ ચૂકેલા શેરહોલ્ડરોનું હિત કેવું ઘવાય? કેવી ગરવી એ જનહિત કામના!!

કોલેજ સ્ટુડન્ટ ગમે ત્યારે ગમે તેવું 'ન્યુસન્સ' કરી બેસે તો નવાઈ નહિ. એવા વિદ્યાર્થીઓના દિલ જીતી લેવાનું કામ સહેલુ તો નહિ જ ને? મેં જ્યારે જાણ્યું કે, બીજા અધ્યાપકો વિષે વિદ્યાર્થીઓમાં એકસરખું માન દેખાતું નથી; છતાં શ્રી. બાપાલાલભાઈ માટે સહુના દિલમાં એકસરખા પ્રકારની હેતભરી ભાવના છે, ત્યારે લોકના લાડીલા નેતા શ્રી. નેહરુ મારી નજરે આવ્યા. આ મુદ્દા ઉપર કોઈની ય ઉપમા જો એમના માટે મેળવી શકાય તેમ હોય તો તે નેહરુની જ. વિદ્યાર્થીઓના એ લાડીલા આચાર્ય છે. એ લાડ વાણીદ્વારા વ્યક્ત કરવા વિદ્યાર્થીઓ તેમને માટે 'બાપાજી'નું મળી ગયેલું ગરવું પદ ભાવપૂર્વક વાપરે છે. અધ્યાપક તરીકે એ ઓછા ગૌરવની વાત નથી.

સ્નેહાધિકારનાં કર્તવ્યના ભોગે પદાધિકારનાં કર્તવ્યો કે પદાધિકારનાં કર્તવ્યોના ભોગે સ્નેહાધિકારનાં કર્તવ્યો બજાવવા જેવી વિષમ નીતિ તેમણે અખત્યાર કરી નથી. મારામાં એમનો સ્નેહ ઓછો નહિ.

પદાધિકારની મર્યાદાનું એક કામ કરી આપવા એમને મે વિનતિ કરી. એની વિગતો વિષયાંતરમા ગણાઈ જાય એવી છે એટલે અહીં નહિ આપુ પણ એટલું કહીશ કે, એ કામ મુશ્કેલીથી પણ સાધ્ય હોય એવી આશા ત્યારે ન હતી એમના મગજમા દ્વન્દ્વ જાગ્યુ. સ્નેહાધિકારને અવગણવો ન હતો દિલ કહેતુ હતુ કે, આટલુ કામ ન કરાય તો સ્નેહનો ઉપયોગ શુ ? દિમાગ કહેતો હશે કે, પદાધિકારનો ગેરલાભ કોઈને ય લેવા દેવાય કેમ ? આખરે પદાધિકારની મર્યાદામા રહીને સ્નેહાધિકારનુ એ કામ એમણે ઉકેલ્યુ જો કે એ ઉકેલ વિષમ નીતિથી વર્તનારના હિસાબે પૂર્ણ સંતોષદાયક નહોતો, છતા એ ઉકેલ તો હતો જ જન્મટીપના અપરાધીને છ જ માસની સાદી સજા થાય તેવો મતોષદાયક

આવો બીજો પ્રસંગ પણ મારી જાણમા છે જેમા ઉપર પ્રમાણેનુ કર્તવ્ય બજાવવા જતા સ્નેહીના દૌમનસ્યને વહોરી લેવા વારો તેમને આવ્યો છે, છતા પદાધિકારના કર્તવ્યનુ તેમણે યથાર્થ પાલન કર્યુ છે અને 'न चम देहमाश्रित्य वैर कुर्वीत कनचित्'—એ ન્યાયે એમણે એમની સાથે આવા પ્રસંગોના પરિણામે મનમા વૈરભાવ વાળ્યા નથી

આ રીતે સ્નેહના અને પદના કર્તવ્યોની વિભાગવાર મર્યાદા બાંધી એકમાથી બીજાની ખાતર ચલિત ન થવાય તે રીતે વર્તવાની ધારી પાડી, તેને તેઓ ચુસ્તપણે વળગી રહે છે તે, તેમની તટસ્થભાવનાનુ ગૌરવ વધારે છે

બનવા જોગ છે કે, આ બધા પ્રસંગોમા બીજાઓ એમને જોવાનુ દૃષ્ટિબિંદુ બીજુ રાખતા હોય તો જુદી રીતે જુએ એમ પણ બને કે, એમની ખુદની દૃષ્ટિ પણ વર્ણિત પ્રસંગોને એ રીતે જ જોનારી ન ય હોય છતા એમની જીવનપ્રણાલીને સમગ્રરૂપે નિહાળતા મારી દૃષ્ટિમા જે જે પ્રસંગોમા એમનુ જેવુ જેવુ રૂપ દેખાયુ છે તે તો આવા વિવિધ ગૌરવપ્રદ લક્ષણોથી ભરેલુ છે

નીતિનુ એક સુભાષિત છે કે, विद्या विनयन शोभते। આ વાક્યને એમનામા યથાર્થ થતુ એવા મળ અને સમજે મે જોયુ કે, એટલી નમ્રતા એમની કક્ષાના કોઈ પણ વિદ્વાનમા મને હજી જોવા મળી નથી. અને મળે એવી આશા રાખુ તો આકાશકુસુમવત્ લેખાય

પ્રસંગ એવો હતો કે, જામનગરના પોસ્ટ-ગ્રેજ્યુએટ ટ્રેઈનિંગ સેન્ટરની પદવી-પરીક્ષામા કાયચિકિત્સા-વિષયના પરીક્ષક વારાણસીના શ્રી સત્યનારાયણ શાસ્ત્રી નિમાયા હશે પણ સાભળવા પ્રમાણે પોતાની માદગીના કારણે તેમનાથી એ કામ પતાવવાનુ બને તેમ હતુ નહિ તત્કાળ બીજા મહાવિદ્વાન્ પરીક્ષક નીમવાનુ જરૂરી બન્યુ અને શ્રી બાપાલાલભાઈ ઉપર નજર ઠરી મૌખિક પરીક્ષા લેવા તેઓશ્રી જામનગર આવી રહ્યા છે એવી મને ખબર મળતા બીજાઓની સાથે હુ પણ સ્ટેશન ઉપર ગયો આયુર્વેદના શાસ્ત્રમા અને રાજકારણમા તલસ્પર્શી ચીવટવાળા એક વિદ્વાન મહાનુભાવ અધિકૃત રીતે તેમને લેવા સ્ટેશને આવ્યા હતા. ગાડીમાથી ઊતરતા જ શ્રી બાપાલાલભાઈએ સહુથી પહેલુ જે કાર્ય કર્યુ તે આ વિદ્વાન મહાનુભાવની ચરણવંદના કરવાનુ હતુ બીજા વિદ્વાનોની અને જનતાની વચ્ચે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર આવા મોભાથી આવનાર વિદ્વાન આવી નમ્રતા બતાવે એ જોઈને મે આંખો ચોળીને ખાતરી કરી જોઈ કે, મારુ આ જાગ્રત સ્વપ્ન તો નથી ને ! કેવી ગૌરવભરી નમ્રતા ! !

જીવનની પૂર્વ ક્ષિતિજ પર આવ્યા પછી તે સ્વાતંત્ર્યયુદ્ધના સત્યાગ્રહી સૈનિક હતા હવે જીવનની પશ્ચિમ ક્ષિતિજ પર ઢળવાનો સમય આવતા તેમણે ઉચ્ચ હોદ્દો મેળવી લીધો છે આયુર્વેદના જીવનમરણનુ નિર્ણાયક ધર્મયુદ્ધ લડવા માટે શુદ્ધ અને મિશ્રના બે વ્યૂહમા વહેચાઈ ગયેલી વૈદ્યચમૂના એક પક્ષે શ્રી બાપાલાલભાઈ સત્યાગ્રહી સેનાની બની ચૂક્યા છે પડકારવાની તેમની રીતમા ખમીર છે તે વીરત્વવાળી હોઈ સેનાનીને ગૌરવ આપે તેવી છે

વૈદ્ય તરીકે, અધ્યાપક તરીકે, લેખક તરીકે, ગ્રથકાર તરીકે, સપાદક વગેરે તરીકે, સરકારમા, યુનિવર્સિટીમા, મહાસમેલનોમા, સરકાર નિયુક્ત સમિતિઓ વગેરેમા એમને જે સ્થાન પ્રાપ્ત થયેલા

છે તે તેમના ગૌરવને અનુરૂપ છે એ વાત સર્વવિદિત હોઈ એનું પિષ્ટપેષણ અહીં નહિ કરું.

ઉપર વર્ણવેલા વિવિધ પ્રસંગોમાંથી એ સ્પષ્ટ થાય છે કે, શ્રી. બાપાલાલભાઈમાં ઉચ્ચ કક્ષાના મનુષ્યમાં હોવા જોઈએ તેવા-દેવમાનવના ગુણો એકઠા મળેલા છે. એમનામાં વૈદ્ય તરીકેનું ગૌરવ વધારનારા ગુણો અંગે મેં આમાં કશું ક્યાંય લખ્યુ નથી કેમકે એમને એ સ્વરૂપે પરખાવનારા બીજાઓ હશે. એટલે એની પુનરુક્તિ ન થાય એવું ઇચ્છયું છે. આયુર્વેદમાં એક રસાયન નામનું અંગ છે એ રસાયનનું સેવન કરનારની કાયા વાર્ધક્યરહિત બની, દીર્ઘ આયુષવાળી થાય છે. એમાં મુખ્ય ચાવીરૂપ એક વાત એવી છે કે, ગમે તેવું સારું રસાયન માણસ સેવે, પણ જો આયુર્વેદોક્ત આચારરસાયનનું સેવન તેની સાથે કરવામાં ન આવે તો રસાયનનું ફળ તેને મળતું નથી. એવી રીતે વૈદ્યમાં બીજા બધા ગુણ ભલે ગમે તેવા સારા અને ગમે તેટલા વધુ હોય; પણ જો મનુષ્યત્વના મુખ્ય ગુણોનું સંપાદન તેણે કરેલું ન હોય તો વૈદ્ય તરીકેના તેના ગુણ પૂર્ણ સફળતાને મેળવી શકતા નથી.

વિવિધ પ્રકારના આદર્શ મનુષ્યત્વના અંશો શ્રી બાપાલાલભાઈમા વિવિધક્ષેત્રે જે વિકસતા રહેલા છે; તે બધાની વચ્ચે જ તેમનું વૈદ્યત્વ પૂર્ણ ગૌરવવન્તુ બની પ્રકાશી રહ્યું છે. ઈશ્વર એમની એ ગુણગરિમાને અક્ષતમહિમાવંતી રાખી સુખી આયુષ આપે એ જ અમિત શુભેચ્છા.

---

## આયુર્વેદની દેણ

આ જ વાત આયુર્વેદ અને પાશ્ચાત્ય વૈદ્યકને ઉદ્દેશીને કહી શકાય એમ છે. વિશ્વને કંઈ આપવું હશે તો આયુર્વેદ જ આપી શકશે. આપણા દાક્તરો પશ્ચિમનું પોપટીયા જ્ઞાન જ ગોખે છે, પશ્ચિમની દવાઓ વાપરે છે, પશ્ચિમની ભાષામા બોલવામાં માન લે છે પરંતુ એથી ભારતની સંસ્કૃતિ નહિ ખીલે. પશ્ચિમનું ઉચ્છિષ્ટ ખાઈ ખાઈને આપણી સર્જનશક્તિ જ આજે મરી પરવારી છે આપણા દાક્તરોનો વિશ્વના વૈદ્યકમાં શો ફાળો છે? કશો જ નહિ. ભારત પાસે પોતાની સંસ્કૃતિ પેઠે અનોખી એવી આયુર્વેદ સંસ્કૃતિ પણ છે. એને ખોઇશું તો તે ભારતની શરમ લેખાશે અનુકરણ નહિ પણ સ્વતંત્ર સર્જન જ ભારતને મહાન બનાવશે.

ગુરુદેવ રવીન્દ્રનાથે ભારતની સંસ્કૃતિ વિશ્વમા વહેતી મૂકી છે એ જ એમની વિશેષતા છે. આપણે ભારતીઓએ આપણી પ્રાણવાન અનોખી સંસ્કૃતિનું જતન કરવું જોઈએ, આત્મનિર્ભર બનવું જોઇએ. સંસ્કૃતિ ભૂલેલી પ્રજા કદી મહાન થઈ ન શકે. આજની આપણી કેળવણી આત્માનું દારિદ્ર્ય કાઢનાર છે. પરસંસ્કારમુગ્ધ અધ્યાપકો અને છાત્રો કદી ભારતના ગૌરવમાં ફાળો નહિ આપી શકે.

# સત્યસમર્થક મુરબ્બીશ્રી. બાપાલાલભાઈ

મણિભાઈ બ્રહ્મભટ્ટ

અમારા સ્નાતકોના મણિ જેવા ભાઈ મણિભાઈ અમારી પહેલી સંસ્થાના અવશેષસમા ઉ. પી. રીસર્ચ યુનિટ, વડોદરાના મુખ્ય વૈદ્ય છે. આયુર્વેદિક લેખક તરીકે તેમ જ સુચિકિત્સક તરીકે તેમની સુવાસ દિનપ્રતિદિન વધતી જ જાય છે. ગુજરાત તેમની પાસે વિશેષ આશા રાખે તે સ્વાભાવિક છે.

આયુર્વેદના વિશાળ ક્ષેત્રમા જેઓએ પોતાના અપરિમિત જ્ઞાન અને અન્વેષક બુદ્ધિથી મને પ્રભાવિત કર્યો છે તેમાં મુ. શ્રી. બાપાલાલભાઈ મોખરે છે. મારા વિદ્યાર્થી જીવન દરમ્યાન મેં તેઓના સંશોધનદષ્ટિએ લખાએલ ગ્રંથો અને લેખોમાં તેમનામાં રહેલ સત્યશોધકદષ્ટિ ખુલ્લી થતી અનુભવી હતી. ગતાનુગતિક અધ્યાપન અને અધ્યયન જ્યાં મૂલ કરી ગયુ હતું તેવા આ ક્ષેત્રમાં આ આજીવન અભ્યાસકે ખળભળાટ મચાવ્યો. ખ્યાતનામ ટીકાકારો સામે અવાજ ઉઠાવી તેઓને જે સત્ય લાગ્યુ તે બેધડક રીતે તેમણે જાહેર કરવા માંડયુ અને કાલે કરીને જે કચરો જામ્યો હતો તે દૂર કરી આયુર્વેદના નિઘંટુને નવો ઓપ આપ્યો.

આધુનિક વિજ્ઞાન હરણફાળ ભરતું, વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં થતા નવા સંશોધનને પચાવતું આગળ વધી રહ્યું હતું. તેવે સમયે આ સત્યશોધકે તેની અવહેલના ન કરતા તેઓના મંતવ્યોને આયુર્વેદ જગત સમક્ષ ગરવી ગુર્જરગિરામા સમન્વય માટે મૂકયાં. આયુર્વેદનાં ઔષધોનો અભ્યાસ આ સમય દરમિયાન આધુનિક ચિકિત્સકોએ કરવા માંડયો અને તેઓનાં મંતવ્યો અને અનુભવો જગત સમક્ષ મૂકવા માડ્યાં. પ્રાણીશરીર પર તેના પદ્ધતિસર પ્રયોગો કરી તેથી જ્ઞાત થતું ઔષધિગુણવિનિશ્ચયનું જ્ઞાન બહાર આવવા માંડયું. પરન્તુ આ જ્ઞાનને સ્વીકારવાનું હજુ વહેલું જણાય છે, પ્રાણીશરીર પર થતી ક્રિયા માનવશરીર પર તેટલી જ અને તેવી જ થશે એમ માનવાને કારણ નથી. નૂતની વિજ્ઞાન પણ જુદાં જુદાં પ્રાણી પર થતી અસરમાં ફેરફાર વર્ણવે છે જ. અને જે વૃદ્ધ વૈદ્યો તે જ ઔષધિઓના પ્રયોગથી જે વ્યાધિઓની સફળતાપૂર્વક ચિકિત્સા કરે છે તે જ તેઓના અભ્યાસમા સિદ્ધ થતું નથી પણ જણાતું; છતા મુ. શ્રી. બાપાલાલભાઈએ તેઓના અનુભવોને પ્રયોગાત્મક રૂપમાં વૈદ્યો સમક્ષ મૂકયા હતા જ.

'જે આરોગ્ય અર્પે તે જ યોગ્ય ઔષધ' એ વ્યાપક સત્યને અનુસરીને તેમણે તો કલ્પી હતી 'સર્વતંત્રસમન્વયચિકિત્સા.' રોગીને કોઈ જ શાખાની પડી નથી, તેને તો જોઈએ છે વ્યાધિમાથી મુકિત અને તે જે અર્પે તે જ તેને મન સાચો ચિકિત્સક.

આધુનિક વિજ્ઞાનની આ કૂચથી તેઓ કદીય આભા બન્યા નથી. શીઘ્રફલપ્રદ કહેવાતી આ ચિકિત્સાનો ભય તેઓ પારખી ગયા હતા અને બે હાથ ઊંચા કરીને તેઓએ પોકારી પોકારીને 'નિસર્ગ'ની યાદ લોકો અને દર્દીઓને આપી છે કે શીઘ્રતારૂપી તેજથી અંજાશો નહિ, આયુર્વેદના સિદ્ધાંતો અને ચિકિત્સાસૂત્રો નિકષ પર સિદ્ધ થએલ સુવર્ણ છે. ભલે વ્યાધિમુકિતકાલ લાંબો રહે પરંતુ તે દર્દીને નબળ તો નહિ જ કરે.

આના સમર્થનમાં તેઓએ જે સત્ય મૂક્યું છે તેને કોઈ જ પડકાર કરી શકે તેમ નથી. તેઓનું કહેવું છે કે, જેમ નવજાત શિશુને યુવાવસ્થા પ્રાપ્ત કરતાં તથા બીજને અંકુરિત થઈ વૃક્ષમાં પરિણમતાં કાલની જરૂર છે તે જ રીતે વ્યાધિ કે જેનાં લક્ષણો વ્યક્ત થતાં અગાઉ આયુર્વેદાચાર્યોના જણાવ્યા પ્રમાણે સંચયાદિકાલમાંથી પસાર થવું જરૂરી છે તેને તે અગાઉની સ્વસ્થાવસ્થા પ્રાપ્ત કરતાં પણ સમય તો લાગે જ ને? આયુર્વેદનો ચિકિત્સાનો પાયો સામ ને નિરામ પર અવલંબિત છે. દોષપાકની જરૂર છે જ અને તેને માટે સમય જોઈએ જ.

આયુર્વેદમાં પણ રસવેત્તાઓએ આધુનિકોની માફક 'તીક્ષ્ણઉષ્ણ' અને વ્યવાયિદ્રવ્યોનો ઉપયોગ કરી સદ્યઃફલપ્રદ ચિકિત્સા વર્ણવી છે જ પરંતુ આ આયુર્વેદ તપસ્વી તેથી જરા આકર્ષાયા હોય એમ લેખકને લાગતું નથી.

તેઓનું કહેવું છે કે અત્યારે Antibiotics અને Hormones નો અવિચારપૂર્વક જે ઉપયોગ થઈ રહ્યો છે તેની શરીર પરની વિપરીત અસરનો ઇતિહાસ લખાશે ત્યારે જ ખબર પડશે કે સાચું શું હતું અને છે.

તેઓને મન આયુર્વેદ એટલે જીવનનું વિજ્ઞાન છે. આલોક અને પરલોકની મુક્તિનું સાધન છે. તેઓ વૈદ્યોને આધુનિક ચિકિત્સકના સમોવડીઆ જોવા ઇચ્છે છે. તેઓ ઝંખે છે આયુર્વેદના આઠે અંગોને ક્રિયામાં મૂકાએલાં જોવાનું અને તેથી જ તેઓએ મિશ્ર આયુર્વેદ માટે પ્રયત્નો આદર્યા હતા અને તેને આયુર્વેદ મહાવિદ્યાલય દ્વારા મૂર્ત કરી રહ્યા છે. તેઓને એવો આયુર્વેદ જોવો છે કે જે જગતભરમાં આવકાર પામે.

આયુર્વેદ પ્રત્યે ખૂબ જ મમતા ધરાવતા આવા તપસ્વી પુરુષ પર આયુર્વેદને છેદ દેવાનો આક્ષેપ કેટલાક વૈદ્યો તરફથી જ થઈ રહ્યો છે તેથી વધુ શોચનીય શું હોઈ શકે? તેવો વંટોળ ઊભા કરનારાઓને વધુ તો નહિ પણ તેઓના મંથી અને લેખો વાંચી જવાની સલાહ આપીએ છીએ જેથી તેઓ જ નિર્ણય કરી શકશે કે આ અંગે અભ્યાસીએ આયુર્વેદ પચાવવા કેટલું તપ કર્યું હશે.

વિજ્ઞાન કોઈની મૂડી કે વારસો નથી. બળદગાડાના જમાનામાંથી આપણે સ્પુટનીકના જમાનામાં આવ્યા છીએ ભગવાન કાલ સાથે કદમ મીલાવી નહિ ચાલીએ તો ક્યાંય અંધારામાં ફેંકાઈ જઈશું એમ તેઓ કહે તો તેમાં ખોટું શું છે?

આયુર્વેદ મુ. શ્રી. બાપાલાલભાઈ ને મન માનવસેવાનું શાસ્ત્ર છે. તે એકલું ક્યોપાર્જનનું શાસ્ત્ર નથી. તેઓને મેં વારંવાર કહેતા સાંભળ્યા છે કે 'ચિકિત્સા' બે જણા જ સફળતાથી કરી શકે–એક રાજા અને બીજો ફકીર.' અર્થાત્ ચિકિત્સક લોભથી પર હોવો જોઈએ. રાજા ધનાઢ્ય હોઈ કીમતીમાં કીમતી દવા ગમે તેટલા દિવસ સુધી આપતાં અને તેની પાછળ ગમે તેટલો ખર્ચ કરતાં અચકાશે નહિ. તે જ રીતે ફકીર, જે નિસ્પૃહ અને પરકલ્યાણ જેનું વ્રત છે તેવો તે, પોતાના લાભનો કશો જ વિચાર નહિ કરે અને તેથી જ તેઓ સફળ ચિકિત્સક બની શકશે. આ આદર્શની સામે આધુનિક ચિકિત્સકને જરા સરખાવીએ તો?

વિપુલ લાલસાઓથી ભરપૂર, ભૌતિક સાધનોની સહાય વિના જેને રોગનિદાન સાધ્ય નથી અને જે પોતાના ભભકાથી દર્દીને આંજવા મથે છે તેવો આધુનિક ચિકિત્સક અને તેની જ સામે લાલસાથી મુક્ત ફકીર.. આ ચિત્ર જ બોલશે કે દર્દીને દવાખાનામાંથી આશાનો તંતુ કોણ અર્પશે.

ત્યારે આધુનિક સદ્યઃફલપ્રદ દવાઓના વપરાશથી થતી વિક્રિયાની નોંધોનો જથ્થો પ્રતિદિન વધતો જ જાય છે તે સામે આંખમીચામણાં કરી શકાય તેમ પણ નથી.

મુ. શ્રી. બાપાલાલભાઈની સાધના ફળતી જણાય છે. જનસમુદાય જાગ્યો છે. આયુર્વેદ માટે લોકોની માગણી વધતી જાય છે. પરંતુ વૈદ્યોમાં આ સંક્રાતિ કાલમાં બુદ્ધિભેદનું પાપ ધકેલી આધુનિક ચિકિત્સક–સમુદાય કાખલી કૂટે છે અને તે સામે તેઓશ્રીએ 'ભિષગ્‌ભારતી'માં વારંવાર વ્યથિત હૃદયે પોકાર પાડયા છે. પરંતુ વૈદ્યો કમનસીબે બે છાવણીમાં વહેંચાઈ ગયા છે.

તેઓએ હમેશાં આયુર્વેદના વિકાસ માટે કોલેજો કરતાં વધુ રુગ્ણાલયો ઉઘાડવા માગણી કરી છે. આયુર્વેદને સ્વતંત્ર રીતે જીવતો લેવાનો તે જ માર્ગ છે પરંતુ વૈદ્ય આઠે અંગમાં દષ્ટકર્મા અને કૃતકર્મા હોવો જરૂરી છે. લુપ્ત ક્રિયાઓ પુનર્જીવિત લેવાની અને જે ન હોય તે આધુનિક વિજ્ઞાનમાંથી લેવાની તેઓની માગણી છે અને તે રીતે તેઓએ તૈયાર કરેલ સ્નાતક વર્ગ સમગ્ર ગુજરાત અને બીજે પણ વ્યુત્પન્ન વૈદ્ય તરીકે સુવાસ ફેલાવી રહ્યો છે અને મુ. શ્રી. બાપાલાલભાઈની સાધના સિદ્ધ થઈ છે તેની સાક્ષી પૂરી રહ્યો છે.

આવા મુ. શ્રી. બાપાલાલભાઈને ષષ્ટિપૂર્તિ પ્રસંગે મારી નમ્ર અંજલિ અર્પું છું અને તેઓને ચિરાયુષ્ય અર્પવા પ્રભુ પ્રાર્થના કરતો વિરમું છું.

---

## રાળનો મલમ

રાળનો સૌથી વધુ જાણીતો ગુણ અગ્નિદગ્ધ ઉપર ઠંડક અને રૂઝ લાવવાનો છે. આ માટે રાળનો મલમ નીચે મુજબ બનાવવામાં આવે છે. ઘી, મીણ, રાળ સમાન ભાગે લેવાં. ઘી ગરમ કરવું. તેમાં મીણ નાખવું. મીણ મળી જાય એટલે રાળનું સૂક્ષ્મ ચૂર્ણ નાખવુ અને હલાવી એકરસ થાય એટલે તરત જ ત્રણેને એક મોટી થાળીમાં ઠંડું પાણી ભરી રાખ્યું હોય તેમાં નાખવુ. પછી હાથ વડે ફીણ્યા કરવુ. જેમ ફીણવામાં આવશે તેમ સફેદ રાળનો મલમ ફૂલતો જશે. આ મલમને સ્વચ્છ મોટી કાચની બરણીમાં ભરી લેવો અને તેને પાણીમા ડૂબાડી રાખવો. કોઈ પણ કારણથી દાઝયુ હોય તેની ઉપર રાળનો મલમ રામબાણ છે. એનાથી બળતરા તરત શાંત થઈ જાય છે, વ્રણ જલદી રુઝાઈ જાય છે. મલમલના બારીક કકડા ઉપર રાળનો મલમ પાથરીને બળેલા ભાગ ઉપર રાખ્યા કરવો.

# આયુર્વેદના વીર સેવક બાપાલાલ

વૈદ્ય પ્રધાન હંસરાજ તન્ના ઠક્કર

શેઠ સુરજી વલ્લભ આયુર્વેદીય ઔષધભંડાર, મુંબઈમાં, તન્નાજી વનસ્પતિના નિષ્ણાત વૈદ્ય તરીકે વર્ષો સુધી સેવા આપતા રહ્યા. મુંબઈ સરકારની ડ્રગ્ઝ કમિટીના તેઓ સભ્ય હતા. બજારુ ઔષધો સંબંધી તેમની પાસે માહિતીનો ભંડાર છે તેમની માતૃભાષા કચ્છી હોવાથી ગુજરાતીમાં પોતાના વિચારો વ્યકત કરવાને તેમને તકલીફ પડે છે પણ તેમનો સત્સંગ કરવા જેવો છે.

શ્રી. બાપાલાલ વૈદ્યરાજની ષષ્ટિપૂર્તિ સન્માન સમારંભ સમિતિએ તેમને અભિનંદન ગ્રંથ અર્પણ કરવા સંકલ્પ કર્યો છે તેવા શુભ સમયે મારા જૂના મિત્રો પૈકીના એક એસેન્સ રહેલા આયુર્વેદ જગતના વર્તમાન તપસ્વી મૂર્તિસમા, રામચંદ્રજી શ્રીપ્રભુના ભક્ત હનુમાન યતિ વીર જેણે પોતાની છાતી વિદારી રામનામના જાપ કરતું હૃદય બતાવ્યું હતું, તેવી જ રીતે, શ્રીઆદર્શ મહાશય શ્રી. વૈદ્ય બાપાલાલભાઈ પણ પોતાનું ઉર ખોલીને બતાવે તો આયુર્વેદપ્રેમની માળાનો સતત જાપ થતો જોવા મળે એમ મારા લાંબા સમયના અનુભવથી હું કહું છું. માટે હું પણ મારા તરફથી એ મારા મિત્રને સન્માન કરવા બે શબ્દો લખી કૃતાર્થ થઈશ. મારું એમને સન્માન આપવું એ તો સૂરજની સામે ફૂલ ચઢાવવા જેવું ગણાશે. શ્રી. બાપાલાલભાઈના ગુરુ, હું નહીં ભૂલતો હોઉં તો, વૈદ્ય શ્રી. અમૃતલાલ પટ્ટણી હતા. પોતાના ગુરુના આદર્શ અને સિદ્ધાંત પણ તેમણે પોતાનામા ઉતાર્યા છે. તેમના ગુરુ સત્યના સાથી અને નીડર હતા. ગુરુના જેવા જ ગુણો તેમને સાપડયા છે અને પોતાના પ્રકાશ-સ્વમાન-સન્માનથી ગુજરાત-કાઠીઆવાડ અને કચ્છ પ્રદેશોમાં તેમણે નામના મેળવી છે. તેઓ આંગળીઓના વેઢે ગણાતા વર્તમાન વૈદ્યોની જ ગણતરીમાં મોખરે આવશે. એમના ગ્રંથોમાં જે અજોડ મહેનત તેમણે કરેલી છે તેનું એ ફળ છે. એમનો કર્મયજ્ઞ આજે પણ ચાલુ છે. આવા વૈદ્યોનો જમાનો ધીરે ધીરે પરવારે છે એ વિચાર દિલમાં ખટકે છે શુદ્ધ-મિશ્રના ઝઘડાએ જોર પકડયું અને તે વખતે બાપાલાલભાઈ તરફથી આરોગ્ય પ્રધાન શ્રી. વ્યાસસાહેબને સત્ય જ કહેવામાં આવ્યું છે. આવું સત્ય બીજા કોઈ વૈદ્યે કહેવાની હિંમત કરી નથી! શ્રી. બાપાલાલભાઈના વિઘ્નસંતોષીઓએ તેમનાં વાકયોમાંથી અનર્થ કાઢીને તેના ઉપર તરકટ રચીને તેમને વગોવવા પ્રયત્નો કર્યા છે તે જોઈને દિલમાં દુઃખ થયું હતું, પરંતુ સત્યને આંચ કદી આવતી નથી.

એક છે તથા "કામ કરી બતાવો–એ જ સાચું પાંડિત્ય છે," "જીવનમાં કાર્યને ઉતારો. 'કર્મયોગ ને જ્ઞાનયોગ' બંને પાવનકારી છે"–એ સિદ્ધાંત મુખ્ય બાપાલાલભાઈએ અપનાવેલો છે. આયુર્વેદના મહત્ત્વને જાણનારા તેઓ તેના ઉપાસક અને સાધક છે. તેથી તેઓ ઋષિતુલ્ય છે. મારા તરફથી આવા સિદ્ધાંતવાળા બાપાલાલભાઈને હજારો વંદનો અને ધન્યવાદ ઘટે છે. આવો આયુર્વેદના પ્રાણવાન અને કર્મઠ શૂરવીરને યોદ્ધા કહીએ તો, કોઈ તેમા ના કહી શકે તેમ નથી.

તેવી જ રીતે દેશપ્રેમમા પણ રંગાયેલા શ્રી. બાપાલાલભાઈ છે સ્વતંત્રતાની લડતમા પણ ફાળો આપીને સરકારના મહેમાન પણ બન્યા છે અને જેલને મહેલ માની લીધો. સાહિત્યક્ષેત્રમા પણ તેમની અનેરી સેવાઓ છે એ વાતની તેમના રચેલા આયુર્વેદ ગ્રંથો પ્રકાશિત થએલા જેણે જોયા, વાચ્યા અને જાણ્યા હશે તે જ કદર કરી શકશે. એ પ્રકાશનોમાં છે તેવું સત્ય સ્વરૂપ અને હૃદયગમ ચિત્ર આયુર્વેદના ખુલાસાઓવાળા બીજા ગ્રંથોમા જોવા નહીં મળે અન્ય કોઈ લેખક તરફથી આવું લખાણ મળનાર નથી એ સત્ય વાત બધાએ માનવા જેવી છે.

તેમની ઊર્મિઓની જાણવા જેવી એક વાત કહેવી મારે ભૂલવી નહીં જોઈએ. સ્વતંત્રતાની લડતની જેલયાત્રામાં થોડા સમય માટે મારા શેઠશ્રી. ધરજી વલ્લભદાસ પણ તેમની સાથે હતા અને જેલની અલ્પ સમયની સંગતાથી બાપાલાલભાઈએ શ્રી ધરજી શેઠને એવા તો આયુર્વેદના પ્રેમથી રંગી નાખ્યા કે જેલથી મુક્ત થઈ ઘેર આવેલા ત્યારે શ્રી. બાપાલાલભાઈને પોતાને ઘેર મુંબઈ બોલાવી બેચાર દિવસો રોકીને આયુર્વેદ ઉત્તેજનાર્થે અનેક સ્કીમો પૂછી હતી. શ્રી. બાપાલાલભાઈએ શ્રી. ધરજી શેઠને આયુર્વેદ અર્થે ઘણા માર્ગ સુઝાડયા હતા–જેવા કે વનસ્પતિ નિઘંટુમાં સુધારા કરી આદર્શ વનસ્પતિ સાહિત્ય તૈયાર કરવું, બજારમાં વેચાતી દેશી વનસ્પતિ–ઓસડીઆં દ્રવ્યોની ગોલમાલ અને સંદિગ્ધતા મિટાવવી, જનતા તેમ જ વૈદ્યોને સાચી વસ્તુઓ મેળવવા કોઈ સાધન ઊભું કરવું તેમજ શાસ્ત્રોક્ત સિદ્ધ દવાઓ કે જેના ચમત્કારી ગુણો જાણીતા છે–તેવી દવાઓ ઔષધ-નિર્માણ શાળામાં બનાવવી, પારદના સંસ્કાર સંપૂર્ણ કરી તેના સચોટ ફાયદા કરનારી દવાઓનો લાભ અને અને ઉપયોગ કેવી રીતે મેળવી શકાય તેની આદર્શ યુક્તિઓ અને સમજણ તેમણે આપી હતી; જેથી શ્રી. ધરજી શેઠનો સ્મશાનવૈરાગ્ય તરત ચાલ્યો ગયો અને તેઓ ઉત્સાહી બની ગયા.

ઘણા શેઠ શ્રીમાનની વાતો વૈશ્યવૃત્તિને આધિન હોય છે અગર વાતોના વડા જેવી હોય છે પરંતુ શ્રી. બાપાલાલભાઈએ તો સ્વયં આદર્શ નિઘંટુ પ્રકાશિત કરી તેની પ્રસ્તાવનામા શ્રી. ધરજી શેઠને યાદ કર્યા છે બીજું, આદર્શ નિર્માણશાળાની હોંશ અને ચિન્તા હતી તે પણ શ્રી. બાપાલાલભાઈએ 'શ્રી સ્વામી આત્માનંદ સરસ્વતી આયુર્વેદિક સહકારી ફાર્મસી' ઊભી કરાવીને દૂર કરી પોતે મહેનત લઈ ઉપમાલાયક એવી આદર્શ સંસ્થા તેમણે તેને બનાવી છે. શ્રી. ધરજી શેઠને તેમણે ઉત્સાહપૂર્વક રંગ ચડાવેલ તે બિલકુલ નાબુદ નહીં થતા તેમણે પણ ઓસડીઆની ગાંધી દુકાન મુંબઈમા ચાલુ કરાવી. તે કાર્ય પણ શ્રીયુત વૈદ્ય બાપાલાલને આભારી છે એમ મારું માનવું છે, કારણકે તે દુકાન ચલાવવા–તેનું મેનેજીંગ કરવા–શ્રી. બાપાલાલભાઈ તરફથી મને નિયુક્ત કરવા સલાહ અપાઈ હતી તે અંગે તેમણે મને વખતોવખત પરામર્શ આપી તથા વૈદ્ય સંમેલનોમાં ભાગ લેવા આમંત્રણ અપાવી અનેક પ્રદર્શનોમા અમારી સંસ્થાના ઔષધો મૂકાવ્યા હતા અને તેથી અમારી સંસ્થાને અનેક (મેડલ) ચાંદો–સર્ટિફિકેટો મળ્યા હતા. આ રીતે 'શ્રીમાન ધરજીભાઈના મનના કોડ બાપાલાલભાઈએ પૂરા કરાવ્યા.

ઈશ્વર ઇચ્છા બળવાન હશે: એ આદર્શ સંસ્થા ૨૦થી ૨૫ વર્ષ ચલાવી છેવટમાં શ્રી ધરજી શેઠ સ્વર્ગવાસ થતાં, સંસ્થાના ઉદ્દેશ વિરુદ્ધ વર્તન થતા મને પણ તેમાથી અળગા થઈ જવા ફરજ પડી હતી વૈદ્ય શ્રી. બાપાલાલની ચિકિત્સા પ્રણાલીનો પણ મે અને મારા હિતુસતોષી સગાંઓએ જ્યારે જ્યારે તેમનું મુંબઈ આવવું થતું તે દરમિયાન તેમની ચિકિત્સા સલાહનો લાભ લેવાના યશભાગી અમે થયા છીએ એમની ચિકિત્સા અને પ્રણાલીનો લાભ સૌ જનતા તથા અમે બધા શિષ્યોએ વરસોથી લીધો છે.

શ્રી બાપાલાલભાઈ સાથે ઘણી વખત મુસાફરીમા અને જ ગલોમા વનસ્પતિ નિરીક્ષણાર્થે મહિનો કે વધારે વખત સાથે રહેવાનુ બન્યુ છે તેથી તેમનો અત્યત મિલનસાર સ્વભાવ તથા રહેણીકરણી જોવાના મળ્યા છે તેઓ અતિ સાદા સરળ નિરભિમાની અને પ્રેમના ભડારમૂર્તિ જેવા છે આદર્શ વર્તનવાળી અને સિદ્ધાતને અનુસરનારી દરેક વ્યક્તિએ તેમની પાસેથી સત્ય વર્તન અને મનન શીખવાનુ છે માયાળુ વૃત્તિથી પોતાના અનુભવી જ્ઞાનનુ દાન તેઓ અર્પે છે તેનો પણ પ્રસ ગોપાત અનેક વખત અનુભવ થયો છે તેની મે નોંધો રાખેલ છે તે મનન કરવા લાયક અને લાભપ્રદ છે પણ અત્રે તે વર્ણન કરવા જગ્યા નથી રહી વિશેષમા તેમના પુત્ર ડૉ પ્રફુલ્લચદ્ર પણ તેમના જેવા જ પ્રેમાળુ અને આજ્ઞાકારી મર્યાદાવાળા અને પિતૃદેવોભવ સૂત્રને અનુસરનારા નિરભિમાની યુવક જણાયા છે અને લાગણીવાળા પણ તેવા જ છે કહેવત છે કે, 'વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા" આ કહેવતને તેમણે સાર્થક કરી છે એ સર્વે વાતો શ્રી વૈદ્ય બાપાલાલભાઈના સસ્કારોને આભારી છે હુ હવે છેલ્લે શ્રી બાપાલાલભાઈની આ ષષ્ટિપૂર્તિ સન્માન સમયે ઇચ્છુ છુ કે સાચા આયુર્વેદના આ વીર સેવક આપણી વચ્ચે શતાયુ રહે તથા હુ પ્રભુ પાસે યાચના કરુ કે હે દયાળુ પ્રભુ સર્વા આશા મમ મિત્રસ્યપૂર્ણા ભવતુ । ઇત્યેોમ્ શુભ

---

## ગુરુનુ' સાન્નિધ્ય

આજે 'સોશિયલ ઍન્ડ પ્રિવેન્ટીવ મેડિસિન'નો વિષય વૈદ્યક કોલેજોમા નવો ઉમેરવામા આવ્યો છે એટલે જે સમાજમા દરદી રહે છે એ સમાજનુ તલસ્પર્શી જ્ઞાન રોગ થવાના અનેક સામાજિક અને અને આર્થિક કારણો આહાર, રૂઢિઓ વગેરેનો અભ્યાસ તેને માટે આવશ્યક છે પ્રાચીન ગુરુઓ પાસે વૈદ્યક વિદ્યાર્થીઓનો સપર્ક આ રીતે ખૂબ જ પ્રાણપોષક-ઉન્નતિકર બનતો એવા જીવના ઘડનારા ગુરુઓનુ સાન્નિધ્ય જ એક મોટામા મોટુ શિક્ષણ હતુ વિવેકાનદ જેને 'Quickening impulse કહે છે તેનો લાભ તેને મળતો અનુભવે કદાચ એ ઓછો ઘડાતો હશે પરતુ જીવનને ઉદાત્ત, ભવ્ય બનાવવામા એ પ્રાચીન શિક્ષણનો અગત્યનો ફાળો હતો આજે જે મારા વૃદ્ધ ચિકિત્સકો હોય તેનો સપર્ક અમારી દૃષ્ટિએ ખૂબ જ ઉપયોગી છે

# પ્રસન્ન, મધુર અને બલવાન સારસ્વતમૂર્તિ

લાભશંકર ઠાકર
એમ. એ.

ગુજરાતના ઊગતા કવિ, જેમને કુમારનો સુવર્ણચંદ્રક હમણાં જ મળ્યો, તેઓ ભલે એમ. એ થયા હોય પણ હજુ તો આયુર્વેદ મહાવિદ્યાલયના વિદ્યાર્થી છે. પોતાના પિતાશ્રીની ઉચ્ચ પ્રણાલિ અનુસાર તેઓ ધારાવાડી ગદ્યના પણ સર્જક છે. આયુર્વેદના આ ઊગતા સેવક પાસેથી ઘણી આશાઓ ફળીભૂત થવી જોઈએ.

અગિયાર વર્ષ પહેલાનો એક પૂર્વાહ્ન–એ પૂર્વાહ્નની થોડીક ક્ષણો સ્મૃતિમા સળવળે છે. દીવાનખાનામા જમણી બાજુના સોફા પર ખાદીના શુભ્ર વસ્ત્રોવાળા એક પ્રૌઢ પુરુષ હાથમા નાસ્તાની ડીશ લઈ નાસ્તો કરતા બેઠા છે. પિતાશ્રી મને બોલાવીને એમની સાથે ઓળખાણ કરાવે છે. 'પ્રસ્થાન'માં જેમના લેખો વાંચતો અને 'દિનચર્યા' નામનુ જેમનું પુસ્તક અમારા ઘરમાં ઘણા વરસોથી હું જોતો એના લેખક શ્રી. બાપાલાલ ગ વૈદ્યને પિતાશ્રી ઘેર નિમંત્રણ આપીને લાવ્યા છે. તેઓ અમદાવાદની મેડિકલ કૉલેજમા આયુર્વેદ વિષે વ્યાખ્યાનો આપવા આવ્યા છે. હું છઠ્ઠી અંગ્રેજીમા ભણતો છોકરડો મૌગ્ધ્યથી એમને જોઈ રહું છુ. મારા અભ્યાસ વિષે થોડા પ્રશ્નો પૂછી બાપાલાલભાઈએ મને સૂચવ્યુ : 'પછી સુરતમાં અમારી કૉલેજમાં દાખલ થઈ જાવ.'

પણ પિતાશ્રીએ તરત જ કહ્યું : "એને સાહિત્યમાં ઘણો રસ છે. કવિતા પણ રચે છે. આયુર્વેદમાં એને રસ નથી"

છોકરડાના સંકોચનો કોઈ પાર નથી. આવા મોટા લેખક પાસે 'કવિ' તરીકે ઊભા રહેવાનું એના પાતળા પગોમાં જોર નથી. પોપચાં સંકોચના ભારથી ઢળી ગયા છે. બાપાલાલભાઈનો 'એમ!' એવો આશ્ચર્યપૂર્ણ અવાજ એને સંભળાય છે. એ ગુનેગારની જેમ જરાક પોપચાં ઊંચાં કરે છે. પણ ના, એમના ચહેરા પર ઉપહાસની રેખા પણ નથી. બલકે આનંદથી એ પેલા છોકરડાને પૂછે છે : "કયા નામથી કાવ્યો લખો છો?"

'માતરિશ્વા' છોકરડો જવાબ આપી દે છે ઉમાશંકરના 'નિશીથ' કાવ્યસંગ્રહમાના એક સૉનેટમાથી એ વાયુનો આ સંસ્કૃત પર્યાય શીખ્યો હોય છે અને પોતાના તખલ્લુસ તરીકે એ શબ્દને પસંદ કરી લીધો હોય છે.

જવાબ સાભળી શ્રી. બાપાલાલભાઈના ચહેરા પર એક મધુર સ્મિત ફરકે છે. એ સ્મિતમા પેલા છોકરડાએ પોતાના ઉપનામનુ 'એપ્રોશીએશન' વાંચી લીધું. કેટલો મધુર અનુભવ! બાપાલાલભાઈની એ પ્રસન્ન મધુર મૂર્તિ પ્રથમ પરિચયથી જ થોડીક આછી, પણ બળવાન રેખાઓ મનમાં મૂકતી ગઈ.

ત્રણ ચાર વર્ષ પછીનું એક બીજું દૃશ્ય પણ આજે હું જોઈ શકું છું. નડિયાદમાં સાહિત્ય પરિષદ છે. લેખકોનો પરિચય આપવાની વિધિ ચાલે છે. એ વખતના સાહિત્ય વિભાગના પ્રમુખ કવિ શ્રી. ઉમાશંકર લેખકોનો સંક્ષેપમાં માર્મિક પરિચય

કરાવે છે શ્રી. બાપાલાલભાઈ પણ પરિષદમાં આવેલા છે. એમના પરિચય વખતે એ ઊભા થાય છે અને શ્રોતાઓને નમસ્કાર કરે છે. દાબીને પહેરેલી ખાદીની ટોપી, સુવિલક્ત ઘન શરીર. એ વખતે બાપાલાલભાઈને પણ ફરી જોયા દૂરથી પણ મારે મન એ સાહિત્ય-પરિષદમાં આવ્યા હતા એનું ખૂબ મહત્ત્વ હતું. 'નડિયાદ સાહિત્ય પરિષદમાં બાપાલાલભાઈ પણ આવ્યા છે'' એટલી નોંધથી બાપાલાલભાઈના વ્યક્તિત્વની પેલી રેખાઓમાંની કોઈ એકાદી રેખાનો ઘસરકો ગાઢ થતો હશે. એ શી પ્રક્રિયા થતી હશે એ ખુદા જાણે પણ ઉપર્યુક્ત બે અતિ સામાન્ય લાગતા પ્રસંગોનું મારે મન ઘણું બધું મહત્ત્વ છે. કેમકે તે પછીથી આજ સુધી બાપાલાલભાઈને મેં એ જ દૃષ્ટિથી જોયા છે. એમની પ્રસન્ન મધુર માનસમૂર્તિને કોઈ હટાવી શક્યું નથી. ખુદ બાપાલાલભાઈ તરફથી પણ કોઈ એવાં કારણો મળ્યા નથી. નહીં તો મહદંશે જીવનમાં આવા આઘાતો વેઠીને જુવાન માણસ 'સિનિક' બની જતો હોય છે.

મને લાગે છે કે હજુ મારું નિરૂપણ સ્પષ્ટ થતું નથી. જરા વધારે સ્પષ્ટ સ્પષ્ટ કરું. જીવનમાં હમેશાં કોઈ ને કોઈ એક કે વધુ મહાપુરુષો સાથે મનુષ્ય તાદાત્મ્ય (*Identification*) અનુભવે છે. શૈશવ, કિશોરાવસ્થા અને યુવાવસ્થામાં આ પ્રક્રિયા બલવત્તર હોય છે. પણ જે પળે એવા મહાપુરુષના કોઈ અમુક વર્તનથી એમના જીવનમાં તીવ્ર વિરોધાભાસની પ્રતીતિ તાદાત્મ્ય અનુભવનારને થાય ત્યારે એના ચિત્તમાં રહેલી મહાપુરુષની આદર્શ મૂર્તિ ખંડિત થઈ જાય છે. એ આઘાત અનુભવે છે. આવા સૂક્ષ્મ આઘાતોની પરંપરા મનુષ્યના જીવન પ્રત્યેના વલણમાં આમૂલ પરિવર્તન કરી નાખે છે. બાપાલાલભાઈની પ્રથમ પરિચયથી જ જન્મ પામેલી માનસમૂર્તિ હજુ આ લખું છું એ ક્ષણ સુધી નખશીખ યથાવત્ છે. એમાં તડ સરખી પડી નથી, બલ્કે એમાં અન્ય રેખાઓના પ્રભાવશાળી લસરકા થતા રહ્યા છે. એ લસરકાઓ વિશે પણ કાંઈક લખું.

બાપાલાલભાઈની માનસમૂર્તિમાં એક દુર્ત જ ઊપસી આવતી અભિવ્યક્તિ છે બળની. આપણે જાણીએ છીએ કે પુરાણીભાઈ ઓની વ્યાયામ પ્રવૃત્તિમાં એ એ સક્રિય રીતે જોડાયા હતા. થોડાં વર્ષો પહેલાં ટ્રેનમાં પિસ્તોલ બતાવી પૈસા પડાવવાની ઇચ્છા રાખનાર બદમાશ સાથે એ બાખડેલા. એમના દેહની 'વિભક્ત ઘનગાત્રતા' પણ એમના બળની અભિવ્યક્તિ કરે છે પણ મને કેવળ એમનું દેહબળ વિવક્ષિત નથી. એમનું માનસબળ પણ અભિપ્રેત છે. એમના મનોબળની અભિવ્યક્તિ અનેક રૂપે જોવા મળે છે.

આજથી લગભગ પાંત્રીસ વર્ષ પહેલાં એટલે કે ૧૯૨૭માં બાપાલાલભાઈ ગુજરાતને 'નિઘંટુ આદર્શ'નાએ ગ્રંથો આપે છે. એકએક ગ્રંથમાં ૭૦૦ થી વધુ પાનાંનું લખાણ છે. એ વખતે ગુજરાતમાં વૈદકના ગ્રંથો વાંચનાર કોઈ આશાસ્પદ ગ્રાહક સંખ્યા પણ નથી. પણ તેમ છતાં આવા બે ગ્રંથો લખીને જાતે પ્રકાશન કરનાર ભરૂચ જિલ્લાના હાંસોટ નામના ગામમાં રહેતો એક જુવાન વૈદ્યનું મનોબળ મને રોમાંચક લાગે છે.

બાપાલાલભાઈનું મનોબળ વિવેચક તરીકે પણ પ્રકટ થતું રહ્યું છે. આયુર્વેદના ક્ષેત્રે આપણે ત્યાં 'अहो रूपं अहो ध्वनि' ચાલ્યા કરતું હોય એવી પરિસ્થિતિમાં નિર્ભિક તટસ્થ વિવેચના કેટલી અર્ઘ્ય છે તે સમજી શકાય તેમ છે. આ કામ 'ભિષગ્ભારતી' દ્વારા બાપાલાલભાઈએ ઉત્તમ રીતે બજાવ્યું છે. એમણે પ્રકટ થતાં રહેતાં આયુર્વેદીય સાહિત્યની 'કડક ચકાસણી' કરતા રહી લેશપણ ડર વિના પોતાનો સ્પષ્ટ અભિપ્રાય ઉચ્ચાર્યો છે. આમ કરવાથી એમને કોઈની દુશ્મનાવટ વહોરવી પડી હશે. કોઈને માઠું લગાડવું પડ્યું હશે કે કોઈ વાર મિત્રો ગુમાવવા પડ્યા હશે. આ બધી શક્યતાઓને સ્વીકારીને પણ એમણે સત્યને અવરુદ્ધ થવા દીધું નથી. સાહિત્ય ઉપરાંત સંસ્થાઓ અને વ્યક્તિવિશેષોની પ્રવૃત્તિ, પ્રવચનો અને વિધાનો તરફ એમની 'ચાંપતી નજર' રહી છે. ટીકા કરતી વખતે એ લેશ પણ ભીતિ અનુભવતા નથી. પણ એ ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી. જીવરાજ મહેતા હોય કે આરોગ્ય પ્રધાન શ્રી. મોહનલાલ વ્યાસ હોય. પોતાનો વિરોધ તેઓ સ્પષ્ટ અને મક્કમપણે રજ કરી શકે છે. પ્રધાનોની પાછળ પૂંછડી પટપટાવતા ક્ષુદ્ર વૈદ્યબંધુઓની પડછે

શ્રી. બાપાલાલભાઈનું નિર્ભિક તેજસ્વી વ્યક્તિત્વ ઘણું જ આકર્ષક બની રહે છે.

સુરતમાં શ્રી. બાપાલાલભાઈએ ઊભી કરેલી આયુર્વેદની સંસ્થાઓ એમના બળની દ્યોતક છે.

ઉપર શ્રી. બાપાલાલભાઈની સાહિત્યપ્રીતિનો ઉલ્લેખ મે કર્યો છે. એમની વાણીમાં સર્જક જેવો 'કંપ'–'રોમાંચ' અનુભવાય છે. આ બહુશ્રુત વિદ્વાન પ્રકૃતિને કેવા મૌગ્ધ્યથી ગાઈ શકે છે તે જોવું હોય તો 'સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિ' એ ગ્રંથ જોવો. એમની સૌંદર્ય દૃષ્ટિનો સંસ્પર્શ એ પુસ્તકમાં ઠેરઠેર અનુભવાય છે. શ્રી. બાપાલાલભાઈના લખાણમા પૂર્વ–પશ્ચિમના અનેક નાનાં મોટાં સર્જકો તથા ચિંતકોના અસંખ્ય અવતરણો અત્રતત્ર મળ્યા કરે છે જે એમના વિપુલ વાચનના દ્યોતક છે. આ સારસ્વતે ગુજરાતના આયુર્વેદીય વાઙ્મયની પોતાના સંખ્યાબંધ ગ્રંથો દ્વારા અપૂર્વ સેવા કરી છે. ગુજરાતના શિક્ષિત વર્ગમા આયુર્વેદને પ્રતિષ્ઠિત કરવામા બાપાલાલભાઈનો સર્વશ્રેષ્ઠ ફાળો છે.

'આવી વ્યક્તિ જીવનમાં કેવી સરળ અને હળવી થઈને રહી શકતી હોય છે તે જાણી સાનંદાશ્ચર્ય થાય છે. શ્રી. બાપાલાલભાઈને તમે કોઈ પૃચ્છા કરતો પત્ર આજે લખો તો ઘણું કરીને પરમ દિવસે તમને જવાબ મળી જવાનો. મારો આ અનુભવ છે. સાથે સાથે અનેક પત્ર પરંપરા સામે પણ 'અચલાયતન' થઈ બેસી રહેનારા ધુરંધરોનો પણ મને અનુભવ છે. તમારા જેવા તુચ્છ માણસની તુચ્છ પૃચ્છાનો વળી જવાબ આપવાનો હોય! પણ ના, શ્રી. બાપાલાલભાઈને એવો કોઈ ભેદ નથી. એ કોઈનો પણ પત્રનો પ્રેમપૂર્વક જવાબ આપશે.

સુરતના વિદ્યાલયમાં એમણે ઉત્તમોત્તમ અધ્યાપકોને વસાવી કૉલેજને પ્રથિતયશ બનાવી છે. શ્રી. રણજિતરાય દેસાઈ જેવા આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવતા આયુર્વેદના વિદ્વાન એમની સાથે છે.

આયુર્વેદ જેવા મહાન શાસ્ત્ર સાથે જેણે અનેક વર્ષો પસાર કર્યાં હોય એવી વ્યક્તિ તરફ તરત આદર થાય. બાપાલાલભાઈએ એમનાં અનેક વર્ષો ચરક સુશ્રુત જેવા આચાર્યોના સૂક્ષ્મ વિજ્ઞાનને ગ્રહણ કરવામાં ગાળ્યા છે એ હકીકત માત્ર મારે મન અત્યંત માનપ્રેરક છે. એમના જેવા આયુર્વેદના સન્નિષ્ઠ ઉપાસકોની પરંપરા આ દેશને હંમેશાં સાંપડો એવી અભિલાષા સાથે શ્રી. બાપાલાલભાઈની પ્રસન્ન, મધુર અને બલવાન સારસ્વતમૂર્તિને સાદર પ્રણામ.'

---

## આંકડાની ઇન્દ્રજાળ

ઓ વૈદિક વિદ્યાર્થીઓ! એક બીજા સોગન પણ આજે લઈ લો. તમે તમારો આત્મા આંકડાઓને વેચશો નહિ. છેવટે આંકડા શી ચીજ છે? થોડું સત્ય હોય તેમાં ચપટી મીઠું ભભરાવી તેને સ્વાદિષ્ટ બનાવવાની એક કલાત્મક કલા નથી શું? એક દરદી હોય, તેમાં ઘણી ઘણી વિચિત્રતાઓ હોય, પરંતુ આંકડાની ઇંદ્રજાળમાં શ્રદ્ધા મૂકવા કરતા તમે અનુભવી ચિકિત્સકના સુવિચારીને ઉચ્ચારેલા અભિપ્રાયમાં વધુ વિશ્વાસ રાખજો.

આંકડા આ વૈજ્ઞાનિક યુગમાં અગત્યનો ભાગ ભજવે છે. એની ઇંદ્રજાળમાં ભલભલા ફસાય છે, આવે વખતે આ સૂત્ર વિચારણીય તો છે જ.

# શ્રી. બાપાલાલ વૈદ્ય

પોપટલાલ ગોવિંદલાલ શાહ
પ્રમુખ: ગુજરાત સંશોધન મંડળ

ગુજરાત સંશોધન મંડળના સ્થાપક, ઉચ્ચ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ એવી ખંતથી ગુજરાતની મૂક સેવા કરી રહ્યા છે કે જેનો હજુ ઘણાને ખ્યાલ કરવો પણ બાકી છે. જીવનના હરેક ક્ષેત્રે વિજ્ઞાન આપણને કેવી રીતે સહાયક થઈ શકે તેની સતત શોધમાં તેઓ લાગેલા છે. મંડળ તરફથી એક ત્રૈમાસિકનું પણ તેઓ સંપાદન કરે છે.

શ્રી. બાપાલાલ વૈદ્યનો મારો પ્રથમ પરિચય ગુજરાતના મહાવનસ્પતિવેત્તા શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજીની જન્મજયન્તી જ્યારે ગુજરાત સંશોધન મંડળે સને ૧૯૪૯માં ઊજવી તે પ્રસંગે થયો હતો. મુંબઈમાં ભારતીય વિદ્યાભવનમાં ઉજવણી કરી હતી, તે વખતે સુરતમાં પણ એ મહાવનસ્પતિશાસ્ત્રીની જયન્તીનો ઉત્સવ શ્રી બાપાલાલભાઈએ કર્યો હતો. એનું વર્ણન ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિક ઑક્ટોબર ૧૯૪૯ અને જાન્યુઆરી ૧૯૫૦ના ત્રૈમાસિકમાં અપાયેલું. તેમણે તે સમયે આયુર્વેદના અને વનસ્પતિવિદ્યાના અભ્યાસક તરીકે સારી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. રાજકીય ક્ષેત્રમાં પણ પૂજ્ય ગાંધીજીના અનુયાયી તરીકે તે નાસિક જેલમાં જઈ આવેલા; અને દેશના નેતાઓની સાથે પોતાના સ્વભાવ અને ગુણોથી સારા પરિચયમાં આવેલા.

ઘણાં વર્ષો સુધી હાંસોટમાં રહીને તેમણે આયુર્વેદ અને સંસ્કૃતનો સારો અભ્યાસ કરેલો અને પરિપક્વ વૈદ્ય થતાં પહેલાં પોતે બાપાલાલ ગરબડદાસ શાહ તરીકે જ સહી કરતા. "નિઘંટુ-આદર્શ", "કૌમાર-ભૃત્ય", "અભિનવ કામશાસ્ત્ર", "વૈદકીય કાયદાશાસ્ત્ર" અને "વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ" એ પુસ્તકોમાં આ જ નામથી તેઓ પરિચિત છે તેમનો સંસ્કૃતનો પ્રેમ અને જ્ઞાન વિશાળ છે, અને તેમની એક કૃતિ "સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ" ગુજરાત સાહિત્ય સભા તરફથી ઇ. સ. ૧૯૫૩માં પ્રસિદ્ધ થઈ છે. તે પહેલાં ગુજરાતી સાહિત્યમાં આયુર્વેદનું સાહિત્ય તેમણે સારી રીતે અને સબળ રીતે સુંદર અને લોકપ્રિય ભાષામાં પ્રસિદ્ધ કર્યું છે. વનસ્પતિનો તેમનો અભ્યાસ કેવળ પુસ્તકિયો નહોતો પણ પ્રત્યક્ષ વનમાં જઈને પ્રત્યક્ષ નિરીક્ષણ ઉપર આધારિત હતો : અને તેથી શ્રી. જયકૃષ્ણભાઈના એક પ્રથમ શિષ્ય તરીકે તેમના અનુભવોનું વર્ણન રસમય છે.

શ્રી. બાપાલાલભાઈનું વાચન વિશાળ છે તે એમના પુસ્તકો અને માસિક 'ભિષગ્ભારતી' ઉપરથી જણાય છે. પરંતુ તેમની ખાસ વિશિષ્ટતા અર્વાચીન વૈજ્ઞાનિક દૃષ્ટિ છે અને આ દૃષ્ટિને લીધે હું તેમના તરફ આકર્ષાયેલો છું.

ગુજરાત સંશોધન મંડળ તરફથી પ્રસિદ્ધ થતી આરોગ્ય પત્રિકામાં મેં એક વખતે 'દમ' વિષેની

પત્રિકામાં એલોપથી, આયુર્વેદ અને નિસર્ગોપચાર એ ત્રણ જુદા જુદા વિભાગો રાખ્યા હતા. તેમાં તેમની દમની આયુર્વેદની દૃષ્ટિએ લખાયેલી પત્રિકા પણ માન્ય થઈ હતી. ત્યાર પછી તેમનો સંપર્ક મારી સાથે મુંબઈમાં અનેક વાર થયો છે. આયુર્વેદના અભ્યાસક્રમની ચર્ચા હિંદમાં શરૂ થઈ તે પહેલાંથી જ તેમણે અંગ્રેજી અને એલોપથીની દવાઓ આયુર્વેદની દવાઓ સાથે વાપરવાનું શરૂ કરેલું. ફક્ત તેમના મનમાં ખાતરી થવી જોઈએ કે અમુક પ્રમાણમાં એલોપથી દવા કે પદ્ધતિ માન્ય છે.

તેમણે "આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ" એ પુસ્તકમાં આ વિષયમાં સારી ચર્ચા કરી છે. વિજ્ઞાન અને જ્ઞાન એ પ્રકરણમાં વિજ્ઞાન સમાજના લાભ માટે જ હોવું જોઈએ એ વિચારદૃષ્ટિની સાથે જૂની વિચારપ્રણાલિકામાંથી છૂટા રહેવાનો તેમનો આગ્રહ અગત્યનો છે

એક લેખક, વિચારક, આયુર્વેદના અર્વાચીન દૃષ્ટિએ "ઉપાસક", કેવળ અંધશ્રદ્ધા નહીં પણ વૈજ્ઞાનિક દૃષ્ટિ ઉપર રચાયેલા તેમના વિચારો અને આયુર્વેદની તેમની સેવા અપૂર્વ છે. તેમની ષષ્ટિપૂર્તિના પ્રસંગે મારા તરફથી તેમના શુભ કાર્ય માટે અંજલિ આપું છું.

---

# પ્રગતિમાન આયુર્વેદ

વિજ્ઞાનની કોઈ પણ શાખામાં 'છેલ્લો શબ્દ' જેવું કંઈ છે જ નહીં. કારણ કે વિજ્ઞાન નિરંતર નવીન સત્યોના અન્વેષણમાં લાગ્યું રહ્યું હોય છે. આયુર્વેદ બાબતમાં પણ આ વાત લાગુ પડે છે. અતીતમાં જે કંઈ અને જેટલું પ્રાપ્ત કરાઈ ચૂકેલું છે, તેટલું પર્યાપ્ત છે એ ધારણા ઉચિત નથી. યદિ વિજ્ઞાનની કોઈ શાખા કોઈ એક સ્થાન ઉપર જઈ રોકાઈ જાય છે તથા જ્યાં સુધી એમાં નવી ક્ષિતિજોનાં નિર્માણ અને પ્રચાર થતાં નથી ત્યાં સુધી એનું વૈજ્ઞાનિક સ્વરૂપ સમાપ્ત પ્રાય થઈ જાય છે એટલે જ આવશ્યક છે કે સતત નવીન અન્વેષણ અને શોધના સહારે વિજ્ઞાનને સમૃદ્ધ અને સમુન્નત કરવાનાં આવે. આયુર્વેદને વર્ધિષ્ણુ બનાવી રાખવા માટે એક વાત અતી આવશ્યક છે કે આયુર્વેદ જ્ઞાન ભંડારના નવા આવિષ્કારો અને નવીન સ્રોતોથી એને પૂર્ણ બનાવવામાં આવે.

આયુર્વેદ ભારતીય સંસ્કૃતિને કાયમ રાખવા માટે તથા દેશની એકતા અખંડ રાખવાની દિશામાં બહુ સહાયક રહ્યો છે આજે પણ ભારતમાં સોમાંથી ૮૦ ટકા લોકો માંદા પડે છે ત્યારે આયુર્વેદની જ દવાઓ કરે છે. એટલે જ આયુર્વેદિક ચિકિત્સા પ્રણાલિના ચિકિત્સકોનું એ કર્તવ્ય છે કે એઓ આયુર્વેદના સુયશ અને લોકપ્રિયતાને અક્ષુણ્ણ રાખે. આ ત્યારે જ થઈ શકે જ્યારે પાશ્ચાત્ય ચિકિત્સાપ્રણાલી પેઠે આયુર્વેદને આધુનિક વૈજ્ઞાનિક આવિષ્કારોના ઉપયોગદ્વારા વિકસિત કરાય, જેથી વ્યાધિગ્રસ્ત માનવતાની સેવા કરીને આયુર્વેદ આપણા પ્રાચીન ગૌરવને કાયમ રાખી શકે.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ

# સાહિત્યકાર બાપાલાલભાઈ

શ્રી. નાનાલાલ ના. શાહ
એમ. એ.

પુરાણીમંડળના બાજવાડાના અખાડાના બાલસ્નેહી, સંસ્કૃતના સારા વિદ્વાન, શ્રોફ મેમોરીઅલ હાઇસ્કૂલના નિવૃત્ત આચાર્ય આજે પણ શિક્ષણને એક પવિત્ર વ્યવસાય માને છે.

શ્રી. બાપાલાલભાઈ ઉત્તમ કોટિના વૈદ્ય છે એ સૌકોઈ જાણે છે, પણ તેમને "સાહિત્યકાર" કહેવા એ કેટલાકોને મન, ખાસ કરીને પોતાને સાહિત્યકાર કહેવડાનારાઓને મન, ઔચિત્યભંગ જેવુ લાગશે. પરંતુ એ શંકા નિર્મૂળ છે. બાપાલાલભાઈ સાચા અર્થમાં સાહિત્યકાર છે એમાં જરાયે શંકા નથી. કાવ્યો, નાટકો અને વાર્તાઓ લખે તે જ સાહિત્યકાર એ માનવું બરાબર નથી. ઉચ્ચ વિચારોનુ સરસ પ્રાસાદિક ભાષામાં આવિષ્કરણ એને જો "સાહિત્ય" કહી શકાય તો બાપાલાલભાઈ ખરેખરા સાહિત્યકાર છે જ.

બાપાલાલભાઈ સારા બહુશ્રુત વિદ્વાન છે તેમનું સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી ભાષા તથા સાહિત્યનું વાચન વિશાળ છે અને મનન ગહન છે એ એમનાં લખાણો પરથી સ્પષ્ટ થાય છે. શારીરિક રોગોની માફક માનસિક રોગોના પણ તેઓ સારા ચિકિત્સક છે. તેમનાં વિવેચન ઊંડાં અને તલસ્પર્શી છે. તેમણે ભલે કાવ્ય, નાટક કે વાર્તાઓ ન લખી હોય, પણ તેમણે વૈદકીય વિષયો પર જે લખાણો લખ્યા છે તે એક પ્રખર સાહિત્યકારની અદાથી લખેલાં છે. તેમની ભાષા વિવેચનાત્મક હોઈ શિષ્ટ, પ્રાસાદિક અને પ્રવાહી છે. તેમાં પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય સાહિત્યસ્વામીઓનાં અવતરણો વારંવાર દૃષ્ટિગોચર થાય છે. તેમના "ભિષગ્ભારતી" માસિકમાં જે સંપાદકીય લખાણો આવે છે તે જોવાથી અમારા કથનની સચ્ચાઈ સમજાશે. તેમના વિચારો પાકટ, દૃઢ અને સૈદ્ધાંતિક છે, અને તે તે વિષયોનો તેમનો સાક્ષાત્કાર એવો સ્પષ્ટ છે કે ઘણીવાર બીજાઓને તે વિચિત્ર લાગે છે. તેઓ સ્પષ્ટવક્તા અને સાચાબોલા હોવાથી ઘણીવાર તેમનું કથન કડવા જેવું લાગે છે પણ તે હિતાવહ છે એમ પણ આપણને સ્પષ્ટ ભાસે છે. આપણે ક્યાં નથી જાણતા કે हितं मनोहारिच दुर्लभं वचः !

આયુર્વેદ અને વનસ્પતિશાસ્ત્ર એ એમના પ્રિય વિષયો છે અને તે વિષયો પર એમણે જે લેખો અને પુસ્તકો લખ્યાં છે તે પરથી જોઈ શકાય છે કે તેઓ એમાં બહુ ઊંડા ઊતરેલા છે, એટલું જ નહિ પણ તેમાં તેઓ નિષ્ણાત છે આ બાબતની પ્રતીતિ તેમના "નિઘંટુ આદર્શ" (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ) એ ગ્રંથ જોવાથી થશે. આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ સિદ્ધિ છે એમ વિના સંકોચે સ્વીકારવું જોઈએ.

તેઓ જે વિષયોનું વિવેચન હાથમાં લે છે તેમાં ખૂબ ઊંડા ઊતરીને તેને યોગ્ય અને પૂરતો ન્યાય આપે છે એ જોતાં તેમને માટે સહજ રીતે ધન્યવાદના

ઉદ્દગારો નીકળી પડે છે. "ખોરાક" જેવા મહત્ત્વના વિષય પ્રતિ સમાજમાં જે બેદરકારી પ્રવર્તે છે તેનું યથાર્થ જ્ઞાન આપવા તેમણે "ખોરાકનાં તત્ત્વો" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તેમાં આપેલી હકીકતો સમાજને ઉપયોગી છે જ, પણ તે સાથે તેમણે આપેલા મંતવ્યો સુદ્ધા વિશ્વસનીય અને હિતાવહ છે એ સહેજે સમજાય છે. તે મંતવ્યો એવી સ્પષ્ટ અને રોચક રીતે રજ કરેલાં છે કે તે વાંચતા આપણે ઉચ્ચ સાહિત્ય વાંચતા હોઈએ એમ લાગે છે. તેમાનો "દૂધ અને શક્તિ" એ લેખ વાચવાથી અમારા કથનની પ્રતીતિ થશે. એ પચીસ પાનાંનો આખો લેખ ઉત્તમ સાહિત્યનો નમૂનો છે અને તે વાચી મનન કરવાની સૌને ભલામણ છે. પેમલા-પેમલીની નિર્માલ્ય વાતો ચૂંથનાર સાહિત્ય કરતા આ સાહિત્ય કેટલુ બલિષ્ઠ છે એ સહેજે સમજાશે. તેમા આપણી રાષ્ટ્રીય યોજનાઓનું સુંદર અને ચિકિત્સાપૂર્ણ વિવેચન છે તથા દૂધનું સર્વાંગી વિજ્ઞાન રોચક ભાષામા આપેલું છે. તેમાં ચરક, સુશ્રુત ઉપરાંત કાર્લાઈલ, લોર્ડ લિન્લિથગો, રાહુલ સાંકૃત્યાયન, નરસિંહરાવ દિવેટિયા, મેઘાણી વગેરેનાં પુષ્કળ અવતરણો, વાતો અને દાખલા દલીલો આપેલા છે. તેમાં આપણી સરકાર, સુધરાઈઓ તથા સમાજને માટે નક્કર સૂચનો છે. આ લેખને જુદો છપાવી શાળા, કૉલેજોમાં તથા સમાજસુધારકોમાં છૂટથી વહેંચવા જેવો છે. એ લેખમાથી એક બે અવતરણો ઉતારવાની લાલચ રોકી શકાતી નથી. તે અવતરણો આ રહ્યાં:

### અન્ન બ્રહ્મ છે

મહાન અંગ્રેજ કાર્લાઈલે કહ્યું છે કે: "Not on morality, but on cookery, let us build our Empire"—નીતિના પાયા ઉપર નહિ પણ આહારશાસ્ત્રના પાયા ઉપર-પાકશાસ્ત્ર ઉપર-આપણે આપણું સામ્રાજ્ય ખડું કરવું જોઈએ આ નાના વાકયમાં ખૂબ મહત્ત્વની વસ્તુ કાર્લાઈલે કહી છે. પ્રાણીમાત્રનો પ્રાણતંતુ અન્ન ઉપર નિર્ભર છે. અન્ન બ્રહ્મ છે. અન્નની અવગણના કરીને ધર્મ અને નીતિ ન સચવાય. દૂધનો પ્રશ્ન રાષ્ટ્રીય પ્રશ્ન છે રાષ્ટ્રને પ્રાણવાન બનાવવું છે તો આ પ્રશ્નના ઉકેલ સિવાય નહિ જ ચાલે. જેટલું મોડું થશે તેટલાં તેનાં માઠાં પરિણામો રાષ્ટ્રને ભોગવે જ છૂટકો.

હું પ્રધાન હોઉં તો પંચવર્ષીય યોજનામાં પ્રજામાનસમાં દૂધની મહત્તા ઠાંસી ઠાંસીને ભરું. આખા રાષ્ટ્રને milk-consciousness વાળું બનાવું અને દવાખાનાં તથા બીજાં ખાતાંનું બજેટ સુધારી આમાં જ સૌથી વિશેષ નાણું ખર્ચું.

વ્યાસજીએ મહાભારતને અંતે ઊંચા હાથ કરીને, મોટેથી પોકારીને, ભારતવર્ષની પ્રજાને કહ્યું હતું: "મનુષ્યો! જે ધર્મ વડે અર્થ, કામ અને સુખ સાંપડે છે તે ધર્મનું પાલન તમો કેમ કરતાં નથી!" તે જ પ્રમાણે હું પોકારીને કહું છુ: "ભાઈઓ અને બહેનો! પ્રજા તરીકે જીવવું હોય તો બાળકો ને સગર્ભા બહેનોને, સંતાનોવાળી માતાઓને નિર્ભેળ દૂધ છૂટથી પીવા આપો. દૂધ વિના ધર્મનું પાલન શકય જ નથી." (પા. ૨૧૫)

### દૂધપાક એટલે?

"દૂધપાકને સંસ્કૃતમાં परमान्नम्—પરમ અન્ન—ઉત્તમ ભોજ્ય—કહેવામાં આવે છે. દૂધપાક કરવામાં દૂધનું વિટામિન 'એ' તો નાશ પામે છે જ પરંતુ વિટામિન એ જ કંઈ આહારશાસ્ત્રનો છેલ્લો શબ્દ નથી એટલું યાદ રાખવા આજના અર્ધદગ્ધ વિજ્ઞાન-યુગમાં સૌને હું વીનવું છું. આ વિટામિનની ઘેલછા હવે પ્રાકૃતજનોને એવી તો લાગી છે કે વિટામિનોને જ તેઓ શક્તિ આપનાર તત્ત્વ માને છે આપણા ડૉકટરોએ આજે લિવર એકસ્ટ્રેક્ટ અને વિટામિનોનો જે મારો દરદીઓ ઉપર કરવા માંડયો છે તેને લઈને આ માન્યતા વધુ રૂઢ બની છે. વિટામિનો શક્તિ આપનાર નથી એટલું સૌ કોઈ યાદ રાખે. અંગ્રેજીમાં આને 'એકસેસરી ફૂડ ફેક્ટર' કહેવામાં આવે છે. આનો અર્થ એ છે કે ખોરાક બધી રીતે ઉત્તમ હોય પરંતુ તેનામા જો આ સહાયક તત્ત્વ ન હોય તો તેને લઈને પોષણને હાનિ પહોંચે છે અને પોષણના રોગો થાય છે. પરંતુ એકલાં વિટામિનો કદી ખવાતાં નથી શક્તિ આપવાનું કાર્ય તેનું છે જ નહિ આટલી વાત સૌ કોઈ જાણી લે તો સારું.

આપણે દૂધપાક હમેશાં ખાતા નથી; ક્વચિત ખાઈએ છીએ. વિટામિન તે વખતે નાશ પામેલું હોય તે નિરર્થક ખાદ્ય પદાર્થ બની ગયો એમ માનવું એ તદ્દન ખોટું છે. દૂધપાકમાં તમામ પોષક તત્ત્વો સારા પ્રમાણમાં વિદ્યમાન હોય છે. દૂધપાક સ્વાદિષ્ટ વાની છે. અવારનવાર એ ખાવાની સૌને મારી સલાહ છે. તે શક્તિ આપનાર, વીર્ય વધારનાર, શરીરને હૃષ્ટપુષ્ટ બનાવનાર છે. જે સુકલકડી હોય, વજન ઓછું હોય, તેવાઓએ તો જેમ બને તેમ વારંવાર દૂધપાક બનાવીને ખાવા જેવો છે. કફ પ્રકૃતિવાળા માટે તે પથ્ય નથી. વાતપિત્ત પ્રકૃતિવાળા માટે દૂધપાક પરમ પથ્ય છે. વિટામિનની ગેરસમજમાં આપણી અનેક જાતની સુંદર વાનીઓને આપણાથી અન્યાય ન થાય એ આપણે સાચવવું જોઈએ. તેનો અનાદર કોઈ ન કરશો." (પા. ૨૨૮-૯)

આ લેખમાં જ અન્ય સ્થળે, ગૌતમબુદ્ધને સુજાતાએ આપેલી ખીરનું વર્ણન પ્રસિદ્ધ હિન્દી લેખક રાહુલ સાંકૃત્યાયન અને નરસિંહરાવ દિવેટિયાના શબ્દોમાં આપેલું છે તે ખરેખર મનનીય છે. તે ઉપરાંત, મેઘાણીની "કરિયાવર"ની સુંદર વાર્તા પણ આ જ લેખમાં વણી લીધી છે આ આખો લેખ વાંચતાં ઉત્તમ સાહિત્યની છાપ વાચકના મન પર પડયા સિવાય રહેતી નથી

બાપાલાલભાઈનું બીજું સાહિત્ય-પુસ્તક "અભિનવ કામશાસ્ત્ર" છે. આ નાજુક અને વિચિત્ર વિષય પર તેમણે જે મંતવ્યો રજૂ કર્યાં છે તે વાંચતાં તેમના વિચારો કેટલા સુદૃઢ અને ભાષા કેટલી સંયમી અને શિષ્ટ છે એ આપણે જાણી શકીએ છીએ. એટલું જ નહિ પણ તે ઉત્તમ સાહિત્યના નમૂના છે એમ કહ્યા સિવાય રહેવાતું નથી. એ ગ્રંથની પ્રસ્તાવનામાંથી એક-બે અવતરણો અહીં આપ્યાં છે:

### આજનો સમાજ

"આદિમ માનવે લગ્નસંસ્થા સર્જી, પત્ની અને પતિ અસ્તિત્વમાં આવ્યાં, સંતાનો થયાં, કુટુંબો વધ્યાં, સુરક્ષિતતા વધી. કોઈ બીજાની પત્નીને ઊંચકી જતો તો લડાઈઓ થતી. તેને સમાજમાંથી દૂર કરાતો. તેની સામે સામાજિક બહિષ્કાર પોકારાતો. પ્રત્યેક સમૂહમાંથી પોતાનાં કુટુંબો સરજાયાં. આજ કુટુંબસંસ્થાનું dissolution એવી રીતે થવા લાગ્યું છે કે હવે એક જ બાળક જોઈએ એવાં લગ્નો વધ્યાં છે. બેથી વધારે સંતાનોવાળાં કુટુંબો હવે અપવાદ બન્યાં છે. માબાપો હવે માબાપો થવા નથી ઇચ્છતાં. એની પત્ની પણ હવે વધારે ભોગ-સુખ (life) ભોગવવા ઇચ્છે છે. પતિ પણ વધુ બાળકોના જન્મથી જે ખર્ચ વધે તેની જોખમદારી ઉપાડવા રાજી નથી.

ટૂંકમાં, બે વિરોધી અસરોની ખેંચમાં આજનો માનવ મુકાયો છે. એને સ્વતંત્ર થવું છે પણ બંધાઈ રહેવાની એની ટેવ એને છોડતી નથી. જાતીય જીવનના વિશુદ્ધીકરણની સમજ વધી છે પરંતુ તે સાથે કામૈષણા અને કામની આસક્તિ પણ વધુ ગાઢ બની છે. એક અને અનેક પત્નીત્વના ખ્યાલો પણ ગાઢ બન્યા છે. આંતર આધ્યાત્મિકતા સાથે બાહ્ય નાસ્તિકતા વધી છે. રજસ વધ્યું છે પરંતુ સાથે તમસની જડતા કે નિષ્ક્રિયતા પણ તેટલી જ રહી છે. પ્રેમ અને દ્વેષ, આજ્ઞાધીનતા અને તિરસ્કાર, સત્તાધીશતા સાથે જ આજ્ઞાશિરોધાર્યતા, આંતર વિશુદ્ધિ અને પાછી ડોકિયાં કરતી કામુકતા-આ બધા પારસ્પરિક વિરોધો વચ્ચે આજનો માનવી મુકાયો છે અને તેથી જ સુધરેલા માણસ વા માનવસમાજમાં આંતર અશાંતિ અને તેને પરિણામે માનસિક નામરદાઈ (Psychic impotency) જેવું વધુ જોવા મળે છે. આદિમ માનવ અને આ યુગનો સુધરેલો માનવ બંને વચ્ચેના આંતર સંઘર્ષનું પરિણામ જ્ઞાનતંતુઓના મનોવ્યાપારમાં આવે છે અને કામકેન્દ્ર ઉપર એની માઠી અસર થાય છે. પરિણામે વર્તમાન યુગમાં માનસિક ક્લૈબ્ય (Psychic impotency) વધુ જોવા મળે છે."

(પાન ૨૩-૨૪)

### માનવજીવન-લલિતકળા

માનવજીવન એ સીધી લીટી નથી. જીવનની વ્યાખ્યા બાંધી શકાતી નથી. એમાં એટલા તો તાણાવાણા ગૂંથાયેલા હોય છે કે તેનાથી જ તે રમ્ય લાગે છે-બને છે. જીવનના ચાર પુરુષાર્થો (ધર્મ,

આવ્યો. પૂના આવે ત્યારે પૂનામાં ડૉ. લાગુને અચૂક કહે જ કે મારે શિવશંકરને મળવું છે ને મુંબઈમાં તો સ્વ. શ્રી. જાદવજીભાઈને ત્યાં અમારો ભેરો થઈ જતો.

અમદાવાદમાં નિખિલ ભારત આયુર્વેદિક પરિષદ અને ગુજરાતમાં વૈદ્ય સમ્મેલન થયું ત્યારે પ્રદર્શન, સ્વયંસેવક દળ વગેરે કામો મારે પલ્લે પડયા હતા. અમે જુવાનિયાઓએ બળવો પોકારીને ગ્વ શ્રી. અમૃતલાલભાઈને ગુજરાત સમ્મેલનને પ્રમુખપદે આણવા મોટી રાજકીય શેતરંજ ખેલી હતી. તે વખતે અમારી વિનંતીથી પુ. શ્રી. બાપાલાલભાઈએ તે પદ સ્વીકારવા શ્રી. અમૃતલાલભાઈ પર દબાણ આણી અમારી બાજી જીત પર લાવવાના છેલ્લા દાવમા મદદ કરી હતી.

હાંસોટથી પુ શ્રી. બાપાલાલભાઈ ભરૂચ આવ્યા. ત્યાં પણ નાનકડું દવાખાનું મેડા પર હતું તે મેં જોયું છે. પણ તેમની પ્રતિષ્ઠા ઘણી મોટી હતી. હાંસોટ, ભરૂચમાં તો ખરી જ પણ ગુજરાતમાં ને પરપ્રાંતોમાં પણ ખરી.

સુરતમાં આયુર્વેદ કૉલેજ સ્થપાતાં તેઓ એના આચાર્ય નિમાયા. ત્યાં જૂના મકાનમાં પણ હું ચારપાંચ વાર ગયો છું. એ અધ્યયન–અધ્યાપનના કાર્યમાં એકતાન થયેલા માલૂમ પડે.

સર્વ ગ્રંથોનું મેં ઝીણવટથી પરિશીલન કર્યું છે. તેમનાં કેટલાક ગ્રંથોનું સંપાદન કરવાનું ભાગ્ય મને સાંપડયું છે. આજે શુદ્ધ અને મિશ્ર આયુર્વેદની મોટી ચર્ચા ચાલી રહી છે. સરકારે 'મિશનરી'ના ઉત્સાહથી શુદ્ધ આયુર્વેદના પલ્લામાં પોતાનું વજન મૂકી દીધું છે. આ પ્રશ્ન ખૂબ નાજુક, અત્યંત ઊંડો વિચાર માગી લે એવો છે પુ. શ્રી. બાપાલાલભાઈએ એમની આયુર્વેદ વ્યાખ્યાનમાળામાં કેટલાક વિચાર આપ્યા છે એ જૂયના પૂજક છે ને નાવિન્યના છડીદાર છે. એ ઘડભાંગ એ સ્પષ્ટ કરી શકયા નથી. છતાં આજે ભદ્રંભદ્રિયા આયુર્વેદ ચાલશે નહિ. દેશ અને કાળ બદલાયાં છે. દુનિયા ઘણી નાની થઈ ગઈ છે. વિજ્ઞાને દોટ મૂકી છે. તે વિનાશક છે તેટલી જ રચનાત્મક પણ છે.

આયુર્વેદ ભાવપ્રકાશ પછી જો પ્રગતિ ને વિકાસ કરવા માગતું હશે તો જે છે ત્યાં આગળ જ લક્ષ્મણરેખા ન બાંધી લેતાં કે વર્તુળ ન રચી દેતાં તેણે ઘણી વિશાળ દષ્ટિ રાખી, પ્રયોગાત્મક શૈલી અપનાવી આજની વૈજ્ઞાનિક શોધોને સમજીને, પચાવીને આગળ ચાલવું પડશે. પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રાખીને પણ અન્ય વિદ્યાઓ સાથે તેણે સંપર્ક સાધવો જ રહ્યો. સનાતન કાળથી શુભગ્રાહી થવાની આયુર્વેદની વૃત્તિ રહી જ છે.

# આયુર્વેદના પ્રખર વિદ્વાન

અમૃતલાલ હરગોવિંદદાસ શેઠ

ગુજરાત સરકારના ફાયનાન્સ કોરપોરેશનના પ્રથમ પ્રમુખ, અમદાવાદની કેળવણીવિષયક કે વ્યાપારવિષયક જાહેર પ્રવૃત્તિના પ્રાણસમા શેઠશ્રી, પ્રસિદ્ધિથી વેગળા રહે છે, પણ તે તેમને શોધતી પાછળ ચાલી આવે છે. અભિજાત શ્રીમંતાઈમાં સાદાઈ અને સંસ્કારિતા કેવાં મહેકી ઊઠે છે તેનું દર્શન તેમનામાં અચૂક થાય છે. તેમની દાન-પરાયણતાનો ધોધ પ્રકટ અને ગુપ્ત રીતે વહેતો જ રહ્યો છે.

શ્રી. બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ અંગે આપ એક ગ્રંથનું પ્રકાશન કરવાના છો તે માટે લેખ લખી મોકલવાનું આમંત્રણ મને મળેલું છે. પણ બાપાલાલભાઈને અંગત રીતે હું છેલ્લાં આઠ દશ વર્ષથી જ જાણું છું. એમની પહેલાંની પ્રવૃત્તિથી માહિતગાર નથી. માત્ર એટલું જાણું છું કે તેઓ આયુર્વેદના પ્રખર વિદ્વાન છે. એમની છેલ્લી પ્રવૃત્તિ જેમાં મેં થોડો પણ રસ લીધો છે તે આયુર્વેદના શિક્ષણ અંગે છે. એમનું મંતવ્ય એવું છે કે આયુર્વેદ માત્ર પ્રાચીન પુસ્તકોના આધારે જ શીખવવો અને અર્વાચીન એલોપથી વગેરે પ્રથાઓનો તેમાં અંશ પણ ના આવે તેવી પ્રથાએ શીખવવો એવા મતના એ નથી. એમનું મંતવ્ય એવું છે કે આયુર્વેદની પદ્ધતિ સાથે હાલની પ્રચલિત પ્રથાઓનું શિક્ષણ પણ આપવું જોઈએ. જેથી વિદ્યાર્થી વૈદક જ્ઞાનમાં બને તેટલો પારંગત થાય. બીજો મત માત્ર શુદ્ધ આયુર્વેદ શીખવવાના મતનો છે અને એનાં મુખ્ય કારણોમાં મિશ્ર પદ્ધતિથી શીખેલો વિદ્યાર્થી આયુર્વેદનો વૈદ્ય મટી એલોપથીનો ડૉકટર થઈ જાય છે અને આયુર્વેદ પ્રત્યે નિષ્ઠા ધરાવતો નથી.

આ પાછલા વિચારમાં થોડું તથ્ય હોવા છતાં મારો મત મિશ્ર આયુર્વેદ પ્રત્યે છે. અને તેના પુરસ્કર્તા તરીકે શ્રી. બાપાલાલભાઈ જે જ્ઞાન અને નિષ્ઠાથી તેનું નિરૂપણ કરે છે તેનાથી હું પ્રભાવિત થયો છું. તેમના સ્વતંત્ર અને નીડર અભિપ્રાય માટે ધન્યવાદ આપું છું. આ વિવાદ જરૂરી છે તેમ હું માનતો નથી. આયુર્વેદનું શિક્ષણ બીજા કોઈ પણ શિક્ષણ જેવું સર્વતોમુખી હોવું જોઈએ. આ શિક્ષણને માત્ર શુદ્ધની મર્યાદામાં પૂરી રાખવામાં આવશે તો આયુર્વેદના પ્રચારને અને તેના વિકાસને નુકસાન થશે એવો મારો મત અનુભવ ઉપર બંધાયો છે. થોડાં વર્ષ ઉપર મારા કુટુંબમાં એક કોલેરાના કેસનું એક બહુ પ્રતિષ્ઠિત ગણાતા વૈદ્ય નિદાન કરી શક્યા નહોતા, જે એક ડૉકટર માત્ર દરદીના મોંની રેખાથી પારખી ગયા હતા. બીજા એક કેસમાં ઘણા નિપુણ ડૉકટરો મટાડી શક્યા નહોતા તે કેસ આપણા ઉચ્ચ કોટીના વૈદ્યોના હવાલે મૂકવામાં આવ્યો હતો એમનાથી થોડો સુધારો થઈ પાછો દરદે ઉથલો ખાધો હતો અને કેસ છેક ખરાબ દશામાં આવી પડયો હતો તે પાછા ડૉકટરોને જ સોંપવો પડયો હતો અને તેમનાથી સુધર્યો હતો. આથી આયુર્વેદના શિક્ષણને શુદ્ધમાં મર્યાદિત કરવામાં નુકસાન થવાનું છે એવા શ્રી. બાપાલાલભાઈના મત સાથે હું સંમત છું.

આવ્યો. પૂના આવે ત્યારે પૂનામાં ડૉ. લાગુને અચૂક કહે જ કે મારે શિવશંકરને મળવુ છે ને મુબઈમાં તો સ્વ. શ્રી. જાદવજીભાઈને ત્યાં અમારો ભેટો થઈ જતો.

અમદાવાદમાં નિખિલ ભારત આયુર્વેદિક પરિષદ અને ગુજરાતમાં વૈદ્ય સમ્મેલન થયું ત્યારે પ્રદર્શન, સ્વયંસેવક દળ વગેરે કામો મારે પલ્લે પડયા હતા. અમે જુવાનિયાઓએ બળવો પોકારીને સ્વ શ્રી. અમૃતલાલભાઈને ગુજરાત સમ્મેલનને પ્રમુખપદે આણવા મોટી રાજકીય શેતરંજ ખેલી હતી. તે વખતે અમારી વિનંતીથી મુ. શ્રી. બાપાલાલભાઈએ તે પદ સ્વીકારવા શ્રી. અમૃતલાલભાઈ પર દબાણ આણી અમારી બાજી જીત પર લાવવાના છેલ્લા દાવમા મદદ કરી હતી.

હાસોટથી મુ શ્રી. બાપાલાલભાઈ ભરુચ આવ્યા. ત્યાં પણ નાનકડું દવાખાનું મેડા પર હતું તે મેં જોયું છે. પણ તેમની પ્રતિષ્ઠા ઘણી મોટી હતી. હાસોટ, ભરૂચમાં તો ખરી જ પણ ગુજરાતમાં ને પરપ્રાંતોમાં પણ ખરી.

સુરતમાં આયુર્વેદ કૉલેજ સ્થપાતાં તેઓ એના આચાર્ય નિમાયા. ત્યાં જૂના મકાનમાં પણ હું ચારપાંચ વાર ગયો છુ. એ અધ્યયન–અધ્યાપનના કાર્યમાં એકતાન થયેલા માલૂમ પડે.

શ્રી. અરવિંદે લખ્યું છે કે આંતરિક સાધકોનાં જીવન તો આંતરિક હોય છે. બાપાલાલભાઈ પણ આંતરિક સાધક છે. તેમણે પોતાની નાની આત્મકથા લખવી જોઈએ. તેમા ઘણા કીમતી અનુભવો હશે

મુ. શ્રી. બાપાલાલભાઈએ ગુજરાતી વાઙમયને આયુર્વેદિય સાહિત્યથી ભર્યુંભાદર્યું કર્યું છે. તેમના સર્વ ગ્રંથોનું મેં ઝીણવટથી પરિશીલન કર્યું છે. તેમનાં કેટલાક ગ્રંથોનું સંપાદન કરવાનું ભાગ્ય મને સાંપડયું છે. આજે શુદ્ધ અને મિશ્ર આયુર્વેદની મોટી ચર્ચા ચાલી રહી છે. સરકારે 'મિશનરી'ના ઉત્સાહથી શુદ્ધ આયુર્વેદના પલ્લામા પોતાનું વજન મૂકી દીધું છે. આ પ્રશ્ન ખૂબ નાજુક, અત્યંત ઊંડો વિચાર માગી લે એવો છે મુ. શ્રી. બાપાલાલભાઈએ એમની આયુર્વેદ વ્યાખ્યાનમાળામાં કેટલાક વિચાર આપ્યા છે એ જૂથના પૂજક છે ને નાવિન્યના છડીદાર છે. એ ઘડભાગ એ સ્પષ્ટ કરી શકયા નથી. છતાં આજે ભદ્રંભદ્રિયા આયુર્વેદ ચાલશે નહિ. દેશ અને કાળ બદલાયાં છે. દુનિયા ઘણી નાની થઈ ગઈ છે. વિજ્ઞાને દોટ મૂકી છે. તે વિનાશક છે તેટલી જ રચનાત્મક પણ છે.

આયુર્વેદ ભાવપ્રકાશ પછી જો પ્રગતિ ને વિકાસ કરવા માગતું હશે તો જે છે ત્યાં આગળ જ લક્ષ્મણરેખા ન બાંધી લેતાં કે વર્તુળ ન રચી દેતાં તેણે ઘણી વિશાળ દષ્ટિ રાખી, પ્રયોગાત્મક શૈલી અપનાવી આજની વૈજ્ઞાનિક શોધોને સમજીને, પચાવીને આગળ ચાલવું પડશે. પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રાખીને પણ અન્ય વિદ્યાઓ સાથે તેણે સંપર્ક સાધવો જ રહ્યો. સનાતન કાળથી શુભગ્રાહી થવાની આયુર્વેદની વૃત્તિ રહી જ છે.

પણ મુ. શ્રી બાપાલાલભાઈનું મૂલ્યાંકન હું કેવળ એક વૈદ્ય તરીકે જ નથી કરતો. તે કુશળ વિદ્વાન વૈદ્ય તો છે જ. પણ તે ક્રાંતિકારી દેશસેવક, ઉદારમતવાદી, વિદ્વાન અને સન્નિષ્ઠ સજ્જન છે આવો સુમેળ દુર્લભ હોય છે. તે જેનામા થયો છે એવા આપણા ગુજરાતના રત્નને મારાં નમન છે, આપણા સૌનાં હો.

---

# આયુર્વેદના પ્રખર વિદ્વાન

અમૃતલાલ હરગોવિંદદાસ શેઠ

ગુજરાત સરકારના ફાયનાન્સ કોરપોરેશનના પ્રથમ પ્રમુખ, અમદાવાદની કેળવણીવિષયક કે વ્યાપારવિષયક જાહેર પ્રવૃત્તિના પ્રાણસમા શેઠશ્રી, પ્રસિદ્ધિથી વેગળા રહે છે, પણ તે તેમને શોધતી પાછળ ચાલી આવે છે. અભિજાત શ્રીમંતાઈમાં સાદાઈ અને સંસ્કારિતા કેવાં મહેકી ઊઠે છે તેનું દર્શન તેમનામાં અચૂક થાય છે. તેમની દાન-પરાયણતાનો ધોધ પ્રકટ અને ગુપ્ત રીતે વહેતો જ રહ્યો છે.

શ્રી. બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ અંગે આપ એક ગ્રંથનું પ્રકાશન કરવાના છો તે માટે લેખ લખી મોકલવાનું આમંત્રણ મને મળેલું છે. પણ બાપાલાલભાઈને અંગત રીતે હું છેલ્લાં આઠ દશ વર્ષથી જ જાણું છું. એમની પહેલાંની પ્રવૃત્તિથી માહિતગાર નથી. માત્ર એટલું જાણું છું કે તેઓ આયુર્વેદના પ્રખર વિદ્વાન છે. એમની છેલ્લી પ્રવૃત્તિ જેમાં મેં થોડો પણ રસ લીધો છે તે આયુર્વેદના શિક્ષણ અંગે છે. એમનું મંતવ્ય એવું છે કે આયુર્વેદ માત્ર પ્રાચીન પુસ્તકોના આધારે જ શીખવવો અને અર્વાચીન એલોપથી વગેરે પ્રથાઓનો તેમાં અંશ પણ ના આવે તેવી પ્રથાએ શીખવવો એવા મતના એ નથી. એમનું મંતવ્ય એવું છે કે આયુર્વેદની પદ્ધતિ સાથે હાલની પ્રચલિત પ્રથાઓનું શિક્ષણ પણ આપવું જોઈએ. જેથી વિદ્યાર્થી વૈદક જ્ઞાનમાં બને તેટલો પારંગત થાય. બીજો મત માત્ર શુદ્ધ આયુર્વેદ શીખવવાના મતનો છે અને એનાં મુખ્ય કારણોમાં મિશ્ર પદ્ધતિથી શીખેલો વિદ્યાર્થી આયુર્વેદનો વૈદ્ય મટી એલોપથીનો ડૉક્ટર થઈ જાય છે અને આયુર્વેદ પ્રત્યે નિષ્ઠા ધરાવતો નથી.

આ પાછલા વિચારમાં થોડું તથ્ય હોવા છતાં મારો મત મિશ્ર આયુર્વેદ પ્રત્યે છે. અને તેના પુરસ્કર્તા તરીકે શ્રી. બાપાલાલભાઈ જે જ્ઞાન અને નિષ્ઠાથી તેનું નિરૂપણ કરે છે તેનાથી હું પ્રભાવિત થયો છું. તેમના સ્વતંત્ર અને નીડર અભિપ્રાય માટે ધન્યવાદ આપું છું. આ વિવાદ જરૂરી છે તેમ હું માનતો નથી. આયુર્વેદનું શિક્ષણ બીજા કોઈ પણ શિક્ષણ જેવું સર્વતોમુખી હોવું જોઈએ. આ શિક્ષણને માત્ર શુદ્ધની મર્યાદામાં પૂરી રાખવામાં આવશે તો આયુર્વેદના પ્રચારને અને તેના વિકાસને નુકસાન થશે એવો મારો મત અનુભવ-ઉપર બંધાયો છે. થોડાં વર્ષ ઉપર મારા કુટુંબમાં એક કોલેરાના કેસનું એક બહુ પ્રતિષ્ઠિત ગણાતા વૈદ્ય નિદાન કરી શક્યા નહોતા, જે એક ડૉક્ટર માત્ર દરદીના મોંની રેખાથી પારખી ગયા હતા. બીજા એક કેસમાં ઘણા નિપુણ ડૉક્ટરો મટાડી શક્યા નહોતા તે કેસ આપણા ઉચ્ચ કોટીના વૈદ્યોના હવાલે મૂકવામાં આવ્યો હતો એમનાથી થોડો સુધારો થઈ પાછો દરદે ઉથલો ખાધો હતો અને કેસ છેક ખરાબ દશામાં આવી પડયો હતો તે પાછો ડૉક્ટરોને જ સોંપવો પડયો હતો અને તેમનાથી સુધર્યો હતો. આથી આયુર્વેદના શિક્ષણને શુદ્ધમાં મર્યાદિત કરવામાં નુકસાન થવાનું છે એવા શ્રી. બાપાલાલભાઈના મત સાથે હું સંમત છું.

# સર્જક વૈદ્ય

ગણપતિશંકર દેસાઈ

મુંબઈ નગરીના ભૂતપૂર્વ મેયર, નિષ્ઠાવાન કોંગ્રેસ કાર્યકર, સામાજિક પ્રવૃત્તિઓનું વ્યવસ્થિત રીતે સંચાલન કરે છે. પ્રતિષ્ઠાથી વેગળા રહેવા માગતાં છતાં તેમનામા અતડાઈનો પ્રવેશ નથી થયો. એક મિલનસાર સજ્જન તરીકે કોઈ પણ વ્યક્તિ પોતાના પ્રશ્નો લઈને તેમની પાસે સહેલાઈથી જઈ શકે છે.

શ્રી. બાપાલાલ વૈદ્ય એટલે જીવતો જાગતો વૈદક ભંડાર; જેને અંગ્રેજીમાં એનસાઈક્લોપિડિયા કહેવામા આવે છે. આજે જો આયુર્વેદને પુનર્જીવન મળ્યુ હોય તો તેનો યશ, મહદ્‌ભાગે શ્રી. બાપાલાલભાઈને ફાળે જાય છે. પોતે એક કાબેલ, હોશિયાર વૈદ્ય છે એટલા માટે નહિ પણ આયુર્વેદમાં રહેલા અણમોલ સિદ્ધાંતોને એમણે પ્રત્યક્ષ વ્યવહારમા મૂકી બતાવ્યા છે. વૈદ્ય તરીકે દવા આપે, બદલામા મળતી રકમ લે, એટલે વૈદ્યનું કામ પૂરુ થયુ ગણાય, પણ શ્રી. બાપાલાલભાઈના કિસ્સામા તેમ નથી હોતું.

શ્રી. બાપાલાલભાઈ રોગીનો રોગ ઓળખી એનો ઉપચાર કરે અને સારો થાય પછી પણ રોગીની ભાળ કાઢતા રહે, ને રોગીનું સ્વાસ્થ્ય સંપૂર્ણ સુધરે નહિ ત્યા સુધી જરૂર જણાતી સલાહ, સૂચના આપતા રહે. ધંધાદારી વૈદ્ય તરીકે ધંધાને ખીલતો રાખવા આટલી કાળજી રાખે જ પણ જેમા કોઈ પ્રાપ્તિની આશા ન હોય તેવા કામમા પણ શ્રી. બાપાલાલભાઈને એટલી જ કાળજી લેતા જોયા છે દાખલા તરીકે સુરતની આયુર્વેદ હોસ્પિટલ–જેમા માનદ્ સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે તેઓ વર્ષોથી સેવા આપી રહ્યા છે. પોતાના ધંધાના ભોગે આવુ મહદ્ કામ કોણ કરે! જેને આયુર્વેદ માટે અંતઃકરણની ખરી લાગણી હોય તે જ કરે. એમની આટલી નિઃસ્વાર્થ સેવા ફક્ત હોસ્પિટલ પૂરતી જ નથી રહી. અનેક સંસ્થાઓ સાથે એમનો સંબંધ છે કેટલીએ કોન્ફરન્સોમા એમણે આયુર્વેદના પુનરોદ્ધાર માટે ભાષણો આપ્યા છે. ચાલુ જમાનાને અનુસરી આયુર્વેદમા ક્યા ક્યા સુધારાને અવકાશ છે તેનું સંશોધન કર્યું છે. આધારભૂત પ્રમાણો આપી વૈદકશાસ્ત્રની ખૂબીઓ સમજાવી છે અને એ રીતે આંગળીને વેઢે ગણાય તેવા થોડા, આવા કાબેલ, હોશિયાર અને આયુર્વેદની ચિકિત્સાને વેગ મળે તે માટે પ્રયત્ન કરનારાઓમાના તેઓ એક છે. એમની ષષ્ટિ ઉજવાય એ આનંદનો વિષય છે. એમને જોતા એમની વય ૬૦ની છે એમ કહી નહિ શકાય એ જ એમના જીવનની સાચી ચાવી છે. જીવો–ઘણું જીવો–લાંબુ જીવો–દીર્ઘાયુ થાઓ અને હજુ અનેકઘણી સેવા વૈદ્ય તરીકે કરવા જોઈતી શક્તિ પરમાત્મા તેમને બક્ષો એવી પ્રાર્થના.

# "નાઠિયો રીમડા"*

કાન્તિલાલ હ. વ્યાસ

શ્રીયુત કાન્તિલાલ વ્યાસનું બાળપણ અને કિશોરાવસ્થા હાંસોટમાં વીતેલાં. બાપાલાલભાઈની વ્યાયામશાળાના તેઓ વિદ્યાર્થી અને તેમના પડોશી. એટલે તે જમાનાનું હૂબહૂ ચિત્ર તેમણે પોતાના લેખમાં રજૂ કર્યું છે. કોઈને એમ લાગે કે તેઓ કોઈ પ્રબળ આર્યસમાજના રંગે રંગાએલા હોવા જોઇએ; પણ ના, તેઓ તો વેપારી છે. તેમને કોઈના માટે ધિક્કાર નથી. તેમનો ઉદ્દેશ કેવળ વફાદાર ચિત્ર ઊભું કરવાનો જ છે એટલે અમે આ લેખને અત્રે સ્થાન આપ્યું છે. કોઈની લાગણી દુભાવવાનો આ પ્રશ્ન નથી.

જ્યાર દેશ અને આપણે ગુલામી દશામાં હતા ત્યારે દેશને અંગ્રેજોની ઝુંસરીમાથી મુક્ત કરવાના સારાયે હિન્દુસ્તાનમાં પ્રબળ પ્રયત્નો થતા હતા તે વખતે વિચારવાન, હિંમતવાન અને નીડર માણસો ઠેર ઠેર ભેગા થઈ પોતાની સમસ્યાઓનો અને મુખ્યત્વે સ્વરાજની પ્રાપ્તિ અંગે વિચારોની આપલે કરતા હતા. બંગાળ–પંજાબ–ગુજરાત અને દક્ષિણમા ક્રાંતિકારી મંડળીઓ પણ ઊભી થએલી હતી. તેવી એક મંડળી શ્રી પુરાણીભાઈઓએ ગુજરાતમાં સ્થાપેલી. આ મંડળના સભ્યો આજે પણ સમાજમાં નિષ્ઠાવાન, હિંમતવાન, નીડર અને આદર્શ વ્યક્તિઓ તરીકે ઉચ્ચ સ્થાને બેઠેલા છે. એમાંના એક યુવાને હાંસોટ મહાલમાં એમના મિત્રોના આગ્રહને વશ થઈ એ ભૂમિને પસંદ કરી અને એણે પોતાના જીવનના કાર્યક્ષેત્ર સાથે બીજી પ્રવૃત્તિઓ પણ આદરી. તે યુવાન એ બીજા કોઈ નહિ પણ આજે આપણે નાગ્ર આયુર્વેદ કોલેજના મુખ્ય આચાર્યપદે બેઠેલા જોઈએ છીએ તે પૂ. શ્રી. આચાર્ય બાપાલાલ ગરબડદાસ શાહ.

હાંસોટ આજે છે તેના ૪૨ વર્ષ પૂર્વે કેવું હતું અને એમના મિત્રોના આગ્રહને વશ થવામાં એવું શું હતું, ને એ ભૂમિ એમની રાહ કેમ જોતી ઊભી હતી તે આપણે જોવું જોઈશે. હાંસોટ એ એક મોટા કસ્બો છે, જેની આજુબાજુ ૫૨ થી ૫૪ નાનાં નાનાં ગામડાઓ આવેલાં છે. એ બધાં ગામડાં મળીને હાંસોટ મહાલ થાય છે અને એ હાંસોટ મહાલનું મુખ્ય ગામ તે હાંસોટ. હાંસોટમાં તે વખતે મહાલકરીની કચેરી અને બાવન ગામડાંનું સરકારી વહીવટનું થાણું હતું. સેવાને અને આદર્શને વરેલા મિત્રોને ત્યારે પ્રતીતિ થએલી કે ગામડા આપણે તૈયાર કરીશું તો શહેરો આપમેળે તૈયાર થશે જ. તે પાયાની વાત આજે કોંગ્રેસના અગ્રણીઓ આટલાં વર્ષ પછી પણ મંજૂર રાખે છે તેના પરથી સમજાશે. દેશમાં આ યુવાનોની વિચારસરણી કેટલાં વર્ષો આગળ હતી ! એ વખતમાં ભરૂચ, ગોધરા, અમદાવાદ, હાંસોટ વગેરે સ્થળોમાં મુસલમાનોનો સોપો પડતો અને એમની પાશવતાનો ત્રાસ પ્રવર્તતો. આ ત્રાસમાંથી આમપ્રજાને ઉગારવા

* રહીમ, રહીમડા, રીમડા.

અને મુસ્લિમોને સુપંથે વાળવા એમણે 'બીડું' ઝડપેલું. એ થનગનતા યુવાને ભરયુવાનીમાં આ દૃષ્ટિ સામે રાખીને ઇ. સ. ૧૯૨૧ની સાલમાં હાંસોટમાં કાયમી વસવાટ કરવાનો નિર્ણય લઈને હાંસોટની ભૂમિને પવિત્ર કરી.

હવે તે સમયે હાંસોટમા વસતા લોકોનો વિચાર કરીશું. હાંસોટ મુખ્યત્વે બે ભાગમાં વહેંચાયેલું છે. એક ભાગમાં મુસલમાન અને બીજા ભાગમા હિન્દુઓ. મુસલમાન વસે છે તે કસ્બાના નામે ઓળખાય છે. કસ્બાની ઉત્તરે ખારવાવાડ, પૂર્વે હિન્દુઓ, દક્ષિણે ભાટ ફળિયું, પશ્ચિમે નાનુ તળાવ. હિન્દુ ઉજળીઆત કહેવડાવતી કોમ ગામના મધ્ય ભાગમા છે અને દરેક સીમાડે કોળીઓ તથા ઇતર કોમો મહેનત મજૂરી કરી જીવનનિર્વાહ ચલાવતી વસે છે. આ બધા પર ત્યાના વણિકોનો સારો એવો પ્રભાવ પડતો. વણિકોમાં દશાલાડ અને શ્રીમાળી વણિકોની મુખ્યત્વે વસતિ છે અને વસતિ ગણતરીની દૃષ્ટિએ કદાચ બન્ને અર્ધોઅર્ધ હશે. આ બધા જ વણિકો સ્થિતિપાત્ર હતા અને પોતાના રક્ષણ માટે મુસલમાન સિપાઈઓ રાખતા. તેમને રાખવાની પાછળનો હેતુ એટલો જ કે બીજા મુસલમાનોનાં ત્રાસથી બચાય. પણ આ સિપાઈઓ જ્યારે પોતાની અસલ જાત પર ઊભા રહી જાય ત્યારે શેઠને પણ સાત પાંચ થાય. એ સિપાઈ બગડ્યો હોય ત્યારે એલફેલ બોલે, સામે થાય, અને બીક પણ લગાડે. વળી રસ્તે જતા આવતાની મશ્કરી કે ઠઠ્ઠો કરે પણ કોઈ ચું-ચા કરે નહિ બાજુના ગામડાના લોકોને પણ ત્રાસ આપે. બેચાર આના પડાવી લેવા ધાકધમકી આપવી, અને મન ફાવે તે રીતે વર્તવું એ સામાન્ય વાત હતી. કોઈ કોઈ વખત તો તેઓ એવી બેહદ સુધી જતા કે જે વર્ણવતાં પણ આપણને શરમ થાય.' એવા ત્રાસને કારણે આજે આપણે જોઈએ છીએ કે હાંસોટમાથી ખારવાઓની વસતિ નાશ પામી ગઈ અને આખો ખારવાવાડ ઉજ્જડ જેવો થઈ ગયો. સ્થિતિપાત્ર માણસો ભરૂચમા અને અન્ય શહેરોમાં ચાલ્યા ગયા. બાકીનાને વટલાવી દેવામા આવ્યા. રડ્યાખડ્યા થોડા જ ખારવાઓના ઘર બાકી છે. આ મુસલમાનોના જુલમથી હાંસોટની સમગ્ર પ્રજા કચડાએલી એમ કહીએ તો ખોટું નહિ. આવી કચડાએલી, આવી નાહિમ્મત અને બીકણ પ્રજામાં પ્રાણનો સંચાર કરવા બાપાલાલભાઈએ અથાગ પ્રયત્ન કર્યા છે અને એમને સારી એવી સફળતા મળી છે એમ હું સ્વાનુભવે કહી શકું છું.

હાંસોટ આવતાં પહેલાં હાંસોટની ઉપર્યુક્ત પરિસ્થિતિનો તેમણે ખ્યાલ મેળવી લીધો હતો અને દબાએલી પ્રજાને કેમ બેઠી કરવી અને તેના બાળ-બાળિકાઓને સ્વયમ્ રક્ષણ કરી શકે તેવી તાલીમ કેવી રીતે આપવી તેના વિચારો સાથે એમણે હાંસોટમા પગ મૂકયો હતો.

એમણે પ્રથમ વ્યાયામશાળા યાને અખાડો શરૂ કર્યો. અખાડા માટે જગ્યા ન મળે એટલે હાંસોટના પાદરે ઈશાન ખૂણે કુંડ આવેલ છે. એ કુંડની બાજુમાં પરિક્રમાવાસીઓની ધર્મશાળા છે. એ જ ધર્મશાળામા હનુમાનનું મંદિર છે. એને ફરતું રમી શકાય તેવું મેદાન છે તેમાં અખાડો શરૂ કર્યો. આ મંદિરને લાગીને ભાઠું આવેલું છે જે માઈલોના વિસ્તારમાં ફેલાએલ છે. અખાડો શરૂ કર્યાને પહેલે જ દિવસે જેમ વીજળીનો સંચાર થાય તેમ આખા કસ્બામાં વાત ફેલાઈ અને શ્રી. બાપાલાલભાઈને "આર્યા"નુ બિરુદ આપ્યું. એમની સામે તે વખતના સારા આબરૂદાર મુસ્લિમોના મોટી ઉંમરના છોકરાઓ એમને મારવા નીકળી પડયા અને એ અખાડાની દીવાલો કૂદી શ્રી. બાપાલાલ એકલે હાથે તૂટી પડયા. એમને તેમનો સામનો કરતા જોઈ અખાડાના છોકરાઓ પણ તૂટી પડ્યા અને એ મુસલમાનો ભાઠામાં જીવ લઈને નાઠા. તે ચિતાર આજે પણ મારી આંખ સામે તરવરે છે. એ વખતે શ્રી. બાપાલાલ માથે મોટા વાળ રાખતા હતા. કેટલીએ વાર એમને મુસલમાનો સાથે ઝઘડવું પડેલું. પણ કોઈ દિવસ એવું બન્યું નથી કે એમને હાર મળી કે માર ખાવો પડયો હોય. એ તો મારીને જ આવ્યા હોય.

પણ એ સ્થિતિ લાવતાં ભારે હિંમત બતાવવી પડી. એઓની વચમાં જ અખાડો લઈ જવાનું

બાપાલાલભાઈએ વિચાર્યું ને ભાટ ફળિયામાં હનુમાનના મંદિરમાં ખુલ્લી જગ્યામાં એમણે મુસ્લિમોની વચ્ચોવચ અખાડો શરૂ કર્યો. ત્યાં સુધી હાંસોટની સ્થાનિક વસ્તીએ આ રીતે મુસલમાનની કહેવત મુજબ 'નાઠીઓ રીમડા, એ મારેગા' જોએલું કે સાંભળેલું પણ નહિ તે તેમણે જાતે જોયું અને સાંભળ્યું. આથી આખી સ્થાનિક વસ્તી જે જુલમ અને ત્રાસ સહન કરતી હતી તે પ્રસંગોપાત સામનો કરતી પણ થઈ ગઈ.

આમ થતાં ગામમાં સારો એવો સંચાર થયો. સ્થાનિક મુસ્લિમો જે ફક્ત જોહુકમી તથા મન ફાવે તે રીતે વર્તવાને ટેવાએલા હતા, તેઓની સામે લોકો થતાં તેમની પ્રતિષ્ઠાને જાહેરમાં ધોકો પહોંચ્યો અને તેથી અંદરો અંદર જાહેરમાં ગમે તેમ વર્તન કરતા હતા તે ન કરવું એમ તેમને સમજાયું આ સિદ્ધિ નાનીસૂની નથી અને તે મેળવવા બાપાલાલને એમનો અથાગ પ્રયત્ન અને દઢતા બતાવવા પડેલાં.

આમ થવા છતાં અંદરખાનેથી મુસ્લિમોનો રોષ બાપાલાલ પ્રત્યે વધતો જ ગયો. એમના આવ્યાને એક વર્ષ ભાગ્યે જ પૂરું થયું હશે ત્યાં તો તાજીઆના એક દિવસે શેરીમાં 'બાપાલાલ કે બેટાબાપ, બેટાલાલ કે બાપાલાલ,' આમ પોકારતું એક ટોળું શેરીઓમાં નીકળી પડયું. ભલેને ગમે તેમ બકવાટ કે ફફડાટ કરે પણ સળવળે એ બીજા. જ્યા સુધી પોતાની સામે આવીને ઊભા ન રહે ત્યા સુધી બાપાલાલનું ઉશ્કેરાવાને શું કારણ હતું? આમ ફફડાટ કર્યો પણ કોઈએ એમની સામે જઈને આંગળી ચીંધવાની પણ હિમ્મત કરી નહિ. એઓ પણ શાંત અડીખમ થઈને જોતા રહ્યા અને જરાયે મચક આપી નહિ. તે દિવસથી હાંસોટમાં નીકળતા તાબૂત બંધ થયાં. મુસ્લિમો તો એમને દુશ્મન ગણતા પણ તેમનાં બૈરાંઓએ પણ રંજાડવામા બાકી રાખી નથી. એમની કામ કરનારી બાઈનું મકાન ડબલ ડોસાની ખડકીના ટેકરે, ઊતરતાં જ આવેલું. એ મકાનથી નીચે જતાં જ મુસલમાનોનો કુઓ લાગેલો છે. ત્યાં થઈને તળાવે કપડાં ધોવા જવાય. એ બાઈ એક દિવસ કપડાં ધોવાનાં લઈને નીકળી ત્યારે એને ઘેરીને મારવા માંડી પણ આજુબાજુના કોઈ હિન્દુઓ છોડાવે નહિ અને ઉહાપોહ એટલો મચ્યો કે ટેકરે જઈને કોઈએ શ્રી. બાપાલાલને કહ્યું કે તમારી કામ કરનારીને કોઈ મારે છે. તેમણે દોડી જઈને એને છોડાવી.

આવી બીકણ અને નિર્માલ્ય પ્રજાને એમણે અથાગ પ્રયત્નથી અને સતત હિંમત આપીને ઉગારી છે. આ બધું તો ઠીક પણ કોઈ હિન્દુ માર ખાઈને આવ્યો છે, માર હોય યા ખોટી કનડગતનો ભોગ બન્યો છે એમ તેઓ જ્યારે જાણતા ત્યારે એમને પારાવાર દુઃખ થતું અને જાણે તેથી પોતાનું જ નાક કે આબરૂ જાય છે તેમ તેઓ અનુભવતા. આવા મુસલમાનોને પાઠ ભણાવી દેવો જોઈએ કે ફરી વાર એ એમ ન કરે એમ તેઓ વારંવાર જાહેરમા કહેતા. આખા હિન્દુ સમુદાયની પ્રતિષ્ઠા પણ તેમણે વધારી.

એક બનાવ યાદ આવે છે. કાંઠા સાયણ કરીને હાંસોટની બાજુમાં એક મોલેસલામ ગરાસીઆની વધુ વસ્તીવાળું ગામ છે. ત્યાના આ મોલેસલામ ગરાસીઆ હિન્દુ પહેરવેશ પહેરે છે. બૈરાંઓ પણ હિન્દુ સ્ત્રીની માફક જ કપડાં પહેરે છે. એઓ દેખાવે અને રીતરિવાજે હિન્દુ જેવા છે. દેખીતી રીતે જ એઓ મુસલમાનો જેવા નથી છતાં ધર્મે મુસ્લિમો છે. એવાઓને પાછા હિન્દુઓમાં ભેળવી દેવા એમ વિચારી કોઈ હિન્દુ મહાસભાના બે ભાઈઓ કાંઠા સાયણ ગયા. એ બંનેનાં પૂરાં નામો યાદ નથી પણ એકનું નામ નર્મદાશંકર હતું એવો આછો ખ્યાલ છે. એ બંને જણાની ઇચ્છા મોલેસલામોની દેહશુદ્ધિ કરાવી તેમને પાછા હિન્દુઓ બનાવવા એવી હતી. આ વાતની ખબર કોઈએ હાંસોટ મુસ્લિમોને પહોંચાડી. કેટલાક મુસ્લિમો લાકડી

અધૂરી જ રહી ગઈ. મુસ્લિમો એમને સામે મળ્યા. અને તેમણે તેમને પડકાર્યા કે 'કયા સાલે તુમ લોક કયા સમજતે હો?' કહી બનેલી વાત કહી.

નાનાલાલથી મુસ્લિમો ડરતા. એટલે આ વાત જાણ્યા પછી હાંસોટમાં શાંતિ જોખમાશે એમ માની એમણે બાપાલાલને વાત કરી. પણ બાપાલાલે આ વાતને શાંતિથી હલ કરી અને તાબડતોબ વડોદરે શ્રી. આનંદપ્રિયને ખબર કરી આનંદપ્રિય આવ્યા અને તે વખતના કલેકટરને ભરૂચ જઈ વાત કરી. કલેકટરે ખાતરી આપી કે દોષિતોને સજા કરવામાં આવશે. એટલે ભાઠામાં કલેકટરની હાજરીમા ઓળખ પરેડ કરવામાં આવી પણ દાઢીવાળાએ દાઢી મૂડાવી નાંખી અને વગર દાઢીવાળા દાઢી સાથે આવ્યા એટલે પરોક્ષ રીતે તો એમાં નિષ્ફળતા સાંપડી. એ પરેડ પણ આજે મારી આંખ સામે તરવરે છે. તે દિવસે મુસ્લિમો ગભરાએલા અને રહેં ખાઈ ગયા હોય એવા ભાસતા હતા.

આવો જ બીજો કિસ્સો પૂ. શ્રી. ઈશ્વરચંદ્ર વેદાલંકાર જે સુપા ગુરુકુળના આદ્ય સ્થાપક છે તેઓ હાંસોટ આવેલા એ વખતે બનેલો. તેમણે શુદ્ધિ અને સ્વરાજ્ય પર મનનીય ભાષણ કરેલું. તે વખતે મુસ્લિમોની ઇચ્છા બાપાલાલભાઈ પર તેમ જ સ્થાનિક હિન્દુ સામે બળવો કરવાની હતી તેથી પૂર્વ તૈયારી સાથે જ તેઓ આવેલા પણ જ્યારે જોયું કે બાપાલાલભાઈ તથા અન્ય અખાડાવાળાએ લાઠીથી સજ્જ છે અને લડવામા ફાવી શકાય એમ નથી એમ જ્યારે મુસ્લિમોને લાગ્યું ત્યારે તેમના હાથ હેઠા પડ્યા અને ચૂપ થઈ ગયા. આમ હિન્દુઓની પ્રતિષ્ઠા અને હિન્દુત્વનું રક્ષણ બાપાલાલભાઈએ હાંસોટમા સતત કર્યું છે. આમ હાંસોટ યુવક મડળને શારીરિક સંપત્તિની સાથે નીડરતા અને જુલમોનો સામનો કરવાની પ્રેરણા અર્પનાર પણ શ્રી. બાપાલાલભાઈ જ છે.

આ વાત શરીર ઉપાસનાની થઈ. શારીરિક ઉપાસના ઉપરાંત માનસિક ઉપાસના પણ સાથેસાથ ચાલવી જોઈએ અને તે માટે કેળવણી ક્ષેત્રે ઉત્તેજન મળે તે માટે તેમણે હાંસોટમાં પુસ્તકાલયની સ્થાપના કરી. અખાડામાં તેઓ સારામાં સારી વાર્તા કરે અને એવો આગ્રહ રાખે કે કોઈપણ અખાડાનો છોકરો સારી વાર્તા કરે અને એને ચાલુ રાખવા એ સારી વાર્તા કહેનારને ઇનામ આપે. અઠવાડિયામાં કયે દિવસે શું કરવું અને તે પણ વખતસર કરવું એ જાતની તાલીમ તેઓ આપતા. અખાડામાં હરીફાઈઓ યોજે અને હરીફાઈમાં ઉત્તીર્ણ થએલાને ઉચ્ચ સાહિત્ય અને દેશભક્તોનાં ચરિત્રોની ચોપડી વહેંચે. એમની વાર્તા કરવાની શૈલી કંઈક ઓરજ છે. એ વખતની વાતોમાંની કેટલીક આજે પણ મને કંઠસ્થ છે. અરે આજે પણ એઓ સુંદર વાર્તા કરે છે. એઓથી અખાડામાં અંતકડી રમાડે. અંત્યાક્ષરીમા બહુ જ રમૂજ આવે. છોકરાંઓ હારવાનાં થાય ત્યારે તેમની મીટ બાપાલાલ ઉપર મંડાય અને તેઓ કંઈકને કંઈક બોલ્યા જ હોય. આમ વિવિધ ક્ષેત્રે એમના જ્ઞાનનો લાભ હાંસોટના યુવાનોને મળ્યો છે.

શ્રી બાપાલાલભાઈ હમેશાં શારીરિક શ્રમયોગ અને બુદ્ધિયોગનો સમન્વય માણસમાં હોવો જોઈએ એવો આગ્રહ રાખતા અને છોકરાંઓમાં આવા સંસ્કાર રેડતા. એ રીતે જાતે કામ કરી બતાવી દાખલો બેસાડતા. ગામની ગંદકી, કુંડ વગેરે સાફસૂફ રાખવા માટે છોકરાંઓ સાથે તેઓ પણ કામ કરતા. અને શ્રમમાં શરમ ન હોવી જોઇએ, કામ કોઈજ હલકું નથી તેના તાદૃશ્ય પુરાવા તરીકે હમેશાં એઓ છોકરાઓ સાથે કામ કરતા. ગામમા સેવા અંગે જે કાંઈ આવી પડે તે બધી જ પ્રવૃત્તિઓ તેઓ એકથે હાથે જ ઉપાડતા, ફંડો ઉઘરાવતા અને તે ફંડોનો યથાયોગ્ય ઉપયોગ કરતા. હાંસોટની વ્યાયામશાળામાં જોઈતી બધી વસ્તુઓ એ રીતે ફંડફાળાથી ભેગી કરેલી છે. લાયબ્રેરી જેવી માતબર સંસ્થા પણ તેમણે ફંડ ઉઘરાવી ઊભી કરી.

આ બધું કર્યું હોવા છતાં તેઓ એક પ્રખર વૈદ છે, એ અમે જાણતા હતા. વૈદકની શરૂઆત એમણે હાંસોટથી જ કરી છે. એઓ એક સામાન્ય કુટુંબમાંથી આવેલા છે. એઓથી વૈદક કેવી રીતે શીખ્યા અને ક્યાથી શીખ્યા, વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન ક્યાથી મેળવ્યું એ વિષે હાંસોટવાસીઓ અજાણ છે. એટલે મને જે આછો ખ્યાલ છે તેને લખવાની ઇચ્છા થતી નથી કારણ કે હું એ રીતે અજ્ઞાન છું. એઓ સામાન્ય

કુટુંબમાંથી આવેલા એટલે દવા ભરવા માટેના શીશા-શીશીઓ એમણે એમના પોતાના સ્નેહીમંડળમાથી ઉઘરાવેલાં. ઓસડીઆઓ જાતે લાવી ઘેર ખાંડી ઘરમા જ ગોળીઓ બનાવતા. આ બધા પાછળ આપબળથી જ, -જાતમહેનતથી જ આગળ આવવાની ઇચ્છા કામ કરતી. આપબળમા જ અનેરો આનંદ સમાયેલે છે એવી તેમની દૃઢ શ્રદ્ધા હતી. અને આજે આપણે જોઈએ છીએ કે હાંસોટના આ વૈદરાજ આપબળે નાઝર આયુર્વેદ કોલેજના મુખ્ય આચાર્યને પદે પહોચ્યા છે. એઓ આટઆટલી પ્રવૃત્તિઓમા અને વ્યવસાયમા રોકાએલા હોવા છતાં તેમને ત્યા વૈદક શીખવા માટે ગુરુકુળની પ્રથા પ્રમાણે વિદ્યાર્થીઓ આવતા જેને, તેઓ પોતાને ત્યાજ એક કુટુબી તરીકે સમાવી લેતા અને સ્વાધ્યાય કરાવતા શીખવવા ઉપરાત દવાખાનામા પ્રત્યક્ષ જ્ઞાન દરદીને તપાસાવીને આપતા. એવા એમના હાથ નીચે તૈયાર થયેલા વૈદો અને ડોકટરો આજે સમાજમા મોજૂદ છે. તેઓ ધીખતો ધધો પણ કરે છે

અમારા કુટુંબને એમના પર અસીમ વિશ્વાસ. એઓ જ્યારે હાંસોટ આવ્યા અને તેની હજુ શરૂઆત જ હતી ત્યારનો એક પ્રસંગ મને યાદ છે. મારા બહેન તાવથી પીડાતા હતા અને પાછળથી એમને ક્ષય હશે એમ માલૂમ પડેલ. તે બહેનની દવા વૈદકાકા કરે, અને દવા બદલવાની વાત ઘરના સૌ કરે પણ બહેન કહે કે દવા તો એમની જ કરવી છે, બદલવી નથી. છેવટે એ ગુજરી ગયા પણ દવા બદલી જ નહિ. બીજો પ્રસંગ છે મારા મોટા કાકીમાનો. એમને બગલમા ગૅાડ-ગૂમડું નીકળેલુ. ગૅાડ નાસુરવત્ નહિ તેને ફોડવા માટે અનેક ઉપચાર કર્યા પણ ફાટે નહિ એટલે વૈદકાકાએ કહ્યુ કે કાકી, આને નસ્તર મૂકવુ પડશે અને તમારે ડોકટર પાસે જવું પડશે; પણ એમને એમના પર અસીમ વિશ્વાસ "જીવાડો-કે-મારો પણ જે કાંઈ કરો તે તમે જ કરો. મારે બીજે કંઈ જવું નથી." વૈદકાકાએ પોતે ચપ્પુ પકડયું અને આપરેશન કર્યું જે સફળ થયું. આજે પણ એ કાકીમા હયાત છે આ રીતે જે ફરજ આવી પડે તે હિંમતપૂર્વક ખચકાયા વગર એ હાથ ધરે છે અને મારી જાણ છે ત્યાં સુધી તો તેમને યશ જ મળે છે.

ઈ. સ. ૧૯૩૦ની સાલ આપણા ઇતિહાસની તવારીખમા યાદગાર છે. એ વખતે ગાધીજી હાંસોટ આવેલા અને બાપાલાલભાઈએ હાંસોટ માટે કાર્યક્રમ ઘડેલો અને જ્યારે ગાધીજીએ દાંડીકૂચ કરી અને વ્યાપક રીતે દેશને તૈયાર કર્યો અને હાકલ કરી ત્યારે તેઓ ઘરમાં બેસી રહ્યા નહોતા. એમણે હાંસોટના બાવને બાવન ગામડાં ગજાવી મૂકયાં હતા. ભરૂચ જિલ્લો મોખરે હોય અને એમની સરદારી નીચે હાંસોટ ટુકડી ધ્યાન ખેચતી જ હોય મીઠા સત્યાગ્રહ વખતે દંતરાઈની ખાડીમા મીઠું પકવવાનો કાર્યક્રમ એમની સરદારી નીચે ગોઠવાતો અને એ સત્યાગ્રહ જોવા લોકો ભરૂચ જિલ્લાની પેલે પારથી ભેગા થતા ધરાસણાની લડત વખતે તેમણે હાંસોટથી જુવાનોની ટુકડી મોકલેલ અને સને ૧૯૩૩મા હાંસોટમાથી જેલ ગએલા. દસ માસની સજા ભોગવી તે પાછા આવ્યા. ત્યારબાદ ૧૯૩૫ની ચૂંટણીમા જિલ્લા લોકલ બોર્ડમા ભગુભાઈ દેસાઈની સામે ચૂટાએલા. આમ બધા જ ક્ષેત્રે એમણે હાંસોટને સેવા આપી અને હાંસોટે એમનું ઋણ સ્વીકારવું જ રહ્યું. પણ દુઃખ સાથે કહેવું ઘટે કે હાંસોટે કરવી જોઈતી કદર કરી નહિ અને સને ૧૯૩૮મા પૂ. શ્રી બાપાલાલે હાંસોટ છોડી ભરૂચ વસાવ્યુ. હાંસોટમા એમની પ્રવૃત્તિઓ એમના વસવાટ દરમ્યાન નિયમિત અને સતત 'થંભ્યા વગર ચાલતી. પણ એમના ગયા પછી એ બધી પ્રવૃત્તિઓમા ઓટ તો આવ્યો જ છે હાંસોટે એક પ્રખર વિદ્વાન, વૈદ, સાહિત્યકાર, અને રાજપુરુષ ગુમાવ્યો છે.

ઈશ્વર એમને ચિરાયુ-શતાયુ અર્પે એવી આ ષષ્ટિપૂર્તિ પ્રસંગે પ્રાર્થના.

# મહામાનવ શ્રી. બાપાલાલભાઈ

શ્રી. આનંદપ્રિય પંડિત

આર્યસમાજના પ્રખર પ્રચારક અને અનેક આર્યસમાજી શિક્ષણ સંસ્થાઓના સર્જક, પરપ્રાંતી હોવા છતા ગુજરાતમા પોતાનું થાણુ નાખી, ગુજરાતી બનીને, ગુજરાતના તન-મનમા જોમ ભરી રહ્યા છે

સણુસોલી પંચમહાલના શેઠ ગરબડદાસ એટલા માટે ભાગ્યશાળી છે કે તેમના ત્રણુ નમીરાઓ રાષ્ટ્રીય, સામાજિક અને દેશકલ્યાણુની પ્રવૃત્તિઓમા મોખરે રહી સેવા આપી રહ્યા છે. તેમના પુત્રો શ્રી. ચુનીલાલ અને શ્રી. હિંમતલાલ ગુપ્ત સમાજસુધારક હોઈ આર્યસમાજના ક્ષેત્રમા તેમનુ કાર્ય અને સેવાઓ અજોડ રહ્યાં છે તેમના ત્રીજા પુત્ર શ્રી. બાપાલાલ વૈદ્ય એક પરમ રાષ્ટ્રવાદી હોઈ મહાત્મા ગાધીજી દ્વારા ચલાવેલા આંદોલનમાં તેમણે યશ અને નામના પ્રાપ્ત કરી છે લોકસેવક તરીકે તેઓ શાંત, ગભીર અને પ્રજાકલ્યાણુની ભાવનાથી ઓતપ્રોત થયેલા છે

આયુર્વેદજગતમા તેઓ એક ખ્યાતનામ વ્યક્તિ છે તેમનો સ્વાધ્યાય અને અનુશીલન તથા સારવારની વૈદકીય પદ્ધતિમા તેમનુ યોગદાન સર્વત્ર પ્રશસા પામ્યા છે તેઓ પ્રાચીન આર્ય સસ્કૃતિના પ્રેમી છે અને તેમનુ સમસ્ત જીવન તેમના સાથીદારો માટે આદર્શરૂપ છે. સુરતના એક પ્રસિદ્ધ આયુર્વેદ કોલેજના આચાર્યપદે બીરાજવા છતા તેઓ અત્યત નિરાભિમાની, મિલનસાર અને સાથીદારો તથા મિત્રો સાથે વર્તન અને વ્યવહારમા અસત પ્રેમાળ છે

તેઓ પ્રગતિશીલ માનસ ધરાવનારા છે તેઓ એવુ માને છે કે આયુર્વેદને સમૃદ્ધ કરવા માટે અદ્યતન સામગ્રી અને સાધનોની ઉપેક્ષા ન કરી શકાય

તેઓ આર્યસસ્કૃતિના પૂજક છે અને શુદ્ધ રાષ્ટ્રવાદી છે. મહાત્મા ગાધીજીના સત્ય અહિંસાના સિદ્ધાંતોના તેઓ પોષક છે અને માનવીય સકીર્ણુતાના તેઓ વિરોધી છે શ્રી બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ સમયે તેમને અભિનદનગ્રથ અર્પણુ કરવો સમુચિત છે. આવી વિભૂતિઓના જીવનો ભાવિમા આવનાર પેઢીઓ માટે માર્ગદર્શક થઈ શકે જે થોડાઘણા તેમના પરિચયમા અમે આવ્યા છીએ તેથી અમે અવશ્ય કહી શકીએ કે શ્રી બાપાલાલભાઈ વૈદશિરોમણિ જ નહીં પણુ મહામાનવ છે.

# વૈદરાજશ્રી બાપાલાલભાઈને શ્રદ્ધાંજલિ

શ્રી. ગોરધનભાઈ મ. પટેલ
એમ બી. બી એસ , આયુર્વેદાચાર્ય.
ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડન્ટ, આઈ. એ. એસ આર હોસ્પિટલ્સ, જામનગર.

નડીઆદની શ' ભે આયુર્વેદિક કોલેજના આચાર્યપદે અનેક વર્ષો સુધી સેવા આપી, પછી નજીકમા જ ઉત્તરસંડામા તેવી સંસ્થા ઊભી કરવા પુરુષાર્થ કર્યો અને હાલ જામનગરમા સ્થિત થઈને પોતાના પાશ્ચાત્ય જ્ઞાનના પ્રકાશમાં આયુર્વેદને સાતમર કરવા મથી રહ્યા છે.

વૈદરાજ શ્રી. બાપાલાલભાઈની સાથેનો મારો પરિચય ઘણો જૂનો છે. છેક ૧૯૪૪ની સાલમા જ્યારે તેઓ નડિયાદ આયુર્વેદ મહાવિદ્યાલયમા પધાર્યા તે વખતે હું ત્યા વાઈસ-પ્રિન્સિપાલ હતો, ત્યારે મારી તેમની સાથે પ્રથમ મુલાકાત થઈ, ત્યારથી જ હુ તેમના તરફ માનની લાગણીથી જોઉં છુ તે બાદ તો બીજે કે ત્રીજે વર્ષે સુરતમા ઓ. એચ નાઝર આયુર્વેદ મહાવિદ્યાલયની સ્થાપના થઈ તેના આચાર્ય તરીકે તેમની નિમણૂક થઈ ત્યાર બાદ તેમની સાથે વધારેને વધારે પરિચયમા આવવાનું થયુ ત્યારથી અત્યાર સુધી તેમની સાથેનો મારો સબધ દિવસના પાછલા પહોરની છાયાની માફક ક્રમશ. વધતો જ ગયો છે

વૈદરાજ શ્રી. બાપાલાલભાઈમા મે ઘણા સદ્દગુણો જોયા છે આયુર્વેદ પ્રત્યેની નિર્મળ ભક્તિ એ તો તેમનામાં અદ્વિતીય છે તેમનો નીડર સ્વભાવ, પોતાને યોગ્ય લાગે તે સામાને સારુ લાગશે કે કેમ તેની પરવા કર્યા વિના કહી નાખવાની ટેવ, આયુર્વેદના અભ્યાસક્રમની બાબતમા પણ ટીકાની પરવા કર્યા વિના પોતાના અંતરને જે યોગ્ય લાગે તે જ કહી દેવાની ટેવ, આ બધા ગુણોથી તે કદાચ ટીકાપાત્ર બન્યા હશે પણ તેમના અહંગ ટીકાકારોએ પણ વૈદરાજ શ્રી. બાપાલાલભાઈની આયુર્વેદ પ્રત્યેની ભક્તિની કોઈ દિવસ શકા કરી નથી. આયુર્વેદ અત્યારે સક્રાન્તિ કાળમાં છે આયુર્વેદનો અરુણોદય થતો માલૂમ પડી આવે છે. સદ્દભાગ્યે ગુજરાત રાજ્યને આયુર્વેદપ્રેમી સજ્જન શ્રી. મોહનલાલભાઈ વ્યાસ આરોગ્ય મ ત્રી તરીકે પ્રાપ્ત થયા છે, તે વખતે શ્રી. બાપાલાલભાઈ જેવા આયુર્વેદ નિષ્ણાતની સેવાઓનો જેમ વધારે લાભ લેવાય તે આયુર્વેદના હિતમા જ છે.

સુરત આયુર્વેદ મહાવિદ્યાલયનો સમસ્ત વિદ્યાર્થી વર્ગ અને પ્રાધ્યાપક વર્ગ તો તેમનો ઋણી જ છે. પરંતુ મારા જેવા પણ જેઓ તેમના સ્નેહને પામ્યા છે અને જેમને વૈદ્યરાજ બાપાલાલભાઈએ ઘણીવાર ઉપકૃત કર્યા છે તેઓ પણ શ્રી. બાપાલાલભાઈના ઋણી છે.

વૈદરાજ બાપાલાલભાઈને ભગવાન ધન્વન્તરિ મહારાજ આરોગ્યમય દીર્ઘાયુ અર્પો એજ પ્રાર્થના. વૈદ્યરાજ બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ નિમિત્તે સુરત આયુર્વેદ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપક વર્ગ જે આ અંક પ્રસિદ્ધ કરે છે તેમને હું અભિનંદન અને ધન્યવાદ આપું છું અને વૈદ્યરાજ બાપાલાલભાઈને આ શ્રદ્ધાંજલિ અર્પી કૃતકૃત્ય થાઉં છું. અંતમાં—

ये तु शास्त्रविदो दक्षाः शुचयः कर्मकोविदा ।
जितहस्ता जितात्मानस्तेभ्यो नित्यं कृतं नम ॥

---

## આરોગ્યનાં લક્ષણો

अन्नाभिलाषो भुक्तस्य परिपाकः सुखेन च ।
सृष्टविण्मूत्रवातत्वं शरीरस्य च लाघवम् ॥
सुप्रसन्नेन्द्रियत्वं च सुखस्वप्न प्रबोधनम् ।
बलवर्णायुषां लाभः सौमनस्यं समाग्निता ॥
विद्यादारोग्यलिङ्गानि विपरीते विपर्ययम् । (काश्यप संहिता)

યથાસમય અન્ન ઉપર રુચિ થવી, ખાઈએ તેનું સુખેથી વખતસર પાચન થાય; ઝાડો પેસાબ અને અધોવાયુનું સમ્યક્ નિઃસરણ થાય, શરીરનું હલકાપણું રહે, બધી ઇન્દ્રિયોની પ્રસન્નતા લાગે, નિરાતે સારી ઊંઘ આવવી અને વખતસર આળસ કે સુસ્તિ સિવાય જાગવું, રોજ બલ, શરીરનો રંગ અને આયુષનો લાભ અનુભવાય; ખુશમિજાજપણું, સમાગ્નિ (ચાર જાતના અગ્નિઓ છે : સમ, વિષમ, મંદ, તીક્ષ્ણ) અર્થાત્ રોજ જઠરાગ્નિ સમાન રહે–સારી રહે આ બધા લક્ષણોથી માણસનું આરોગ્ય જાણી શકાય છે. આથી વિપરીત લક્ષણોથી માણસોનું અનારોગ્ય ઓળખાય છે.

ચરકે प्रसन्न आत्मेन्द्रियमन स्वस्थ इत्यभिधीयते ' આત્મા, ઇન્દ્રિયો અને મન જેનાં પ્રસન્ન હોય તેને સ્વસ્થ કહ્યો છે. કશ્યપે કેવળ 'सुप्रसन्न इंद्रियत्व' કહ્યું છે અને મનની સ્વસ્થતા 'सौमनस्य'મા સમાવેલી છે. આરોગ્ય માટે 'ચેક અપ' કરાવનારાઓ આ અગત્યની વાત ભૂલી જાય છે. ભૌતિક શરીર એ જ કંઇ સર્વસ્વ નથી. માનવજીવનમાં આત્મા, મન અને ઇંદ્રિયો આનું જ સ્વાસ્થ્ય ખરું વિચારણીય છે.

# ગુરુબંધુ વૈદ્યરાજ શ્રી. બાપાલાલભાઈ

ડૉ. ગ. શા. ગોખલે
નિવૃત્ત વૈદ્યકીય અમલદાર (ગુજરાત રાજ્ય)

મોખરાના આ પટ્ટણી સ્નાતક મિત્ર આયુર્વેદના હિમાયતી રહ્યા છે. સરકારી વૈદ્યકીય અમલદાર તરીકે આયુર્વેદની મર્યાદાઓનો તેમને કદાચ વધુ ખ્યાલ આવ્યો હશે. આયુર્વેદને નવા કલેવર ધરાવવાના તેમને મનોરથો છે.

શ્રી. બાપાલાલભાઈનો મારી સાથેનો પહેલો પરિચય, મને યાદ છે ત્યાં સુધી કાં તો ભરૂચ પાસેના ઝાડેશ્વર ગામમા થએલો કાં તો પાટણમાં સને ૧૯૨૭ની સાલમાં થયેલો. તેમના આયુર્વેદના ગુરુ સદ્‌ગત કૈ. શ્રી. અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી હતા અને તેઓ પાટણ આયુર્વેદ મહાવિદ્યાલયના પણ મુખ્ય પ્રાધ્યાપક હોવાથી પાટણમાં શ્રી. બાપાલાલભાઈની મારી સાથે મુલાકાત થયેલી. તે વખતે મારી ઉમર ભાગ્યે જ ૧૬–૧૭ વર્ષની હશે. આયુર્વેદનું અધ્યાપન કરાવનાર અમારા અને તેમના એક જ ગુરુ હોવાથી શ્રી. બાપાલાલભાઈને હું ત્યારથી મારા ગુરુબંધુ તરીકે સ્વીકારતો આવ્યો છુ. પ્રથમ વારની જ મુલાકાતમાં તેમના માટે મારામાં સદ્‌ભાવ પેદા થયેલો. તેમનું સદાય નિર્મળ હાસ્ય વેરતું સ્વામણું મો, બુદ્ધિ દર્શાવનારી ચમક ભરેલી તેમની આંખો, અને તદ્દન સાદો પહેરવેશ. એ ત્રણ બાબતોથી મારું તેમના તરફ આકર્ષણ થયેલું. મને જાણ છે ત્યાં સુધી તે વખતે તેમનો અભ્યાસ ઈન્ટર સાયન્સ સુધી થએલો હતો અને આટલું ભણેલો માણસ, મેડીકલ કૉલેજમાં પ્રવેશ મેળવી શકે તેમ હોવા છતાં આયુર્વેદના અભ્યાસ તરફ તેઓ આકર્ષાયા એ ખાસ વિશિષ્ટ ઘટના હતી તે વખતે મેડીકલ કૉલેજમાં પ્રવેશ મેળવવા માટે મૅટ્રિક અને ફર્સ્ટ ઈયર સાયન્સની લાયકાત પૂરતી હતી અને તેમને જરૂરથી મેડીકલ કૉલેજમાં પ્રવેશ મળ્યો હોત અને એક સારા વિદ્વાન ડૉક્ટર તરીકે આજે તેઓએ સારી ખ્યાતિ મેળવી વૈદ્યકીય જગતમાં નામના પણ મેળવી હોત. પરંતુ આયુર્વેદની સેવા અને તેની ઉન્નતિ કરવામાં મદદરૂપ થવાનું તેમના ભાગ્યમાં લખેલું હોવાથી તેમણે એક વણિક હોવા છતાં પણ તે જમાનામાં બહુ જ અલ્પ પ્રતિષ્ઠાવાળું આયુર્વેદનું ક્ષેત્ર પસંદ કર્યું અને આખી જિંદગી આયુર્વેદને ઉન્નત કરવામાં તેઓ ગાળી રહ્યા છે.

વિકાસ થતો હતો અને જનમાનસમાં તેને સ્થિર અને મહત્ત્વનું સ્થાન મળતું હતું. આવા કઠણ કાળમાં સરકાર અને પ્રજામાં આયુર્વેદનું પુનરુત્થાન અને ઉચ્ચ સ્થાન મેળવવા માટે જે મહાન વ્યક્તિઓએ પ્રયત્ન કર્યો છે તેઓમાં શ્રી. બાપાલાલભાઈનું સ્થાન ઘણું જ ઊંચું છે એમાં કંઈ શંકા નથી.

જૂનું એ બધું સોનું છે એવી માન્યતા ધરાવનાર તેઓ દુરાગ્રહી વૈદ્ય નથી પરંતુ સોનાને પૂરો ઓપ અને ઘાટ આપી નવો ચળકાટવાળો દાગીનો, જૂનું સુવર્ણ શોધીને બનાવવાના મતના છે: અને આયુર્વેદરૂપી જૂના સુવર્ણને આ પ્રમાણે નવો પ્રકાશ આપી અદ્યતન ઘાટવાળું જનતાને ગમી જાય તેવું આભૂષણ બનાવવા માગે છે. એલોપથી અને આયુર્વેદના ઊંડા અભ્યાસી હોવાથી તેઓએ "નિઘંટુ આદર્શ" જેવો ડૉકટર અને વૈદ્યોને અતિ ઉપયોગી થઈ પડે એવો ગ્રંથ રચી આયુર્વેદના જ્ઞાનને પ્રકાશમાં આણ્યુ છે. હાલમાં જ તેઓની આંખ ઉપર મોતીઆની શસ્ત્રક્રિયા કરવામાં આવી હોઈ હવે તેમને પૂર્વવત્ તીવ્ર દૃષ્ટિ પ્રાપ્ત થવી જો કે મુશ્કેલ છે છતાં પણ તેમની લેખનની પ્રવૃત્તિ તેમની જિંદગી સુધી જરૂરથી ચાલુ રહેશે એમાં કંઈ શંકા નથી. આયુર્વેદ ફરીથી રાજ્યાશ્રય-લોકાશ્રય પ્રાપ્ત કરી ફરીથી ઉન્નત દશા પ્રાપ્ત કરે તે માટે તેઓએ અથાગ પ્રયત્નો કર્યા છે અને કરી રહ્યા છે. તેના ફળસ્વરૂપે સૂરતની (ગુજરાતમા શ્રેષ્ઠ એવી અદ્યતન) આયુર્વેદ કૉલેજ ગણી શકાય. લગભગ શૂન્યમાંથી નિ:સ્વાર્થ ભાવે તેઓએ આ સંસ્થાને જન્માવી છે અને ઘણા આઘાત પ્રત્યાઘાતો આવ્યા છતાં પણ તે ટકી રહી છે.

આ વિદ્યાલયમાં પ્રવેશ મેળવવા માટે વિદ્યાર્થીઓમાં પડાપડી હોય છે એ જ એની લોકપ્રિયતા બતાવે છે. કેવળ આયુર્વેદની ઉન્નતિ થાય એટલો જ હેતુ શ્રી. બાપાલાલભાઈના મનમાં નહોતો પરંતુ આયુર્વેદને વિશ્વમાં સ્થાન મળે, નિદાન ભારતના વિશ્વવિદ્યાલયોમાં તેને યોગ્ય તે સ્થાન મળે તે માટે તેમણે કરેલો શ્રમ અને પ્રયત્નો સફળ નિવડયા છે અને ગુજરાત, પૂના, નાગપુર જેવા વિશ્વવિદ્યાલયોએ પોતાની વૈદ્યકીય-શાખામાં આયુર્વેદને માનભર્યું સ્થાન આપ્યું છે. અને તેથી થોડે ઘણે અંશે શ્રી. બાપાલાલભાઈની મનોકામના પૂરી થઈ ગણી શકાય. આયુર્વેદના કમનસીબે જૂના-પુરાણા મતવાદી વૈદ્યોએ હાલમાં જે શુદ્ધ આયુર્વેદના નામની દંભી ઝુંબેશ ઉપાડી છે અને જેને થોડું ઘણું સરકારનું બળ પણ મળ્યું છે, એ ચળવળ આયુર્વેદને થોડી ઘણી હાનિકારક નિવડશે ખરી પરંતુ અંતે તો સત્યનો જ જય થવાનો છે. શ્રી. બાપાલાલભાઈ આ ખોટા દંભને ખુલ્લો પાડવા માટે પણ અથાગ પ્રયત્ન કરી રહ્યા છે અને જરૂરથી તેમાં તેઓ સફળ થશે. પ્રસિદ્ધ અંગ્રેજ કવિ લૉર્ડ ટેનીસને પોતાનાં કાવ્યોમાં "Old order changes, yielding place to New." જૂનુ જાય અને નવું આવે, ભારતીય કવિઓએ પણ "पुरायस्रोत पुलिनमधुना तत्र सरिताम:" એવું જણાવી, સ્પષ્ટ રીતે આદર્શ આપ્યો છે કે જૂનું જાય અને નવું તેનું સ્થાન લે જ. આ સૃષ્ટિનો ક્રમ છે અને તેથી આયુર્વેદને નવું સ્વરૂપ જરૂરથી મળવાનું છે. અને આ પરિસ્થિતિ જલદીથી પ્રાપ્ત થાય તે માટે શ્રી. બાપાલાલભાઈ જે અથાગ પ્રયત્ન કરી રહ્યા છે તે માટે પ્રભુ તેમને દીર્ઘાયુ આપો એવી પ્રાર્થના છે.

ડૉકટરો અને વૈદ્યોમાં શ્રી. બાપાલાલભાઈના ઘણા વિદ્વાન મિત્રો હોવા તો સ્વાભાવિક છે પરંતુ તેમનો સાહિત્યનો પણ અભ્યાસ ઊંડો હોવાથી ઘણા સારા વિદ્વાન લેખકો અને વિદ્વાનો પણ તેમના મિત્રમંડળ અને શુભેચ્છકોમાં સ્થાન ધરાવે છે. તેમણે આયુર્વેદને અનુલક્ષીને, જે વિવિધ સ્વરૂપના ગ્રંથોની રચના કરી છે તે પણ તેમના આયુર્વેદના ઊંડા જ્ઞાનને આભારી છે. હું છેલ્લાં ૪૦ વર્ષમાં શ્રી. બાપાલાલભાઈને ભાગ્યે જ ૪-૫ વખત મળ્યો હોઈશ. પરસ્પરના લેખન સંબંધથી તેમની મૈત્રી અને પ્રેમની શ્રૃંખલા પ્રતિદિન મજબૂત થતી ગઈ છે. અવારનવાર વૈદ્ય સંમેલનમાં શ્રી. બાપાલાલભાઈ મને જે થોડો વખત મળતા તે ટૂંકી મુદતમાં પણ મને તેમની પાસેથી ઘણું જાણવાનું મળેલું છે. સૂરતની આયુર્વેદિક કૉલેજમાંથી જે મિશ્ર શિક્ષણવાળા સ્નાતકો બહાર પડ્યા છે તેમની આદ્ય ફરજ છે કે શ્રી. બાપાલાલભાઈ

વૃદ્ધાવસ્થામાં પણ આયુર્વેદની ઉન્નતિ માટે જે અથાગ પ્રયત્ન કરી રહ્યા છે તેમાં તેમને તનમન અને ધનથી સંપૂર્ણ સહાય આપે અને ગુરુના ઋણમાંથી અલ્પાંશે પણ મુક્ત થવાની કોશિષ કરે.

અંતમાં શ્રી. બાપાલાલભાઈને, પ્રભુ, હજી વધુ તંદુરસ્તી, દીર્ઘાયુષ્ય આપી આયુર્વેદની સેવા કરવા માટે લાંબુ જીવન બક્ષે. અને તેમનાં કાર્યમાં મારા જેવા ક્ષુદ્ર મિત્રોનો સાથ અને હૂંફ મળે એવી પ્રાર્થના સાથે વિરમું છું.

---

## આયુર્વેદિક સંશોધન

રીસર્ચ-રી એટલે ફરીથી : સર્ચ એટલે શોધવુ અર્થાત્ રીસર્ચનો સાદો અર્થ થાય છે ફરીથી-નવેસરથી શોધવું. રીસર્ચ કરતા પહેલાં આપણામાં જે કંઈ છૂટું છવાયું પડ્યું છે તેની સર્ચ-શોધ કરવી. આ અગત્યનું કાર્ય છે. આ માટે આયુર્વેદ શાસ્ત્રનું સમ્યક્ અવગાહન કરી તેમાંથી પ્રત્યેક શબ્દ (પરિભાષા સંબંધી, વનસ્પતિ, ખનિજ, પ્રાણિજ વગેરે) વગેરે સામગ્રીનું સારી રીતે દોહન કરવું જોઈએ. ધારો કે એક શબ્દ ઓજ શોધવો છે તો ઓજ શબ્દ આયુર્વેદ વાઙ્મયમાં ક્યાં ક્યાં સ્થાને કયા કયા અર્થમાં વપરાયેલો છે તે શોધવું જોઈએ. ઇતર વાઙ્મયમાંથી પણ આ શબ્દો સહેલાઈથી મળી આવે એવુ કરવું જોઈએ. મેકડોનલ્ડ અને કીથની 'વેદિક ઈન્ડેક્ષ' જોવાથી આ જાતના પ્રયત્નનો ખ્યાલ આવશે.

આજે આપણી સૌથી મોટી મુશ્કેલી આયુર્વેદિક ઇન્ડેક્ષની ખામીની છે. નાડી, સિરા, ધમની કે પ્રાણ, ત્રિક, હૃદય-જેવા શબ્દો ઉપર કોઈને લખવું હોય તો સૌ પ્રથમ આ શબ્દો શોધવા બેસવું પડે અને એમાં જ લાંબો સમય વ્યતિત થઈ જાય. વનસ્પતિ ઉપર સંશોધન કરવું હોય તો વનસ્પતિ ક્યાં અને કયા રોગમા વપરાયેલી છે, ટીકાકારોએ કયા અર્થો કર્યા છે તે બધું એક ઠેકાણે મળી જાય તો શોધ કરનાર માટે કેવું સહેલું થઈ પડે. ટૂંકમાં સંશોધનના પ્રથમ સોપાન તરીકે હું આયુર્વેદની એક સૂચિ (Index) બનાવવાની જરૂર જોઉં છું. આવી એક સૂચિ (Index) તૈયાર થઈ જાય તો એ પછી સંશોધનનું સાહિત્યિક કાર્ય ઘણું સુગમ બની જશે.

# શ્રી. બાપાલાલભાઈ—એક જીવંત જિંદગી

મણિભાઈ ના. વૈદ્ય

વડોદરાના શુદ્ધ આયુર્વેદ મંડળના આ ઉત્સાહી મંત્રી, મૂગા પણ ચોટદાર કાર્યકર્તા છે. તેમની વ્યવસ્થાશક્તિને કારણે વડોદરાનું આયુર્વેદ મહાવિદ્યાલય આજે પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી શક્યું છે.

પુ. શ્રી બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ પ્રસંગે કાંઈક લખવાનું મને મિત્રો તરફથી કહેવામાં આવ્યું ત્યારે થોડો સમય તો દ્વિધામા ગયો. વિવિધતાથી સભર એવા એમના જીવન વિષે મારા જેવો શુ લખી શકે? એ વિચારથી થોડો મૂંઝાયો પણ ખરો. એમના જીવનના અનેક પાસામાથી મારે શુ પસદ કરવુ? એમનાથી સમગ્ર રીતે હું નિકટ ન કહી શકાય તેટલો દૂર રહ્યો છુ. છતા પરોક્ષ કે અપરોક્ષ રીતે એમનો સપર્ક સાધવાની કોઈ તક મેં જતી કરી નથી. તેમની જીવત જિંદગીમાથી હમેશા કાંઈ ને કાંઈ મેળવવાની ઝખનાનું આકર્ષણ મને કાયમ રહ્યુ છે. મારી બાલ્યાવસ્થાનો ઉછેર પંચમહાલ જિલ્લાનો હોવાના કારણે અને તેઓ પણ એ જ પ્રદેશના હોવાને લીધે નામથી ઓળખવાનું ભાગ્ય તો દશકાઓ પહેલાનું મળેલુ. 'વૈદ્યકલ્પતરુ'ની જૂની ફાઈલોમાથી સદ્‌ગત શ્રી. પટ્ટણીજીના પટ્ટશિષ્ય તરીકેની તેમની કારકિર્દી જાણવા મળેલી. તે પછીના સ્વાતંત્ર્યસગ્રામના દિવસોમા તેમને વધુ ઓળખ્યા અને જાણ્યા. પુ. શ્રી. પુરાણી ભાઈઓના સંપર્કમાથી તેમણે શક્તિ (વ્યાયામ) અને શ્રી. અરવિંદ–યોગની સાધના શરૂ કરી ત્યારે હું કદી નહિ મળેલી વ્યક્તિ પ્રત્યે અજાણી રીતે પણ ભાવપૂર્વક ખેંચાઈ રહેલો.

ભરૂચ જિલ્લો એમની શરૂઆતની કર્મભૂમિ બન્યો. 'પ્રસ્થાન' અને અન્ય સામયિકો સાથેના એમના સબધોએ ગુજરાતને તૂટક તૂટક સાહિત્ય આપ્યુ 'નિઘટુ આદર્શ', 'ઘરગથ્થુ વૈદક', 'વૃદ્ધત્રયીની વનસ્પતિઓ', 'અભિનવ કામશાસ્ત્ર', વગેરે પુસ્તકોના લેખક તરીકે તેઓ ધીરે ધીરે ગુજરાતના સિમાડા ઓળંગીને પ્રસિદ્ધિને પામ્યા. આયુર્વેદની ભાષાને તેમણે વાચા આપી. આમ રોચક શૈલીમા વસ્તુની રજૂઆત કરીને તેમણે સાહિત્યમા ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું. આ સાહિત્ય ફરી ફરી વાચવું ગમે એવી રીતે તૈયાર કરવામા તેઓ સિદ્ધહસ્ત બન્યા અને તેમા 'સંસ્કૃત સાહિત્યમા વનસ્પતિઓ'નુ દર્શન જ્યારે ગુજરાતે કર્યું ત્યારે ગુજરાતના સાહિત્યપ્રેમીઓને એમના સાચા દર્શન થયા. એમણે એ રીતે સમગ્ર સાહિત્યને નવો ઝોક આપ્યો; એક નવી દષ્ટિ આપી.

કોઈ ચમરબધીની શેહ કે શરમમા તણાયા સિવાય જે યોગ્ય લાગ્યું તે તેમણે કહ્યુ છે—એ એમની વિશેષતા છે. કોઈ પણ વસ્તુની વામણાશ તેમને ગમતી નથી. ચલાવી લેવાનું તેઓ શીખ્યા નથી. આયુર્વેદની હૉસ્પિટલો અને આયુર્વેદની કૉલેજોની તેમની કલ્પના અદ્‌ભુત છે—અતિ ભવ્ય છે. જેવું ભવ્ય તેમનું સાહિત્ય છે તેની જ ભવ્યતા એમના શિલ્પમા છે—સુરતની આયુર્વેદ કૉલેજના આ શિલ્પીએ તેમની રીતે તેનું ઘડતર કરવાનો પરમ પુરુષાર્થ

આદર્યો છે. આ પુરુષાર્થનાં પરિણામો પર આજે મતભેદ ભલે પ્રવર્તે–પરંતુ એમની એ સિદ્ધિ આગળ શિર ઝૂમવ્યા સિવાય નહિ ચાલે. આજના વૈદ્યો તેમને વામન સ્વરૂપ લાગે છે. કેમ લાગે છે એ તો એક વિચારભેદની વાત છે. ઘણા ઘણા મિત્રો માને છે તેમ એ અભિમાન તો નહિ જ હોય એમ હું માનું છું. મને તો હમેશાં એમ લાગ્યું છે કે એમના જીવતરના ઘડતર ઉપર સંખ્યાબંધ વ્યક્તિઓનો પાસ ચઢેલો છે. વૈદ્ય શ્રી અમૃતલાલ પટ્ટણીજીની કરુણતા, વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇંદ્રજીની ચીવટ, ગાંધી-યુગની નિર્ભયતા, સ્વામીશ્રી દયાનંદની દૃઢતા અને શ્રી. અરવિંદની ભવ્યતા; આ બધી વિવિધ વિચારસરણી પચાવીને તૈયાર થયેલી વ્યક્તિ એટલે શ્રી બાપાલાલભાઈ. તેઓ સર્વદા લોખંડ રહ્યા છે. નેતર બની શકયા નથી. એવું મને લાગ્યા કરે છે.

દોઢેક વર્ષ પર થોડાક મિત્રો સાથે નૈનીતાલ જવાનું થયું. ત્યાં કાઉન્સિલ ઑફ સ્ટેટ બૉર્ડ્ઝ ઍન્ડ ફેકલ્ટીઝની બેઠક હતી. આ પ્રસંગે દશેક દિવસ સાથે ગાળવાનો પ્રસંગ મળ્યો ત્યારે તેમના જીવનની સૂક્ષ્માતિસૂક્ષ્મ બાબતોનો થોડો અભ્યાસ થયો. અમારી મંડળીમાં અમદાવાદથી ડિરેક્ટર વૈદ્ય શ્રી. વાસુદેવભાઈ, વૈદ્ય શ્રી. વલ્લભરામભાઈ, વડોદરાથી વૈદ્ય શ્રી. ખંડુભાઈ અને સુમનભાઈ હતા. આ પ્રવાસ દરમિયાન મને તેમની જે લાક્ષણિકતાનો અનુભવ થયો એ ખરેખર આદરણીય હતો. સૌથી વહેલા ઊઠવું, પહેલાં તૈયાર થવું, વ્યવસ્થિત રીતે પોતાનું કાર્ય પતાવી અન્ય મિત્રો સાથે આનંદની આપ-લે કરવી. યુવાની પણ લજ્જા પામી રહે તેવો શારીરિક શ્રમ વેઠવા તૈયાર રહેવું. ફ્રન્ટીઅર મેલની વૈશાખી મુસાફરી. રાજસ્થાન અને ઉત્તર પ્રદેશની અસહ્ય ગરમી. નૈનીતાલ જવા માટે મથુરાથી ગાડી બદલવી પડે છે, તે ગાડી રાત્રે દશ વાગે મળવાની હતી. દરમિયાન સાંજનો સમય હતો એટલે યમુના સ્નાન કરી આવીને તાજા થઈ આવવાનું વિચાર્યું. વેઈટીંગ રૂમમાં અમારો બધો સામાન ગોઠવાઈ ગયો. અમારી મંડળીમાં સૌથી વધુ ટીખળી શ્રી. સુમંતભાઈને શ્રી. બાપાલાલભાઈના એક કરંડીઆમાથી કેરીની સુવાસ આવી અને કરંડીઆ પર હાથ અજમાવ્યો પછી તો અમને બધાને વારાફરતી ખૂણામા બોલાવીને કેરીઓની લ્હાણી કરી નાંખી. અમને પણ આનંદ થયો. સુરતની કેરી–બાપાલાલભાઈની પસંદગીની કેરી! અમે પણ ઝૂમ્યા અને થાકયા નિરાંતે પરવારી ગયા. થોડીવાર થઈ એટલે બાપાલાલભાઈનું ધ્યાન ગયું એટલે બોલી ઊઠયા: ભલા માણસો મને એકલાને અહીં રાખી તમે વારાફરતી ખૂણામા શું કરી આવો છો? મેં કેરી બતાવી કહ્યું કે આપની આ પ્રસાદી આરોગીએ છીએ. ત્યારે તેમણે કહ્યું કે લાવો, લાવો કરંડીઓ અહીંઆ લાવો, હું જ તમને બધાને વહેંચી આપું. આ તો તમારા માટે જ લાવ્યો છું. સુમંતભાઈ કરંડીઓ લઈને આવ્યા ત્યારે અંદરથી માત્ર બે નંગ કેરીના રહ્યા હતા. આ પણ અમને જ ખવડાવીને તેમણે ખૂબ આનંદ મેળવ્યો. તેમની પાસે પાણીનો કુંજો બહુ સરસ, હતો તો સાદો માટીનો પણ આ ગરમીમાં જ્યારે ખંડુભાઈનું બાદશાહી કુલર પણ ગરમ થઈ જાય ત્યારે આ સુરતી માટીનો કુંજો બરફ જેવો રહે! આખા પ્રવાસમાં બાપાલાલભાઈ જાતે પાણી પીવાનું રેશન કરે પણ અમને બધાને પ્રેમથી ઠંડુ પાણી પાયા કરે. નૈનીતાલ, રાણીખેત, આલમોડા જ્યાં ફર્યા ત્યા બધે જ તેમનો વનસ્પતિપ્રેમ અમને ડગલે અને પગલે જોવા-જાણવા મળ્યો કોઈ નવી વનસ્પતિ જુએ ત્યાં જ ઠરી જાય. તેના ગુણદોષની ચર્ચા વિચારણા ચાલે.

એ દિવસોમાં ગુજરાતના સાહિત્યકાર શ્રી. કિસનસિંહ ચાવડા ઉત્તર વૃંદાવન ખાતે સાધક તરીકે રહેવા ગયેલા. એમને મળવા જવાનો અમે કાર્યક્રમ ગોઠવેલો. તેઓ અમને એક જર્મન અધ્યાપક જેવો વર્ષો સુધી તિબેટમાં રહીને ખૂબ અભ્યાસ કરીને લામા થઈ ગયેલા તેમની પાસે લઈ ગયા. શ્રી. ચાવડાજીએ અમારું ઓળખાણ કરાવ્યું. પરિચય પછી આયુર્વેદની ચર્ચા નીકળી તેમાંથી રસસિદ્ધિના આચાર્ય નાગાર્જુનની વાત નીકળી એટલે શ્રી. લામાએ પુસ્તકો કાઢીને બાપાલાલભાઈને બતાવ્યાં. બસ થઈ રહ્યું! સંધ્યા વિતવા આવી. હિમાલયના પહાડ ઉપર ઘેરા જંગલની મધ્યે અંતરિયાળે મહા શુભસ્થાન! આ

જર્મન લામા સાથે નાગાર્જુનની ચર્ચામાં જામી પડેલો બાપાલાલભાઈનો સાધક જીવ કેમે કર્યો ઊઠે જ નહિ! ત્યારે શ્રી. કિસનસિંહે કહ્યું કે "બાપાલાલ ચાલો હવે ઊઠો. રસ્તો લાંબો છે. આપણે તો પહાડની ટોચ ઉપર જંગલની મધ્યમાં છીએ." સ્વાધ્યાયની સાધનાના પરમ ઉપાસક શ્રી. બાપાલાલભાઈના સાધક સ્વરૂપનો મને અહીંઆ થોડો ખ્યાલ આવ્યો. રાણીખેતમા રાજ્ય સરકાર તરફથી ચાલતી આયુર્વેદિક ફાર્મસી જોવા ગયા. રાજ્યનો આયુર્વેદિક ઔષધિઓનો સંગ્રહભંડાર જોયો. વનસ્પતિઓ પર સંશોધન કરવા માટે રાજ્ય સરકાર તરફથી ચાલતી એક સંસ્થા જોઈ ત્યાં પંડિત પંતજીના જમાતને સંશોધન કરવા બેસાડયા હતા! જ્યાં જ્યાં અમે ગયા ત્યાં બરાબર તાત્વિક ચર્ચા કરવાની, અને આખી વાતનું મૂળ અને તેનું પોલાણ સમજવાની તેમની પકડ અને વૃત્તિ! આ બધા સ્થળો પર ફરીને જ્યારે રાત્રે વિસામો લેવા પહોંચે ત્યારે શ્રી. બાપાલાલભાઈની મનોવેદના પ્રગટ થતી હોય. સંસ્થાઓ અને વ્યક્તિઓની નિષ્ક્રિયતા અને નિર્વિર્યતા ઉપર તેમના પ્રહારો પડતા હોય. વૈદ્યોને જ્યારે બાપાલાલભાઈ વામન સ્વરૂપ કહે છે ત્યારે આ શબ્દો, મિત્રો માને છે, તેમ અભિમાનનું સૂક્ષ્મ સ્વરૂપ નથી પણ તેમના મનમાં આવી જ કાંઈક મનોવ્યથાઓ વર્ષોથી પડી હશે એમ લાગે છે, તે વ્યક્ત થાય છે.

શ્રી. બાપાલાલભાઈ તેમના જીવનની શરૂઆતથી જ વ્યક્તિ તરીકે નહિ પરંતુ સંસ્થા તરીકે જીવંત રહ્યા છે. ગુજરાતના અને સમગ્ર ભારતમાં આયુર્વેદનું ઉજ્જ્વલ ભાવિ જોવા માટે તેઓ સો શરદો પર્યંત આરોગ્યમય સ્થિતિ ભોગવે એવી અભ્યર્થના છે.

---

## "રાષ્ટ્રીય સ્વચ્છતા દિન"

ગંદકી રોગનું મૂળ છે. સ્વચ્છ વાતાવરણ, સ્વચ્છ પાણી અને સ્વચ્છ તથા પોષણ આપનાર ખોરાકની મદદથી આપણે મોટા ભાગના રોગને નાબૂદ કરી શકીએ. સરકાર અને સુધરાઈ તરફથી આ દિશામાં યોગ્ય પગલાં લેવાય છે. પણ લોકો તરફથી સક્રિય સહકારની જરૂર છે. મોટા ભાગનાં ગામડાંઓમાં ઘર, નિશાળ તેમ જ કૂવા પાસે ઉકરડાના ઢગ પડેલા હોય છે અને લોકો ગમે ત્યાં ગંદકી કરતાં અચકાતા નથી. શહેર અને ગામડાંઓમાં નવસર્જન કરવું હોય તો આ પરિસ્થિતિ બદલવી જોઈએ. આ બાબતમાં આરોગ્ય ખાતા ઉપરાંત વિકાસ ઘટક અને પંચાયતના અધિકારીઓ–લોકોને જરૂરી શિક્ષણ અને યોગ્ય માર્ગદર્શન આપવામાં યોગ્ય ફાળો આપશે. કોઈપણ પવિત્ર દિને નાના મોટા સૌ પોતાનું ગામ, શહેર, નિશાળ, હોટલ વગેરે સ્વચ્છતાના આદર્શરૂપ બની રહે એ માટે બનતી કોશિષ કરે અને એ રીતે પૂજ્ય બાપુજીના આદર્શોને અનુરૂપ કાર્ય કરવામાં શક્ય એટલો ફાળો આપે એમ આપણે સૌ ઇચ્છીએ.

# આયુર્વેદના તપસ્વી: શ્રી. બાપાલાલભાઈ

અમૃતલાલ ડી. ગણાત્રા

કલકત્તામાં અભ્યાસ કરેલ આ કવિરાજ આયુર્વેદના જૂના જોગી છે. તેમના વિચારપ્રદ લેખો ગુજરાતનાં બધા જ વૈદ્યકીય સામયિકોમાં આવતા રહ્યા છે. અને વાચકો તેમને યોગ્ય માન આપતા રહ્યા છે. આયુર્વેદના ચાલુ પ્રવાહોથી તેમને સંતોષ નથી; પોતાનું દર્દ તેઓ અવારનવાર વ્યક્ત કરતા રહ્યા છે. પણ વ્યાધિ હવે અસાધ્ય બની ગયો છે.

વર્ષો થયાં હું એમને પીછાનું છું. કેટલાય પ્રસંગોએ મેં એમને જોયા છે, જાણ્યા છે; છતાં તેમના જીવન વિષે કંઈક લખવા બેસતાં મને એમ લાગ્યા કરે છે, કે હું અલ્પ પરિચિત રહ્યો છું, અને એ રીતે અહીં રજૂઆત કરતાં ઔચિત્ય અનુભવું છું અને સંતોષ લઉં છું.

આયુર્વેદના ક્ષેત્રમાં, મુરબ્બીશ્રી બાપાલાલભાઈ અનોખું સ્થાન ધરાવે છે. ઉત્કર્ષ-ઉત્થાનના તાર એમણે આજ સુધીના જીવનમાં ઝણઝણતા રાખ્યા છે. કદાચ અતિશયોક્તિનો દોષ વહોરી લઈને પણ મારે કહેવું જોઈએ, કે નિદ્રાધીન અવસ્થામાયે એમનું એ જ રટણ ચાલતું હશે.

આજે બાહ્યાડંબર વધ્યો છે. એકનિષ્ઠ વૃત્તિ ઉપરછલ્લી બનતી જોવા મળે છે. અંતરના ઊંડાણનાં પ્રીત અને સમર્પણ વિના વસ્તુ કે ભક્તિ વિકસતાં નથી, ખીલતાં નથી. શિસ્તનો પણ એક શિરસ્તો થઈ પડ્યો છે. મુરબ્બીશ્રી બાપાલાલભાઈએ આવી શિસ્ત સ્વીકારી છે. પણ એમની અન્તર્ગત ઘડીમાં, આ શિસ્ત તોડી પાડીને એનો દુરુપયોગ કરવામાં આવ્યો છે.

એમનામાં ભલમનસાઈ છે, મિલનસારપણું છે અને નિરભિમાનતાનો ગુણ છે. દરેક પ્રશ્નને એ રીતે જોવાની-સમજવાની એમનામા તકેદારી છે

આયુર્વેદ દૃષ્ટિએ, સર્વભૂતહિતેરતા: એમાં એમણે કર્તવ્ય જોયું છે. મનસિ વચસિ કર્મણિ ચ સાધુનાં એકરૂપતા જેવું કાંઈક મને મુરબ્બીશ્રી બાપાલાલભાઈમાં જોવા મળ્યું છે. માધ્યમિક કેળવણીમાં અંગ્રેજી ન હોવું જોઈએ અથવા હોય તો આઠમા ધોરણથી અંગ્રેજીનો વિષય હોવો જોઈએ એવી હિમાયત કરનારા કેટલા મહાનુભાવો પોતાનાં બાળકોને નાનપણથી અંગ્રેજી ભણાવી પરદેશ મોકલે છે જ્યારે એમણે એમના ચિ. પ્રફુલ્લને આયુર્વેદનો વિદ્યાર્થી બનાવ્યો છે. સ્નાતકની દીક્ષા આપી છે એ એમના ગુણની વિશેષતા છે.

સમયને સમજનારા તરીકે તેઓ આદરને પાત્ર છે. માન અપમાન વેઠીને એમણે આયુર્વેદનો વડલો ગુજરાતમાં વિસ્તરે તે માટે કાળજી રાખી છે. પરંતુ, હાલ થોડા સમય થયા, મેલા રાજકારણના તે ભોગ બન્યા એ કમનસીબ ઘટના છે. શુદ્ધ અને મિશ્રની કહાણીમાં એમણે 'નિરંગભારતી'ના અંકોમાં પોતાનો પુણ્યપ્રકોપ સમયસર ઠાલવ્યો છે, દર્દભર્યા હૃદયે મનોવ્યથા વ્યક્ત કરી છે.

આપણે ઋષિ કુળનાં સંતાનો છીએ એટલું ભૂલી ગયા છીએ. સૈકાઓ વર્ષની ગુલામીની મનોદશાનાં ગાણાંમાંથી સ્વતંત્રતા મેળવ્યાને પંદર વર્ષો

વીતી ગયાં છતાં, આપણે હજુ છૂટી શક્યાં નથી એ જેવો તેવો દોષ નથી.

મેઘનાદના નાગપાશમાં જેમ રામચંદ્રજી વગેરે વીંટાઈ વળેલા તેમ, આપણા જીવનમાં કોણ જાણે ક્યાંથી માયાવી પાશની તંદ્રા ઘેરી બનતી જાય છે. એ રહસ્ય ઉકેલવા કોઈ ગરુડની જરૂર છે. તો આયુર્વેદના કલ્પવૃક્ષ નીચે બેસવા છતા હજી પણ આપણે કોરાં રહ્યાં છીએ. તે ભૂલ નિવારણ માગે છે. મારો કહેવાનો ભાવાર્થ એ છે, કે શુદ્ધ અને મિશ્રના નામે ચાલતા વિસંવાદમા, ખુશામતવૃત્તિ જોવા મળે છે. કેટલીય વાર સમજ વિનાના જહાપણને આથી ઉત્તેજન મળે છે અને ખુશામત કરનારા પોતાની હલકી વૃત્તિઓનો જાણે છૂટો દોર મૂકી દે છે. આ રીતે, તેમનું તો જે થવાનું હોય તે થાય પણ ભાવિ ઘડવૈયાની મુસીબત વધે છે, મજીલ અને ભાવિ ચકરાવે–ચકડોળે ચડયાં છે. એના તેઓ શિકાર બન્યા છે તે ઓછી આપદા નથી.

આમ સર્વાંશે જોતાં મુરબ્બીશ્રી બાપાલાલભાઈ સમયપારખુ, સજ્જન–જેન્ટલમેન નીવડયા છે. પ્રભુ–પ્રિય વ્યક્તિઓનાં શ્રમ, ચિંતન અને તપના પરિણામે વિકાસ અને ઘડતર પાંગરતાં હોય છે, મજબૂત બનતાં હોય છે.

સૌરાષ્ટ્ર સરકારના કારભાર દરમિયાન. આયુર્વેદ અભ્યાસક્રમની શિષ્યવૃત્તિઓ પરત્વે મેં કેટલેક ઠેકાણે પત્રો લખીને, ઓછી અપાતી રકમ માટે ધ્યાન ખેંચેલું. મુ. શ્રી. બાપાલાલભાઈ સિવાય કોઈએ પત્રનો જવાબ આપવાની તકલીફ ઉઠાવેલી નહીં. આ પત્ર આયુર્વેદ જગતના એકાદ અંકમા પ્રકટ કરેલો છે. મતલબમાં, આયુર્વેદના સ્નાતકો માટે એમનામાં લાગણી અને સૌજન્ય ભારોભાર ભર્યાં છે તેનો આ પુરાવો છે.

આયુર્વેદમાં કળા અને સંસ્કાર રહેલાં છે એનો સ્નાતક જ્યા જ્યા વસે ત્યાં ત્યાં આ વસ્તુ વિસ્તારતો રહે, આ ધ્યેય ચૂકે નહીં એવી મુ. શ્રી બાપાલાલભાઈની મનોવાંછના છે. આ મનોવાંછના મૂર્તસ્વરૂપે, તેઓ જોવા ભાગ્યશાળી થાઓ એવું નિરામય દીર્ઘાયુ મળો એ જ અભ્યર્થના.

---

## વિદ્યા કે અવિદ્યા ?

અમને આજની એલોપથીમાં વિજ્ઞાન કરતાં અવિજ્ઞાનનાં દર્શન વધુ થાય છે. આજે આની બોલબાલા છે એટલે અમારી પીપુડીનો નગારામાં અવાજ સંભળાવાનો નથી. પરંતુ અમે કહીશું કે "મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆં," થોડા જ વખતમાં આ વૈજ્ઞાનિક પદ્ધતિનાં દુષ્પરિણામો જગત જોશે. આજે માતબર એન્ટીબાયોટીકો, કોર્ટીઝોન, વિટામિન્સ વગેરેનો મારો ચાલુ છે. એમાં દવાઓનો ચમત્કાર છે, વિજ્ઞાનનો નથી. અમારી દૃષ્ટિએ એલોપથી એ અનાત્મ વિજ્ઞાન છે અને એ ચિરસ્થાયી ટકવાનું નથી જ. પરંતુ આજે બીજી પથીઓ પાસે એવા સમર્થ માણસો નથી, સમર્થ સાધનસંપન્ન સંસ્થાઓ નથી, સરકારી પીઠબળ નથી, એટલે આજે એની બોલબાલા છે. બાકી આજે તેના આટઆટલા કહેવાતા વિકાસ કે પ્રગતિ પછી પણ ૫૦ ટકા રોગો માટે એની પાસે દવાઓ જ નથી.

# મુ. શ્રી. બાપાલાલભાઈ

ડૉ. નવનીતલાલ પંડ્યા
L A M, D A SF (Bom)
વૈદ્ય-ઝંડુ ફાર્મસી

ઝંડુ ફાર્મસીના માસિક આયુર્વેદ વિજ્ઞાનનું તંત્રીપદ આ પટ્ટણી સ્નાતકે લાગા વખત સુધી શોભાવ્યુ છે, તેમનો આયુર્વેદનો અભ્યાસ તલસ્પર્શી છે અને પોતાને જે કહેવુ હોય તે રોચક રીતે તેઓ કહેતા હોય છે હાલ પણ તેઓ ઝંડુમા જ કામ કરે છે

મુ શ્રી બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ નિમિત્તે આ ગ્રંથ બહાર પડે છે તે જાણીને મને ઘણો જ આનંદ થયો છે એમના માટે મારે કંઈક પણ લખવુ એ નાને મોઢે મોટી વાત થયેલી ગણાય છતા મિત્રવૃંદનો આગ્રહ હોવાથી એમના સંબંધી જે કંઈ માહિતી છે તે હુ અત્રે રજૂ કરુ છુ

જ્યારથી પાટણની આયુર્વેદિક કૉલેજમા ૧૯૪૧મા હુ દાખલ થયો ત્યારથી એમને હુ નામથી જાણતો કૉલેજ અભ્યાસ દરમ્યાન એમનો 'આદર્શ નિઘંટુ' વાંચતા મને એમને માટે માન ઊપજ્યુ હતું સૂરત ઓ ના આયુર્વેદ મહાવિદ્યાલયના આચાર્યપદે એમની નિમણૂક થયા બાદ મારે વખતોવખત એમને સૂરતમા મળવાનુ થતું હતુ

૧૯૪૭ની સાલમા સૂરત વૈદ્ય સભાનો હુ મંત્રી હતો નિયમાવલીમા નિયમ હતો તે પ્રમાણે દર મહિનાના પ્રથમ રવિવારે વિદ્વાન વૈદ્યોના પ્રવચન થતા હતા તેમા પ્રથમ પ્રવચન એમનુ રખાયુ હતુ, તેમજ તે વખતના ધન્વન્તરી ઉત્સવમા ધન્વન્તરી સપ્તાહ ઊજવવામા આવ્યુ હતું અને આયુર્વેદના આઠે અંગો ઉપર રોજ જુદા જુદા વક્તા અને પ્રમુખો દ્વારા વિદ્વત્તાભર્યા પ્રવચનો થતા હતા આ વખતે પણ એમણે આયુર્વેદના જુદા જુદા વિષયો ઉપર પ્રવચનો કર્યા હતા

કૉલેજના વિદ્યાર્થીઓને વનસ્પતિ જોવા પર્યટનો ઉપર લઈ જતા ત્યારે સૂરતના વૈદ્યોને પણ તેઓ આમંત્રણ આપતા હતા એક વખત હુ પણ તેમની સાથે ભિલાડ-સંજાણની બાજુના જંગલોમા વનસ્પતિઓ જોવા ગયો હતો વનસ્પતિઓને કેવી રીતે ઓળખવી, એના ગુણદોષો તેમ જ તેના વિશિષ્ટ લક્ષણો વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ બતાવતા અને મને પણ તે જોઈને ઘણો જ આનંદ થતો હતો

૧૯૪૮ મા મુંબઈમા મહાગુજરાત વૈદ્યસંમેલન એમના પ્રમુખપણા નીચે ભરાયુ હતુ તે વખતે ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ એવા ગુજરાતના વિભક્ત વાડાવાળા નામને દૂર કરીને મહાગુજરાત વૈદ્ય મંડળના એક જ નામ નીચે મૂકવાનો ઐતિહાસિક ઠરાવ તેમણે પ્રમુખસ્થાનેથી પસાર કર્યો હતો આયુર્વેદ મહાવિદ્યાલયના આચાર્યપદે આવવાનો પ્રસંગ તેમના માટે પ્રથમ વાર હતો સૂરતની સંસ્થા નવીસવી છતા ત્યા શૂન્યમાથી સૃષ્ટિની પેદાશ જે આજે જોવામા આવે છે તે એમના જ પરિશ્રમનુ ફળ છે તેઓ તેમના પ્રવચનોમા કહેતા કે વૈદ્યોએ ઘણુ ઘણુ કરવાનુ છે

અર્વાચીન યુગમાં જો વૈદ્યોએ રહેવું હોય તો વૈદકના દરેક ક્ષેત્રમાં આધુનિક વિજ્ઞાનની સાથે સાથે ચાલવું જોઈએ. તેમનો મત હતો કે આયુર્વેદમાં જે કંઈ નથી અથવા જે કંઈ છે તે વૈદ્યો માટે આ યુગમાં પૂરતું નથી. એટલે જ્યાં નવા નવા રોગો પેદા થતા હોય, નવાં નવાં નિર્માણો થતાં હોય, અનેક સંદિગ્ધ વનસ્પતિઓ પ્રચલિત હોય તે વખતે ચિકિત્સકે શું કરવું? આપણી પાસે જે કંઈ મૂડી વૈદ્યકીય સાહિત્યરૂપે છે તેમાંથી શોધવા પ્રયત્ન કરો અથવા એ ન મળે તો બહારની મદદ લઈ વૈદ્યોએ પોતાના પગ પર ઊભા રહેતાં શીખવું જોઈએ. વૈદ્ય પાસે આવેલો કોઈ પણ દરદી ચિકિત્સકના અજ્ઞાનને લીધે પાછો જવો ન જોઈએ. સમાજમાં કોઈને એમ ન લાગે કે વૈદ્યો એકલા પડીકાં વાળી જાણે છે અને એટલા માટે તેઓ વારંવાર કહેતા કે આયુર્વેદનો મુખ્ય પાયો ત્રિદોષ સિદ્ધાંત અને તેના ચિકિત્સક ક્રમમાં રસ, ગુણ, વીર્ય, વિપાકનો સિદ્ધાંત સમાયેલો છે; ઔષધોના રસ, ગુણ, વીર્ય, વિપાક જાણવા માટે આપણી પાસેનાં હાલનાં સાધનો અપર્યાપ્ત છે. તે માટે નવાં સાધનો શોધવાં પડશે.

તેમની લેખક તરીકેની કારકિર્દી ઘણી જાણીતી છે. સાહિત્યના ક્ષેત્રમાં તેમ જ વૈદ્યકીય સાહિત્યમાં તેમણે સારો જેવો ઉમેરો કર્યો છે. સંદિગ્ધ વનસ્પતિઓ ઓળખવા માટે તેમણે ઘણા પ્રયાસો કર્યા છે. ઝંડુ ફાર્મસી તરફથી પ્રગટ થતા આયુર્વેદ વિજ્ઞાનમાં તેઓએ સંવત ૧૯૭૮ની સાલથી તે ૧૯૯૫ સુધી એકધારા અનેક લેખો લખ્યા છે તેમાં સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી સાથે તો એમનો પરિચય વનસ્પતિ વિજ્ઞાનમાં વિશેષ જ્ઞાન આપનારો છે. હેમક્ષીરી, જીવન્તી, વેલ્લંતરો, ગુડમાર, પાષાણભેદ, વિડંગ, પ્રિયંગુ, દંતીમૂળ, અર્જુન રાસ્ના, કસ્તુરી, સર્પગંધા વગેરે વનસ્પતિઓ ઉપરના તેમના લેખો વાચવા જેવા છે. સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીએ આયુર્વેદ વિજ્ઞાનના પુસ્તક ૬ અંક ૫ માં તંત્રી નોધ લખતા લખ્યું છે કે "રા. બાપાલાલભાઈ પાસે વનસ્પતિ ઓળખવાની સાચી ચાવી હાથ લાગેલી છે." પંચમહાલ જિલ્લામાં થતો વેલ્લંતરો એ આયુર્વેદમાં જણાવેલી વીરતરુ જ છે એ એમણે દાખલા દલીલો સાથે સારી રીતે તે લેખમા જણાવ્યું છે.

તેઓ એકલા વિદ્વદ્‌ભોગ્ય જ લેખો લખે છે એવું નથી; તેનાથી પણ વિશેષ લોકભોગ્ય લેખોમાં જનતા આયુર્વેદને સાચા શબ્દોમાં સમજી શકે તેવું સાહિત્ય પણ ઘણું લખાયેલું છે. આપણો ખોરાક, ઘરગથ્થુ વૈદક, દિનચર્યા, અભિનવ કામશાસ્ત્ર, સ્વસ્થવૃત્ત, ખોરાકનાં તત્ત્વો, આયુર્વેદ વ્યાખ્યાનમાળા, ભારતીય રસશાસ્ત્ર, આયુર્વેદનું વિહંગાવલોકન વગેરે મુખ્ય છે.

એમની પાસે અપ્રસિદ્ધ રહેલુ સાહિત્ય પણ ઘણું પડયુ છે. તેઓ મને કહેતા હતા કે વાગ્ભટ્ટનું ગુજરાતી ભાષાંતર અનેક મહત્ત્વપૂર્ણ ટીકાઓ સાથે મેં તૈયાર કરેલું છે પણ કોઈની છપાવવાની તૈયારી નથી ગુજરાતી સાહિત્ય પ્રત્યે લોકોની કેટલી ઉદાસીનતા છે!

જ્યારે જ્યારે હુ એમની પાસે જાઉં છું, મળુ છું ત્યારે ત્યારે મારી સાથે એક વડીલ તરીકેનો એકસરખો સદ્‌ભાવ જોઉં છું. આયુર્વેદ કેમ આગળ આવે તેજ એમની અભિલાષા છે. ભલે તે શુદ્ધના સ્વરૂપે હોય કે મિશ્રના સ્વરૂપે હોય, આયુર્વેદનો દરજ્જો વધવો જોઈએ. આયુર્વેદનો સ્નાતક વૈદકના પૂર્ણ જ્ઞાનવાળો હોવો જોઈએ. ભલે કોઈ એમના વિચારોને મળતા ન થાય પરંતુ આયુર્વેદના ક્ષેત્રના એમના કેટલાક અનુભવો, શિક્ષણક્ષેત્રના, વૈદ્યકીય વ્યવસાયના, સંશોધન વિભાગના અને લેખક તરીકેના, સાહિત્યકાર તરીકેના અનુભવો ઘણા સમજવા જેવા છે. એઓ જે કંઈ કહે છે તે આયુર્વેદના અભિમાની તરીકે કહે છે, એમના તમામ પ્રયાસો આયુર્વેદના ગૌરવ માટે છે. ભલે બીજાઓ એમને ઉતારી પાડવા માટે પ્રયત્નો કરતા હોય પણ તે બધું સૂર્ય સામે ધૂળ ઉડાડવા બરાબર છે. એમના આ ષષ્ટિપૂર્તિના પ્રસંગે પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું કે આયુર્વેદની સેવા કરવા માટે તેમને વધુ આયુષ્ય, ઐશ્વર્ય, તંદુરસ્તી ભગવાન આપે. એ જ ઇતિ શિવમ્.

---

અર્વાચીન યુગમાં જો વૈદ્યોએ રહેવું હોય તો વૈદકના દરેક ક્ષેત્રમાં આધુનિક વિજ્ઞાનની સાથે સાથે ચાલવું જોઈએ. તેમનો મત હતો કે આયુર્વેદમાં જે કંઈ નથી અથવા જે કંઈ છે તે વૈદ્યો માટે આ યુગમાં પૂરતું નથી. એટલે જ્યાં નવા નવા રોગો પેદા થતા હોય, નવા નવાં નિર્માણો થતાં હોય, અનેક સંદિગ્ધ વનસ્પતિઓ પ્રચલિત હોય તે વખતે ચિકિત્સકે શું કરવું? આપણી પાસે જે કંઈ મૂડી વૈદ્યકીય સાહિત્યરૂપે છે તેમાંથી શોધવા પ્રયત્ન કરો અથવા એ ન મળે તો બહારની મદદ લઈ વૈદ્યોએ પોતાના પગ પર ઊભા રહેતાં શીખવું જોઈએ. વૈદ્ય પાસે આવેલો કોઈ પણ દરદી ચિકિત્સકના અજ્ઞાનને લીધે પાછો જવો ન જોઈએ. સમાજમાં કોઈને એમ ન લાગે કે વૈદ્યો એકલાં પડીકાં વાળી જાણે છે અને એટલા માટે તેઓ વારંવાર કહેતા કે આયુર્વેદનો મુખ્ય પાયો ત્રિદોષ સિદ્ધાંત અને તેના ચિકિત્સક ક્રમમાં રસ, ગુણ, વીર્ય, વિપાકનો સિદ્ધાંત સમાયેલો છે; ઔષધોનાં રસ, ગુણ, વીર્ય, વિપાક જાણવા માટે આપણી પાસેનાં હાલનાં સાધનો અપર્યાપ્ત છે. તે માટે નવાં સાધનો શોધવાં પડશે.

તેમની લેખક તરીકેની કારકિર્દી ઘણી જાણીતી છે. સાહિત્યના ક્ષેત્રમાં તેમ જ વૈદ્યકીય સાહિત્યમાં તેમણે સારો જેવો ઉમેરો કર્યો છે. સંદિગ્ધ વનસ્પતિઓ ઓળખવા માટે તેમણે ઘણા પ્રયાસો કર્યા છે. ઝંડુ ફાર્મસી તરફથી પ્રગટ થતા આયુર્વેદ વિજ્ઞાનમાં તેઓએ સંવત ૧૯૭૮ની સાલથી તે ૧૯૯૫ સુધી એકધારા અનેક લેખો લખ્યા છે તેમાં સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી સાથે તો એમનો પરિચય વનસ્પતિ વિજ્ઞાનમાં વિશેષ જ્ઞાન આપનારો છે. હેમક્ષીરી, જીવન્તી, વેલ્લંતરો, ગુડમાર, પાષાણભેદ, વિડંગ, પ્રિયંગુ, દંતીમૂળ, અર્જુન રાસ્ના, કસ્તુરી, સર્પગંધા વગેરે વનસ્પતિઓ ઉપરના તેમના લેખો વાંચવા જેવા છે. સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીએ આયુર્વેદ વિજ્ઞાનના પુસ્તક ૬ અંક ૫ માં તંત્રી નોંધ લખતા લખ્યું છે કે "રા. બાપાલાલભાઈ પાસે વનસ્પતિ ઓળખવાની સાચી ચાવી હાથ લાગેલી છે." પંચમહાલ જિલ્લામાં થતો વેલ્લંતરો એ આયુર્વેદમાં જણાવેલી ધીરતરુ જ છે એ એમણે દાખલા દલીલો સાથે સારી રીતે તે લેખમાં જણાવ્યું છે.

તેઓ એકલા વિદ્વદ્ભોગ્ય જ લેખો લખે છે એવું નથી; તેનાથી પણ વિશેષ લોકભોગ્ય લેખોમાં જનતા આયુર્વેદને સાચા શબ્દોમાં સમજી શકે તેવું સાહિત્ય પણ ઘણું લખાયેલું છે. આપણો ખોરાક, ઘરગથ્થુ વૈદક, દિનચર્યા, અભિનવ કામશાસ્ત્ર, સ્વસ્થવૃત્ત, ખોરાકનાં તત્ત્વો, આયુર્વેદ વ્યાખ્યાનમાળા, ભારતીય રસશાસ્ત્ર, આયુર્વેદનું વિહંગાવલોકન વગેરે મુખ્ય છે.

એમની પાસે અપ્રસિદ્ધ રહેલું સાહિત્ય પણ ઘણું પડયુ છે. તેઓ મને કહેતા હતા કે વાગ્ભટનું ગુજરાતી ભાષાંતર અનેક મહત્ત્વપૂર્ણ ટીકાઓ સાથે મેં તૈયાર કરેલું છે પણ કોઈની છપાવવાની તૈયારી નથી. ગુજરાતી સાહિત્ય પ્રત્યે લોકોની કેટલી ઉદાસીનતા છે!

જ્યારે જ્યારે હું એમની પાસે જાઉં છું, મળું છું ત્યારે ત્યારે મારી સાથે એક વડીલ તરીકેનો એકસરખો સદ્ભાવ જોઉં છું. આયુર્વેદ કેમ આગળ આવે તેજ એમની અભિલાષા છે. ભલે તે શુદ્ધના સ્વરૂપે હોય કે મિશ્રના સ્વરૂપે હોય, આયુર્વેદનો દરજ્જો વધવો જોઈએ. આયુર્વેદનો સ્નાતક વૈદ્યકના પૂર્ણ જ્ઞાનવાળો હોવો જોઈએ. ભલે કોઈ એમના વિચારોને મળતા ન થાય પરંતુ આયુર્વેદના ક્ષેત્રના એમના કેટલાક અનુભવો, શિક્ષણક્ષેત્રના, વૈદ્યકીય વ્યવસાયના, સંશોધન વિભાગના અને લેખક તરીકેના, સાહિત્યકાર તરીકેના અનુભવો ઘણા સમજવા જેવા છે. એઓ જે કંઈ કહે છે તે આયુર્વેદના અભિમાની તરીકે કહે છે, એમના તમામ પ્રયાસો આયુર્વેદના ગૌરવ માટે છે. ભલે બીજાઓ એમને ઉતારી પાડવા માટે પ્રયત્નો કરતા હોય પણ તે બધું સૂર્ય સામે ધૂળ ઉડાડવા બરાબર છે. એમના આ ષષ્ટિપૂર્તિના પ્રસંગે પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું કે આયુર્વેદની સેવા કરવા માટે તેમને વધુ આયુષ્ય, ઐશ્વર્ય, તંદુરસ્તી ભગવાન આપે. એ જ ઇતિ શિવમ્.



મહારાષ્ટ્રના આરોગ્યપ્રધાન અને સમારંભના પ્રમુખ
શ્રી શાંતિલાલ શાહ શ્રી બાપાલાલભાઈને
રૂપિયા ૬૦ હજારની થેલી આપે છે.

# ઉત્તમ ગુરુ

વૈદ્ય સતાભાઈ ગો. પટેલ

બાપાલાલભાઈની શિષ્યપરંપરામાં આ ગૃહસ્થ અગ્રિમ રહ્યા છે. તેઓ તેમના પ્રથમ શિષ્ય હોવાનું ગૌરવ અનુભવે છે; તેથી તેમની પાસેથી ઘણી હકીકતોની આશા રાખી શકાય. 'નિઘંટુ આદર્શ' રચવામાં તેમની સેવા મળી હતી. નડીઆદ વૈદ્ય સભાના હાલ તેઓ પ્રમુખ છે

૧૯૨૧નો અસહકારનો યુગ–જ્યારે મહાત્મા ગાંધીજી દેશના દરેક નાગરિકને, વિદ્યાર્થીને, વકીલને, સરકારી નોકરને અંગ્રેજ સલ્તનતને ઉખાડી નાખવા તેનો બહિષ્કાર કરવા હાકલ કરે છે. દેશમાં નવો ઉત્સાહ અને જાગૃતિ પ્રગટ્યાં છે. અનેક યુવાનો પોતાની ઉજ્જ્વળ કારકીર્દિનો ભોગ આપી જીવન દેશને ચરણે ધરવા તૈયાર થયા છે, તેવે સમયે ભરૂચ જિલ્લાના હાસોટ ગામમાં એક જટાધારી નવયુવક દેશસેવાનું વ્રત લઈ વૈદકના વ્યવસાય દ્વારા પોતાનું સ્થાન જમાવે છે એ યુવક તે બાપાલાલભાઈ.

ગુજરાતમાં જ્યારે ગામડાંમાં રચનાત્મક કામ કરી તેમને આર્થિક અને રાજકીય રીતે જાગૃત કરવાનો ખ્યાલ પણ ન હતો ત્યારે વડોદરામાં વર્ષો પહેલાં શ્રી. અરવિંદની પ્રેરણા પામેલા કેટલાક યુવાનોએ એક સંગઠન કરી કેળવણી, ખેતીવાડી, વ્યાયામપ્રચાર, વૈદ્યકવ્યવસાય વગેરે દ્વારા ગ્રામોદ્ધાર અને દેશસેવાની યોજનાઓ કરી હતી. તેમાંની એક યોજના–વૈદક દ્વારા ગ્રામસેવા–ના અમલ માટે બાપાલાલભાઈએ ઝંપલાવ્યું હતું.

વડોદરામાં અભ્યાસકાળ દરમિયાન બાપાલાલભાઈ પુરાણીમંડળના સંપર્કમાં આવેલા અને તેમની પ્રવૃત્તિઓમાં જોડાવા નિર્ણય કરેલો પુરાણીમંડળની બીજી હરોળના ચંદ્રશંકર ભટ્ટ, દિનુભાઈ પંડ્યા અને બાપાલાલની ત્રિપુટી જામેલી. ચંદ્રશંકર વેટર્નરી કૉલેજનો પ્રથમ વર્ષનો અભ્યાસ છોડી દઈ ગામડાંમાં કામ કરવાના ઉદ્દેશથી સજોદ આવ્યા. બાપાલાલભાઈએ વૈદકનો અભ્યાસ કરવા નિશ્ચય કર્યો અને મુ છોટુભાઈની સલાહથી, ઝાડેશ્વરના ધર્માદા દવાખાનામાં કામ કરતા વૈદ્ય અમૃતલાલ પટ્ટણી પાસે આયુર્વેદનો અભ્યાસ કરવા ભરૂચમાં રહેવાનુ ઠરાવ્યું. નિર્વાહાર્થે ભરૂચની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં શિક્ષક તરીકે તે કામ કરવા લાગ્યા. દિવસે સ્કૂલમાં કામ કરી સાંજે ઝાડેશ્વર જઈ ગુરુજી પાસે આયુર્વેદ શીખવાનું કામ. કેટલોક સમય ચાલ્યા બાદ ગુરુજી અમૃતલાલભાઈને ઝાડેશ્વર છોડી લીમડી જવું પડ્યું, ત્યારે બાપાલાલભાઈ પણ ભરૂચ છોડી તેમની સાથે લીમડી ગયા અને અભ્યાસ ચાલુ રાખ્યો. તે દરમિયાન તેઓ ઝંડુભટ્ટજીની પરંપરાની ચિકિત્સા પદ્ધતિથી પણ પૂરા જાણકાર થયા. આયુર્વેદની લઘુત્રયી અને વૃદ્ધત્રયીનો તથા નિઘંટુ વગેરેનો અભ્યાસ પૂરો થતાં તેમણે લીમડી છોડ્યું

ભદ્ર વ્યાયામ મંદિરનું સંચાલન પણ તેઓ કરતા. આમ વૈદકના અભ્યાસનું ભાથું ભરી જીવનસંગ્રામમાં ઝંપલાવવા તેઓએ પોતાના કાર્યક્ષેત્ર માટે હાંસોટ ગામની પસંદગી કરી.

હાંસોટ તે વખતે પાંચ ૭ હજારની વસ્તીવાળો નાનો કસ્બો–મુસલમાનોનું જોર ઘણું. હિંદુ વસ્તી વધારે હોવા છતા મુસ્લિમોની ગુંડાગીરીથી દબાઈ ગએલા. કેટલાક આર્યસમાજી અને હિંમતવાન હિંદુઓ તેમની સામે ટક્કર ઝીલવા પ્રયત્ન કરતા. પરંતુ એકંદરે વાતાવરણ ઘણું નિરાશાજનક હતું. સરકારની નીતિ પણ મુસ્લિમ તરફી હતી. આવી પરિસ્થિતિનો સામનો કરવા અને વાતાવરણ બદલવા હાંસોટની પસંદગી થઈ હતી.

આવી વિષમ પરિસ્થિતિમા બાપાલાલભાઈએ ઘણી જ હિંમત અને કુનેહથી કામ કર્યું. હિંદુઓમા ડરપોકપણું દૂર કરી હિંમત પ્રેરવા વિધવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી, તેમાંની એક વ્યાયામ મંદિરની સ્થાપના હતી. તે દ્વારા કેટલાક યુવાનોના અંગત સંપર્કમાં આવી, તેમનું સંગઠન કરી, નિર્ભયતા કેળવી હતી. વૈદકના વ્યવસાયથી હિંદુ તેમજ મુસ્લિમ બંને કોમોમાં તેમની નામના અને લોકપ્રિયતા વધી હતી શરૂઆતથી જ તેઓ કોંગ્રેસની પ્રવૃત્તિઓના કેન્દ્રરૂપ હતા અને બહારથી જે કોઈ રાજકીય કે સામાજિક કાર્યકર આવે તેના તે યજમાનરૂપ હતા. હાંસોટના જીવનના શરૂઆતના વર્ષો તેમની કસોટીરૂપ હતાં. કેટલીક વાર તેમને જીવના જોખમે કામ કરવું પડેલું. પાંચ સાત ગણ્યાગાંઠ્યા અંગત મિત્રો સિવાય કોઈ તેમને મુશ્કેલીના પ્રસંગે મદદ કરવા તૈયાર ન હતા. એવી પરિસ્થિતિમાં પણ તેમણે હિંમત અને નીડરતાથી પોતાનું ધારેલું કામ કરી લોકોમા શ્રદ્ધા અને આત્મવિશ્વાસ પેદા કર્યાં.

આ બધી બાહ્ય પ્રવૃત્તિઓ સાથે તેમની અભ્યાસ અને લેખનની પ્રવૃત્તિઓ પણ સતત ચાલુ જ રહેતી સાહિત્યના અને વૈદકના અભ્યાસ માટે તેમનું ઘર એક શાળારામાન હતું. આયુર્વેદના અભ્યાસ દરમિયાન તેમનો સાહિત્યનો રસ પણ ઘણો કેળવાયો હતો અને ગુજરાતી તેમજ સંસ્કૃત સાહિત્યનું તેમણે ઠીક ઠીક અધ્યયન કર્યું હતું. કવિ નાનાલાલનાં કાવ્યો તથા નાટકોની તેઓ ઘણી પ્રશંસા કરતા. સંસ્કૃત સાહિત્યમાં મહાકવિ કાલિદાસ, ભવભૂતિ વગેરેનાં કાવ્યો તથા નાટકોનો સારો અભ્યાસ કરેલો. આયુર્વેદ અને વનસ્પતિઓને લગતા ઉલ્લેખો તેમાંથી તારવેલા, જેના ફળરૂપે તેમણે પાછળથી અનેક લેખો તથા કેટલાંક પુસ્તકો પણ લખ્યાં. તેમની સંસ્કૃત સાહિત્યની રસિકતાનો અનુભવ તેમના તે કાળના મિત્રો અને અંતેવાસીઓને સારી રીતે યાદ છે. કવિ પૂજાલાલ તેમની સાહિત્યરસિકતાના ઘણી વાર વખાણ કરતા તે યાદ છે. આયુર્વેદ અને તેને લગતા વિષયોના મૂળ સંસ્કૃત ગ્રંથોનો તેમણે તલસ્પર્શી અભ્યાસ કરેલો અને તેનાં સ્વતંત્ર પુસ્તકો પણ તેમણે લખ્યાં છે.

શ્રી. બાપાલાલભાઈમાં લેખનશક્તિ નૈસર્ગિક હતી વિદ્યાર્થીઅવસ્થાથી જ તેમનામાં લેખનશક્તિ ખીલી હતી. વૈદકના અભ્યાસકાળ દરમિયાન 'આયુર્વેદવિજ્ઞાન'માં સંદિગ્ધ વનસ્પતિઓ બાબત તેમણે કેટલાક લેખો લખ્યા હતા. ગુજરાતી ભાષામાં અજોડ એવો આયુર્વેદનો સંગ્રહગ્રંથ 'નિઘંટુ આદર્શ' લખીને તેમણે ગુજરાતની આયુર્વેદ અને વનસ્પતિપ્રેમી જનતાને અત્યંત ઋણી બનાવી છે એટલું જ નહિ પણ આજ સુધી ભારતભરની કોઈપણ પ્રાન્તીય ભાષામા એની તુલનામાં મૂકી શકાય એવો નિઘંટુ ગ્રંથ લખાયો નથી. એ ગ્રંથ એકલો જ તેમની ઉત્તમ કોટિના વૈદ્ય તથા લેખક તરીકે ગણના કરવા માટે પૂરતો છે.

તેમની લેખનપ્રવૃત્તિ ઘણી સહજ–સાહજિક હતી. જ્યારે જ્યારે દરદીઓને તપાસી દવા આપવામાથી નિવૃત્ત થઈ સમય મળતો ત્યારે તરત જ તેમનું લેખનકાર્ય શરૂ થઈ જતુ. વિચારોનો પ્રવાહ જાણે તેનું બારણું ખૂલે તેમ શરૂ થઈ જતો અને કલમ સરળતાથી ચાલ્યા કરતી. એક બાજુ મિત્રોનાં ટોળટપ્પાં ચાલતાં હોય ત્યારે બીજી બાજુ તેઓ નિરાંતે લખતા હોય. હાંસોટના એક જૂના પિંઢેરી મકાનમાં ભોંય ઉપર ચટાઈ પાથરી આજુબાજુ પુસ્તકોનો પથારો કરી વચમાં બેસી ગંભીરતાથી કલાકો સુધી એક આસને બેસી નિઘંટુ આદર્શનું લખાણ લખતાં વર્ષો સુધી મેં

તેમને નિદ્રાળા છે. તેઓને હંમેશ સવારમાં વહેલા ચાર વાગે અને કેટલીક વાર રાત્રે બબ્બે વાગે ઊઠીને લખવાની ટેવ હતી. દિવસના તો વધારે સમય મળી શકતો નહિ એટલે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠયા સિવાય આટલું બધું લખાણ આપવું શકય જ ન હતું.

એકલા 'નિઘંટુ આદર્શ' લખવા પાછળ તેમણે ૭ વર્ષ ગાળ્યાં છે. તે લખવાની પ્રેરણા કવિરાજ વિરજ્ઞચરણ ગુપ્તના બંગાળી ગ્રંથ 'વનૌષધિ દર્પણ' પરથી તેમણે લીધી છે. નિઘંટુ આદર્શ વિષે બીજી પણ એક વાત જણાવવા જેવી છે. ૧૯૨૭મા આ ગ્રંથનું લખાણ તૈયાર થયું એટલે તેને છપાવવા માટે કેટલાક પ્રકાશકોને મળ્યા. ગુજરાતનો વ્યાપારી બુદ્ધિવાળો કોઈ પણ પ્રકાશક આવા ગ્રંથના પ્રકાશનમા સાત આઠ હજાર રૂપીઆ રોકવા તૈયાર ન થયો, કારણ કે પચીસ વર્ષે પણ આવા ગ્રંથની હજાર નકલોનો નિકાલ ન થાય. એટલે બાપાલાલભાઈ પોતે એટલી રકમ રોકી પોતાના જોખમે તેનું પ્રકાશન કરવા તૈયાર થયા અને તેની ૧૧૦૦ નકલોનો નિકાલ છેક હમણાં—લગભગ ત્રીસ વર્ષે થયો. આવા કીમતી વૈજ્ઞાનિક ગ્રંથો માટે અથાગ મહેનત, વિદ્વત્તા, લેખન-શક્તિ અને સાથે ધનની વિપુલતાની પણ જરૂર પડે છે એવી આપણી દશા છે; જ્યારે પશ્ચિમના દેશોમાં આવા ગ્રંથ માટે લેખક, પ્રકાશકો પાસેથી હજારો રૂપીઆ પુરસ્કાર મેળવી કમાઈ શકે છે.

બાપાલાલભાઈની લેખનશૈલી અને ભાષા સરળ અને તેજસ્વી છે. વિષયને અનુરૂપ સચોટ વર્ણનથી વાચકને રસતરબોળ કરી પોતાની સાથે ખેંચવાની તેમની કલમમાં શક્તિ છે ઈ. સ ૧૯૨૪ મા તેમની પાસે તૈયાર પડેલો એક અંગ્રેજી ગ્રંથનો અનુવાદ મારા જોવામાં આવેલો. તે સમયે બ્રિટિશ સરકારે મનાઈ કરેલો, બૅરિસ્ટર સાવરકરનો અંગ્રેજી ગ્રંથ–'War of Indian Independence'–'હિંદનું સ્વાતંત્ર્ય યુદ્ધ' (જેને તે વખતે સરકારે ૧૮૫૭ના બળવા તરીકે ગણાવ્યું હતું.) ઇંગ્લાંડમાં બહાર પાડયો હતો. તેની નકલો હિંદમાં આવવા નહિ દેવાનું સરકારનું ફરમાન હતું. પરંતુ ચોરીછુપીથી થોડી નકલો હિંદમાં ઘૂસી ગઈ હતી અને ગુપ્ત રીતે તેનું વાચન અને સરક્યુલેશન ચાલતું હતું. એની એક નકલ બાપાલાલભાઈની પાસે આવી અને તેનો ગુજરાતી અનુવાદ કરવાનું તેમને સૂચન થએલું. તે અનુસાર તેમણે લખાણ તૈયાર કરી રાખ્યું હતું. આ લખાણ હજી પણ તેમની પાસે વણછપાયેલું પડયું છે. તેની ભાષા અને શૈલી જોતાં આપણને લાગ્યા વિના ન રહે કે બાપાલાલભાઈએ સૌથી પ્રથમ નમૂના આ પુસ્તકનું લખાણ કેટલું જુસ્સાવાળું, સરળ અને તેજસ્વી છે. લેખક વાચકને પોતાના વિચારપ્રવાહમાં કેવો ઓત-પ્રોત બનાવી દેશાભિમાનની લાગણી જાગ્રત કરે છે! ૧૯૨૩–૨૪માં તૈયાર કરેલુ આ લખાણ જોનાર કહી શકે કે તેમનામાં ભવિષ્યનો એક ઊગતો આશાસ્પદ લેખક રહેલો છે. તેમની લેખનશકિત નૈસર્ગિક છે, અને તે ઘણી નાની ઉમરથી તેમને સિદ્ધ થએલી છે.

શ્રી. બાપાલાલભાઈ આયુર્વેદના વિદ્યાર્થીઓના ઉત્તમ કોટિના અધ્યાપક—ગુરુ છે. એક વિશાળ વડલાની વડવાઈઓ પેઠે તેમનો શિષ્યસમુદાય ગુજરાતમાં ફેલાયો છે. "व्यये कृते वर्धत एव नित्यं विद्याधनं सर्वधनप्रधानम्।" એ સૂત્રને જીવનભર અમલમાં મૂકીને તેમણે વિદ્યાદાન આપ્યું છે અને પોતાનું તથા પોતાના વિદ્યાર્થીઓનું વિદ્યાધન વધાર્યું છે. હાંસોટમાં ૧૯૨૧માં તેમણે વૈદકવ્યવસાયની શરૂઆત કરી ત્યારથી અનેક વિદ્યાર્થીઓ તેમને ઘેર રહી અભ્યાસ કરી ગયા છે. તેમાં સૌથી પ્રથમ ગણી શકાય એવો હું ૧૯૨૪થી ૧૯૨૭ સુધી તેમને ઘેર રહેલો, અને વૃદ્ધત્રયી તથા લઘુત્રયી ઉપરાંત નિઘંટુ વગેરે સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરેલો. વિદ્યાર્થીઓને તેમણે પોતાને ઘેર પોતાના નાના ભાઈ તરીકે અત્યંત પ્રેમથી રાખી કોઈપણ પ્રકારના ભેદભાવ સિવાય પોતાને રસોડે જમાડી વિદ્યાભ્યાસ કરાવ્યો છે.

સેંકડો વિદ્યાર્થીઓ તેમની પાસે વિદ્યા પ્રાપ્ત કરી ધુરંધર ચિકિત્સકો બન્યા છે. એ બધા પ્રત્યે તેમણે માયાળુપણું દાખવ્યું છે અને તેમનાં હૃદયને જીતી લઈ તેમનામાં ઉત્તમ વૈદ્ય તરીકેના ગુણોનું સિંચન કર્યું છે. આથી જ વિદ્યાર્થીઓ તેમને 'બાપાજી'ના ભાવસૂચક નામથી સંબોધે છે.

બાપાલાલભાઈનો પ્રથમ પરિચય મને ૧૯૨૩માં ભરૂચમાં શ્રી. અંબુભાઈ પુરાણીને ઘેર થએલો. ૧૯૨૨માં ગુજરાત વિદ્યાપીઠની વિનીત પરીક્ષા પાસ કરી મહાવિદ્યાલયના પ્રથમ વર્ષનો અભ્યાસ અમે અંબુભાઈ પુરાણીને ત્યાં રહી કરતા હતા. તે વખતે કોંગ્રેસની પ્રવૃત્તિઓની તથા પુરાણીમંડળનાં કેટલાંક કામો માટે મુ. છોટુભાઈ તથા ડૉ. ચંદુભાઈ વગેરેને મળવા તેઓ આવતા ત્યારે અંબુભાઈને પણ મળતા. ગામડામાં રહી કામ કરવા માટે ઘણી વાર અંબુભાઈ મને વૈદકનો અભ્યાસ કરવાનુ સૂચન કરતા અને તે માટે બાપાલાલભાઈ પાસે જવાનું કહેતા. તે વખતે ડિગ્રીનો મોહ છોડી અસહકારમાં ભળેલા વિદ્યાર્થીઓ માટે અભ્યાસ કરી આવા સેવાના ક્ષેત્રમાં જોડાવાનું એક આકર્ષણ રહેતું. એટલે મેં પણ ૧૯૨૪માં ગુજરાત વિદ્યાપીઠના આર્યવિદ્યામંદિરમાં પ્રથમ વર્ષના અભ્યાસ પછી આયુર્વેદના અભ્યાસ માટે બાપાલાલભાઈને પૂછાવ્યું કે ખર્ચ કર્યા સિવાય સ્વાશ્રયથી આયુર્વેદનો અભ્યાસ કરી શકાશે કે કેમ? અને તેમણે મારી માગણીનો તરત જ સ્વીકાર કરી તેમને ઘેર રહી અભ્યાસ કરવાનું મને આમંત્રણ આપ્યું. હાંસોટનું તેમનું ઘર એ જ દવાખાનું અને એ જ અમારું મહાવિદ્યાલય, જ્યાં અમારા થીઅરીટીકલ તથા પ્રેકટીકલ બધા પાઠો ચાલતા.

બાપાલાલભાઈના જીવનનાં અનેક પાસાં છે. તે દરેક વિષે લખવું મારે માટે શક્ય નથી. ભવિષ્યમાં તેમનું જીવનચરિત્ર કોઈ સમર્થ લેખિની દ્વારા લખાય એવી આશા રાખી તેમના જીવનના એક સુધારક તરીકેના પાસા વિષે થોડી હકીકત આપું છુ.

સામાજિક અને ધાર્મિક બાબતોમાં તેઓ ઘણા ક્રાન્તિકારી વિચાર ધરાવે છે, અને તેમાં આર્યસમાજની પ્રબળ અસર છે. એક રૂઢિચુસ્ત વૈષ્ણવ વણિક કુટુંબમાં પોતે જન્મેલા હોઈ તેવા જ વાતાવરણના સંસ્કાર બાળપણમાં તેમના પર પડેલા, પરંતુ એ વાતાવરણ પાછળ એક પ્રતિભાશાળી બળ હતું જેને લીધે તેમનામાં તથા તેમના ભાઈઓમાં ભિન્નભિન્ન વિચારસરણી વિકસી હતી સૌથી મોટાભાઈ પુરુષોત્તમદાસ એક ચુસ્ત મરજાદી વૈષ્ણવ હોઈ ચુસ્તપણે પોતાના વિચારોનું આચરણ કરે છે. બીજા મોટાભાઈ ચૂનીલાલ કટ્ટર આર્યસમાજી છે, ન્યાતજાતના વાડા તોડવા પોતે પુરુષાર્થ કર્યો છે, અને દીકરા-દીકરીઓને ન્યાતના સંકુચિત વાડા બહાર પરણાવ્યાં છે. તેઓ ગુજરાતના એક અગ્રણી આર્યસમાજી છે બીજા એક નાનાભાઈ હિંમતલાલ પણ આર્યસમાજી છે. બાપાલાલભાઈ પોતે કોઈ પણ પંથ કે સમાજમાં માનતા નથી. તેઓ સર્વધર્મ-સમભાવ ધરાવે છે. ન્યાતજાતનાં બંધનોમાં તેઓ માનતા નથી. આર્યસમાજના સુધારક વિચારો તેઓને માન્ય છે. છતાં ધર્મ અંગે તેઓ મુક્ત વિચારો ધરાવે છે અને એક ઈશ્વરમાં માનતા હોઈ હિંદુ ધર્મ અને સંસ્કારોને તેઓ દુનિયાભરમાં શ્રેષ્ઠ તરીકે સ્વીકારે છે. ધર્મ એ દરેકની વ્યક્તિગત માન્યતા અને શ્રદ્ધાનો વિષય છે અને દરેક જણ પોતાને ઠીક લાગે તે ધર્મને અનુસરે એમ તે માને છે. ન્યાતજાતના સંકુચિત વાડાને તોડવા જોઈએ અને સમાજને તંદુરસ્ત અને બળવાન બનાવવા માટે આન્તરજ્ઞાતિય સંબંધો વિકસાવવા જોઈએ જેથી નવું લોહી સમાજમાં આવે. આ વિચારોનો અમલ તેમણે પોતાના કુટુંબમાં કરી બતાવ્યો છે. દુહિતા—દૂરે હિતા—દીકરીનો વિવાહ દૂરના સ્થળમાં થાય તે સારું એ વિચારને તેમણે સમર્થન આપ્યું છે. હિંદુઓ શરીરે નિર્બળ છે અને બળવાન બનવા માટે તેમણે આહારમાં સામિષાહારનો ઉમેરો કરવો જરૂરી છે એ વિચારની તેઓએ હિમાયત કરી છે.

આયુર્વેદ એટલે શું અને તે કેવા સ્વરૂપમાં અત્યારે શીખવવો જોઈએ તે વિષે તેઓ ઘણા પ્રગતિકારક વિચારો ધરાવે છે. 'આયુર્વેદ'માં ચરક મહર્ષિએ આપેલી વ્યાખ્યા મુજબ સર્વ ચિકિત્સાપદ્ધતિનો સમાવેશ કરી આયુષ્ય અને આરોગ્યને હિતકર તમામ બાબતોનો સમન્વય કરી આયુર્વેદના પાયા પર એક રાષ્ટ્રીય ચિકિત્સાપદ્ધતિ ઘડવી જોઈએ અને આખા દેશમાં તેને સ્થાપવી જોઈએ. રાષ્ટ્રને અને વિશાળ જનતાને ઉપયોગી બનાવવા માટે આયુર્વેદમાં આધુનિક વિજ્ઞાનની શોધો અને નૂતન ઔષધિઓનો ઉમેરો કરવો જોઈએ અને આયુર્વેદના વિદ્યાર્થીઓને આ બધાનું જ્ઞાન હોવું જ જોઈએ. આવા મિશ્ર અભ્યાસક્રમમાં તૈયાર થયેલો વૈદ્ય જ આ જમાનામાં એલોપથીક ડૉક્ટર સાથે સ્પર્ધામાં ઊભો રહી આત્મશ્રદ્ધાથી સફળતાપૂર્વક ચિકિત્સા કરી શકશે અને દેશની વિશાળ ગ્રામજનતાની ચિકિત્સાની માગણીને સંતોષી શકાશે. છેલ્લાં દશ વર્ષથી દેશમાં આયુર્વેદ શિક્ષણના પ્રકાર અંગે ચાલતા વાદવિવાદમાં બાપાલાલભાઈએ ઉપર મુજબના મિશ્ર અભ્યાસક્રમનું દઢતાથી સમર્થન કર્યું છે અને સરકાર હાલમાં શુદ્ધ આયુર્વેદના અભ્યાસક્રમને અપનાવી વિદ્યાર્થીઓની જિંદગીના ભોગે જે અખતરા કરી રહી છે તેને સખત શબ્દોમાં વખોડી કાઢ્યો છે અને સરકાર આ રીતે 'શુદ્ધ આયુર્વેદ'નું પૂછડું પકડાવી વૈદ્યોને હાથે જ આયુર્વેદનો નાશ કરાવવા બેઠી છે, એમ જણાવે છે.

આજના અણુયુગના જમાનામાં જ્યારે ચિકિત્સા પદ્ધતિ કૂદકે અને ભૂસકે આગળ વધી રહી છે ત્યારે આ 'શુદ્ધ આયુર્વેદ'નું શિક્ષણ વિદ્યાર્થીને તેમજ તેની પાસે આવનાર રોગીને સંતોષ આપી શકશે નહિ. આયુર્વેદના શિક્ષણને એલોપથીથી 'અસ્પૃષ્ટ' રાખવું જોઈએ એ મતના હિમાયતીઓના વિચારોને તેઓ ચોખલીયાવેડા ગણે છે મહારાષ્ટ્રની સરકારે પ્રજાની જરૂરીઆત સમજી શુદ્ધ અને મિશ્ર બન્ને અભ્યાસક્રમ ચાલુ રાખ્યા છે ત્યારે આપણી ગુજરાત સરકારે પ્રજાની માગણીને ઉવેખી મિશ્ર અભ્યાસક્રમ બંધ કર્યો છે અને કેવળ 'શુદ્ધ આયુર્વેદ'નો અભ્યાસક્રમ અમલમાં મૂકયો છે તેનું તેમને દુઃખ છે સુરતની સંસ્થાના મુખપત્ર 'ભિષગ્ભારતી' માસિકમાં આ બાબતમાં પોતાના વિચારો તેઓએ સ્પષ્ટપણે અને નીડરતાથી અનેક વાર પ્રદર્શિત કર્યા છે.

બાપાલાલભાઈનું ઘર એક સંસ્કારકેન્દ્ર સમાન છે. ભિન્નભિન્ન વિચાર અને સ્વભાવવાળા માણસોના એક મધ્યવર્તી કેન્દ્ર સમાન તેઓ છે. તેમનો વૈદ્યકનો વ્યવસાય તથા ઉદાર સ્વભાવ તેના કારણભૂત છે– તેમના સમાગમમાં આવનાર વ્યક્તિ ત્યાંથી કાંઈને કાંઈ નવું શીખીને, સંસ્કાર લઈને જાય છે. વૈદ્યો, વિદ્યાર્થીઓ, મિત્રો અને સ્નેહીઓ, લેખકો અને સાહિત્યકારો, દરદીઓ અને ચિકિત્સકો, સમાજસેવકો અને રાજકારણીઓ વગેરે ભિન્નભિન્ન પ્રકારના મહેમાનોનો તેમને ત્યાં આદરભાવથી સત્કાર થાય છે.

એક બાહોશ અને વિદ્વાન ચિકિત્સક તરીકે ગુજરાતભરમાં તેમણે નામના મેળવી છે. ચિકિત્સાના વ્યવસાયને તેમણે અર્થપ્રાપ્તિના સાધન તરીકે માન્યું નથી અને તેથી કોઈપણ દરદી પાસે મોઢું બાંધીને ફી માગી નથી. ચિકિત્સાને તેમણે દરદીની સેવાના સાધન તરીકે માની છે અને દરદીઓ પ્રત્યે સહાનુભૂતિ અને સમભાવ દર્શાવી તેમને પોસાય તેવી રીતે તેમની ચિકિત્સા કરી છે. દરદીઓને જરૂર પ્રમાણે તેમનામાં મનોબળ કેળવીને, રોગની સમજણ આપીને, શ્રદ્ધા ઉત્પન્ન કરીને તથા જરૂરી ઔષધ આપીને સાજા કર્યા છે. વ્યાધિની સાચી પરીક્ષા, દરદીને થતી વેદનાનો નિગ્રહ, એ વૈદ્યનું કાર્ય છે, વૈદ્ય આયુષ્યનો પ્રભુ નથી એ ચરકના સૂત્રને તેઓ માને છે, છતાં ચિકિત્સા માટે જરૂરી પુરુષાર્થ પૂરેપૂરો કરવો જ જોઈએ અને તેને માટે ખૂબ અભ્યાસ, સંશોધન, નવી નવી દવાઓ બનાવવી, તેને જુદા જુદા રોગોમાં અને દરદીઓ ઉપર અજમાવવી એ બધા માટે વૈદ્યે સતત જાગ્રત અને પ્રયત્નશીલ રહેવું જ જોઈએ; વૈદ્ય હમેશાં સ્વાધ્યાયપરાયણ હોવો જોઈએ એમ તે

સંબંધો કેળવાયા છે. તેમની આ બધી પ્રવૃત્તિઓમાં અનુકૂળ થઈ મદદરૂપ થનાર તેમના ધર્મપત્ની શ્રીમતી જડાવબહેનનું સ્થાન પ્રશંસાપાત્ર છે. પોતે ઓછી કેળવણી પામેલાં અને રૂઢિચુસ્ત જુનવાણી સમાજના વાતાવરણમા ઉછરેલા હોવા છતાં બાપાલાલભાઈના પ્રગતિશીલ, ક્રાન્તિકારી અને સેવાપરાયણ જીવનને અનુરૂપ થવા સતત પ્રયત્નશીલ રહ્યા છે. પોતાના ગમાઅણગમાને દૂર રાખી એક સહૃદયી આર્ય સન્નારી તરીકે પોતાના પતિના આદર્શોના અનુસરણમા તેમણે હમેશા આનદ માન્યો છે. સદાયે અતિથિઓથી ભરાએલા રહેતા ગૃહનાં ગૃહિણી તરીકેનો ભારે બોજો તેમણે પ્રેમ અને સદ્‌ભાવથી ઉપાડયો છે. તેમની મૂગી સેવાથી બાપાલાલભાઈનું જીવન અને વ્યક્તિત્વ વધારે વિકસ્યું છે, એ ભૂલવું ન જોઈએ.

આવા પીઢ રાષ્ટ્રસેવક, વિદ્વાન લેખક, સફળ ચિકિત્સક, યશસ્વી સાહિત્યકાર, નીડર સુધારક, અજોડ વિદ્યાગુરુ અને સૌજન્યમૂર્તિ શ્રી. બાપાલાલભાઈને તેમની ષષ્ટિપૂર્તિ પ્રસંગે આ નમ્ર અજલિ અર્પતાં ઘણો આનંદ થાય છે. પ્રભુ તેમને દીર્ઘાયુ બક્ષે એવી પ્રાર્થના.

---

## આયુષ પરિપાલન માટે ઔષધ

सत्यं भूते दया दानं बलयो देवतार्चनम् ।
सद्वृत्तस्यानुवृत्तिश्च प्रशमो गुप्तिरात्मनः॥
हित जनपदानां च शिवानामुपसेवनम् ।
सेवन ब्रह्मचर्यस्य तथैव ब्रह्मचारिणाम् ॥
सकथा धर्मशास्त्राणां महर्षीणां जितात्मनाम् ।
धार्मिकैः सात्त्विकैर्नित्य सहास्या वृद्धसम्मतैः ॥
इत्येतद् भेषज प्रोक्तमायुषः परिपालनम् ।

(चरक संहिता वि. अ. ३)

સત્ય, ભૂત માત્ર તરફ દયા, દાન, દેવતાર્ચન, સદ્‌વૃત્તિનું અનુવર્તન (સદ્‌વૃત્ત નામનો એક અધ્યાય ચરક સંહિતામા છે. તેમા કહ્યા પ્રમાણે વર્તવુ તે) માનસિક શાતિ, જનપદોધ્વંસક રોગ ચાલતો હોય ત્યારે દેશાન્તરમાં ચાલી જવું હિત અને મંગલકર એવાં જનપદોનું સેવન, બ્રહ્મચર્યનું સેવન, બ્રહ્મચારીઓ સાથે સંગન, ધર્મશાસ્ત્રોની કથાઓનું સકીર્તન, જિતેન્દ્રિય મનુષ્યો, મહર્ષિઓ, ધાર્મિક વૃત્તિવાળા મનુષ્યો, સાત્ત્વિક માણસો અને વૃદ્ધસમ્મત પુરુષો સાથેનો વાસ,—આયુષ્યના પરિપાલન માટે (જ્યારે રોગચાળો ચાલતો હોય ત્યારે તેમજ સારા વખતમાં) ખરુ ઔષધ છે - ચેપ સામેની સાચી રોગપ્રતીકાર શક્તિ— ઈમ્યુનીટી-છે.

# ગુરુદેવ

વૈદ્ય મનુભાઈ ર. દેસાઈ

બાપાલાલભાઈની હાંસોટની ગાદી સાચવનાર, તેમની જૂની પરંપરાના છેલ્લા શિષ્ય, લગભગ તેમની બધી જ પ્રવૃત્તિઓને ત્યાં સાચવતા રહ્યા છે. કોંગ્રેસના શિસ્તબદ્ધ સૈનિક તરીકે તેઓ આજે સારું કામ કરે છે.

"મનુ, તારે જો સારા વૈદ્ય થવું હોય તો તું હાંસોટ જઈ શ્રી. બાપાલાલ વૈદ્ય પાસે અષ્ટાંગ આયુર્વેદનો અભ્યાસ કર. શ્રી. બાપાલાલ એક સારા વૈદ્યશાસ્ત્રી છે એટલું જ નહીં પણ એક નીડર કોંગ્રેસ કાર્યકર અને શાંત પ્રકૃતિવાળા, નિશ્ચલ મનવાળા, અડીખમ વ્યાયામવીર છે. એ તારું જીવન પણ પલટી નાખશે." ૧૯૩૭ના એપ્રિલ માસની એક સાંજે સ્વ. શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈ (ભૂતપૂર્વ ડેપ્યુટી કલેકટર અને સૂરત જિલ્લા લોકલ બૉર્ડના પ્રમુખ) એ, સ્વ. શ્રી. મગનલાલ ર. જોષી વૈદ્ય એરવાળાને બંગલે ફરવા આવેલા ત્યારે મને અષ્ટાંગ આયુર્વેદ ભણવાની મારી ઉત્કંઠાના જવાબમાં જણાવ્યું હતું. શ્રી. મગનલાલ વૈદ્યને ત્યાં બે વર્ષનો અભ્યાસ પૂરો થયો હતો, તે પછી હું હાંસોટ આવ્યો. રસ્તામાં વિચાર આવ્યો, શ્રી. બાપાલાલભાઈ વૈદ્યશાસ્ત્રી છે, એમને માથે પાઘડી હશે, લાંબો કોટ પહેરતા હશે, ગળામાં ખેસ અને પગમાં સપાટ હશે, તેમની સાથે કેવો વિનય રાખવો વગેરે બાબત મેં મનમાં નક્કી કરી રાખી. "બાપાલાલભાઈ વૈદ્યનું ઘર કયું?" મેં એક જણને પૂછ્યું, "આ બાજુ ચાલ્યા જાવ, પેલું લીલું ઘર દેખાય તે વૈદ્યરાજનું." ઘર આવતાં પહેલાં જરા ટોપી સરખી કરી, ઘરમાં પૂછ્યું, "બાપાલાલભાઈ છે?" જવાબ મળ્યો, "સૂરત ગયા છે." મનમાં થયું હવે કયાં જવું? ગામમાં કોઈ ઓળખાણ નહીં. એટલામાં એમનાં ધર્મપત્નીએ કહ્યું, "તમે વિદ્યાર્થી છો ને? દુર્લભજીભાઈનો કાગળ આવેલો એ તમારા માટે?" મેં કહ્યું, "હા", "તો કંઈ વાંધો નહીં. બેગ અને બિસ્તરો આ દાદર પાસે મૂકો." અને મને પાણી આપ્યું. એમના આવા આદરથી મને શાંતિ થઈ.

બીજે દિવસે પૂજ્યશ્રી પધાર્યા. આઠ હાથનું ધોતિયું કચ્છો મારીને પહેરેલું, પગમાં પૂજ્ય બાપુજી (રાષ્ટ્રપિતા) કરતાં સહેજ સારાં દેશી ચંપલ, સ્ટેન્ડપટી વગરની સાદી કફની, માથે ખાદીની ટોપી અને હાથમાં ખાદીની થેલી! અને મોં ઉપર મુક્ત હાસ્ય! મને જોતાં જ, પૂછ્યું, "કેમ તમે આવી પહોંચ્યા?" "હા," કહેતાં મેં બે હાથ જોડી નમસ્તે કર્યા. એમની સાથે ભરૂચ જિલ્લાના અડીખમ કોંગ્રેસ કાર્યકર શ્રી. ચંદ્રશંકરભાઈ હતા. "બાપાજી" ઘરમાં ગયા, હું વિચારતો રહ્યો: આટલી બધી વિદ્વત્તા છતાં કેટલી બધી સાદાઈ! મને થયું કે આવાજ વિદ્વાનો બીજાનાં જીવન સુધારી શકે. ગમે તેટલું કે ગમે તેવું ભારે કામ હોય છતાં મોં ઉપર એ જ ભાવ. જ્યારે જુઓ ત્યારે આનંદમાં જ હોય. હું બે વર્ષ એમની પાસે રહ્યો. એમના સાન્નિધ્યથી મને ઘણો જ લાભ થયો. રોજ સવારે ૫ થી ૭ તેઓ મને આયુર્વેદના પાઠો શીખવતા અને પછી નાડીધોઈ પરવારી અમે દવાખાનામાં કામ કરતા.

ખાતાંપીતાં પણ દ્રવ્યગુણની ચર્ચા કરવામાં અમને ઘણો જ રસ પડતો. અને મને ઘણું જ જાણવાનું મળતું. દિવસનો વધુ સમય અમે આયુર્વેદની ચર્ચા કરતા અને અમારું વાતાવરણ એટલું સત્સંગી રહેતું કે એમના સતત સંપર્કથી મારા જીવનમાં મને જીવન જીવવાની કલા, ધંધાદારીની કલા, અને વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ રાખીને સમાજ જીવનમાં તેને કેવી રીતે વણી લેવું એ બધી કલા બે જ વર્ષના ગાળામાં સંપાદન કરવાની મને ધન્ય ઘડી સાંપડી. ૧૯૩૯ની નિ. ભા. વિદ્યાપીઠની આયુર્વેદ ભિષક્ પરીક્ષામાં હું પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયો એથી પૂજ્યશ્રીને ઘણો જ આનંદ થયો.

ભાગ્યે જ કોઈ ક્ષણ એવી હશે કે પૂજ્યશ્રી આનંદમાં ન હોય. સાંજે કે રાત્રે જ્યારે નવરાશનો સમય મળતો ત્યારે ઘરનાં બધાં ભેગા થઈને અન્ત્યાક્ષરી રમતાં. એક બાજુ પૂજ્યશ્રી એકલા અને બીજી બાજુ હું, ચિ. પ્રફુલ્લભાઈ, બહેન સુલોચના, ચિ કુસુમ અને એકાદ આગન્તુક મહેમાન હોય તો અમારી સાથે રહે. "બાપાજી" પાસે સંસ્કૃતનો ભંડોળ સારો એટલે કેમે કરી અમને ગાંઠે નહીં, એટલે સુલોચનાબહેને યુક્તિ કરી. એમણે ગરમાના અંતે "જો" "રે" "લોલ" નો શ્લોક કાઢ્યો અને એક વખતે બાપાજીનો સ્ટોક પૂરો થયો. બાપાજીએ નવી નવી પંક્તિઓ ગોઠવવા માંડી એટલે અમને સમજ પડી ગઈ. એ રીતે અમે બાપાજીને હંફાવતા. પણ આ અંત્યાક્ષરીમાં અમને વિસરાઈ ગએલા શ્લોકો તાજા થતા.

એમનાં ધર્મપત્ની સૌ. જડાવબહેન સાક્ષાત દયાનાં દેવી છે. તેઓ ખડતલ છે અને ગમે તેટલા મહેમાનો ઘરે પધારે તો પણ જરા પણ ખંચકાટ સિવાય ભાવપૂર્વક બધાંની સેવા કરે છે પૂજ્યશ્રીના જીવનમાં તેઓ ભારે પ્રેરણાદાયી છે. એમના દિલમાં પ્રાણીમાત્ર પ્રત્યે ભારે દયા છે.

પૂજ્યશ્રી ગરીબોને ઘણી વખત મફત દવા કરતા અને કેટલાક ખાસ દરદીઓને તો દૂધ અને ફળફળાદિની પણ જોગવાઈ કરી આપતા. ગરીબ દર્દીઓને જોઈ એમનું દિલ દ્રવી ઊઠતું. તેમને પ્રતિષ્ઠાની પડી હતી તેના કરતાં વધુ કાર્યની પડી હતી, અને તેથી તેઓ સતત કાર્યાન્વિત રહેવામાં માનતા હતા ૧૯૩૭માં હાંસોટ મહાલના ઓલા કરીને ગામમાં આગ લાગી હતી. તેમાં સરકાર પાસે તેમજ લોકો પાસે શ્રી. યશવંતરાય રા. જોષી, શ્રી. શંકરભાઈ પટેલ માંગરોળ, શ્રી. હીરાલાલ છ. શેઠ તેમજ બીજા કાર્યકર્તાઓ સાથે ઉઘરાણું કરીને સારાય ગામનાં નવાં મકાનો બંધાવી આપ્યા હતાં, અને એક નીડર કાર્યકરને છાજે એવી રીતે પોતાની પ્રેકટીસની પણ પરવા કર્યા વગર તાત્કાલિક રાહત એમણે ભારે જહેમતથી ઊભી કરી આપી હતી. ભરૂચ જિલ્લા લોકલ બોર્ડની ચૂંટણીમાં તેઓ ચૂંટાયા હતા અને રાષ્ટ્રીય ચળવળમાં, દાંડીકૂચ અને મીઠાના સત્યાગ્રહમા તેમજ એવા દરેક સમયે ૧૯–૧૯ વર્ષ સુધી હાંસોટ મહાલના એક નીડર અને લોકપ્રિય કાર્યકર તરીકે અહીં અમર સુવાસ મૂકતા ગયા છે. આજે એમની તોલે આવી શકે એવા નિઃસ્પૃહી કાર્યકર્તાઓની અહીં ભારે ખોટ છે. આ કાર્યોના કારણે તેમના દવાખાનાનું કાર્ય ઘણી વખત ખોરવે પડતું અને દરદીઓની સરભરામાં સહેજ ખામી આવી જતી. જે તેઓ પાછળથી સુધારી લેવામાં અત્યંત કાળજી રાખતા.

અહીં રહ્યા તે દરમિયાનમાં એમણે એક અખાડાનું સંચાલન કર્યું હતું અને એક હિન્દુ પુસ્તકાલયની સ્થાપના કરી હતી. આજે પણ એમની સાથેના વ્યાયામ વીરો એમને એક ખેલદીલ વીર તરીકે ઘણા જ માન સાથે પ્રેમપૂર્વક યાદ કરે છે. હિન્દુ પુસ્તકાલયની સ્થાપના પછી ઘણા વર્ષો સુધી તેના મંત્રીપદે રહ્યા પછી "શ્રી. મગનલાલ ચુનીલાલ હાંસોટી હિન્દુ પુસ્તકાલય"નું નામાભિધાન કરીને તેમણે હાંસોટ છોડયું હતું. આ પુસ્તકાલયનો રૌપ્ય મહોત્સવ ત્રણ વર્ષ પહેલાં થયો ત્યારે પણ કાર્યવાહક મંડળે એમને પ્રમુખ તરીકે આમંત્રણ આપી એમનું બહુમાન કર્યું હતું.

હાંસોટ છોડયું ત્યારે એમના મિત્રોએ એક સભા ભરી એમને ભવ્ય વિદાયમાન આપ્યું. એ સભામાં કાંઈ હહારો નહીં. લોકહૃદય પ્રેમપૂર્વક મળ્યાં હતાં. પોતાના વહાલા વૈદરાજને વિદાય આપવા એમનો

જીવ નહોતો ચાલતો. પરંતુ શું થાય? કુદરત શું ધારે છે તે કોઈને સમજાતું નથી, એમણે વિદાય સંદેશમાં જણાવ્યું, હું જાઉં છું, પરંતુ અહીંની જગા હું મનુભાઈને સોંપી જાઉં છું, તેઓ મારી ઊણપ પૂરી કરવા પ્રયત્ન કરશે. આપણે બધાએ ૧૯-૧૯ વર્ષોથી એકબીજાની પ્રીતિ સંપાદન કરી છે, અને તમે બધાએ જેવો પ્રેમ મારા પર રાખ્યો છે તેવો મનુભાઈ ઉપર રાખજો અને છતાં હું કંઈ બહુ દૂર જતો નથી. ભરૂચ જાઉં છું. તમને જરૂર હશે તો તે કંઈ બહુ છેટું નથી......ઈશ્વર સૌનું કલ્યાણ કરો."

હાંસોટથી પૂજ્યશ્રીએ વિદાય લીધા પછી તા. ૨૦-૬-૪૦થી આજે એકધારું આસન જમાવીને પૂજ્યશ્રીએ ઉપદેશેલા વચનો અને આપેલી વિદ્યાનો ખૂબ નમ્રતાથી હું ઉપયોગ કરી રહ્યો છું. એમનાં વચનો અને આદેશ મારા જીવનમાં મને ઘણાજ કીમતી અને ઉપયોગી માલૂમ પડયા છે; અને તે હું મારી સારીય ઉંમરમાં વિસરી શકું એમ નથી. શુદ્ધ રહીને માનવતાની, આયુર્વેદની અને દેશની સેવા કરવી અને ગમે તેવું કઠણ કાર્ય પણ પ્રયત્નશીલ રહી પાર પાડવું એ એમના જીવનનાં મહામૂલાં સૂત્રો હતા.

હાંસોટ આવ્યા ત્યારે આ સૂત્રો તેઓ એમની સાથે લાવ્યા હતા. માનવતાની સેવા, ગુજરાતની કચળેલી શારીરિક તંદુરસ્તીને સુધારવી, અને ગ્રામજનતાની સેવા કરવા માટે, સ્વ. પૂ. શ્રી. છોટુભાઈ પુરાણી, ડૉ. શ્રી. ચંદુભાઈ દેસાઈ, શ્રી. દિનકરરાય દેસાઈ, શ્રી. મોતીભાઈ વીણ વકીલ, શ્રી. અણુભાઈ પુરાણી, શ્રી. યશવંતરાય રા. જોષી વગેરે પુરાણી મંડળનું ધ્યેય સિદ્ધ કરવા માટે પોતાના સિદ્ધાંતો લઈને તેઓ હાંસોટ આવ્યા હતા, અને એ સિદ્ધાંતો મૂર્તિમંત કરવા માટે તેમણે તેમની ભરજુવાનીનાં કીમતી ૧૯ વર્ષો હાંસોટમાં ગાળ્યાં છે. એ દરમિયાન એમણે અહીં લોકોનો સારો એવો સધ્યારો પ્રાપ્ત કર્યો અને અતૂટ પ્રીતિ પ્રાપ્ત કરી. અનેક સંસ્થાઓના તેઓ સભ્ય હતા અને ખાસ કરીને કૉંગ્રેસના તેઓ એક નીડર અને રચનાત્મક કાર્યકર હતા. ૧૯૩૯માં તેમણે ૨૬મી જાન્યુઆરીએ સંપૂર્ણ પ્રજાસત્તાકની પ્રતિજ્ઞા લેવડાવી હતી, અને ૧૯૪૭ના સ્વાતંત્ર્યનો ઝંડો હાંસોટમાં પૂજ્યશ્રીના શુભ હસ્તે ફરકાવડાવ્યો હતો. એમના નેતૃત્વ હેઠળ અહીં ઘણા કાર્યકર્તાઓ તૈયાર થયા છે. એમણે અહીંના વસવાટ દરમિયાન એક સિદ્ધહસ્ત આયુર્વેદના લેખક તરીકે નિઘંટુ આદર્શ, ઘરગથ્થુ વૈદક, અભિનવ કામશાસ્ત્ર વગેરે વિદ્વદ્‌ભોગ્ય ગ્રંથો ગુજરાતને ચરણે ધર્યા છે. "કરેંગે યા મરેંગે"ની ૧૯૪૨ની જેલયાત્રા સમયે તાપી બ્રહ્મચર્યાશ્રમના પ્રમુખ સ્વ. શ્રી. રતનલાલ ખાંડવાળાનો એમને પરિચય થયો અને તેના પરિણામે આપણે એમને આયુર્વેદિક મહાવિદ્યાલયના આચાર્ય તરીકે સુરતમાં જોઈએ છીએ.

૧૯૪૯માં મુંબઈ માધવબાગમાં ગુજરાત-કચ્છ-કાઠીઆવાડ વૈદ્ય સંમેલન પૂજ્યશ્રીના પ્રમુખસ્થાને મળ્યું હતું. મિશ્ર કોર્સ ઉપર ઠીક ઠીક ગરમાગરમ ચર્ચા અને વાકપ્રહાર થયા હતા. પ્રથમ સ્થાયી સમિતિમાં તરફેણમાં અને વિરુદ્ધમા વકતવ્ય થયું. પછી પૂજ્યશ્રીએ શાંત અને ગંભીરતાથી જણાવ્યું કે સર્જરીની આપણી ખામી વર્ષોજૂની છે અને સુશ્રુતની સર્જરી જ્યાં સુધી આપણે અસ્તિત્વમાં ન લાવીએ ત્યાં સુધી આપણે પરાધીન છીએ. માટે આપણે એલોપથીમાથી જેવી ને તેવી સર્જરી ઉપાડીને અષ્ટાંગ આયુર્વેદના કોર્સમાં ચાલુ કરવી જોઈએ અને તેને સમજવા માટે સંસ્કૃત સાથે મેટ્રિક પાસ પ્રવેશ, અને કૉલેજમા ભણાવવા માટે મિશ્ર કોર્સ રાખવા માટે તેમણે લગભગ એક કલાક પ્રવચન કર્યું. આ શુદ્ધ અને સ્પષ્ટ વકતવ્યની અસર એ થઈ કે *જબ્બર બહુમતીથી મિશ્ર કોર્સ ચાલુ કરવા માટે* સંમેલનમાં ઠરાવ કરવામાં આવ્યો અને સંમેલનને અંતે પૂજ્યશ્રીના શુદ્ધ ચારિત્ર્યશીલ વકતવ્યની પ્રશંસા થઈ અને નડિયાદ આયુ. મહાવિદ્યાલયના પ્રિન્સિપાલ શ્રી. સુંદરલાલ નાથાલાલ જોષીએ મુક્ત કંઠે કહ્યું કે, "બાપાલાલભાઈએ આ બધી કાર્યવાહી શાંતિથી પતાવવા બદલ અને એમણે જે કોર્સ માટે નિશ્ચયાત્મક વલણ દાખવી વૈદ્યોને એમના અનુભવનો અને શુદ્ધ રાષ્ટ્રિય વિચારધારાનો પરિચય આપ્યો તે બદલ હું એમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને ધન્યવાદ આપું છું......" આવી રીતે પૂજ્યશ્રીએ

રાષ્ટ્રિય અને સંપૂર્ણ સ્વાસ્થ્યકર કોર્સ વૈદ્યો માટે મૂકેલો તેમાં આજે કલોલ મુકામે મળેલ વૈદ્ય સંમેલને ધબડકો વાળ્યો અને એ બદલ આવતી કાલની પેઢીને તે જવાબદાર રહેશે

આપણામાં જે વસ્તુની ઊણપ હોય એને બીજામાંથી લઈને પરિપૂર્ણ કરી આપણા દરેક દરદીને સારા કરવા એ આપણી પવિત્ર ફરજ છે અને એમાં એકાદ અંગ ન હોય તો આપણો દરદી ડૉક્ટર પાસે જશે. જે પશ્ચિમની વિચારસરણી આપણને ઘણી વખત બંધબેસતી નથી આવતી તેની પાસે મોકલવા પડે, ઉપરાંત રાષ્ટ્રિયતાનો નિયમ પણ સચવાય નહીં. પૂજ્યશ્રીનું દૃષ્ટિબિંદુ આ બાબતમા સ્પષ્ટ હતું કે મિશ્ર કોર્સથી આપણા સ્નાતકો પરિપૂર્ણ થાય અને દરદીઓએ ડૉક્ટરોને શોધવા ન પડે. અને પરિણામે આયુર્વેદ તેના સર્વાંગી વિકાસમાં રહે ! અને પરદેશનું ભયંકર હૂંડિયામણ બચી જાય. શુદ્ધના હિમાયતીઓ શુદ્ધનો આગ્રહ રાખે એની પાછળ દીર્ઘ દૃષ્ટિ નથી. અનુભવની ખામી છે. બુદ્ધિનું દેવાળું છે. સર્જરી લઈને વધુ વિકસાવાને બદલે તેઓ હજી જૂની સ્થિતિમાં રહેવા માગે છે અને બીજાઓનો વિકાસ પણ રૂંધે છે.

શું ઇંગ્લિશ ભાષામાંથી શબ્દો લઈને ગુજરાતી કે હિન્દી માતબર નથી બનાવી શકાઈ? શું ડૉક્ટરો દેશી દવાઓને ઇંગ્લિશ નામ આપીને નથી વાપરતા? તો શું આયુર્વેદ તેના વિકાસ માટે સ્વતંત્ર નથી? પૂજ્યશ્રીએ આ બધાનો યોગ્ય ઉકેલ ઘણી જ સરળ શૈલીમાં આપ્યો છે અને જો તે બરાબર વિચારવામાં આવશે તો જ આયુર્વેદનું, વૈદ્યોનું, દેશનું અને દરદીઓનું કલ્યાણ થશે.

મારા જેવા અનેક વિદ્યાર્થીઓ એમના ચરણમાં બેસીને આયુર્વેદનુ જ્ઞાન પામ્યા છે, અને સફળતાપૂર્વક દરદીઓની સારવાર કરી રહ્યા છે. ૨૩–૨૩ વર્ષો થયાં એમના આ આસન પર બેસીને એમનાં જીવનસૂત્રો અમલી બનાવવા સેવકના પ્રયત્નો ચાલુ છે; પરંતુ પૂજ્યશ્રીનું આ તપસ્વી આસન એમની કક્ષામાં વિકસાવવું બહુ જ મુશ્કેલ છે. પરમ પિતા પ્રત્યે પ્રાર્થના છે કે એ તપશ્ચર્યાને અનુરૂપ થવા માટે મને શક્તિ આપે અને પૂજ્યશ્રીને રાષ્ટ્રની, માનવતાની અને આયુર્વેદની સેવા માટે સો શરદનું તંદુરસ્ત જીવન બક્ષે એ જ અભ્યર્થના.

---

## ખુજલીનો દરદી

એક ખુજલીનો દરદી હમણાં જ આવ્યો હતો. ૩૫૦૦ રૂપિયા ખર્ચીને અને ત્રણ મહિનાથી ખુજલીને લઈને આંખનું મટકું સરખું નહીં મારેલું. ચપ્પુ લઈને ખંજોળે તો જ તેને શાંતિ વળે. ચામડી જાડી, ખડમચડી થઇ ગયેલી, દરદી બણું બણું કરતો હતો. ખુજલી રાતે વધુ સજવતી એટલે કફની તેમજ પિત્તની આ વિકૃતિ હતી. રક્ત બગડેલું. રક્ત અને પિત્ત આયુર્વેદની દૃષ્ટિએ એક છે. કફનો ઇલાજ વમન–જીભટી, પિત્તનો ઇલાજ રેચ. કફકર આહાર વિહારનો ત્યાગ અને લંઘન. પિત્તમાં વિરેચન અને કડવા રસવાળાં ઔષધો. ચાર જ દિવસમાં દરદીની ખુજલી અદૃશ્ય થઇ ગઇ. રાત્રે શાંતિથી સુવા લાગ્યો. એટલો તો એ ખુશ થઇ ગયો કે પોતાના ગામ જઇ બ્રાહ્મણોની ચોર્યાસી જમાડવાનું પણ લીધું.

# વૈદ્ય શ્રી. બાપાલાલ શાહનું યોગ-દાન

ડૉ. એમ. પી ભટ્ટ
ડી એ એમ (પાટણ)

વૈદ્ય કલ્પતરુના કાર્યવાહક તત્રી તરીકે ઘણાજ વર્ષોથી આ ગૃહસ્થ તેનુ ધૂરાવહન કરે છે ગુજરાતની આયુર્વેદ પરપરાને સાચવવામા પટ્ટણી સ્નાતકોનો હિસ્સો ભૂલ્યો ભૂલાય તેમ નથી તેઓ જૂના સ્નાતક છે પણ નિત્યનૂતન રહે છે

વૈદ્ય શ્રી બાપાલાલ શાહનુ જીવન સામાજિક, રાજકીય અને આયુર્વેદિક સેવા પ્રવૃત્તિથી ધન્ય બનેલ છે

આયુર્વેદનો અભ્યાસ સ્વ વૈદ્યશાસ્ત્રી અમૃતલાલ પ્રા પટ્ટણી પાસે નિરવશેષ કરવા બાદ વિશેષ જિજ્ઞાસા પૂર્તિઅર્થે વનસ્પતિ-જ્ઞાન સ્વ વનસ્પતિશાસ્ત્રી શ્રી જયકૃષ્ણ ઈ વ્યાસ પાસેથી મેળવી તેનો સદ્ઉપયોગ આદર્શ-નિઘટુની રચનામા કરેલ છે અમારી સાથેનો તેમનો પરિચય ૧૯૨૨-૨૩ થી ૨૬ શ્રી ઉ પી આયુર્વેદિક કૉલેજ પાટણના અભ્યાસકાલનો, ત્યારે તેઓ શ્રી અમૃતલાલભાઈ પાસે આવતા, તે સમયે આયુર્વેદ સબધે તેમના વિચારો જણાવતા કહેતા કે આયુર્વેદમા તમો સર્જનોને હાથે કાપકૂપ થશે અને તે પછી આયુર્વેદ સમૃદ્ધ અને ગૌરવાન્વિત પણ થશે ત્યા મિશ્ર-શિક્ષણ અપાતુ જોઈ તેઓ આનદિત થતા પટ્ટણી સ્નાતકના પ્રથમ પદવીદાન સમારભ વડોદરા કૉલેજમા તા ૨૭-૮-૨૬ના રોજ વડોદરા-દિવાન શ્રી મનુભાઇ મહેતા કુલપતિના પ્રમુખપદે યોજાયેલ ત્યારે પણ કૉલેજભવનમા શ્રી બાપાલાલ શાહ આનદોત્સવ માણતા હોય તેવો અનુભવ કરતા હતા અને દરેક સ્નાતકને ભાવી રૂપરેખાનું દર્શન પૃચ્છા કરી આપતા હતા

ઇ સ ૧૯૩૬ના આરભે અમદાવાદમા થયેલ નિ ભા વૈદ્ય સમ્મેલન અને પ્રાતિક સમ્મેલન બન્નેમા સક્રિય યોગદાન અર્પણ કરેલ, પ્રાતિક વૈદ્ય સમ્મેલનના પ્રમુખ તરીકે બે નામ સૂચિત થયેલા ૧ સ્વ અમૃતલાલ પ્રા. પટ્ટણી અને ૨ વૈદ્ય સુંદરલાલ ના. જોશી, તેમા વૈદ સુદરલાલ ધનરાશિ આપી શકે અને પ્રમુખ થઈ શકે, તે પ્રયાસનો વૈદ્ય શ્રી બાપાલાલ શાહ, વૈદ્ય શિવશકર શુકલ વગેરેએ ઉગ્ર વિરોધ કરેલ તેથી સ્વ વૈદ્ય પટ્ટણી પ્રમુખ તરીકે બહુમતીથી ચૂંટાયા, તે સમ્મેલનમા પટ્ટણીશ્રીના સર્વશિષ્યો વતી શ્રી બાપાલાલ શાહે તેમને માનપત્ર અર્પણ કરેલ તે ગુરુ પ્રત્યેની સદ્ભાવનાનું પ્રતીક છે

અમદાવાદ સમ્મેલનમા તેમણે વૃદ્ધત્રયીની વનસ્પતિઓ નામે શબ્દકોષ સ્થાયી સમિતિને સાદર કરેલ-તેનુ મૂલ્યાકન થયુ અને તે પ્રકાશન વૈદ્યોને ઠીક માર્ગદર્શક હતુ, વાચન-લેખન પ્રવૃત્તિ તેમને સદા પ્રિય છે, શરૂથી જ વૈદ્યકલ્પતરુ આયુર્વેદ વિજ્ઞાન વગેરેમા વનસ્પતિ સબધે વિમર્શાત્મક લેખો લખતા તથા વૈદ્ય-સમાજમા પરિચય કેળવી ભ્રાતૃભાવના મૂર્ત કરવાનો તેમનો સ્વભાવ પ્રથમથી જ છે સ્વ વૈદ યાદવજી આચાર્ય, વૈદશ્રી હરિપ્રપન્નજી, વૈદશ્રી જટાશકર ત્રિવેદી તત્રી-વૈદ્ય કલ્પતરુ, વૈદ્ય શાસ્ત્રી, દુર્ગાશકર,

રાષ્ટ્રિય અને સંપૂર્ણ સ્વાસ્થ્યકર કોર્સ વૈદ્યો માટે મૂકેલો. તેમાં આજે કલોલ મુકામે મળેલ વૈદ્ય સંમેલને ધબડકો વાળ્યો અને એ બદલ આવતી કાલની પેઢીને તે જવાબદાર રહેશે.

આપણામાં જે વસ્તુની ઊણપ હોય એને બીજામાંથી લઈને પરિપૂર્ણ કરી આપણા દરેક દરદીને સારા કરવા એ આપણી પવિત્ર ફરજ છે અને એમાં એકાદ અંગ ન હોય તો આપણા દરદી ડૉક્ટર પાસે જશે. જે પશ્ચિમની વિચારસરણી આપણને ઘણી વખત બંધબેસતી નથી આવતી તેની પાસે મોકલવા પડે, ઉપરાંત રાષ્ટ્રિયતાનો નિયમ પણ સચવાય નહીં. પૂજ્યશ્રીનું દૃષ્ટિબિંદુ આ બાબતમાં સ્પષ્ટ હતું કે મિશ્ર કોર્સથી આપણા સ્નાતકો પરિપૂર્ણ થાય અને દરદીઓએ ડૉક્ટરોને શોધવા ન પડે, અને પરિણામે આયુર્વેદ તેના સર્વાંગી વિકાસમાં રહે! અને પરદેશનું ભયંકર હૂંડિયામણ બચી જાય. શુદ્ધના હિમાયતીઓ શુદ્ધનો આગ્રહ રાખે એની પાછળ દીર્ઘ દૃષ્ટિ નથી. અનુભવની ખામી છે. બુદ્ધિનું દેવાળું છે. સર્જરી લઈને વધુ વિકસાવાને બદલે તેઓ હજી જૂની સ્થિતિમાં રહેવા માગે છે અને બીજાઓનો વિકાસ પણ રૂંધે છે.

શું ઇંગ્લિશ ભાષામાંથી શબ્દો લઈને ગુજરાતી કે હિન્દી માતબર નથી બનાવી શકાઈ? શું ડૉક્ટરો દેશી દવાઓને ઇંગ્લિશ નામ આપીને નથી વાપરતા? તો શું આયુર્વેદ તેના વિકાસ માટે સ્વતંત્ર નથી? પૂજ્યશ્રીએ આ બધાનો યોગ્ય ઉકેલ ઘણી જ સરળ શૈલીમાં આપ્યો છે અને જો તે બરાબર વિચારવામાં આવશે તો જ આયુર્વેદનું, વૈદ્યોનું, દેશનું અને દરદીઓનું કલ્યાણ થશે.

મારા જેવા અનેક વિદ્યાર્થીઓ એમના ચરણમાં બેસીને આયુર્વેદનું જ્ઞાન પામ્યા છે, અને સફળતાપૂર્વક દરદીઓની સારવાર કરી રહ્યા છે. ૨૩–૨૩ વર્ષો થયા એમના આ આસન પર બેસીને એમનાં જીવનસૂત્રો અમલી બનાવવા સેવકના પ્રયત્નો ચાલુ છે, પરંતુ પૂજ્યશ્રીનું આ તપસ્વી આસન એમની કક્ષામાં વિકસાવવું બહુ જ મુશ્કેલ છે. પરમ પિતા પ્રત્યે પ્રાર્થના છે કે એ તપશ્ચર્યાને અનુરૂપ થવા માટે મને શક્તિ આપે અને પૂજ્યશ્રીને રાષ્ટ્રની, માનવતાની અને આયુર્વેદની સેવા માટે સો શરદનું તંદુરસ્ત જીવન બક્ષે એ જ અભ્યર્થના.

---

## ખુજલીનો દરદી

એક ખુજલીનો દરદી હમણા જ આવ્યો હતો. ૩૫૦૦ રૂપિયા ખર્ચીને અને ત્રણ મહિનાથી ખુજલીને લઈને આખતું મટકું સરખું નહીં મારેલું. ચપ્પુ લઈને ખંજોળે તો જ તેને શાંતિ વળે. ચામડી જાડી, ખડબચડી થઈ ગયેલી, દરદી બળું બળું કરતો હતો. ખુજલી રાતે વધુ પજવતી એટલે કફની તેમજ પિત્તની આ વિકૃતિ હતી. રક્ત બગડેલું. રક્ત અને પિત્ત આયુર્વેદની દૃષ્ટિએ એક છે. કફનો ઇલાજ વમન–ઊલટી, પિત્તનો ઇલાજ રેચ. કફકર આહાર વિહારનો ત્યાગ અને લંઘન. પિત્તમાં વિરેચન અને કડવા રસવાળાં ઔષધો. ચાર જ દિવસમાં દરદીની ખુજલી અદૃશ્ય થઈ ગઈ. રાત્રે શાંતિથી સુવા લાગ્યો. એટલો તો એ ખુશ થઈ ગયો કે પોતાના ગામ જઈ બ્રાહ્મણોની ચોર્યાસી જમાડવાનું પણ લીધું.

# વૈદ્ય શ્રી. બાપાલાલ શાહનું યોગ-દાન

ડૉ. એમ. પી. ભટ્ટ
ડી. એ. એમ. (પાટણ)

વૈદ્ય કલ્પતરુના કાર્યવાહક તંત્રી તરીકે ઘણાંજ વર્ષોથી આ ગૃહસ્થ તેનુ ધૂરાવહન કરે છે. ગુજરાતની આયુર્વેદ પરંપરાને સાચવવામાં પટ્ટણી સ્નાતકોનો હિસ્સો ભૂલ્યો ભૂલાય તેમ નથી તેઓ જૂના સ્નાતક છે પણ નિત્યનૂતન રહે છે

વૈદ્ય શ્રી. બાપાલાલ શાહનું જીવન સામાજિક, રાજકીય અને આયુર્વેદિક સેવા પ્રવૃત્તિથી ધન્ય બનેલ છે.

આયુર્વેદનો અભ્યાસ સ્વ. વૈદ્યશાસ્ત્રી અમૃતલાલ પ્રા. પટ્ટણી પાસે નિરવશેષ કરવા બાદ વિશેષ જિજ્ઞાસા પૂર્તિઅર્થે વનસ્પતિ-જ્ઞાન સ્વ. વનસ્પતિશાસ્ત્રી શ્રી જયકૃષ્ણ ઇ. વ્યાસ પાસેથી મેળવી તેનો સદ્ઉપયોગ આદર્શ-નિઘંટુની રચનામાં કરેલ છે. અમારી સાથેનો તેમનો પરિચય ૧૯૨૨-૨૩ થી ૨૬ શ્રી. ઉ. પી. આયુર્વેદિક કોલેજ પાટણના અભ્યાસકાલનો, ત્યારે તેઓ શ્રી. અમૃતલાલભાઈ પાસે આવતા, તે સમયે આયુર્વેદ સબંધે તેમના વિચારો જણાવતા કહેલ કે આયુર્વેદમાં તમો સર્જનોને હાથે કાપકૂપ થશે અને તે પછી આયુર્વેદ સમૃદ્ધ અને ગૌરવાન્વિત પણ થશે. ત્યાં મિશ્ર-શિક્ષણ અપાતું જોઈ તેઓ આનંદિત થતા, પટ્ટણી સ્નાતકના પ્રથમ પદવીદાન સમારંભ વડોદરા કોલેજમા તા. ૨૭-૮-૨૬ના રોજ વડોદરા-દિવાન શ્રી. મનુભાઇ મહેતા કુલપતિના પ્રમુખપદે યોજાયેલ ત્યારે પણ કૉલેજભવનમા શ્રી. બાપાલાલ શાહ આનંદોત્સવ માણતા હોય તેવો અનુભવ કરતા હતા અને દરેક સ્નાતકને ભાવી રૂપરેખાનુ દર્શન પ્રચ્છા કરી આપતા હતા.

ઇ. સ. ૧૯૩૬ના આરંભે અમદાવાદમાં થયેલ નિ. ભા. વૈદ્ય સમ્મેલન અને પ્રાંતિક સમ્મેલન બન્નેમાં સક્રિય યોગદાન અર્પણ કરેલ; પ્રાંતિક વૈદ્ય સમ્મેલનના પ્રમુખ તરીકે બે નામ સૂચિત થયેલા. ૧. સ્વ અમૃતલાલ પ્રા. પટ્ટણી અને ૨. વૈદ્ય સુંદરલાલ ના. જોશી; તેમાં વૈદ સુંદરલાલ ધનરાશિ આપી શકે અને પ્રમુખ થઈ શકે, તે પ્રયાનો વૈદ્ય શ્રી. બાપાલાલ શાહ, વૈદ્ય શિવશંકર શુકલ વગેરેએ ઉગ્ર વિરોધ કરેલ. તેથી સ્વ વૈદ્ય પટ્ટણી પ્રમુખ તરીકે બહુમતીથી ચૂંટાયા, તે સમ્મેલનમા પટ્ટણીશ્રીના સર્વશિષ્યો વતી શ્રી. બાપાલાલ શાહે તેમને માનપત્ર અર્પણ કરેલ તે ગુરુ પ્રત્યેની સદ્ભાવનાનુ પ્રતીક છે.

અમદાવાદ સમ્મેલનમા તેમણે વૃદ્ધત્રયીની વનસ્પતિઓ નામે શબ્દકોષ રચાયી સમિતિને સાદર કરેલ-તેનું મૂલ્યાંકન થયુ અને તે પ્રકાશન વૈદ્યોને ઠીક માર્ગદર્શક હતું; વાચન-લેખન પ્રવૃત્તિ તેમને સદા પ્રિય છે, શરૂથી જ વૈદ્યકલ્પતરુ, આયુર્વેદ વિજ્ઞાન વગેરેમાં વનસ્પતિ સંબંધે વિમર્શાત્મક લેખો લખતા તથા વૈદ્ય-સમાજમાં પરિચય કેળવી ભ્રાતૃભાવના મૂર્ત કરવાનો તેમનો સ્વભાવ પ્રથમથી જ છે. સ્વ. વૈદ યાદવજી આચાર્ય, વૈદશ્રી હરિપ્રપન્નજી, વૈદશ્રી જટાશંકર ત્રિવેદી. તંત્રી-વૈદ્ય કલ્પતરુ, વૈદ્ય શાસ્ત્રી, દુર્ગાશંકર,

કેવલરામ, તંત્રી આયુર્વેદ-વિજ્ઞાન, વૈદશાસ્ત્રી નારાયણ શંકર દેવશંકર શાસ્ત્રી, વૈદશ્રી જુગતરામ (ઝંડુ ફાર્મસીના સ્થાપક) ડૉ. પોપટલાલ પ્રભુરામ વ્યાસ, વગેરે ગુરુજનોના સંપર્કથી તેમણે જ્ઞાન, યશ, વિદ્યા, ચારિત્ર્ય અને લોકાદર પ્રાપ્ત કરેલ છે. ભરૂચ જિલ્લામાં વ્યાયામ પ્રવૃત્તિ, સામાજિક સેવાના ભાવથી કરી અને સત્યાગ્રહમા પણ રાજકીય કારણે જોડાઈ સેવા કરી. આયુર્વેદના સર્વાંગી વિકાસ માટે ભરૂચ જિલ્લા સમ્મેલન સને ૧૯૩૮માં સ્વ. વૈદ રવિશંકર ત્રિવેદીના અધ્યક્ષપણે બોલાવી વૈદ્યોમાં જાગ્રતિ અને પ્રવૃત્તિનો યુગ શરૂ કર્યો.

આયુર્વેદ-શિક્ષા-દિક્ષા પ્રવૃત્તિનું કામ શ્રી. ઉ. પી. આયુર્વેદ મહાવિદ્યાલયમા પણ થોડો સમય કરી સેવા આપેલ, એ સેવાના પરિપાકરૂપે તેમનું જ્ઞાન-બલ પુષ્ટ થયું, એથી તાપી બ્રહ્મચર્યાશ્રમના સ્થાપક, કૈ. સ્વામી આત્માનંદ સરસ્વતીએ જ્યારે આયુર્વેદ મહાવિદ્યાલય-સૂરતમાં સ્થાપવાની પૂરી યોજના પકવ કરી, ત્યારે તેના સ્થાપન અને સંચાલનનુ કાર્ય શ્રી. બાપાલાલ શાહને સુપ્રત થયું. કૉલેજના અધ્યાપક આચાર્ય અને આતુરાલયના મુખ્ય વૈદ્ય તરીકે તેઓ નીમાયા ૧૯૪૭માં; આયુર્વેદ મહાવિદ્યાલય અને આતુરાલય સાથે ફાર્મસી ઉપરાંત ભિષગ્ભારતી માસિકનું કાર્ય તેઓ આજે સુચારૂરૂપે સંભાળી રહ્યા છે. મહાવિદ્યાલયે અને આતુરાલયે ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરી છે. તેનો યશ ઘણે અંશે શ્રી. બાપાલાલ શાહ અને તેમના સહકર્મચારીઓને આભારી છે; આયુર્વેદની વિશેષ સેવા કરવા પ્રભુ તેમને દીર્ઘ આયુષ્ય અર્પો; એ અભ્યર્થના.

શ્રી બાપાલાલ શાહમાં નમ્રતા સાથ નીડરતા, સત્યપ્રિયતા સાથે સ્પષ્ટવક્તાપણું, સૌજન્ય સાથે દક્ષતા છે; તેમનો ધીર-ગંભીર સ્વભાવ, શાંત-વાણી અને સૌજન્યભર્યો વર્તાવ-એ ગુણોથી તેઓ વિશાળ પ્રશંસક વર્ગ મેળવી શકેલ છે અને તે ગુણશ્રેણી તેમની ઉત્તરોત્તર ઉન્નતિ સાધે છે. સુશીલ અજાતશત્રુ શ્રી. બાપાલાલ શાહ ગુજરાતના ગૌરવરૂપ છે, પ્રશંસક-વર્ગ તેમનું અભિનંદન ગ્રંથ દ્વારા બહુમાન કરે છે તે યોગ્ય છે અને ભાવી પેઢી માટે માર્ગદર્શક છે.

આયુર્વેદના સેવાભાવી વિદ્વાનો તેમાં યોગદાન આપે છે તે એક હર્ષનો વિષય છે. ઇતિ. . .

# શ્રી. બાપાલાલભાઈ—એક સમન્વય

ઈશ્વર ભટ્ટ

વાણિજ્યના આ સ્નાતક ધંધે વેપારી છે પણ તેમની કલા અને સાહિત્યની સૂઝ અનુપમ છે. તત્ત્વજ્ઞાનમાં પણ તેમનો પ્રવેશ ઘણો ઊંડો છે.

શ્રી. બાપાલાલભાઈના સામાન્ય સહવાસમાંથી જે હકીકતે મારા ઉપર ખૂબ છાપ પાડી છે તે છે જીવન પ્રત્યેનું એમનું વલણ. તેમને જીવનમાં રસ છે, જીવનની સર્વ બાજુઓમાં રસ છે; એટલું જ નહિ સર્વ રસોને તેમણે વૈજ્ઞાનિક દૃષ્ટિથી પરિમાર્જિત કરવાનો પ્રયાસ કર્યો છે, અને એમ કરતાં તેઓ કોઈ એક પ્રવાહમાં મર્યાદિત થયા નથી. તેમનામાં શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિ પણ જોવા મળે છે, અને તેથી જ તેમનામાં પ્રાચીન અને અર્વાચીન જ્ઞાન, અને રુચિનો સુભગ સુમેળ દૃષ્ટિગોચર થાય છે

કલકત્તામાં કોલેજમાં અભ્યાસ કરતી વખતે યૌવનસુલભ કામશાસ્ત્ર જિજ્ઞાસાને અવળે માર્ગે ચઢી જતાં તેમના 'અભિનવ કામશાસ્ત્રે' અટકાવેલી—એ સ્પષ્ટ યાદ છે. શ્રી. બાપાલાલભાઈનો માનસિક પરિચય એ રીતે થયેલો, પણ ત્યારે એવો સ્વપ્નેય ખ્યાલ નહિ કે એમના નિકટ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થશે. પરિચયમાં આવ્યા પછી જો કે કામશાસ્ત્ર વિષે ચર્ચા કરવાનું બન્યું નથી, તો પણ જીવનનાં સર્વ અંગોમાં તેમને જે પ્રકારનો રસ છે, તેણે મારામાં તેમના પ્રત્યે અહોભાવને પ્રેર્યો છે, એ સત્ય છે.

આખરે માનવજીવનની સફળતા શામાં રહેલી છે? મને લાગે છે કે જીવનસંઘર્ષને પ્રશાંત રીતે સમજી એ સંઘર્ષમાં યુદ્ધ કરતાં કરતાં પણ જીવનથી ન થાકતાં તેને ભોગવવામાં તે રહેલી છે. શ્રી. બાપાલાલભાઈએ સંઘર્ષને ઝીલ્યો છે, થાક્યા નથી—એ તેમનામાં અદ્યપિ જીવંત રહેલી વૈજ્ઞાનિકતા બતાવે છે. તેઓ જીવનને ઉત્તમ રીતે ભોગવી પણ રહ્યા છે એ હકીકત તો તેમની પ્રસન્નતા બતાવી આપે છે. તેમના નિકટ પરિચયમાં આવેલું કોણ તે નહિ જાણતું હોય?

અને એ રીતે શ્રી. બાપાલાલભાઈ ઉત્તમ પ્રકારના આર્ય જીવનના પ્રતિનિધિ લાગે છે. જીવનથી તેઓ તટસ્થ રહી શકે છે, અને છતાં જીવનમાં એટલા જ ઓતપ્રોત છે. અર્વાચીન ઝાકઝમાળથી અંજાયા વગર પ્રાચીન શાસ્ત્રોમાં રહેલા સત્યને તેઓ તેમના શુદ્ધ સ્વરૂપમાં પારખી શક્યા છે, પરંતુ એ સત્યોનું સંશોધન કરી આધુનિક પ્રજાજીવન ઉપર તેની યથાશક્તિ અસર ઉત્પન્ન કરવા તેમણે ખૂબ પ્રયત્ન કર્યો છે. વળી એમ કરતાં તેમણે અર્વાચીન જીવનદૃષ્ટિને અપનાવી છે. અને એ રીતે તેઓએ કેવળ વ્યક્તિજીવન ઉપર જ નહિ પણ સમગ્ર—સમાજજીવન ઉપર પણ પોતાની અસર મૂકી છે. આ હકીકત જ તેમને એક વ્યક્તિવિશેષ બનાવે છે.

તેમણે જે વ્યવસાય સ્વીકાર્યો તે પણ આવા જીવનમૂલ્યને અનુરૂપ છે. ગુરુપદ એકમાંથી અનેકને પ્રેરણા આપે છે. શ્રી. બાપાલાલભાઈના જીવનમાંથી અનેક વિદ્યાર્થીઓને સાચી પ્રેરણા મળી હશે એમ

માનવામાં હરકત નથી. અને એ રીતે પણ એમણે એક વિશેષ કાર્ય કર્યું છે.

તેમના પ્રશંસકો તેમના જીવનના આ પર્વકાળને ઊજવે એ સર્વથા યોગ્ય છે. આ પ્રસંગે હું પણ નમ્ર અંજલિ પાઠવતાં હર્ષ અનુભવું છું, અને શ્રી. બાપાલાલભાઈને વંદન અને અભિનંદન પાઠવું છું.

તેઓ લાંબુ આયુષ્ય અને તંદુરસ્તી ભોગવી તેમનો અભ્યાસ ચાલુ રાખી જીવનને સમૃદ્ધ કરે, અને એ રીતે ભારતની જ્ઞાનજ્યોતિ પણ એકમાંથી અનેક બની સદાકાળ જીવતી, જીવનના અનેક ગૂઢ પ્રદેશો પ્રકાશમાન કરતી રહો એ જ પ્રાર્થના.

---

## માથાનો દરદી

એક માથાનો દરદી આયુર્વેદ પાસે આવે છે. હજારો રૂપિયા ખર્ચ્યા પછી હતાશ થઈને આવે છે. ઉત્તમમાં ઉત્તમ ગણાતા ચિકિત્સકોના અભિપ્રાયો, એક્ષ-રે ફોટાઓ, લોહીના રિપોર્ટ વગેરેનો થોકડો લઈને આવે છે. જ્યાં જ્યાં વેદના ત્યાં ત્યાં વાયુ એ આયુર્વેદનું નાનકડું સૂત્ર છે. એટલે વાતની ચિકિત્સા કરે છે. સાથે પિત્ત પણ કુપિત થયેલું હોય છે. એટલે વાત પિત્તની એ ચિકિત્સા આપે છે. વાયુમાં ઉષ્ણ તીક્ષ્ણ સ્નિગ્ધ ઔષધોની જરૂર; પિત્તમાં વિરેચન; વાયુમાં તેલની બસ્તિઓ અને નાક એ માથાનું દ્વાર કહેવાય એટલે માથાના રોગોમાં દવા નાકમાં મૂકવાની હોય છે. એને નસ્ય વિધિ કહે છે. વૈદ્ય ગાયના ઘીમાં સૌમ્ય દવાઓ નાખી ઘી પકાવે છે અને નાકમાં નાંખે છે. અને અનેક મહિનાઓથી વ્યથિત થયેલ દરદી અદ્‌ભુત શાંતિ અનુભવે છે. આવો એક દરદી જ્યારે અમે નાસિક જેલમાં હતા ત્યારે આયુર્વેદનું શરણું લઈ રોગમુક્ત બન્યો હતો.

# વૈદ્ય કે સ્નેહી !

રતિલાલ તન્ના

શારદાપ્રસાદ વર્મા તરીકે ઘણાં પુસ્તકોના આ લેખક પત્રકાર જગતમાં પણ જાણીતા છે. તેમનાં બાલોપયોગી કેટલાંક પુસ્તકોની સારી કદર થવા પામેલી છે. યુગાન્તર કાર્યાલય નામની તેમની પ્રકાશન સંસ્થાએ ઘણું ઉપયોગી સાહિત્ય બહાર આણ્યું છે.

કેટલાંક વર્ષો પહેલાં સુરતના પત્રકારિત્વમાં ભાત પાડતું 'ગુજરાત' નામે સવારનું દૈનિક પ્રગટ થતું હતું. તે પત્રના ઉત્સાહી તંત્રી અને માલિકે ખાસ અંકો આપવા વિચાર્યું અને આ અંકોનું સંપાદન-કાર્ય મને સોંપ્યું.

આ અંકો સર્વાંગ સુંદર થાય એ માટે વિવિધ પ્રકારની સાહિત્ય સામગ્રી લેવામાં આવે એવો નિર્ણય થયો હતો. અનેક જાણીતા વૈદ્ય-લેખકો તો હતા પરંતુ વૈદક સંબંધે પ્રાસાદિક શૈલીમાં રમણીય રીતે રજૂઆત તો શ્રી. બાપાલાલભાઈ જ કરી શકે. અમે એવો એકાદ લેખ આપવા એમને વિનંતી કરી અને નકામા ખોટા આગ્રહ કે લાંબા વાયદા વિના ઉત્તરમાં એક સરસ લેખ મળ્યો. આ મારો એમની સાથેનો પહેલો પરંતુ પત્ર-પરિચય.

આ પછી ભરૂચ જવાનું થાય તો એમની વૈદ્ય તરીકે સલાહ લેવા કોઈએ સૂચવ્યું. અને એક દિવસ થોડા કલાક મારે એ બાજુ જવાનું થતાં એમના બંધ દવાખાના અને નામના પાટીઆનો પરિચય લઈ આવેલો.

સદ્‌ગત સ્વામીશ્રી આત્માનંદ સરસ્વતી, જેમની કઠોર તપસ્યાના પરિણામે સુરતને અનેક સુફલ પ્રાપ્ત થયાં છે તેમાંનું એક તે આયુર્વેદ મહાવિદ્યાલય. તેના આચાર્યપદે શ્રી. બાપાલાલભાઈની નિમણુક થઈ અને ગોપીપુરામાં રહેવા આવ્યા. આમ છતાં અમારો પરિચય ત્યારે હતો ત્યાં ને ત્યાં જ રહ્યો.

કદાચ વધુ ઘનિષ્ઠ સંબંધ માટે આ પૂર્વભૂમિકા રચાતી નહીં હોય !

પરંતુ ૧૯૪૭ માં જન્મ જન્માંતરના કોઈ પુણ્યના પરિપાક રૂપ હોય એવી એ પળ જીવનમાં ફરી આવી–ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે શ્રી. અરવિંદના દર્શનનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. 'આશ્રમમાં શ્રી. અંબુભાઈ પુરાણીનો પરિચય વધ્યો ને ગુજરાત આવવા વિષે એમની સાથે વાત થઈ. બે બે તપ વીતવાં આવ્યાં (બાર વર્ષનું એક તપ ગણાય એ રીતે) એક વાર ગુજરાત આવો. એક પ્રણાલી છે તે એ કે એક તપ વીત્યે જન્મભોમ જઈ આવવું ! અંબુભાઈ હસ્યા. 'કદાચ આવવાનું ગોઠવાશે.' મેં તક લીધી, 'સુરત આ કાર્યક્રમમાં આવે જ.'

આ પછી સર્વધર્મ પરિષદમાં શ્રી. અરવિંદના દર્શનની રજૂઆત કરવા માટે એમને આમંત્રણ મળ્યું. સુરતમાં કંઈ અંગત કામ નીકળ્યું. એ વર્ષના એપ્રિલમાં પુરાણી ત્રેવીસ વર્ષ પછી ગુજરાત આવ્યા. આ અંગે એમની સાથે થોડો પત્રવ્યવહાર થએલો. એમણે મને સ્ટેશન પર ખાસ મળવા લખેલું.

શ્રી. અંબુભાઈ પધાર્યા. એમના સ્વાગતે સુરત સ્ટેશને ઠીક ઠીક માણસો ગયેલા. પરંતુ ત્યાં

સુરતના સ્ટેશનના ઉપલા વર્ગના પ્લેટફોર્મ પરથી આવતાં ઠીક ઠીક પ્રમાણમાં પગથિયાં ઊતરવા પડતાં. તે પગથિયાં ધીરે ધીરે ઊતરતાં, સૌથી જુદા પડીને જે માટે મને સ્ટેશને બોલાવ્યો હતો તે વાત કરી લીધી અને અમે સૌ છૂટા પડ્યા.

પરંતુ ઘેર પહોંચ્યા ને બહુ સમય વીત્યો ન હોય, તેવામાં એક મોટર આવીને બારણામાં ઊભી રહી. શ્રી. અંબુભાઈ વિઠ્ઠલનાથજીના મંદિરે જઈ, સામાન ઇત્યાદિની યોગ્ય વ્યવસ્થા કરી લઈ, એ જ મોટરમાં, જરાય આરામ કે આશાએસ લીધા વિના નીકળી પડ્યા હતા, ઉતારેથી પહેલાં શ્રી. બાપાલાલભાઈને ઘેર ગયા ને ત્યાંથી સીધા મારે સાં......

આ પછી જે કામગીરી શ્રી. પુરાણીજીએ મને સોંપી હતી તે–ત્યારે જાહેરસભા વગેરે રાખવાની ઇચ્છા ન હતી પરંતુ થોડા અંગત સ્નેહીઓ, સંસ્કારવ ચ્છુઓ શ્રી. અરવિંદ દર્શનના પ્રેમીઓને મળવાનું કોઈ ખાનગી સ્થળે રાખવું–તે કાર્યક્રમ મારે ત્યાં રાખવાને બદલે શ્રી. બાપાલાલભાઈને ત્યાં, એમના મોટા હોલમાં યોજાયો.

આ અમારો પહેલો પ્રત્યક્ષ પરિચય.

આ પછી એક વાર પોંડીચેરીથી આવીને બેચાર દિવસ થયા નહિ હોય, હજી અમે બરાબર ઠામે પડ્યાં ન હતાં, મારી હંમેશની નાજુક શરીરની સ્થિતિ આ લાંબી મુસાફરી પછી બહુ સ્વસ્થ ન હતી ત્યાં સવારના શ્રી. બાપાલાલભાઈ આવી ચડયા. આયુર્વેદ મહાવિદ્યાલયના કંઈ કામ અંગે નજીકમાં, સ્વ. શ્રી. કનૈયાલાલ દેસાઈને ત્યાં વહેલા સવારે એ આવ્યા હશે, જતા આવતા મકાન ખુલ્લું જોયું ને એમણે સહજ મારી ખબર પૂછી. મને એ જાણ કરવામાં આવી પરંતુ આવી તબિયતે દાદર ઊતરીને એમને મળવા જઉં તે એમને પસંદ ન આવ્યું હોય એમ પહેલાં એ તરત ઉપર આવી રહ્યા.

આ અરસામાં મારી શારીરિક સ્થિતિ-વિષે કંઈ ખ્યાન-મળી ગયું હશે એવી રીતે એમણે ખગરઅંતર પછી અને સ્વાભાવિક રીતે નાડ જોઈ. સામાન્ય સ્નેહીની પેઠે વાતો ચાલતી હતી એવામાં કોઈએ વળી મને બરાબર તપાસીને દવા આપવા એમને સૂઝ્યું. ખરેખર નાજુક પરિસ્થિતિ ઊભી થતી હતી. મળવા આવેલ વૈદ્ય–દાક્તર આમ તપાસવા તૈયાર થાય? જેને ઠીક ન હોય તે એ માટે ઇચ્છા હોય કે ન હોય પણ હા, ના કહી શકે? ગેરસમજ માટે અવકાશ ના રહે?

પરંતુ જ્યાં સૌજન્ય હોય, સહૃદયતા અને સહાનુભૂતિ હોય, સ્નેહ હોય ત્યાં એવી સ્થિતિ કાંઈ જુદો જ વળાંક લે છે અને ઘણાખરાય આવરણો ખસી જાય છે. વૈદ્ય, વકીલ, દાક્તર તેને ત્યાં દર્દી જાય નહીં, તેને તે માટે બોલાવે નહીં ત્યાં સુધી એને વિષે, એને માટે, કહે છે કે તે શું કરી શકે? શામળભટ્ટના ટેકરી તળેના સિંહાસન જેવું આ હશે? અને દર્દ મટે છે તે દવાથી, દાક્તરથી, તેના વૈદ્યકીય જ્ઞાન, ચિકિત્સા, નિદાનથી કે તેનામાં રહેલું કોઈ ગૂઢ તત્ત્વ પણ કામ કરતું હોય છે?

આ પ્રસંગ પછી એમની અનેકવાર મુલાકાત થઈ. એમની દવા લીધી. પરંતુ મને ત્યારે લાગ્યું હતું. કે એ વૈદ્ય છે કે સ્નેહી!

આ, આવો નાનો શો પ્રસંગ આલેખવાનો? પરંતુ માનવીનો સ્વભાવ એવા જ કોઈ પ્રસંગે સાચી રીતે વ્યક્ત થાય છે ને? જાહેરમાં, જ્યાં તેનાં કાર્યની નોંધ લેવાઈ રહી હોય ત્યાં તો તે સંભાળી લે છે, પરંતુ સદા સર્વદા માનવીનાં અંતરનું વલણ કેવા પ્રકારનું હોય છે તે તો અજ્ઞાત રીતે થતી ક્રિયા દર્શાવે છે, ને માનવીની મહત્તાનું સાચું માપ એવા કોઈ અજ્ઞાત પ્રસંગથી જાણી શકાય છે ને? અલ્પ લાગતું કોઈ એક કાર્ય કેવા પ્રત્યાઘાત ઉત્પન્ન કરે છે? એક નાનોશો શબ્દ, જિંદગીમાં આમૂલ પરિવર્તન નથી આણતો? એકાદ નાનું ટીપું, ચૂર્ણની નાની ચપટી કેવાં પરિણામ આણે છે?

અને એમ એક બીજું નાનું સ્મરણ અંતમાં નોંધી લઉં. શ્રી. અરવિંદ મંડળની પહેલવહેલી સ્થાપના કરવા પ્રયત્ન થયો ત્યારે શ્રી બાપાલાલભાઈ અગ્રેસર હતા. ભૂલતો ન હોઉં તો તે ટાણે એમણે મારે ત્યાં મંગલપ્રવચન કરેલું અને કાર્યની રૂપરેખા પણ ત્યારે નિશ્ચિત થયેલી, જે આજના જેવી જ લગભગ હતી.

# "અતિથિવત્સલ બાપાજી"

ડૉ. સરલાદેવી ધ્રુવ
બી. એસ. સી.; બી. એ. એમ. એસ.

ગુજરાત યુનિવર્સિટીના આ દ્વિવિધ સ્નાતિકા બહેને અમારી સંસ્થામા પ્રવેશ કર્યો ત્યારની તેમની માનસ પરિસ્થિતિનુ તેઓ અત્રે નિરૂપણ કરે છે.

બાપાજીનો ષષ્ટિપૂર્તિ સમારંભ યોજાઈ રહ્યો છે એટલી ખબર તો મને હતી. ગુરુ ધનનો ફંડફાળો મેં ય યથાશક્તિ ઉત્સાહભેર ક્યારનોય મોકલી દીધો. 'તો પણ, કશુંપિકર્યું' જ્યારે મેં જાણ્યું કે બાપાજીની ગૌરવગાથાઓને ગ્રંથસ્થ કરવાની છે અને એવી એકાદ ગાથા હું પણ ગાઉં એવું જ્યારે મને કોઈએ સુચવ્યું ત્યારે બાપાજી પ્રત્યેના ભાવોદ્રેકનો ઉમળકો અને શબ્દચિત્ર આલેખવાની મારી અણઆવડત એ બંનેએ મારા અંતઃકરણમાં જાણે કે દ્વંદ્વ જગાવ્યું. અંતરમાં કંઈ કંઈ ઉછળવા લાગ્યુ; પણ કાગળ ઉપર કશુ ય ઊતરી શક્યું નહીં. હું નહિ કવિ, નહિ વિદ્વાન, નહિ ફિલસૂફ, નહિ વિવેચક–કંઈ કહેતાં કંઈ જ નહિ; લખવું શી રીતે! આદ્ય શંકરાચાર્યના શિષ્ય ત્રોટકમાં ગુરુપ્રેમના પ્રભાવથી કવિત્વ સ્ફુર્યું હતું તેમ મને પણ લખવાનું બળ જાગ્યું છે અને બાપાજીના ક્ષરદેહમાંની વિવિધ અક્ષરભાવનાઓમાંથી એકાદને અહીં અક્ષરબદ્ધ કરી રહી છું.

બાપાજીનું કે મારું જાગ્રત મન ભલે એકબીજાંને આ કામે પ્રસ્ફુરિત કરતાં દેખાતાં ન હોય પણ એમનામાં સતત ભર્યા રહેતા વાત્સલ્ય ભાવનાં સંસ્કાર ઝીલે ધરાવતું તેમનું આંતરમન મારા આંતરમન દ્વારા મને લખવા બળ આપી રહ્યું છે. આવી પ્રબળ વત્સલતા–વાળા એવા બાપાજીને નવાજવા માટે યોગ્ય અર્થનું વહન કરે તેવા શબ્દો મેળવવા મારા માટે મુશ્કેલ છે.

જેવા જન્મદાતા તેવા જ વિદ્યાદાત આચાર્ય પણ શિષ્યના પિતા ગણાય છે. શિષ્યને પુત્રતુલ્ય ગણેલ હોઈ શિષ્યનું શિષ્યપણું પણ પુત્રના પુત્રપણા જેવું જ હોવું જોઈએ. જીવતા માબાપનું વચન ન ઉથાપવું એ પુત્રપણાનું એક લક્ષણ છે. વિદ્યાભ્યાસના સમયમાં એ લક્ષણની મર્યાદા ન તોડીને શિષ્યપણું મેં સાચવ્યું છે. એમના અંતઃકરણને વિશેષ તૃપ્તિ આપવા આ એક નમ્ર પ્રયાસ છે.

મનુષ્ય માત્રની ભાવના કેવી બળુકી છે કે કેવી કમજોર છે તેનું માપ એકતરફી રીતે નક્કી કરી શકાતું નથી. એકના મનની ભાવના બીજા લાગતાવળગતાના મનને અસર કરે છે, મનોમન સાક્ષી બને છે. શિષ્યના મનમાં ગુરુ પ્રત્યેનો આદરભાવ ગુરુના દિલમાં રહેલા શિષ્ય પ્રત્યેના નિરપેક્ષ વત્સલભાવથી વવાય છે અને ઊછરે છે. શિષ્યના અંતરમા અંકુરિત થઈ ઉછરતો જતો એ ગુરુ પ્રત્યેનો આદરભાવ ગુરુહૃદયમાં ભરેલી વત્સલતાને દૃઢમૂળ, પલ્લવિત, પુષ્પિત અને ફલિત પણ કરે છે. આમ, બાપાજીનું વાત્સલ્ય સ્વભાવથી અને નિરપેક્ષપણે વહેતુ હોવા છતાં જુદી જુદી વ્યક્તિઓને તે ઓછાવત્તા પ્રમાણવાળું દેખાય તો તેનું કારણ શું હોઈ શકે તે હવે સમજાશે.

આ વાત્સલ્ય બાપાજીમાં એવું સ્વભાવગત થઈ રહેલું છે કે જેને લીધે પોતાના મોભાનું અભિમાન એમને કદી આડે આવ્યું નથી અને રસ્તે લાંબો પંથ

કાપતાં જોઈને અમને પોતાની 'કાર'માં તરત લઈ લીધાં છે. વળી શિક્ષા કરવામાં પણ એને લીધે જ એ કદી કડક થઈ શક્યા નથી. એમનો ઉગ્રતમ વાણીવ્યાપાર પણ અમને મૃદુ જ લાગ્યો છે. કેટલી સહજ વત્સલતા ! ! ! 'બાપાજી' જેવું માન અને લાડથી ભરેલું નામ વિદ્યાર્થી આલમમાંથી તેમને જે મળ્યું છે તેના મૂળમાં મને તો તેમની આ વત્સલતા જ લાગે છે.

જમણુ જેમ સુરતનું અને મરણુ કાશીનું અજોડ ગણાય છે તેમ આતિથ્ય સૌરાષ્ટ્રનું સુવિખ્યાત છે સૌરાષ્ટ્ર મારી જન્મભૂમિ છે. આતિથ્યની ભાવના તથા તેનો પ્રત્યક્ષ થતો અમલ ઉત્તમ, મધ્યમ કે અધમમાંથી કયા પ્રકારનો છે તે પારખવાની શક્તિ અમારી જન્મસિદ્ધ કહો કે વારસાગત કહો તેવી હોય, એ શક્તિના આધારે મને લાગ્યું છે કે આતિથ્ય તો બાપાજીનું કાઠિયાવાડના આતિથ્યથી તલપૂર પણ ઉતરતું નહિ.

સૌરાષ્ટ્ર અને સુરત વચ્ચે કેટલું અંતર છે એ તો સહુ જાણે, માઈલોનું અંતર તો ખરું જ. ભાષાનું, ભાવનાનું, રીતભાતનું, સ્વભાવનું વગેરે અનેક તરેહનું અંતર છે. એમાં મારે સુરત જવું પડયું. સાવ અજાણ્યો પ્રદેશ, અજાણ્યા માણસ અંતર મુઝાય પણ સહભાગ્યે એમના પરિચિત અમારા એક સંબંધીની બાપાજી પર ઓળખચિઠ્ઠી મને મળેલી મારે જવાનું તો ત્યાં ભણવા માટે હતું અને ચિઠ્ઠી પણ એટલા પૂરતી જ હોય ને ! કોલેજમાં પ્રવેશ મારે જે ધારાધોરણ હશે એમ તો એ પ્રમાણે થયું. પ્રવેશ અંગે જે હાલાકી વેઠવાની આવી ઉપરાત તે દિવસોમાં રહેવાની જગ્યાની એક ઓર મુશ્કેલી હતી. એ વખતે બાપાજીએ મને એમની અતિથિ બનાવી તેથી જાણે હુ મારા પોતાના ઘરમાં જ હોઉં એવી સ્વસ્થપણે રહી શકી. કોઈ એમ માને કે એ તો ઓળખચિઠ્ઠી આપનાર સાથેના એમના સંબધને લીધે ગણાય. સંબંધીઓ વચ્ચેના અરસપરસના વ્યવહારની એ તો રીત છે. એમાં કંઈ આતિથ્યભાવના પ્રગટ થતી નથી, આવું કોઈ માને તો તે મને મંજર નથી. અતિથિ તરીકે જમવા બેસાડીને તૃપ્તિ પર્યંત જમતાં પણ આપણને શરમ આવે એવું કૃપણ રીતે પીરસનારનેય મને અનુભવ છે. એટલે બાપાજીનું આતિથ્ય ગીતામાં કહ્યું છે તેવું "કાર્પણ્યદોષોપહત સ્વભાવ" ન હતું. પરંતુ, છલકતા ઔદાર્યવાળા સ્વભાવમાંથી પ્રગટ થતું હોય તેવું હતું.

ભારતીય સંસ્કૃતિ મનુષ્યને શીખવે છે કે, "અતિથિ દેવોભવ" એટલે કે, અતિથિ પ્રત્યે દેવભાવના રાખનાર થા હું તો એમને ત્યાં વિદ્યાર્થિની થઈને ગઈ હતી. છતાં, મારા પ્રત્યે અતિથિભાવથી તેઓ વર્તતા હતા. દિવસોના દિવસો સુધી એમાં કોઈ પણ પ્રકારનો મનોવિકાર આવ્યા વિના જ તેમણે અતિથિભાવના ઝળહળતી રાખી હતી. આ એક જ વાર નહિ પણ મારા સુરત નિવાસ દરમિયાન જ્યારે પણ હું તેમને ત્યાં જાઉં ત્યારે જમાડ્યા વિના મને જવા દે જ નહિ. છેવટે, નાસ્તામાંથી તો ન જ જાય.

અને એવું નહિ કે આ ઉદાત્ત ભાવના એમના એકલામાં જ હતી. ચંદ્રની ચાંદની જેમ આસપાસના અન્ય પદાર્થોને પણ પ્રકાશમય બનાવે છે તેમ તેમની આ ભાવનાના સંસ્કારથી તેમના ઘરનાં સર્વ સભ્યો સંસ્કાર પામેલાં છે. આવનારનો આતિથ્યસત્કાર કરવા જતાં એમનું મન કદિ મલિન બનતું જોયું નથી. મારા પોતાના જ થયેલા આતિથ્યથી આ ગુણગાન કરવાનું સૂઝયું છે એવું નથી. મેં જેમને જેમને તેમને ત્યાં અતિથિ બનતાં જોયાં છે તે બધાં પ્રત્યે ભેદભાવ રાખ્યા વિના જ અતિથિસત્કાર કરતાં તેમને અનુભવ્યા છે.

સાચો અતિથિસત્કાર એ સાચા ગૃહસ્થનું મુખ્ય લક્ષણ છે. એટલે બાપાજી એ રીતે એક સાચા ગૃહસ્થ છે એમ હું સમજું છું. ગુજરાતમાં બીજે આવાં આતિથ્ય નહિ થતાં હોય એમ મારે કહેવાનું નથી. ગુજરાતના જુદા જુદા ખૂણાના જે કેટલાક ગુજરાતી જનોનો સંપર્ક મને થયો છે તેમના સ્વભાવના અનુભવમાંથી મને એવું લાગ્યું છે કે સૌરાષ્ટ્રના જગજાહેર આતિથ્ય સામે કોઈને પ્રભાવિત કરે તેવું આતિથ્ય ગુજરાતમાં મને જોવા મળ્યું હોય તો તે બાપાજીને ત્યાં.

વત્સલગુરુઓ બીજે નહિ હોય એમ નહિ; સ્વધર્મનિષ્ઠ–અતિથિપ્રિય ગૃહસ્થો ય બીજે નહિ હોય એવું નહિ. છતાં, એ બન્ને ગુણોનો એક જ વ્યકિત–બાપાજીમાં જે સુમેળ થયો છે તે જવલ્લે જ બીજે જોવા મળે. કોઈ વ્યકિતનાં ગુણગાન કરવાનાં એટલા માટે હોય છે કે તેવા ગુણોને બીજાઓ પોતામાં ઉતારી શકે. બીજા ગુરુઓ અને ગૃહસ્થો બાપાજીમાં છે તેવા વિદ્યાર્થી પ્રત્યેનાં વાત્સલ્ય અને અતિથિ પ્રત્યેની આદરભાવના જો આ ગૌરવગાથા વાંચ્યા પછી અપનાવવા તત્પર બનશે તો મારો આ પ્રયાસ સફળ થયો માનીશ.

અક્ષરોથી ઘડવાના બાપાજીના આ ચિત્રમાં આટલા મારા અક્ષરો ક્યાંક યોગ્ય સ્થળે મૂકીને એકાદ રેખા દોરાશે તો ગુરુઋણમાંથી કંઈક મુકત થયાનો મને સંતોષ મળશે.

બાપાજીનો પ્રસ્તુત અક્ષરદેહ તેમના ક્ષરદેહને જીવનબળ આપે એવી ઇચ્છા સાથે અહીં વિરમીશ.

---

## સંશોધનનું મહત્ત્વ

સ્વ. જયકૃષ્ણભાઈએ ઘોડાકૂનનાં મૂળિયાં વાપરીને તે પ્લેગમાં ઉપયોગી છે એમ બહાર પાડયું. સ્વ. પં. ગોપાલાચાર્યએ પ્લેગમા *"હૈમાદિ પાનકમ" અને "શતધૌત ઘૃત"નો ઉપયોગ સફળતાપૂર્વક કર્યો* હતો. સ્વ. ઝંડુ ભટ્ટજીએ પોતાના અનુભવોમાંથી જ આરોગ્યવર્ધની, ચ્યવનપ્રાશ, સંશમની વગેરે દવાઓને બહાર આણી. સ્વ. **નાનાભટ્ટ બાપા** ઢઢાવાળાએ પોતાના અનુભવોમાંથી હરડેને પ્રતિષ્ઠા અર્પી. સ્વ. **બાવાભાઈ અચલજીનું** કાર્ય અતિ મહત્વનું છે. અગસ્ત્ય હરીતકી અવલેહ એક વૈદ્ય ભાઈએ ક્ષયમાં વાપરી જોયો છે પોતાનો ક્ષય રોગ સારો થયો છે એમ પ્રસિદ્ધ કર્યું છે. પરંતુ શ્વાસકાસ ક્ષયમાં આપણે એનો વ્યાપક ઉપયોગ કરીને એને પ્રતિષ્ઠિત બનાવવું જોઈએ. આવુ તો ઘણું ય છે. વૈદ્યોએ પોતાના અનુભવમાં જે સારી દવા લાગે તે વૈદ્યક માસિકમાં છપાવવી જોઈએ આમ જ અનુભવ ભંડોળ ભેગો થાય અને એમાંથી જ વિજ્ઞાન થાય. શાસ્ત્રનાં પુસ્તકો અને પરંપરા બંનેનો આપણે ઉપયોગ કરવો જોઈએ. આપણાં ઔષધો, આહાર વગેરે ઉપર અનુભવો લેવાની જરૂર છે. જે ઔષધો ઉપયોગી જણાય તે જ પ્રચારમાં લાવવાં જોઈએ, બાકીનાને કાઢી નાખવા જોઈએ.

હમણાં થોડા વખત ઉપર જે ઇન્ફલ્યુએન્ઝા થયો હતો તેમાં ત્રિભુવનકીર્તિ અને બીજી દવાઓ ઠીક ઠીક વપરાઈ ને ઇન્ફલ્યુએન્ઝામાં ઉપયોગી ઠરી અર્થાત્ વ્યકિતઓ ધારે તો તે ઘણું સંશોધન કરી શકે એમ છે. મોટી ઇસ્પિતાલોના સંશોધન કાર્યો કરતાં વૈયકિતક–**individualistic approach**–કાર્ય વધુ ઉપયોગી, અમને તો લાગે છે.

# પૂજ્યશ્રી બાપાલાલભાઈને–

વૈદ્ય ત્ર્યંબકલાલ દ. જોષી

ગડકાવાળા વૈદ્યરાજ પ્રભાશંકરભાઈના શિષ્ય, આ પદવી સ્નાતકે શુદ્ધ–મિશ્રના મનોમંથનમાં પોતાના શરીરમનમાં ભારે ક્ષોભ થતો દેખાય છે. શુદ્ધ વૈદકીય બોર્ડના તેઓ સભ્ય હતા અને હવે મિશ્ર ફેકલ્ટીના પણ સભ્ય છે.

છેક ૧૯૩૪–૩૫ની વાત છે, જ્યારે હું પાટણની આયુર્વેદિક કૉલેજમાં ભણતો હતો ત્યારે મુ. શ્રી. બાપાલાલભાઈ વનસ્પતિશાસ્ત્રના વ્યાખ્યાનો આપવા આવતા. તે વખતના તેમનાં વ્યાખ્યાનોના કારણે જ હું મારો અભ્યાસ ચાલુ રાખી શક્યો એમ કહું તો અતિશયોક્તિ નથી કારણ કે હાઇસ્કૂલમાંથી આવતા મારા જેવા વિદ્યાર્થીઓને આયુર્વેદના વિષયો ઘણાજ શુષ્ક–નિરસ લાગતા. કૉલેજમાં રહેવું કે જતા રહેવું એ ભાંજઘડ મને હું છેક ત્રીજા વર્ષમાં આવ્યો ત્યાં સુધી સતાવતી હતી; પરંતુ શ્રી બાપાલાલભાઈની સૌમ્ય શાંત મુખમુદ્રા અને પ્રાણવાન વાણીએ મારા વિચારોમાં પરિવર્તન આણ્યું. ત્યાર પછી એમનું સ્મરણ મને સતત રહ્યું. ૧૯૪૨માં શુકલતીર્થ જતાં ફરી એમને ભરૂચમાં મળવાનો મને પ્રસંગ મળ્યો. ત્યારે પણ તેમની સતત અભ્યાસમય મનોવૃત્તિ, નિર્મળ સ્ફટિક જેવું હૃદય અને પ્રેમ ભરપૂર આંખોએ મને ખીન્ને આંચકો આપ્યો આવા વિદ્વાન પુરુષ ધંધામાં બરાબર સ્થિર થયા હોવા છતાં પણ અભ્યાસમાં આટલા રત છે જ્યારે મારા જેવો તેમનાથી ઉંમરમાં ઘણો નાનો માણસ અભ્યાસ તરફ ઉપેક્ષા રાખે તેની મને શરમ થઈ. ત્યારપછી ૧૯૪૬માં હું જ્યારે ભરૂચમાં સ્થિર થયો ત્યારે તેઓશ્રી સૂરત કૉલેજના આચાર્યપદે હતા અમારે વારંવાર મળવાનું થતું. એમની દિનચર્યા–સવારના ૪ વાગે ઊઠવું, ચારથી સાત અભ્યાસ કરવો, લેખનકાર્ય વગેરે કરવું. જ્ઞાતિએ વણિક પરંતુ વર્તને બ્રાહ્મણ સમા શ્રી. બાપાલાલભાઈ મારી પ્રેરણામૂર્તિ બન્યા. સભાસંમેલનોમાં પણ હું જતો–આવતો. તેવે દરેક પ્રસંગે તેમણે મને પ્રોત્સાહન આપ્યું છે; આગળ ધકેલ્યો છે. ૧૯૪૮માં ગુ. ક. કા. વૈદ્યસંમેલને એક અભ્યાસક્રમ સમિતિ રચી તેમાં મને સ્થાન મળ્યું તે તેમના જ કારણે. આયુર્વેદની જાહેર પ્રવૃત્તિમાં મારો આ પહેલો જ પ્રવેશ. ત્યારપછી પણ તેમની પ્રેરણા અને માર્ગદર્શન મને અધિકાધિક મળતાં રહ્યાં અને હું આયુર્વેદના અભ્યાસમાં લાગવા માંડયો.

આજની મારી કારકિર્દીના પાયામાં પૂજ્ય બાપાલાલભાઈનું જે પ્રાણસિંચન પડયું છે તે હું કદી વિસરી શકું નહિ. અથાક પરિશ્રમે તેમણે બહાર પાડેલ આયુર્વેદનું વિવિધલક્ષી અનુપમ સાહિત્ય આજે એટલું પ્રચારમાં છે જેનાથી તેમનો યથાર્થ પરિચય સમાજને પ્રત્યક્ષ છે. આયુર્વેદના ક્ષેત્રમાં અભ્યાસી મનોવૃત્તિવાળી જે ગણીગાંઠી વ્યક્તિઓ ઉપસ્થિત છે તેમાં પૂજ્ય શ્રી. બાપાલાલભાઈનું સ્થાન મોખરે છે

મારા જીવનના આ પાસાને ઘડવા માટે તેમનો ઋણ સ્વીકાર કરતાં હું ગદ્‌ગદ્ થઉં છું. પરમાત્મા તેમનો યશ દિગંતમાં પ્રસારો–તેમને નીરોગી દીર્ઘાયુ બક્ષો એવી પ્રાર્થના કરું છું.

---

# સંસ્મરણો

યશવંત રામચંદ્ર પંડિત
શ્રી. શેઠ ઉજમશી પીતામ્બરદાસ
આયુર્વેદિક રિસર્ચ યુનિટ,
મેડિકલ કૉલેજ, વડોદરા.

પદ્દણી સંસ્થાના અવશેષસમા રિસર્ચ યુનિટમાં અમારા આ સ્નાતક શરૂઆતથી જ સંશોધન કરતા આવ્યા છે. વૈજ્ઞાનિકને છાજે તેવી તટસ્થ એકાગ્રતાથી તેઓ પોતાનું કાર્ય કર્યે જાય છે.

વૈદ્યરાજ શ્રી. બાપાલાલભાઈ સાથેનો મારો પરિચય ઘણો જનો છે. વિશેષતઃ છેલ્લાં દશ વર્ષ મારું કાર્યક્ષેત્ર ઉજમશી પીતામ્બરદાસ આયુર્વેદિક રિસર્ચ યુનિટ, વડોદરા રહેલું છે; અને આ યુનિટમાં આરંભથી જ વૈદ્યરાજ શ્રી. બાપાલાલભાઈ સલાહકાર સભ્ય તરીકે નિમાએલા હોવાથી મારે ઘણી વખત તેમની સાથે મળવાનો યોગ પ્રાપ્ત થાય છે. આ યુનિટના કામકાજની વિચારણા અંગે નાની મોટી કમિટીઓની મિટિંગો વખતોવખત બોલાવવામાં આવી હતી તે દરેક કમિટીની મીટિંગમાં સમયસર ઉપસ્થિત રહી સંશોધનના વિષયો અને પદ્ધતિઓ અંગે પોતાના વિદ્વત્તાપૂર્ણ, સમતોલ એવા વિચારો વ્યક્ત કરી સંશોધન અંગે તેમણે સૂચનો કરેલાં છે, જે અમને ઘણાં ઉપયોગી નીવડયાં છે

આ યુનિટ તરફે દ્રવ્યસંશોધનની બાબતમાં દ્રવ્યોના રસ-વીર્ય વિપાકના નિર્ણય માટે પ્રયોગની પદ્ધતિ નક્કી કરવા તા. ૧૬-૨-૫૮ના રોજ એક પરિસંવાદ યોજવામાં આવ્યો હતો. તેમાં મુરબ્બી વૈદ્યરાજ બાપાલાલભાઈ એક વક્તા હતા. આ વિષય ઉપર પ્રાસંગિક વિવેચન કર્યા પછી પોતાનો સ્પષ્ટ અને પ્રમાણિક અભિપ્રાય રજૂ કરતાં તેમણે જણાવ્યું હતું કે, રસ-વીર્ય-વિપાકને વૈજ્ઞાનિક ઢબે નક્કી કરવાનું કામ અશક્ય છે. આપણી એ અશક્તિ કબૂલ કરવામાં મને કાંઈ લાંછન જણાતું નથી. આપણો વ્યવહાર આપણી ભાષામાં જ થવો જોઈએ, ઇત્યાદિ.

ઇન્ડિયન ફાર્માસ્યુટિકલ કોંગ્રેસનું અધિવેશન ડિસેમ્બર ૧૯૫૪માં વડોદરામાં ભરાએલું, જેમાં કર્નલ એસ. એલ. ભાટિયા સાહેબ પ્રમુખ હતા. તેના આયુર્વેદિક વિભાગમાં રાખેલી ચર્ચામાં વૈદ્યરાજ શ્રી. બાપાલાલભાઈએ ભાગ લીધો હતો. આયુર્વેદની ચિકિત્સા પ્રણાલીના વિવિધ પાસાં ઉપર સુંદર પ્રવચન ટૂંકમાં આ સ્થળે તેમણે કર્યું હતું અને ગળાના ક્ષત

તેમની સેવાઓ ભારતભરમાં સુપ્રસિદ્ધ છે. વૈદ્યસમાજની અને વિશેષતઃ આયુર્વેદ-મહાવિદ્યાલયોના સ્નાતકોની ઉન્નતિ માટે તથા આયુર્વેદીય શિક્ષણની પ્રતિષ્ઠા ઉચ્ચ કક્ષાએ લાવવા માટે અહર્નિશ સતત પ્રયત્નો તેમણે આદર્યા છે. ટૂંકમાં આયુર્વેદમાં ચાલતા રાજકારણ ઉપર વખતોવખત પ્રકાશ નાંખી તત્ત્વનિષ્ઠ સૂચનો કરી આયુર્વેદની ઉચ્ચ કોટિની પ્રામાણિક સેવાઓ તેમણે કરી છે.

મુરબ્બી પૂજ્યશ્રી. બાપાલાલભાઈને તેમના આ ષષ્ટિ-પૂર્તિ સન્માન સમારંભને પ્રસંગે હું સાભિવાદન અભિનંદન આપું છું અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું કે, પરમકૃપાળુ પરમાત્મા તેમને આયુર્વેદીય વ્યવસાય તથા શિક્ષણની હાલમાં ડહોળાઈ ગયેલી પ્રતિષ્ઠા સ્થિર કરવા માટે દીર્ઘ નિરામય અને સુખી આયુષ્ય તથા શાન્તિ આપે.

વૈદ્યરાજ શ્રી બાપાલાલ ગૌરવ ગ્રંથ માટે સંસ્મરણો લખી મોકલવાની તક આપવા બદલ ગ્રંથ પ્રકાશન સમિતિનો ઘણો આભારી છું.

---

## બે જાતના રોગ

રોગો બે જાતના છે: (૧) માનસિક અને (૨) શારીરિક. માનસિક રોગોનું અધિષ્ઠાન મન છે, શારીરિક રોગોનું અધિષ્ઠાન શરીર છે. રાગાદિ અર્થાત્ કામ ક્રોધ લોભાદિથી ઉત્પન્ન રોગ મનમાં થાય છે જ્યારે જ્વર અતિસારાદિ રોગો શરીરમાં થાય છે. માનસિક રોગો મનને કષ્ટ આપે છે. જ્યારે શારીરિક રોગો શરીરને, પરંતુ આથી કરી એમ ન માનવું જોઈએ કે મન અને શરીરના રોગોને એક બીજા સાથે સંબંધ નથી. મનના રોગો મનને સંતાપે જ્યારે શરીરના રોગો શરીરને સંતાપે. ના એમ નથી. વાગ્ભટ ટીકાકાર અરુણદત્ત કહે છે કે આ બંને રોગોને ઘનિષ્ઠ સંબંધ છે. લોઢની કઢાઈરૂપી આધારમાં લોખંડનો તપાવેલો ગોળો (આધેય) રાખવાથી કઢાઈ તપી જાય છે. આ પ્રમાણે આધારરૂપી તપ્ત થએલ તપેલી વા કઢાઈમાં ઠંડું ઘી (આધેય) રાખવામાં આવે તો આધાર પેઠે આધેય પણ ઉષ્ણ થઈ જ જાય છે. મન આધાર છે તો શરીર એનું આધેય છે, અર્થાત મન અને શરીરનો સંબંધ આધારાધેયનો છે એને કોઈ જુદાં પાડી શકે એમ જ નથી.

# એક સુવૈદ્ય

ચતુરભાઈ પટેલ
B. Com.

ગુરુકુળ સોનગઢના આ પ્રાણ, શાંત રીતે, પોતાની શૈક્ષણિક અને વ્યવસ્થાકીય ફરજો, પ્રતિષ્ઠાના પ્રલોભનોમાં પડ્યા વિના, એકધારી રીતે બજાવી રહ્યા છે. પહેલાં તેઓ પોરબંદર આર્ય કન્યા વિદ્યાલયમાં કામ કરતા હતા.

શ્રી. બાપાલાલભાઈનું નામ શરૂમાં વ્યાયામ કાર્ય સાથે જોડાયેલું હતું તેમના મોટાભાઈ શ્રી. ચુનીલાલભાઈ આર્ય મારા સ્નેહી હતા અને એમને લીધે મારે એમનો પરિચય થયેલો.

એમનો વૈદક સબંધીનો પરિચય મારા એક સ્નેહી શ્રી જીવાભાઈ ઇચ્છાભાઈ પટેલ, જેઓ નવસારીમાં રહેતા હતા અને તેમનો દીકરો ચિ. સત્યવ્રત નાનો હતો ત્યારે એકદમ બીમાર થઈ ગયો અને એવી હાલત થઈ કે ડોક્ટર અગર વૈદ કંઈ કરી શકયા નહીં અને વૈદે તો આવવાની જ ના પાડી; તે પ્રસગે હું ભાલેજ એક વણિકના દીકરાનાં લગ્નમાં ગયેલો ત્યાં એમણે તાર કર્યો કે સત્યવ્રત બહુ બીમાર છે; જલદી આવો. એટલે તે જ વખતે હું રાતની ગાડીએ નવસારી ગયો ત્યાં જઈ જોયું તો ચિ. સત્યવ્રતને શ્વાસ ચાલતો હતો બધા નિરાશ થઈ ગયાં હતાં. શું કરવું એ કાંઈ સૂઝતું ન હતું. તે વખતે વૈદરાજ બાપાલાલભાઈ મને યાદ આવ્યા, અને તેમને બોલાવવા માટે એક રજપૂતભાઈને કે જે એમની દુકાને કામ કરતો હતો તેમને પત્ર લખી તરત જ હાંસોટ મોકલ્યો. અંકલેશ્વરથી હાંસોટ મોટર બસમાં જવાય છે. તે ભાઈ ત્યાં પહોંચ્યા અને વૈદરાજને પત્ર આપ્યો. તરત જ તેઓ તૈયાર થઈ ગયા અને લેવા જેવી વસ્તુઓ સાથે લઈ મોટર માટે નીકળ્યા પણ મોટર નીકળી ગયેલી, એટલે હિંમત નહિ હારતાં, ચાલતા અંકલેશ્વર જવાનું નક્કી કર્યું. તેઓ જતા હતા એવામાં એક મોટર જતી એમણે જોઈ એટલે તરત જ એને રોકી અને તેમાં બેસી અંકલેશ્વર પહોંચ્યા અને ગાડી પકડી નવસારી આવ્યા. જીવાભાઈને ત્યાં પહોંચી સત્યવ્રતની સ્થિતિ જોઈ નાડી વગેરે જોયું. પેટ તપાસ્યું. તરત જ સપોઝીટરી મૂકી એકાદ મિનિટમાં પુષ્કળ ઝાડો થયો અને પેટ હલકું પડી ગયું. બધાં નિરાશ થઈ ગયેલાં તેમાં આશા પ્રકટી. ત્યાર બાદ તેઓ છ કલાક રોકાયા અને ચિકિત્સા કરી દવા આપી અને પછી નિશ્ચિંત થવાનું કહી રવાના થયા, વિઝીટ ફી અને દવાના પૈસા સંબંધી પૂછયું પણ લેવાની ના પાડી. સમય-સૂચકતા અને એમનો અમારા પ્રત્યેનો પ્રેમ તેમ જ યોગ્ય નિદાન અને દવાથી દરદીને સારો કર્યો એ માટે એમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

રાજવૈદ લક્ષ્મીપ્રસાદભાઈ તેમને ખૂબ યાદ કરતા અને એક વખતે એમની સલાહ લઈ એમને નવસારી બોલાવેલા, ત્યારે પણ તેઓ એકદમ આવેલા. તેમની સેવાનો પ્રભાવ કેટલો બધો હતો કે હાંસોટમાં મુસલમાનની વસતી વધારે પ્રમાણમા હતી છતાં તેમની સેવાના પ્રતાપે મુસલમાનો પણ એમના માટે બે મત નહોતા. વૈદકની સાથે સાથે વ્યાયામનો અખાડો પણ ચલાવતા. લગભગ તેત્રીસ વર્ષ થયાં સોનગઢ સૌરાષ્ટ્રમાં મારું કાર્યક્ષેત્ર થવાથી એમનો સંપર્ક

બહુ જ ઓછો રહ્યો એટલે એમના પરિચયમાં આવવાનું બહુ ઓછું બન્યું; પણ એક સ્નેહી તરીકે એમની સહૃદયતા અને લાગણી અમારા પ્રત્યે હોય તે સ્વાભાવિક છે. એમણે જનતાને ઉપયોગી એવા બાળકોને માટે તથા મોટેરાઓ માટે વૈદકને લગતા ઘણા ગ્રંથો લખ્યા છે. એ જ એમની મોટી સેવા છે. નાઝર આયુર્વેદ મહાવિદ્યાલય સૂરતમાં શરૂઆતથી આજ દિન પર્યંત સંસ્થાની અતૂટ સેવા કરી સેંકડો આયુર્વેદ નિષ્ણાતો ઉત્પન્ન કરી આયુર્વેદની અનેક સેવા કરી છે. એમના ષષ્ટિપૂર્તિ સમારંભ વખતે પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે તેમને દીર્ઘાયુષ્ય અને સ્વસ્થ શરીર આપે જેથી જનતાની વધુ ને વધુ સેવા કરી શકે.

---

## અખંડ સાધના

જીવન એ એક અખંડ સાધના છે. અને તેમાં નૂતન અને પુરાતનનું દ્વંદ્વ ન હોવું જોઈએ. નૂતન અને પુરાતન ખરી રીતે એક જ દેવતાના બે સ્વરૂપો છે. એ બન્ને સ્વરૂપો પરસ્પર વાદ કરે તો જીવનનું કલ્યાણ નથી.

આયુર્વેદ પુરાણું શાસ્ત્ર હોવા છતાં આજના જીવનમાં તેનું સ્થાન જેવું તેવું નથી. જીવન છે ત્યાં સુધી આયુર્વેદ Science of life રહેવાનું જ છે.

કોઈપણ સનાતન શાસ્ત્રમાં ઉષાની તાજગી હોય છે. યુગ પ્રમાણે તે પોતાનું અવનવું રૂપ ધારણ કરે છે. પરંતુ એનો આત્મા સદા ધ્રુવતારક સમો રહે છે. સનાતન એટલે અચલાયતન કદી નહીં. ઉષા એકના એક રૂપમાં કદી આવે છે?

આયુર્વેદ પુરાણું શાસ્ત્ર હોવા છતાં ખૂબ પ્રાણવાન છે. તે ભવિષ્યની અવગણના નથી કરતો. कृत्स्नो हि लोको बुद्धिमताम् आचार्यः शत्रुश्च अबुद्धिमताम्। બુદ્ધિવાનો માટે સારો ય સંસાર આચાર્ય તુલ્ય છે. જડ લોકોને જ તે શત્રુ જેવો લાગે છે. ધન્ય, યશસ્ય, લોકાનુમત, આયુષ્ય, પૌષ્ટિક એવું જ્ઞાન તો અમિત્રો પાસેથી પણ બુદ્ધિવાનો મેળવી લે છે, અને આયુર્વેદનો તો પાર જ નથી; તે અનન્તપાર છે.

# સદાપ્રગતિમાન શ્રી. બાપાલાલભાઈ

છોટુભાઈ ગિ. ભટ્ટ
બી. એ. બી. ટી.

શ્રી. બાપાલાલભાઈના જૂના સાથીઓ પૈકીના છોટુભાઈ આજે પણ તેમની સૌની પ્રથમ પ્રિયપ્રવૃત્તિ, વ્યાયામને, વ્યવસ્થિત રૂપ આપવામાં અને તેને ચાલુ રાખવામાં પોતાનો હિસ્સો આપી રહ્યા છે. તે ઉપરાંત વડોદરા શહેરની બધી જાહેર પ્રવૃત્તિઓમાં તેમને કાંઈ ને કાંઈ ભાગ ભજવવાનો હોય જ. આવી બધી પ્રવૃત્તિઓમાં એકધારા રોકાએલા હોવા છતાં વાડી હાઈસ્કૂલના આચાર્ય તરીકે તેઓ ચાલુ જ છે.

શ્રી. બાપાલાલભાઈ અને મારો સંબંધ શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામ મંદિર મારફતે થયો. શ્રી. બાપાલાલભાઈ અમારી આગળની ટુકડીમાં તાલીમ લઈ, ધ્યેયનિષ્ઠ થઈ, વૈદકમાં મન પરોવી પુરાણી મંડળના સભ્ય થઈ ગયા હતા. હાંસોટમાં આયુર્વેદનું દવાખાનું તેમણે કાઢયું હતું. સને ૧૯૨૧ની આ વાત.

સને ૧૯૦૫માં શ્રી. અરવિંદે વડોદરા કોલેજની નોકરી છોડી ત્યારે સદ્‌ગત શ્રી. છોટુભાઈ પુરાણી –તેમના શિષ્ય–શ્રી. અરવિંદને મળવા ગયા અને દેશ-સેવાની દીક્ષા માગી. શ્રી. છોટુભાઈને શ્રી. અરવિંદે જણાવ્યું કે, "ગૂજરાતમાંથી માભોમને માટે મરજીવા તૈયાર કરો. એ પ્રવૃત્તિ વ્યાયામ દ્વારા તમે શરૂ કરી નૂતન પેઢીમાંથી ખમીરવાળા યુવાનોનુ ઘડતર કરો."

શ્રી.છોટુભાઈએ એ આજ્ઞા શિરોવધ કરી ગૂજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિના નતન મંડાણ કર્યાં. અનેક યુવાનોને આકર્ષી તેમનાં સુદૃઢ શરીર બનાવી તેમનામાં પ્રાણવાન શક્તિનું સિંચન કર્યું અને દેશદાઝથી ગુલામી સામે ઝઝૂમનાર યુવાનો ઘડવા તૈયારી કરી. શ્રી. છોટુભાઈ પુરાણી સાથે તેમના નાનાભાઈ શ્રી. અંબુભાઈ પુરાણીએ તેમાં પોતાની કુશળતા, પ્રતિભા અને વ્યક્તિત્વથી કંઈ અજબ ઉત્સાહ આણી દીધો!

જોતજોતામાં વડોદરાના વ્યાયામ મંદિરમાં અનેક ઉત્સાહી યુવાનો આકર્ષાવા લાગ્યા. આ બધા યુવાનોનો સર્વાંગી વિકાસ થવા માંડ્યો

શ્રી. બાપાલાલભાઈ વડોદરામા અભ્યાસ માટે આવેલા. તેમને પણ શ્રી. લક્ષ્મીનાથ વ્યાયામ મંદિરમા શ્રી. અંબુભાઈ અને શ્રી. છોટુભાઈનો અંગત પરિચય થઈ ગયો તે વખતે ભારત ગુલામ દેશ હતો. તે ગુલામી થનગનતા યુવાનોને ડંખતી. અને તે ગુલામીની જંજીરો તોડવા યુવાનોને એલાન થતું. તેમાં વ્યાયામ મંદિર દ્વારા ખૂબ તૈયારી કરાતી. તેજસ્વી યુવાનો ધ્યેયનિષ્ઠાથી વ્યાયામ મંદિરની તાલીમ દ્વારા પોતાનું અને સમાજનું નવઘડતર કરવા લાગ્યા. હોલિકોત્સવ, લાંબા પ્રવાસો, શનિવારની દોડ, નિયમિત વ્યાયામ, લેખન પ્રવૃત્તિ, રવિ સભા વગેરે પ્રવૃત્તિઓ દ્વારા જે યુવાનોનું ઘડતર થવા માંડ્યું તેમાંના શ્રી. બાપાલાલભાઈ એક હતા.

શ્રી છોટુભાઈએ સરકારી નોકરી છોડી દેશના નવનિર્માણ માટે ગ્રામ પુનર્રચના કરવાનો નિર્ણય કર્યો.

ગામડાંમાં ખેતીમાં નવીન દૃષ્ટિબિંદુ અને સહકાર દ્વારા સંગઠન કરવા માટે શ્રી. યશવંતરાય જોશીને બી. એ. જી. થવા મોકલ્યા. શ્રી. ચંદ્રશંકરને પશુરોગના નિષ્ણાત થવા તૈયાર કર્યા, શ્રી દિનકરરાય પંડ્યાએ ડેરીનું કામ લીધું, શ્રી. અમુભાઈએ સાબુ બનાવવાનું અને વ્યાયામ પ્રચારનું કાર્ય લીધું, શ્રી. છોટુભાઈએ શિક્ષણકાર્ય રાષ્ટ્રીય રીતે અપાય તે માટે શાળા શરૂ કરી અને ડૉ ચંદુભાઈએ દાંતનું દવાખાનું કાઢયું. આમ ગામડાંની પુનર્રચના કરવાને ધ્યેયલક્ષી યુવાનો તૈયાર થવા લાગ્યા. તેમાં શ્રી. બાપાલાલભાઈએ ઉચ્ચ અભ્યાસની કારકિર્દીને તિલાંજલિ આપી શુદ્ધ આયુર્વેદનો પુનરોદ્ધાર કરવા અભ્યાસ આરંભ્યો. અને થોડા સમયમાં પોતાની તૈયારી કરી હાસોટમા દવાખાનું શરૂ કરી દીધું. આમ પુરાણીમંડળમા શ્રી. બાપાલાલભાઈના જોડાવાથી મંડળની અને શ્રી. બાપાલાલભાઈની પ્રતિષ્ઠા વધી. વૈદક સાથે સમાજસુધારો, ગ્રામસેવા અને વ્યાયામ પ્રચાર જે મંડળનાં પ્રાણ હતાં તેમાં શ્રી. બાપાલાલભાઈએ બીજા મિત્રોની જેમ કીમતી ફાળો આપ્યો.

કુટુંબનો રોષ વહોરીને પણ શ્રી. બાપાલાલભાઈ કૉલેજનો અભ્યાસ છોડી આયુર્વેદના પ્રચાર માટે, પુરાણીભાઈઓના આદેશને માન આપી, એક ગામડામા વસ્યા ત્યા તેમણે વનસ્પતિશાસ્ત્રનો ખૂબ અભ્યાસ કર્યો, ચરક અને સુશ્રુતના મૌલિક ગ્રંથોનો તલસ્પર્શી નિચોડ, એક કુશળ વૈદ્ય તરીકે આત્મસાત કર્યો. શ્રી. જયકૃષ્ણ ઇન્દ્રજી જેવા વનસ્પતિવિદ્દનો અંગત સંપર્ક સાધી તેમણે અનેક વનસ્પતિઓનો અભ્યાસ કર્યો. તેમનો "આદર્શ નિઘંટુ" ગ્રંથ ગૂજરાતને એક મૂલ્યવાન ભેટ છે.

સદા પ્રગતિમાન શ્રી. બાપાલાલભાઈ આખા ગુજરાતમા અને ભારતવર્ષમા કુશળ વૈદ્ય અને આયુર્વેદના અભ્યાસી લેખક તરીકે પ્રખ્યાત થયા. તેમના દિનચર્યા, જીવનચર્યા, ઋતુચર્યાના ગ્રંથો અને ખોરાકનું સમતોલપણું વિચારશીલ ગુજરાતીઓને દીર્ઘાયુષી બનવા માટે આચાર ગ્રંથો થઈ ગયા.

આવા પ્રતાપી પુરુષની સેવાનો લાભ સુરતની નાઝર આયુર્વેદ કૉલેજને મળ્યો. શ્રી. બાપાલાલભાઈ તે સંસ્થાના આચાર્ય થયા; તેમજ સરકારની આયુર્વેદ સંબધક સમિતિઓમાં તેમનું સ્થાન ઉચ્ચ પ્રકારનું રહ્યું.

શ્રી. બાપાલાલભાઈ સદા પ્રગતિમાન અભ્યાસીજન છે; એટલે તેમની એક કુશળ શિક્ષક તરીકે ઘણી પ્રતિષ્ઠા છે. અનેક વિદ્યાર્થીઓનો પ્રેમ તેમણે તે રીતે સંપાદન કરેલો છે.

શુદ્ધ આયુર્વેદના તેઓ આગ્રહી છે ખરા પણ જરૂર પડે એલોપથી અને હોમીઓપથી પણ તે ચકાસે છે. બીજી વિદ્યાઓની તેમને સૂગ નથી એટલે કેટલાક ખોખલીઆ વૃત્તિવાળા આયુર્વેદપ્રેમીઓ તેમની સામે રોષે ભરાય તે સ્વાભાવિક છે. જ્ઞાન બધેથી લેવામા પાપ નથી એ શ્રી. બાપાલાલભાઈ સારી રીતે જાણે છે.

શ્રી. બાપાલાલભાઈના વિદ્યાર્થીઓ અને પ્રશંસકો અનેક વાતો લખશે પણ મને તો શ્રી. બાપાલાલભાઈની નમ્રતા અને સજ્જનતા ખૂબ ગમે છે. ઘણા પ્રસંગોએ જુદી જુદી રીતે મળવાનું થયું પણ તેમને કદી ગુસ્સે થયેલા જોયા નથી. વિરોધીઓમાં કોઈ નિંદા કરે તેમની સામે શ્રી. બાપાલાલભાઈએ રોષ કદી ઠાલવ્યો નથી. તેઓ પ્રેમાળ પિતા અને સહૃદયી મિત્ર છે અને જૂના સંબંધો બરાબર સાચવી રાખે છે. સમાજ સુધારાને પોતાના કુટુંબમાં જ તેમણે સ્વીકારી પોતાના પુત્રનું આંતરજ્ઞાતિય લગ્ન કરી મિત્રતા સભર બનાવી છે.

શ્રી. બાપાલાલભાઈ ગુજરાતના આરોગ્ય તરફ વૈદની નજરે માત્ર નથી જોતા. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના ટ્રસ્ટી બની વ્યાયામને કદી ભૂલ્યા નથી. તેમણે આગગાડીમાં ઘૂસી જનાર મવાલીને પડકારી વ્યાયામવીર તરીકે પોતાની જાતને સિદ્ધ કરી બતાવી છે.

અમારા પરમમિત્ર અને શુભેચ્છક શ્રી. બાપાલાલભાઈને પ્રભુ દીર્ઘાયુષ્ય આપી આયુર્વેદની અને સમાજની સેવા કરવાની શક્તિ આપે

---

# મુરબ્બી શ્રી. બાપાલાલભાઈ

ડૉ મધુસૂદન નાથુલાલ જોશી
એમ બી. બી. એસ.

પાશ્ચાત્ય વિદ્યાના સ્નાતક હોવા છતાં 'સારું એ મારું' એ ન્યાયે તેઓ એલોપથી ઉપરાંત આયુર્વેદ અને હોમીઓપથીમાં પણ પ્રેકટીસ કરે છે અને તેમને સારો એવો યશ પણ મળે છે. નાઝર આ. મહાવિદ્યાલયમાં અધ્યાપક તરીકે પણ ઘણાં વર્ષોથી તેઓ સેવા આપી રહ્યા છે.

મારો એમની સાથે પ્રથમ પરિચય ૧૯૧૦માં થયો, જો કે એમનું નામ અને એમની વૈદ્ય તરીકેની ખ્યાતિ તો આ પહેલાં બહુ વર્ષોથી જાણેલી.

એમને વાંચવાનો અને લખવાનો ઘણો શોખ છે. વૈદકનાં ઘણાં સુંદર પુસ્તકો એમણે લખ્યાં છે, જે વાચવાથી એમના ઊંડા જ્ઞાનની પ્રતીતિ થયા વગર રહેતી નથી. ફુરસદના સમયમા તેઓ કાંઈ ને કાંઈ વાચતા જ હોય છે.

શ્રી. બાપાલાલભાઈ સ્વભાવે બહુ શાંત અને માયાળુ છે. આયુર્વેદિક કોલેજના આચાર્ય તરીકે તેઓ વિદ્યાર્થીઓમા બહુ પ્રિય છે, અને વિદ્યાર્થીઓ એમને "બાપાજી"ના વહાલસોયા નામથી સંબોધે છે. વિદ્યાર્થીઓ હંમેશા પોતાનું કામ એમની પાસે સિફતથી કઢાવી લે છે. દાખલા તરીકે, વિદ્યાર્થીઓને પ્રિલિમિનરી પરીક્ષાની પ્રાયોગિક પરીક્ષામાં બેમનું નહીં હોય તો પહેલા વિદ્યાર્થીઓ એ વિષયના અધ્યાપક પાસે પ્રાયોગિક પરીક્ષા ન લેવા વિનંતી કરે છે, અને જ્યારે અધ્યાપક કડક વલણ દાખવી પરીક્ષા લેવાની જ છે એમ કહે છે ત્યારે વિદ્યાર્થીઓ "બાપાજી" પાસે જઈ એમને સમજાવી દે છે. એમને વિદ્યાર્થીઓ માટે ખૂબ પ્રેમ છે. તેથી કેટલીક વાર પ્રવચનમાં વિદ્યાર્થીઓનું મૂલ્યાંકન વાસ્તવિક રીતે ઘટે તેના કરતાં કાંઈક વિશેષ તેઓ કરે છે. પણ એને પરિણામે વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધે છે અને વિદ્યાલયનું વાતાવરણ તેમને આહ્‌લાદક લાગે છે

એવું ઘણી વાર જોવામા આવે છે કે અમુક "પથી"વાળા પોતાની જ "પથી"ને સંપૂર્ણ માને છે અને બીજી બધી "પથીઓ"ને અપૂર્ણ અને અસ્વીકાર્ય ગણે છે. મુ. શ્રી. બાપાલાલભાઈમાં એ વલણ જોવામાં આવતું નથી, કેમકે એમની દૃષ્ટિ જ સત્યનિષ્ઠ ને વૈજ્ઞાનિક છે. એલોપથીમાંની તેમજ હોમીઓપથીમાંની નીવડેલી દવાઓ માટે એમને આદર છે, એમાંનું જેટલું વૈજ્ઞાનિક છે તેટલું એમને સ્વીકાર્ય છે. તેથી એમના કુટુંબમાં માંદગી વખતે એલોપથી કે હોમીઓપથીની દવા પણ વાપરવા તેઓ સંમત થાય છે. આવી જાતનું ઉદાર માનસ બીજા વૈદ્યોમાં ભાગ્યેજ જોવામાં આવે છે.

નાઝર આયુર્વેદ કોલેજ અને હોસ્પીટલ એ શૂન્યમાંથી સર્જન કર્યા જેવું છે. શરૂઆતમાં ફક્ત દશેક વિદ્યાર્થીઓથી શરૂ થઈ, આજે એમાં આશરે અઢીસો વિદ્યાર્થીઓ છે. એ એમની તથા શ્રી રણછોડદાસ પોપાવાળાની જહેમતને કારણે છે. બંનેએ એ સંસ્થાને

ગુજરાતભરમા અજોડ સ્થાન પ્રાપ્ત કરાવ્યુ છે આ સસ્થાની લેબોરેટરી અને હોસ્પિટલનો એક્ષ-રે વિભાગ બહુ ઓછા દરથી જનતાની સેવા કરે છે અને તે ગરીબો માટે આશીર્વાદ સમાન છે. હોસ્પિટલનું સર્જરી અને સુવાવડ ખાતુ પણ ગરીબ દરદીઓની અમૂલ્ય સેવા કરી રહ્યુ છે

આવી સમાજોપયોગી ને સુદર હોસ્પિટલની તથા તે દ્વારા આયુર્વેદની સેવા કરવા પરમકૃપાળુ પરમાત્મા શ્રી બાપાલાલભાઈને દીર્ઘાયુષ્ય અર્પે એ જ પ્રાર્થના. શ્રી. બાપાલાલભાઈએ અનેક રીતે 'આચાર્ય' નામ સાર્થક કર્યું છે તેઓ સાહિત્યકાર છે, વિજ્ઞાની છે અને સાચા અર્થમા ગુરુ છે.

---

## સામાન્ય માનવીની નજરે

મુ શ્રી. બાપાલાલભાઈની ષષ્ટિપૂર્તિ ઉજવાય છે તે તદ્દન યોગ્ય જ છે અને ગુજરાતને માટે ગૌરવ લેવા જેવુ છે

સન ૧૯૩૪મા જ્યારે હુ સુરતમા ઇલેક્ટ્રીસીટી કંપનીમા નોકરી કરતો ત્યારે મે તેમનુ 'દિનચર્યા' પુસ્તક પ્રથમ જોયુ. રસપૂર્વક વાચી ગયો 'ઉષ-પાન' વાળો લેખ ખૂબ ગમ્યો અને શરૂઆત કરી. તેનાથી મને ખૂબ જ લાભ થયેલો. દસ્ત સાફ આવતો, આખોનુ તેજ ઘણું સરસ રહેતુ અને ઉત્સાહ પણ ખૂબ રહેતો.

એમના બીજાં કેટલાક પુસ્તકો-લેખો પણ અત્યત રસપૂર્વક વાચ્યા છે. તેમની લેખનકળા ઘણી જ સરળ અને રોચક લાગી છે. તેમના ચહેરા પરથી જ મને તો એક આદર્શ વૈદ હમેશા લાગ્યા છે. દરદીને પૂરેપૂરુ શાતિથી સાભળવુ અને પછી ધીરજથી યોગ્ય સલાહ-સૂચના આપવી એ ગુણો વૈદ દાક્તરોમા હોવા તદ્દન આવશ્યક છે એમ હું માનું છુ.

વળી મારી પાસે જે-એન્ડ જે-ડીસેન (હૈદ્રાબાદ)ની દવાઓની એજન્સી હોવાને કારણે અગ્રેજી ગાઈડનો ગુજરાતી ભાષામા તરજુમો કરવાનું 'ડીશને' મને સોપેલુ-તેમાં મુ શ્રી બાપાલાલભાઈ નો બહુ જ મહત્ત્વનો ફાળો હતો અમુક અમુક શબ્દોના અર્થ-વાક્યરચના-વગેરે માટે તેમની પાસે જ્યારે પણ જતો ત્યારે સહેજ પણ આનાકાની કર્યા વિના મને હ મેશા યોગ્ય સલાહ સૂચના આપતા અને તે પણ ખરા દિલથી. એમનો સ્વભાવ અત્યંત શાત, આનદી અને મળતાવડો છે.

બીજી એક મહત્ત્વની વસ્તુ એ છે કે તેઓ આયુર્વેદના પ્રખર હિમાયતી હોવા છતા તેમનામા સ કુચીતતા સહેજ પણ નથી. તેઓ વિશાળ દૃષ્ટિ ધરાવે છે અને તેથી જ જે જે Pathyમા સારુ તત્ત્વ હોય છે તેને અપનાવવામા સ કોચાતા નથી આજ દૃષ્ટિએ અમારી 'ડીશન'ની Co-ordinaton સિદ્ધાત પર બનાવેલી દવાઓ પ્રત્યે હ મેશા માનની દૃષ્ટિ રાખતા આવ્યા છે

આ શુભ પ્રસ ગે હુ ખરા અંત કરણપૂર્વક પ્રભુને પ્રાર્થના કરુ છુ કે તેઓ દીર્ઘાયુ થાઓ અને તેમની સેવા જ્ઞાનનો લહાવો સૌને મળતો રહે.

—મણીલાલ જે. શાહ

# જૈન સૂત્રોમાં આયુર્વેદ

બેચરદાસ દોશી

ગુજરાતમા પ્રાકૃત અને પાલિભાષાના અઠંગ અભ્યાસી આ પંડિત, ગાંધીજીની ગુજરાત વિદ્યાપીઠમા કામ કરતા હતા. રાષ્ટ્રસેવાર્થે તેમણે જેલવાસ પણ સ્વીકાર્યો હતો. સ્વભાવે અતિશય શાંત, પણ વિદ્યાવ્યાસંગમા ખૂબ જ ચીવટ રાખનારા, ગુજરાતમા તેમના જેવા અભ્યાસીઓ ઓછા જ છે.

પરમસ્નેહી શ્રી. બાપાલાલભાઈ વૈદ્યરાજનો તેમની ષષ્ટિપૂર્તિ અંગે સમારોહ કરવાનો છે અને તે પ્રસંગે એક અભિનંદનગ્રંથ તૈયાર કરીને તેમને સમર્પણ કરવાનો છે આ ગ્રંથમા તેમના સ્નેહીઓ, મિત્રો અને તેમના વિદ્યાર્થી સુપરિચિત વૈદ્યો વગેરે અનેક મહાનુભાવો લેખો લખવાના છે શ્રી. બાપાલાલભાઈ પોતે વિશિષ્ટ પ્રકારના વૈદ્યરાજ છે. તેમનું વૈદ્યક અંગેનું જ્ઞાન ગંભીર અને અભ્યાસ તથા અનુભવ નિષ્પન્ન છે. જે આયુર્વેદ આજ હજારો વર્ષથી પ્રકાશમા આવેલ છે તેમા કાળે કાળે અનેક સંશોધનો, સુધારણાઓ અને ઉમેરણો જરૂર થતા રહેવા જ જોઈએ.

આયુર્વેદ પ્રત્યક્ષ ફળદાયક શાસ્ત્ર છે જ્યારે એનો પ્રાદુર્ભાવ થયેલો ત્યારે આપણા સમગ્ર દેશની જે પરિસ્થિતિ હતી તે કરતા વર્તમાનમા આપણા દેશની પરિસ્થિતિ અનેક પ્રકારે વિલક્ષણ થઈ ગયેલ છે, ઋતુઓ પણ નિયત નથી દેખાતી અનાજ વગેરે ખાદ્ય વસ્તુઓના રસકસમા પણ ઘણો ફેર પડી ગયો છે વનસ્પતિના ગુણદોષોમા પણ ઘણો ફેર પડી ગયો છે વાયુ અને પાણીમા પણ એક સરખું સામ્ય જળવાયુ નથી

આ ઉપરાંત સૌથી વિશેષ વિલક્ષણતા તો એ થઈ છે કે આપણે અંગ્રેજોને તાબે થઈને અત્યાર સુધી રહેતા હતા એને લીધે અંગ્રેજોએ આયુર્વેદની સર્વથા ઉપેક્ષા કરીને તેમણે શરીરના રોગો, તેના નવા નવા નામો, તેના ઉપાયો, રોગો પારખવાની પ્રક્રિયા, રોગોને ઓળખવાના સાધનો વગેરે જે નવા વૈજ્ઞાનિક સાધનો શોધી કાઢ્યા છે, અને એમના દેશમા આ બધું ખૂબ પ્રચલિત કરેલ છે અને એ જ બધું તેમણે પોતાના જિતેલા દેશમા પણ પ્રચલિત કરી દીધું છે અને તે એવી રીતે અને એટલા પ્રમાણમા પ્રચલિત અને પ્રસારિત કરેલ છે કે જેથી હવે આ પરિસ્થિતિમા આયુર્વેદ કેવળનો આ દેશમા ગજ વાગવો સંભવિત નથી

મધુતુલ્ય થાય છે તે આ રોગનું લક્ષણ છે. પ્રમેહ પણ આનું બીજું નામ છે આ રોગના વીસ ભેદો છે, તેમાં આ મધુમેહ રોગનો અસાધ્યરૂપે ઉપન્યાસ થયેલ છે. તમામ જાતના પ્રમેહો પ્રાય સર્વ દોષજન્ય છે તો પણ વાતાદિની ઉત્કટતાને લીધે આના વીસ ભેદ ગણાવેલા છે: કફને લીધે દશ, પિત્તને લીધે છ, અને વાતને લીધે ચાર આ વીશે ભેદ જ્યારે અસાધ્ય કોટિમા આવે છે ત્યારે તેમનું સ્વરૂપ મધુમેહ રૂપ હોય છે અર્થાત્ જ્યારે ઉક્ત ભેદો મધુમેહની દશાને પહોંચે છે ત્યારે અસાધ્ય કોટિના ગણાય છે.

"सर्व एव प्रमेहास्तु कालेनाऽप्रतिकारिण ।
मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति ते ॥"

આંતક શબ્દનો અર્થ તેવા રોગો છે જેઓ આશુજીવિતાપહારી—શીઘ્ર જીવનનો નાશ કરનારા છે. આચારાગ સૂત્રમાં એમ ઉક્ત રીતે સોળ આતકો બતાવેલા છે.

મૂળ ગ્રંથકારનો કહેવાનો આશય એ છે કે દુર્લભ એવો મનુષ્યજન્મ પામ્યા પછી પણ ક્યારે કેવા કેવા રોગો થાય છે અને જન્મ વિફળ થવા જેવુ થઈ જાય છે માટે એવી સ્થિતિ આવ્યા પહેલા દરેક મનુષ્યે આત્માર્થી થઈને શ્રેયની પ્રાપ્તિ માટે સતત પ્રયત્ન કરવાનો છે.

ઠાણાગ—સ્થાનાગ નામના ત્રીજા અંગસૂત્રમાં આયુર્વેદના આઠ પ્રકાર બતાવેલા છે. ૧. કુમારભૃત્ય—બાળકોનું વૈદુ. ૨. કાયચિકિત્સા—શરીરની ચિકિત્સા ૩. શાલાક્ય—ગળાથી ઉપરના ભાગનું વૈદુ. જે ચિકિત્સા સળીથી કરવાની હોય તેનુ નામ શાલાક્ય—શલાકાજન્ય—શલાકા એટલે સળી. ૪. શલ્યહત્યા—શરીરમાં કાંટો વગેરે પેસી ગયો હોય તે સંબધી વૈદું. ૫. જગોલી—વિષવિદ્યા તેનું તંત્ર—અગદતંત્ર. ૬. ભૂતવિદ્યા—ભૂત પિશાચાદિકના શમનનુ શાસ્ત્ર ૭ ક્ષારતંત્ર—વીર્યપાત થતો હોય તેની ચિકિત્સા. ૮. રસાયન

આ આઠ ભેદ સ્થાનાંગ સૂત્રના આઠમા સ્થાનના ૬૧૧મા સૂત્રમા છે

વૃત્તિકાર શ્રી અભયદેવ સૂરિજીએ એ પ્રકારોનો વીગતથી જે પરિચય આપેલ છે તે આ પ્રમાણે છે:

વૃત્તિકાર આ ચર્ચાની ઉત્થાનિકામા જણાવે છે કે જેમ જિન ભગવાન આત્મ વગેરે તત્ત્વોને જાણે છે તેમ આયુર્વેદને પણ જાણે છે એમ લખીને એના આઠ ભેદનું વિવેચન કરે છે

આયુર્વેદ એટલે જીવિતની સાચવણને જેઓ જાણે—અનુભવથી જાણે અને જીવિતના ઉપક્રમ તથા રક્ષણને જેઓ જાણે અને યથાકાલ જે શાસ્ત્ર દ્વારા, જે શાસ્ત્રથી યા જે શાસ્ત્રમાથી તે બધું મેળવે તેનું નામ આયુર્વેદ.

આના આઠ પ્રકાર છે. ૧. કુમારભૃત્ય (પ્રા. કુમારભિચ્ચે) બાળકોને ભરણપોષણના સાધનરૂપ દૂધના તત્ત્વોના સંશોધન માટેનુ તંત્ર તથા દુષ્ટ અને શન્ય નિમિત્તને લીધે થતા વ્યાધિઓનો ઉપશમન કરનારું તંત્ર.

૨. કાયચિકિત્સા—મધ્ય અંગમા થનારા જ્વર, અતીસાર, રક્તવિકાર, સોજા, ઉન્માદ, પ્રમેહ અને કોઢ વગેરેને ઉપશમન કરનારું તંત્ર.

૩. શાલાક્ય—ઉપરના ચક્રમાં થનારા રોગોને ઉપશાંત કરનારું શાસ્ત્ર—કાન, મુખ, આંખ, નાક વગેરેમા થતાં રોગોને શમાવનારું શાસ્ત્ર.

૪. શલ્યહત્યા—તે પ્રકારના તૃણો, લાકડું પાષાણ, ધૂળ, લોઢું, ઢેફાં, હાડકું, નખ જેવા પદાર્થો શરીરમા પેસી ગયેલાં હોય અને એવાં શલ્યોને બહાર કાઢનારું શાસ્ત્ર.

૫. જંગોલી સર્પ, કીડાઓ, લૂતા વગેરે દ્વારા દંશ થતા તેના વિષનો નાશ કરનારું શાસ્ત્ર અથવા વિવિધ પ્રકારના વિષસંયોગોને શાંત કરનારું શાસ્ત્ર.

૬. ભૂતવિદ્યા—દેવ અસુર ગાંધર્વ યક્ષ રાક્ષસ પિતૃ પિશાચ નાગ અને ગ્રહ વગેરેની અસરથી પીડાતા મનુષ્યોને શાંતિકર્મ, બલિકર્મ, ગ્રહોપશાંતિ વગેરેને બતાવનારી વિદ્યાનુ શાસ્ત્ર.

૭. કુણિય-કુણિત—કુણિ-આ રોગ ગર્ભાધાનના દોષથી થાય છે જન્મનારમા પ્રાણીનો એક પગ ટૂકો હોય અથવા એક હાથ પ્રમાણ કરતા ન્યૂન હોય.

૮ ખુજ્જિય—કુબ્જ રોગ આ રોગમા પીઠમા ખૂધ હોય છે.

માતાપિતાના શોણિત અને શુક્રના દોષને લીધે આવો રોગ થાય છે. આ રોગવાળો મનુષ્ય કુબ્જ હોય છે કે વામન વગેરે પ્રકારનો હોય છે.

"गर्भे वातप्रकोपेन दौर्हृदे वाऽपमानिते ।
भवेत् कुब्ज कुणि पङ्गुर्मूको, मन्मन एव वा'

૯. उदरि—વાત પિત્તાદિને લીધે થનારો ઉદરિ રોગ આ પ્રકારનો છે. તેમા જનોદરનો રોગ અસાધ્ય છે અને જો બીજા ઉદરરોગો તાજા જ હોય તો સાધ્ય છે. તેના બીજા ભેદો આ છે:—

'पृथक् समस्तैरपि चानिलाद्यैः प्लीहोदर बद्धगुदं तथैव।
आगन्तुकं सप्तममष्टमं तु जलोदर चेति भवन्ति तानि" ॥ १ ॥

ઉદરરોગ વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને એ ત્રણેના સનિપાતજન્ય પાચમો પ્લીહોદર, ૬ બદ્ધગુદ, ૭ આગતુક અને આઠમો જલોદર.

૧૦. મૂક—મુગાપણું અથવા મમમ એમ બોલવાની રીતવાળો રોગ મન્મનભાષિત્વ. આ રોગ ગર્ભ દોષને લીધે થાય છે તથા જન્મ્યા પછી પણ થાય છે.

પ્રસંગવશાત્ વૃત્તિકાર જણાવે છે કે મુખમાં પાંસઠ રોગો થાય છે. મુખના સાત આયતનો છે એ ઓષ્ઠ-હોઠ, દતના મૂળો, દાત, જીભ, તાળવું, કંઠ તથા એ બધા એ ઓપ્ટોમાં આઠ રોગ, દાંતના મૂળોમા પંદર રોગ, દાતોમા આઠ રોગ, જીભમા પાચ રોગ, તાળવામા નવ રોગ, કંઠમા સત્તર રોગ અને ત્રણ રોગ તે બધામાં, એમ બધા મળીને મુખના પાસઠ રોગો છે.

૧૧ સૂણિય—શ્વતત્વ અર્થાત્ શોફ-સોજા. સોજાનો રોગ ૭ પ્રકારનો છે

"शोफ स्मात् षड्विधो घोर दोषैर्व्यस्तैःसमस्तैश्च ।
व्यस्तैः समस्तैश्चापीह तथा रक्ताभिघातज" ॥ १ ॥

સોજાનો રોગ—વાતજન્ય, પિત્તજન્ય, શ્લેષ્મ-જન્ય, બધા દોષોના સન્નિપાતજન્ય, રક્તજન્ય તથા અભિઘાતજન્ય એમ ૭ પ્રકારના છે

૧૨. गिलासणि—ભસ્મક નામનો રોગ વાતની પ્રબળતાને અને શ્લેષ્મની ઊણપને લીધે આ ભસ્મક રોગ થાય છે

૧૩. वेवइ—કપવા આ રોગ વાતજન્ય છે અને આ રોગને લીધે શરીરના બધા અવયવો કંપ્યા કરે છે

*प्रक्राम वेपत यस्तु कम्पमानश्च गच्छति।*
*कलायखञ्ज त विद्यात् मुक्तसंधिनिबन्धनम् ॥ १ ॥*

૧૪. पीढसप्पि—पीढसर्पि ગર્ભના દોષને લીધે પીઢસર્પિ રોગ થાય છે અથવા કર્મ દોષને લીધે પણ થાય છે. આ રોગવાળો હાથમા લાકડી રાખીને ચાલે છે—"पाणिगृहीतकाष्ठ प्रसर्पति"

૧૫ *सिलिवय*—શ્લીપદ-પગ વગેરેમા કઠિનતા એ આ રોગનુ નિશાન છે પ્રકોપ પામેલા વાત, પિત્ત અને શ્લેષ્મ જ્યારે નીચે આવે અને છાતી, ઉરુ તથા જંઘામાં રહેલા તે દોષો પછી કાલાતરે જ્યારે પગને અસર કરે ત્યારે પગ ઉપર ધારે ધારે સોજા આવે છે આનુ નામ શ્લીપદ

"पुराणोदकभूयिष्ठा सर्वर्तुषु च शीतला ।
ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषत ॥" १

જે દેશો પુરાણોદકવાળી ભૂમિ ઉપર રહેલા છે અને તમામ ઋતુઓમાં શીતળ-ભેજવાળા છે તે દેશોમા શ્લીપદનો રોગ વિશેષ કરીને થાય છે

આ રોગ બન્ને પગમા, બન્ને હાથમા થાય છે અને કેટલાક તદ્વિદોના મત પ્રમાણે કાન, હોઠ અને નાસિકામા પણ આ રોગ થાય છે.

૧૬. मधुमेहणि—મધુમેહવાળો-મધુમેહ નામનો રોગ, આ રોગ બસ્તિરોગ છે. પેશાબ-પ્રસાવ-

મધુતુલ્ય થાય છે તે આ રોગનુ લક્ષણ છે પ્રમેહ પણ આનુ બીજુ નામ છે આ રોગના વીસ ભેદો છે તેમા આ મધુમેહ રોગનો અસાધ્યરૂપે ઉપન્યાસ થયેલ છે તમામ જાતના પ્રમેહો પ્રાય સર્વ દોષજન્ય છે તો પણ વાતાદિની ઉત્કટતાને લીધ આના વીસ ભેદ ગણાવેલા છે કફને લીધે દશ પિત્તને લીધ ૭ અને વાતને લીધે ચાર આ વીશે ભેદ જ્યારે અસાધ્ય કોટિમા આવે છે ત્યારે તેમનુ સ્વરૂપ મધુમેહ રૂપ હોય છે અર્થાત્ જ્યારે ઉક્ત ભેદો મધુમેહની દશાને પહોચે છે ત્યારે અસાધ્ય કોટિના ગણાય છે

सर्व एव प्रमहास्तु कालनाऽप्रतिकारिण ।
मधुमहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति त ॥'

આતક શબ્દનો અર્થ તેવા રોગો છે જેઓ આશુજીવિતાપહારી—શીઘ્ર જીવનનો નાશ કરનારા છે આચારાગ સૂત્રમા એમ ઉક્ત રીતે સોળ આતકો બતાવેલા છે

મૂળ ગ્રથકારનો કહેવાનો આશય એ છે કે દુર્લભ એવો મનુષ્યજન્મ પામ્યા પછી પણ ક્યારે કેવા કેવા રોગો થાય છે અને જન્મ વિફળ થવા જેવુ થઈ જાય છે માટે એવી સ્થિતિ આવ્યા પહેલા દરેક મનુષ્યે આત્માર્થી થઈને શ્રેયની પ્રાપ્તિ માટે સતત પ્રયત્ન કરવાનો છે

ઠાણાગ—સ્થાનાગ નામના ત્રીજા અગસૂત્રમા આયુર્વેદના આઠ પ્રકાર બતાવેલા છે ૧. કુમારભૃત્ય—બાળકોનુ વૈદુ ૨ કાયચિકિત્સા—શરીરની ચિકિત્સા ૩ શાલાક્ય—ગળાથી ઉપરના ભાગનુ વૈદુ જે ચિકિત્સા સળીથી કરવાની હોય તેનુ નામ શાલાક્ય—શલાકાજન્ય—શલાકા એટલે સળી ૪ શલ્યહત્યા—શરીરમા કાટો વગેરે પેસી ગયો હોય તે સબધી વૈદુ ૫ જગોલી—વિષવિદ્યા તેનુ તત્ર—અગદતત્ર ૬ ભૂત વિદ્યા—ભૂત પિશાચાદિકના શમનનુ શાસ્ત્ર ૭ ક્ષારતત્ર—વીર્યપાત થતા હોય તેની ચિકિત્સા ૮ રસાયન

આ આઠ ભેદ સ્થાનાગ સૂત્રના આઠમા સ્થાનના ૬૧૧મા સૂત્રમા છે

વૃત્તિકાર શ્રી અભયદેવ સૂરિજીએ એ પ્રકારોનો વીગતથી જે પરિચય આપેલ છે તે આ પ્રમાણે છે

વૃત્તિકાર આ ચર્ચાની ઉત્થાનિકામા જણાવે છે કે જેમ જિન ભગવાન આત્મ વગેરે તત્ત્વોને જાણે છે તેમ આયુર્વેદને પણ જાણે છે એમ લખીને એના આઠ ભેદનુ વિવેચન કરે છે

આયુર્વેદ એટલે જીવિતની સાચવણને જેઓ જાણે—અનુભવથી જાણે અને જીવિતના ઉપક્રમ તથા રક્ષણને જેઓ જાણે અને યથાકાલ જે શાસ્ત્ર દ્વારા, જે શાસ્ત્રથી વા જે શાસ્ત્રમાથી તે બધુ મેળવે તેનુ નામ આયુર્વેદ

આના આઠ પ્રકાર છે ૧ કુમારભૃત્ય (પ્રા કુમારભિચ્ચે) બાળકોને ભરણપોષણના સાધનરૂપ દૂધના તત્ત્વોના સશોધન માટેનુ તત્ર તથા દુષ્ટ અને ધન્ય નિમિત્તને લીધ થતા વ્યાધિઓનો ઉપશમન કરનારુ તત્ર

૨ કાયચિકિત્સા—મધ્ય અગમા થનારા જ્વર, અતીસાર રક્તવિકાર, સોજા ઉન્માદ પ્રમેહ અને કોઢ વગેરેને ઉપશમન કરનારુ તત્ર

૩ શાલાક્ય ઉપરના અગમા થનારા રોગોને ઉપશાત કરનારુ શાસ્ત્ર—કાન, મુખ, આખ, નાક વગેરેમા થતા રોગોને શમાવનારુ શાસ્ત્ર

૪ શલ્યહત્યા—તે પ્રકારના તૃણો, લાકડુ પાષાણ, ધૂળ લોઢુ, ઢેફા, હાડકુ, નખ જેવા પદાર્થો શરીરમા પેસી ગયેલા હોય અને એવા શલ્યોને બહાર કાઢનારુ શાસ્ત્ર

૫ જગોલી સર્પ કીડાઓ, લૂતા વગેરે દ્વારા દશ થતા તેના વિષનો નાશ કરનારુ શાસ્ત્ર અથવા વિવિધ પ્રકારના વિષસયોગોને શાત કરનારુ શાસ્ત્ર

૬ ભૂતવિદ્યા—દેવ અસુર ગાધર્વ યક્ષ રાક્ષસ પિતૃ પિશાચ નાગ અને ગ્રહ વગેરેની અસરથી પીડાતા મનુષ્યોને શાતિકર્મ, બલિકર્મ, ગ્રહોપશાતિ વગેરેને બતાવનારી વિદ્યા। શાસ્ત્ર

સાથે સંબંધ ધરાવનારી હકીકતો વિશે નિર્દેશ આપેલ છે. બીજાં બીજાં અંગોમા પણ ઉપર્યુક્ત જેવી બીજી બીજી હકીકતો મળવાનો સંભવ ખરો. પણ અહીં આટલી જ હકીકતોનો નિર્દેશ કરીને સંતોષ માનવાનું મન છે.

શ્રી બાપાલાલભાઈ ઉત્તમ કોટિના વૈદ્ય તો છે પણ તેઓની મહત્તા ખાસ કરીને આયુર્વેદના સંશોધનમા છે. તેઓ જૂના અને નવાનો સમન્વય કરવામા વિશેષ અનુભવી અને કુશળ છે અને આ રીતે તેઓ આયુર્વેદની વિજયપતાકા ઊંચી રાખનારા છે.

મારી અને તેમની સાધારણ ઓળખાણ તો હતી જ પરંતુ વિશેષ ઓળખાણ તો મને વીસાપુર જેલમાં જ થઈ. નવજીવન હસ્તલિખિતના સંપાદક તરીકે અંગ્રેજ સરકારે મને વીસાપુર જેલમા મોકલ્યો અને તેઓ પણ એવો કોઈ પ્રકારનો વિશિષ્ટ સત્યાગ્રહ કરીને વીસાપુર જેલમા આવેલા જેલમા મારો અને એમનો વિશેષ સ્નેહયુક્ત પરિચય થયો જે હજી સુધી અવિચ્છિન્નપણે ચાલુ રહ્યો છે. હવે તો તેઓ મારા તદ્દન અંગત સ્વજન હોય એમ મને અનુભવાય છે

પરમાત્મા જગન્નિયંતા પ્રત્યે મારી હાર્દિક પ્રાર્થના છે કે તેઓ આરોગ્યયુકત ચિરંજીવન પામે. જનતાની નિરોગિતા માટે તેઓ ભિષગ્ભારતી દ્વારા પોતાની જે લાગણી વ્યકત કરી રહ્યા છે તે અંગે તેમના તરફ વિશેષ આકર્ષણ થયેલ છે. તેઓ પૂ. મહાત્માજીના અનુયાયી સાચા છે એમ મને લાગે છે અને તેથી જ વર્તમાનમા ગાંધીભકતો જે ઊલટું કરી રહ્યા છે અને વિપરીત રીતે વર્તી રહ્યા છે તે જોઈ તેઓ ઘણી જ વેદના અનુભવે છે. ખોરાકમા થતી ભેળસેળ, દવાઓમાં થતી ભેળસેળ, વેજીટેબલ ઘી, નિસના બાળકના ખાદ્યોમા થતી ભેળસેળ વગેરે અનેક જાતની જીવનને હાનિકારક પરિસ્થિતિ જોઈ અને એ બધી પરિસ્થિતિને અટકાવવાનુ સરકાર સામર્થ્ય નથી ધરાવતી એ જાણીને તેઓ ઘણી વાર વિશેષ પુણ્યપ્રકોપ કરે છે તે જરૂર વ્યાજબી છે.

મારી દૃષ્ટિએ નવા વૈદ્યો માટે આ પુરુષ વિશેષતઃ અનુકરણીય છે અને આદર્શરૂપ છે. તેમનો માર્ગ શિવયુકત થાઓ, તેમનુ જીવન લોકોની નિરોગિતા માટે વિશેષ ને વિશેષ લાભુ થાઓ અને સદા આરોગ્યયુકત બનો. એ જ હાર્દિક અભ્યર્થના

(આ લેખમાં જે સંસ્કૃત શ્લોકોને ટાંકેલા છે તે મૂળ કયા ગ્રંથના છે તે અંગે પ્રકરણના અધ્યાય અને શ્લોક સખ્યા બતાવીને કોઈ વૈદ્યરાજ સૂચન કરશે તો જરૂર આભારી થઈશ.)

---

## અજમો

કોઈ પણ જાતની દુર્ગંધ પછી તે મોમાથી આવતી હોય, પાયોરિયાને લઈને હોય, પેટના સડાને લઈને અધોવાયુમા હોય, કફમા કે કફના ગળામા હોય, ઘામા હોય તો અજમો આ માટે ઉત્તમ કોથપ્રશમન (કોથ એટલે સડોઃ પ્રશમન–શાંત કરનાર અંગ્રેજી શબ્દઃ એન્ટિસેપ્ટિક) છે. જેનુ મ્હો ગંધાતુ હોય કે પાયોરિયા હોય, અધોવાયુમાં બહુ દુર્ગંધી મારતી હોય તેઓને હું રોજ અજમાનો ઉપયોગ છૂટથી કરવાની સલાહ આપુ છું. કોલેરામા કે અતિશય દુર્ગંધ મારતા ઝાડાના રોગમા પણ આથી કરી અજમો અત્યંત હિતાવહ છે. અજમો કોથપ્રશમન કૃમિઘ્ન અને દુર્ગંધીનાશક છે.

૭. ક્ષારતંત્ર—ક્ષાર એટલે ક્ષરવું અર્થાત્ વીર્યનું ક્ષરણ, તેનાથી થએલ નબળાઈ વગેરે રાગોને ઉપશાંત કરનારું શાસ્ત્ર. સુશ્રુત વગેરેમા આનું જ નામ વાજીકરણ છે. વાજીકરણ એટલે નબળા થયેલાને ઘોડા જેવો કરવો. અલ્પશુક્રવાળા, ક્ષીણવીર્યવાળા મનુષ્યોને શુક્રની વૃદ્ધિ માટે અને પ્રસાદ-પ્રસન્નતા પમાડવા આ શાસ્ત્રનો ઉપયોગ છે.

૮. રસાયન—રસ એટલે અમૃતરસ, તેની પ્રાપ્તિ, તેનુ નામ રસાયન. આ રસાયનનો ઉપયોગ વયના સ્થાપન માટે, આયુષ્ય માટે અને બુદ્ધિ વધારવા માટે થાય છે તથા આ શાસ્ત્ર રાગોને દૂર કરવા સમર્થ છે.

બીજા એક વિપાક નામના અગિયારમા અંગમા સોળ રોગોના નામ આ પ્રમાણે જણાવેલા છે:

"૧ सासे, २ कासे, ३ जरे, ४ कुच्छिसूले, ५ भगंदरे। ६ अरिसे, ७ अजीरए, ८ दिट्ठी, ९ मुद्धसूले, १० अकारए॥१ ११ अच्छिवेयणा, १२ कण्णवेयणा, १३ कंडू, १४ दओदरे, १५ कंडू कोढे।

શ્વાસ-દમ, કાસ-ખાસી, જ્વર, દાહ, કુક્ષિશૂલ, ભગંદર, હરસ, અજીર્ણ, દષ્ટિશૂલ, મસ્તકશૂલ, અકારક-અરોચક-અરુચિ, અક્ષિવેદના, કર્ણવેદના, કંડૂ-ખસ, અને દકોદર-જલોદર તથા કોઢ.

આ રોગોના નામો આપ્યા પછી રોગોને મટાડવા માટે વૈદ્ય, વૈદ્યપુત્ર, જાણક, જાણકપુત્ર, ચિકિત્સક અને ચિકિત્સક-પુત્ર એ ચારમાંના કોઇને બોલાવાની વાત જણાવેલ છે. વૈદ્ય, જાણક-જાણકાર, ચિકિત્સક આ નામોનો અર્થ તો જાણીતો છે પણ વૈદ્યપુત્ર, જાણપુત્ર અને ચિકિત્સકપુત્ર એટલે શું? વેપારીને ત્યાં જે કર્મકર બેસે છે તેને વાણોતર અથવા વણિકપુત્ર કહેવામા આવે છે તેમ જે કોઈ વૈદ્યની સાથે કામ કરતો હોય અને વૈદ્યની સૂચના પ્રમાણે દરદીની સારવાર કરતો હોય અને ઔષધ તથા પથ્યાદિકનુ ધ્યાન રાખતો હોય તેવા અર્થ માટે અહીં વૈદ્યપુત્ર શબ્દ વપરાયેલ છે. પણ વૈદ્યનો પુત્ર-દીકરો એવો અર્થ તો નથી જ એ ધ્યાનમાં રાખવાનું છે અત્યારે ... હાઉસસર્જન હોય છે તેમ એ વખતે વૈદ્યપુત્રો હતા. એ જ રીતે જાણકપુત્ર અને ચિકિત્સકપુત્રનો અર્થ પણ સમજી લેવાનો છે. જાણક એટલે વૈદક શાસ્ત્રમા કુશલ-અનુભવી-જ્ઞાતા.

રોગોના પ્રતિકાર માટે જે જે કોઈ ઉપાયો કરવામા આવતા તેનુ વીગતવાર વર્ણન વિપાકસૂત્રમાં આ પ્રમાણે આવેલ છે:

૧ અભ્યંગ-માલિશ, ૨ ઉદ્વર્તન-ઉવટન, ૩ સ્નેહપાન-ઘૃતાદિક સ્નિગ્ધ પદાર્થોનું પાન, ૪ વમન-ઊલટી, ૫ વિરેચન-જુલાબ, ૬ સ્વેદન-પરસેવો આવે તેવી ક્રિયા, ૭, અવદાહન-ડામ દેવા, ૮ અવસ્નાન, ૯ અનુવાસના, ૧૦ બસ્તિકર્મ, ૧૧ નિરુહ.

આ ત્રણે શબ્દો બસ્તિના સૂચક છે.

૧૨ શિરાવેધ—નાડીવેધ. ૧૩ તક્ષણ—પ્રતક્ષણ એટલે અસ્ત્રા વગેરે દ્વારા ચામડીને છોલવી તે તક્ષણ તથા બારીક રીતે ચામડીને છોલવી તે પ્રતક્ષણ.

૧૪ શિરોબસ્તિ—માથા ઉપર બાંધેલ ચામડાની કોથળીમા ઔષધાદિ દ્વારા સંસ્કારેલ તેલ વગેરે ભરી દેવું.

૧૫ તર્પણ—સ્નિગ્ધ પદાર્થો દ્વારા શરીરનું બૃંહણ કરવા માટેની ક્રિયા.

૧૬ પુટપાક—પુટ આપીને અગ્નિમાં પકાવેલ ઔષધ.

ઔષધ માટે વપરાતાં દ્રવ્યોનાં નામ:

છાલ, મૂળિયાં, કંદ, ગોળી, ઓસડ અને ભેષજ. જેનું નિર્માણ એક જ દ્રવ્યથી થયું હોય તેનું નામ ઓસડ અને જેના નિર્માણમાં અનેક દ્રવ્યોનો સંયોગ કરવો પડયો હોય તે ભેષજ.

વિપાક સૂત્રમાં પરિચારક શબ્દનો ઉપયોગ છે અને તે રોગીની પરિચર્યા કરનાર માટે વપરાયેલ છે. આ બધી હકીકત વિપાક સૂત્રના પ્રથમ વિભાગમાં પ્રથમ અધ્યયનમાં આપેલ છે.

આ રીતે પ્રથમ અંગમાં, ત્રીજા અંગમા અને અગ્યારમા અગમા આયુર્વેદ વિશે અને આયુર્વેદની

સાથે સંબંધ ધરાવનારી હકીકતો વિષે નિર્દેશ આપેલ છે. બીજાં બીજાં અંગોમાં પણ ઉપર્યુક્ત જેવી બીજી બીજી હકીકતો મળવાનો સંભવ ખરો. પણ અહીં આટલી જ હકીકતોનો નિર્દેશ કરીને સંતોષ માનવાનું મન છે.

શ્રી બાપાલાલભાઈ ઉત્તમ કોટિના વૈદ્ય તો છે પણ તેઓની મહત્તા ખાસ કરીને આયુર્વેદના સંશોધનમાં છે. તેઓ જૂના અને નવાનો સમન્વય કરવામાં વિશેષ અનુભવી અને કુશળ છે અને આ રીતે તેઓ આયુર્વેદની વિજયપતાકા ઊંચી રાખનારા છે.

મારી અને તેમની સાધારણ ઓળખાણ તો હતી જ પરંતુ વિશેષ ઓળખાણ તો મને વીસાપુર જેલમાં જ થઈ. નવજીવન હસ્તલિખિતના સંપાદક તરીકે અંગ્રેજ સરકારે મને વીસાપુર જેલમાં મોકલ્યો અને તેઓ પણ એવો કોઈ પ્રકારનો વિશિષ્ટ સત્યાગ્રહ કરીને વીસાપુર જેલમા આવેલા જેલમા મારો અને એમનો વિશેષ સ્નેહયુક્ત પરિચય થયો જે હજી સુધી અવિચ્છિન્નપણે ચાલુ રહ્યો છે. હવે તો તેઓ મારા તદ્દન અંગત સ્વજન હોય એમ મને અનુભવાય છે

પરમાત્મા જગન્નિયંતા પ્રત્યે મારી હાર્દિક પ્રાર્થના છે કે તેઓ આરોગ્યયુકત ચિરંજીવન પામે. જનતાની નિરોગિતા માટે તેઓ ભિષગ્ભારતી દ્વારા પોતાની જે લાગણી વ્યક્ત કરી રહ્યા છે તે અંગે તેમના તરફ વિશેષ આકર્ષણ થયેલ છે. તેઓ પૂ. મહાત્માજીના અનુયાયી સાચા છે એમ મને લાગે છે અને તેથી જ વર્તમાનમાં ગાંધીભકતો જે ઊંધું કરી રહ્યા છે અને વિપરીત રીતે વર્તી રહ્યા છે તે જોઈ તેઓ ઘણી જ વેદના અનુભવે છે. ખોરાકમા થતી ભેળસેળ, દવાઓમાં થતી ભેળસેળ, વેજીટેબલ ઘી, નિસના બાળકના ખાદ્યોમા થતી ભેળસેળ વગેરે અનેક જાતની જીવનને હાનિકારક પરિસ્થિતિ જોઈ અને એ બધી પરિસ્થિતિને અટકાવવાનુ સરકાર સામર્થ્ય નથી ધરાવતી એ જાણીને તેઓ ઘણી વાર વિશેષ પુણ્યપ્રકોપ કરે છે તે જરૂર વ્યાજબી છે.

મારી દૃષ્ટિએ નવા વૈદ્યો માટે આ પુરુષ વિશેષતઃ અનુકરણીય છે અને આદર્શરૂપ છે. તેમનો માર્ગ શિવયુકત થાઓ, તેમનુ જીવન લોકોની નિરોગિતા માટે વિશેષ ને વિશેષ લાભુ થાઓ અને સદા આરોગ્યયુકત બનો. એ જ હાર્દિક અભ્યર્થના

(આ લેખમાં જે સંસ્કૃત શ્લોકોને ટાંકેલા છે તે મૂળ કયા ગ્રંથના છે તે અંગે પ્રકરણના અધ્યાય અને શ્લોક સંખ્યા બતાવીને કોઈ વૈદ્યરાજ સૂચન કરશે તો જરૂર આભારી થઈશ.)

---

## અજમો

કોઈ પણ જાતની દુર્ગંધ પછી તે મોમાથી આવતી હોય, પાયોરિયાને લઈને હોય, પેટના સડાને લઈને અધોવાયુમાં હોય, કફમાં કે કફના ગળામાં હોય, ઘામા હોય તો અજમો આ માટે ઉત્તમ કોથપ્રશમન (કોથ એટલે સડોઃ પ્રશમન-શાંત કરનાર અંગ્રેજી શબ્દઃ એન્ટિસેપ્ટિક) છે. જેનું મ્હોં ગંધાતુ હોય કે પાયોરિયા હોય, અધોવાયુમાં બહુ દુર્ગંધી મારતી હોય તેઓને હું રોજ અજમાનો ઉપયોગ છૂટથી કરવાની સલાહ આપું છું. કોલેરામાં કે અતિશય દુર્ગંધ મારતા ઝાડાના રોગમા પણ આથી કરી અજમો અત્યંત હિતાવહ છે. અજમો કોથપ્રશમન કૃમિઘ્ન અને દુર્ગંધીનાશક છે.

# બહુમુખં પ્રતિભા

વિ. જ. ઠાકર, જામનગર

બનારસ હિંદુ યુનિવર્સિટીના સ્નાતક ભાઈ ઠાકર, જામનગર પોસ્ટ ગ્રેજ્યુએટ સંસ્થામા ત્રિદોષવાદ જેવા પાયાના વિષયના પ્રોફેસર તરીકે કામ કરે છે. તેમની હંસવૃત્તિ હંમેશ ગુણ ગ્રહણ કરવામાં જ આનંદ માણે છે

શ્રી. બાપાલાલભાઈનુ વ્યકિતત્વ બહુમુખ પ્રતિભા સંપન્ન છે. જે જે દિશામાં તેમણે પદાર્પણ કર્યું તે તે જગ્યાએ તેમણે પોતાની ઉચ્ચ શકિત અને પ્રતિભાનું દિગ્દર્શન કરાવ્યુ છે. તેમની કાર્યસિદ્ધિઓનુ મૂલ્યાંકન કરવાની પાત્રતા હું નથી ધરાવતો છતાં એક વ્યક્તિ તરીકે વૈદ્ય સમાજમા વિદ્યાર્થીરૂપે પ્રવેશ કરી આજ સુધીના પચીસ વર્ષોના ગાળામાં જે જે રીતે મને તેમના દર્શન થયાં તેને અભિવ્યકત કરીને તેમના બહુમાનના આ શુભ અવસરે મારો નમ્ર ફાળો આપું છું. તેમના ગુણો અને યોગ્યતા તો તેમના પરિચયમાં આવનાર દરેકે અનુભવેલ હશે જ તેથી નીચે જણાવેલ પાસાંઓ કરતાં પણ અનેક ગુણોના પુંજરૂપ તેમનું વ્યકિતત્વ છે એ સૌ કોઈ સમજી શકશે. અત્રે તો ફકત બહુ જ તરી આવતા થોડા ગુણો વિષે જ લખ્યું છે.

વનસ્પતિ વિશેષજ્ઞ જયકૃષ્ણભાઈ અને કાઠિયાવાડ ગુજરાતમાં વિખ્યાત વિદ્વાન ચિકિત્સક અમૃતલાલભાઈ પટ્ટણી જેવા અનુપકૃત વિદ્યાસમર્થ આચાર્યોનું તેમણે વરણ કર્યું, તેમનાં ચરણોમાં બેસી જે વિદ્યા અર્જીત કરી તેને પચાવી અને ઉજાળી છે એ તેમની ચિકિત્સક અને ગ્રંથ રચયિતા તરીકેની સફળતા ઉપરથી જણાઈ આવે છે. સ્વાધ્યાય, સતત અભ્યાસ અને ચિંતન તથા કર્મઠતા એમની ખાસીઅત છે.

## દેશભક્તિ

શ્રી. બાપાલાલભાઈ દેશ અને દેશી ચીજોના પરમ ભકત છે. દેશસેવા માટે સ્વાતંત્ર્ય સંગ્રમના સૈનિક તરીકે આગળ આવ્યા અને સમાજસેવક તથા સુધારક તરીકે પણ તેમણે જનહિતનાં ઉપયોગી કાર્યો કર્યાં છે. ભારતીયતાના અને સ્વદેશીના તેઓ

અપનાવવા પણ તેઓ સદા તત્પર છે. આ તેમની વિવેકશીલતા અને ઉદારતા સૂચવે છે. આયુર્વેદ જ નહીં પણ સંસ્કૃત ભાષા અને સાહિત્ય તથા દર્શન જે ભારતીય સંસ્કૃતિના અવિભાજ્ય અંગો છે તેના પ્રબલ ગુણાનુરાગી હોવા છતા, વિદેશી ભાષા તેમજ દેશની અન્ય ભાષાના સાહિત્યશીલનના પ્રેમી અને ગુણગ્રાહી બન્યા છે અન્યત્ર રહેલા ગુણોનો લાભ લઈ આપણા વિકાસમા તેનો ફાયદો ઉઠાવવો જોઈએ એ તેની માન્યતા ધરાવે છે અને ગ્રંથનિર્માણ, વ્યાખ્યાન તથા લેખો દ્વારા આવા સમન્વયની દિશામા પગલા માંડી દાખનો પણ બેસાડયો છે

## સાહિત્ય સેવા અને સર્જન

અનુવાદક–તેમણે ઘણા વર્ષો પહેલા રચેલું "વૈદ્યકીય કાયદાશાસ્ત્ર" સ્વતંત્ર ગ્રંથ જ ગણાય અને કદાચ ગુજરાતી ભાષામા એ વિષયનો એ પ્રથમ જ ગ્રંથ ગણાય. છતા તેમા ઉપયોગમા લીધેલ અંગ્રેજી અને બંગાળી સાહિત્યથી તેમની યથાર્થ અનુવાદ કરવાની કળાના દર્શન થાય છે

લેખક—ઉપર્યુક્ત ગ્રંથ સિવાય ઘરગથ્થુ વૈદ્યક, દિનચર્યા, નિઘંટુ આદર્શ ૨ ભાગ, ભારતીય રસશાસ્ત્ર, કાલિદાસની વનસ્પતિઓ, અને આયુર્વેદના વ્યાખ્યાનો વગેરે ગ્રન્થોના લેખક તરીકે તેમણે જે સાહિત્ય સર્જન કરેલ છે તે દળ, વિષયવૈવિધ્ય, અને રજૂઆત વગેરેની દષ્ટિએ ઘણા ઉચ્ચ કોટિના છે આ ઉપરાંત પ્રાસંગિક લેખો અને પત્ર-પત્રિકાઓમા આવતા લખાણો જુદા જ છે. વૈદ્યક જેવા ઉપેક્ષિત વિષયમા લખવા કલમ ઉપાડવી અને વાચક વર્ગને આકર્ષી રસ લેતા કરવા એ જેવુ તેવું સાહસનુ કામ નથી.

મિજાયને એ કહેવત મનુષ્યો ઉપરાત પત્ર-પત્રિકાઓને પણ લાગુ પડતી હોય તો કહેવું પડશે કે ભિષગ્-ભારતી જે કર્મયોગીની રીતે મૃત્યુને વરેલ તેનો પુનર્જન્મ સૂરતમા બાપાલાલભાઈ જેવા શુચિ અને શ્રીમાનને ઘેર થયો, અને જેમ કહેવામા આવ્યુ છે કે "तत्रापि बुद्धिसयोग लभते पूर्वदहजम् । यतते च ततो भूय ससिद्धौ कुरुनन्दन" તેમ આ પત્રને બાપાલાલભાઈની કલમે ખૂબ લાલન પાલન અને પોષણ મળ્યુ અને ત્યા તેણે પોતાના પૂર્વજન્મનુ અધૂરુ કાર્ય વધારે બુદ્ધિપૂર્વક આદરી સિદ્ધિની દિશામા પ્રયાણ આદર્યો. ખરેખર તેને સારી સિદ્ધિ મળી અને તેમા ઘર તેમ જ પાલક પિતાનો મોટો હિસ્સો રહેલો છે

શિસ્તમાં માનનારા અને પાલન કરાવનારા પણ છે. તેઓ છાત્રોના હિત માટે અનવરત ચિંતન કરનારા અને કોઈ પરિશ્રમ બાકી ન રાખનારા છે. છાત્રોના હિત માટે, તેમનો ભાવિ માર્ગ ઉજ્જવલ કે નિષ્કંટક થતો હોય તો નિયમોને બાધક બનતા અટકાવવાની કુનેહવાળા તેઓ આચાર્ય છે. આથી જ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ તેમને 'બાપાજી' જેવા વહાલસોયા શબ્દથી ઉમળકાભેર સંબોધે છે, તે જોઈએ ત્યારે તેમણે શિષ્યોને કેવા પુત્રનિર્વિશેષ અને લાડકવાયા માન્યા છે અને શિષ્યો તેમને કેવા પિતાવત્ આત્મીય માને છે તેનું દર્શન થાય છે. પોતાના વિષયની પૂર્ણ તૈયારી, અને સચોટ વિગતપૂર્ણ રજુઆતથી અધ્યાપક તરીકે તેઓ ઘણા સફળ થયા છે,

## પ્રયોગશીલ તેમજ સંશોધકવૃત્તિના સફળ ચિકિત્સક

શ્રી. બાપાલાલભાઈ અધ્યાપક અને આચાર્ય બન્યા તે પહેલાં પણ સારા ચિકિત્સક તરીકે પંકાયા હતા જ. તેમની ચિકિત્સામાં સંશોધન અને પ્રયોગ પરાયણતાનું તત્ત્વ હમેશાં રહ્યું છે. તેથી અન્ય સફળ ચિકિત્સકો કરતાં નવા નવા પ્રયોગો દ્વારા ખરા ખોટાનું પરીક્ષણ અને મૂલ્યાંકન કરતા રહેવાની સંશોધનવૃત્તિથી તેમની શાસ્ત્ર તેમજ પ્રયોગશીલ દૃષ્ટિ ચિકિત્સા વ્યવસાયને વધારે ઉપકારક બની છે.

## સુંદર આયોજન અને સફળ સંચાલન

૧૯૪૬ થી આજસુધીની સુરતની સંસ્થાઓ—કૉલેજ, હૉસ્પિટલ, ફાર્મસી, છાત્રાલય વગેરે તથા પત્ર પ્રકાશન વગેરે પ્રવૃત્તિઓનો જે ઝડપી વિકાસ તથા સુંદર વ્યવસ્થાની ખ્યાતિ છે તેથી તે પ્રવૃત્તિઓ અને સંસ્થાઓના સ્વપ્નદ્રષ્ટા, સયોજક અને સંચાલક શ્રી. બાપાલાલભાઈની દીર્ઘદૃષ્ટિ, વ્યવસ્થા શક્તિ અને કાર્યકુશળતા તરી આવે છે.

## ચાણક્ય બુદ્ધિના રાજનીતિજ્ઞ

શ્રી. બાપાલાલભાઈ એવા મુત્સદ્દી છે જે આગ્રુનમ વિરોધ અને કુનેહપૂર્વક લડત આપી શકે અને છતાં સમય પારખી સમાધાન કરતાં, વિરોધને શમાવતાં કે સુમેળ સર્જાવતાં ન અચકાય. સમેલનોના ચાલુ વિખવાદોને દૂર કરી, એક થઇ, સામે આવેલી સમસ્યાઓના ઉકેલ માટે વિરોધોને દફનાવી દઈ પ્રગતિશીલ થવું જોઈએ એ તેમની વૈદ્યોની સંસ્થાઓ માટે હંમેશની સલાહ રહી છે.

## પ્રગતિશીલતાના પૂજારી

શ્રી. બાપાલાલભાઈ ભારતીયતા અને પ્રાચીનતાના પ્રેમી હોવા છતા એક જ સ્થિતિને વળગીને બેસી રહેવામા જડતા જુએ છે. વિચારો અને આચારો ચાહે સમાજને લગતા હોય કે શાસ્ત્રને સ્પર્શતા હોય; બધામા તેઓ પ્રગતિ અને ઉત્ક્રાન્તિને ઝંખતા આવ્યા છે. આયુર્વેદશાસ્ત્રની બાબતમાં પણ તેમણે પ્રગતિ અને વિકાસનો નાદ જગાવ્યો છે. આને કારણે જ જેમ આયુર્વેદના ગુણોની બાબતમાં ગૌરવ લેવામાં તેઓ પાછળ નથી રહ્યા, તેમ ખામીઓનો સ્વીકાર કરી તેને દૂર કરવા માટે ક્રાન્તિકારી પગલા લેવાની હિમાયત કરવામાં પણ તેઓ અગ્રસ્થાને રહ્યા છે. આ પ્રગતિશીલતાએ તેમને માટે ઉપાધિઓ પણ સર્જી છે અને પ્રબલ વિરોધીઓ પણ જન્માવ્યા છે પણ "न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीरा"

આવા બહુમુખી જીવનની ષષ્ટિપૂર્તિનો પ્રસંગ સાંપડે તે આનંદનો વિષય છે. ષષ્ટિપૂર્તિ ઉત્સવના આયોજને બાપાલાલભાઈના જીવનનાં ઉજ્જવળ પાસાંઓ તથા સિદ્ધિઓનું દર્શન કરવાનો અવસર આપેલ; છે તેમજ એ પાસાઓના ઘડતરમાં ભાગ ભજવના રપરિબળોનો પણ વિચાર કરવા પ્રેરે છે. સ્વાશ્રયી જીવન, સમર્થ ગુરુઓનો આદર્શ, સ્વતંત્રતાનુ આંદોલન અને તે કાળના ત્યાગમૂર્તિ અને તપસ્વી નેતાઓનો સંપર્ક, સમાજ-સુધારાના, સ્વદેશીને ઉત્તેજન અને વિદેશીના વિરોધના આંદોલનો, વિચારો અને પ્રચારો, અર્થાત ૧૯૦૦ થી ૧૯૩૦ વચ્ચેની દેશની રાજકીય જાગૃતિ અને સામાજિક ક્રાન્તિકારી પરિવર્તનોએ શ્રી. બાપાલાલભાઈ

અને તેમના જેવા અનેકના જીવન ઘડતરમાં અગત્યનો ભાગ ભજવ્યો હશે તેમ માનીએ તો ખોટું નહીં ગણાય.

આયુર્વેદના નવોદિત લેખકોને આકર્ષવા અને આયુર્વેદના સાહિત્યને લોકો પાસે રજ કરવા માટે કાયમી પ્રકાશન સંસ્થાના નિર્માણનું સ્વપ્ન તેમણે સેવ્યુ છે તે સાથે વીસમી સદીના પૂર્વાર્ધમાં થયેલા ગુજરાતી ભાષાનાં વૈદ્યકીય લેખકોના ગ્રંથસ્થ સાહિત્યનુ સંક્ષિપ્ત પરિચયાત્મક વિવરણ પુસ્તકાકારે આપવામા આવે તો વૈદ્યકીય સાહિત્યનુ સ્વભાષામા નિર્માણ કરનાર કયા કયા લેખકો થઈ ગયા, તેમની કૃતિઓની શી વિશેષતા હતી, અને અન્ય ભાષાઓની તુલનામાં આપણું વૈદ્યકીય સાહિત્ય કયા છે તે નવી પેઢીને જાણવા મળે અને વૈદ્યકીય સાહિત્યનું નિર્માણ માતૃભાષામાં ન થઈ શકે અથવા યોગ્ય શબ્દોને અભાવે ઘણું મુશ્કેલ છે એમ જે માન્યતા છે તેની વિરુદ્ધમાં આ દિશામાં આપણા પૂર્વજોએ ક્યારથી કાર્ય આરંભ્યુ છે, કેવું કાર્ય કર્યું છે અને તેમણે કેવા પારિભાષિક શબ્દો વાપર્યા છે વગેરેનું પણ જ્ઞાન થાય, જે નવા લેખકોને માર્ગદર્શક તેમજ ઉત્સાહવર્ધક બનશે. અભિનંદન ગ્રંથ અથવા સૂચિત પ્રકાશન સંસ્થાના કાર્યપ્રદેશમાં આ બાબત સમાવી લેવાય એવું નમ્ર સૂચન છે. આનાથી વિસરાયેલા ગ્રંથો અને ગ્રંથકારોની યાદ તાજી થશે. બાપાલાલભાઈનું વૈદ્યકીય કાયદાશાસ્ત્ર વિસરાયેલા ગ્રંથનું સારું દૃષ્ટાંત પૂરું પાડે છે.

પરમાત્મા પાસે પ્રાર્થના છે કે તેમના સ્વપ્નોને સાકાર થએલા જોવા અને માર્ગદર્શન કરવા તેઓ સ્વસ્થ અને ચિરાયુ બને.

---

## મધ

મધ મૃદુ રેચક છે. ૨૦ મિનિટમાં જ તે શરીરની અંદર પચી જાય છે. અન્નનલિકાની દિવાલોને એ જરાપણ ઉત્તેજિત કરતું નથી અને ટૂંક વખતમાં જરૂરી કાર્યશક્તિ અર્પે છે.

એમાં ઘણા ગુણો છે એમાં ઘણા ખનિજ ક્ષારો છે. એ જબરું જંતુઘ્ન દ્રવ્ય છે, એમાં ઘણાં વિટામિનો છે. ખાસ કરીને વિટામિન 'સી'. એ અત્યંત સુપાચ્ય ખાદ્ય પદાર્થ છે અને ગમે તેવી નબળી હોજરીવાળો પણ એને સહેલાઈથી પચાવી શકે છે. નાનાં બાળકો માટે તો મધ આથી કરી શ્રેષ્ઠ આહાર છે. એમાં અનેક પ્રકારની સુગંધો છે. એની અસર શામક Sedative છે.

મધમાં જે ખનિજ ક્ષારો છે તેમાં મુખ્યત્વે ફોસ્ફરસ, પોટાસિયમ, કેલ્સિયમ, સોડિયમ, સલ્ફર, આયર્ન, કોપર, સિલિકા, ક્લોરિન, એલ્યુમિનિયમ, મેગ્નેસિયમ અને મેંગેનિઝ છે. આ ક્ષારોની ઊણપને લઈને બાળકો ચીડીઆં અને કમજોર થઈ જાય છે.

# શ્રી. બાપાલાલભાઈની દીર્ઘદર્શિતા

વૈદ ચન્દ્રકાન્ત પ્ર. શુક્લ
આઈ. એ એસ આર.
જામનગર.

ગુજરાતની આયુર્વેદિય શિક્ષણ સંસ્થાઓ પદવી સ્નાતકો વડે ફરીને ઉડી છે પાયામા પૂરાવાના સ્વાર્પણને કારણે બહાર પ્રકાશમાન દેખાવાનું કદાચ તેમના નસીબમા ન હોય, પણ ભાઈ શુક્લ તો દેદીપ્યમાન રત્ન સરીખા જામનગરમા ચમકી ગયા છે શુક્લ એટલે ચરકનો જીવતોજાગતો સંદર્ભપુરુષ.

પૂજ્યપાદ બાપાલાલભાઈ સબધમા મારે કઈ પણ કહેવુ એ વામનની વેતે વિરાટનુ માપ કાઢવા જેવુ કહેવાય. કયા મારા જેવો આયુર્વેદનો વિદ્યાર્થી અને કયા બાપાલાલભાઈ જેવા ધીર, ગભીર અને સ્થિત બુદ્ધિવાળા પ્રભાવશાળી વૈદ્ય! વર્તમાનમા શાસ્ત્રજ્ઞ, ક્રિયાકુશળ વૈદ્યોની ગણતરીમા બાપાલાલભાઈનું સ્થાન ઘણું જ ઊચું છે. ગુજરાતમાં તો તેમની સાથે કોની સરખામણી કરી શકાય એ પણ પ્રશ્ન છે. રસશાસ્ત્ર લ્યો કે નિઘંટુ લો, દ્રવ્યગુણ વિજ્ઞાન લ્યો કે ચિકિત્સા લ્યો—કોઈ પણ ક્ષેત્રમા તેમનું સ્થાન ગણમાન્ય છે. એટલે એમના સબધમા શું લખવુ એ જ મારે માટે પ્રશ્ન છે. પરન્તુ મિત્રોના આગ્રહને વશ થઈને મારે મારી કલમ ચલાવવી પડે છે. પણ મનમા એ ભય રહે છે કે હું કયાક તેમને અન્યાય તો નથી કરતો ને?

પૂ બાપાલાલભાઈનો મને પ્રત્યક્ષ પરિચય તો ૧૯૩૯ મા, જ્યારથી હુ ઉ. પી આયુર્વેદ મહાવિદ્યાલય, પાટણમા વિદ્યાર્થી તરીકે દાખલ થયો ત્યારથી જ થયો. એકાદ વખત તો તેમની પાસે પરીક્ષા આપવાનો પણ પ્રસગ આવ્યો છે. પરોક્ષ પરિચય તો તેમના ગ્રન્થો તેમજ લેખો—જે તેમણે બહુ જ મોટા દિલથી, માર્ગદર્શક તરીકે ભિષગ્ભારતી (ઉ પી આ વિ નુ મુખપત્ર) મા આવતા ત્યારથી જ થયો છે. ત્યાર બાદ ગુજરાત રાજ્ય આયુર્વેદિક ફેકલ્ટીના સભ્ય તરીકે મને તેમનો બહુ જ નિકટથી અભ્યાસ કરવાનું સદ્ભાગ્ય સાપડ્યું છે. વચ્ચે વચ્ચે જામનગર—શ્રી ગુલાબ કુંવરબા આયુર્વેદિક સોસાયટી તરફથી ચરકસંહિતાના પ્રકાશન વખતે મળવાનુ સદ્ભાગ્ય સાપડ્યું છે દરેક વખતે તેમની અભ્યાસરતતા તેમજ સ્નાતકોને માર્ગદર્શન આપવાની કુશળતાનો અનુભવ થયો છે. તેમણે તેમના એક લેખમા આયુર્વેદના સ્નાતકોને જે માર્ગદર્શન આપ્યુ છે તે ત્રિકાલાબાધિત સત્ય છે દેશ–કાલને અનુરૂપ મંતવ્ય તેમણે ઉ પી આ મ. વિદ્યાલયના સ્નાતકોને ભિષગ્ભારતીમા જે માર્ગદર્શન તેમણે ત્યારે આપ્યું છે તે આજે પણ એટલુ જ સત્ય છે પણ કમનસીબે આપણે તેમના ઉપદેશ પ્રમાણે ચાલ્યા નહીં અને આજે સ્નાતકોને, વૈદ્ય સમાજને અને આયુર્વેદને સહન કરવુ પડે છે તેમના વાકયોનો ભાવાર્થ આ પ્રમાણે હતો, "આયુર્વેદ કોલેજના સ્નાતકો પાસે ગુજરાત ઘણી આશાઓ રાખે છે. પણ સ્નાતક નથી વૈદ્ય બનતો કે નથી ડૉકટર બની શકવાનો. માટે તમારા જ્ઞાનનો યોગ્ય ઉપયોગ કરો. આયુર્વેદ અને

એલોપથી–બન્નેમાંથી સારાં તત્ત્વો લઈને આયુર્વેદનું બૃંહણ કરો. નહીં તો આયુર્વેદ સ્થગિત થઈ જશે; પરિણામે વૈદ્યોનો નાશ થશે."

આ વાક્ય જેટલું ત્યારે સત્ય હતું તેટલું આજે પણ સત્ય છે. આયુર્વેદનું સમાજમાં, સરકારમાં તેમજ અન્યત્ર કેટલું માન અને ગૌરવ છે તે આપણે જાણીએ છીએ. વૈદ્યોનું તો અનુભવીએ છીએ. આયુર્વેદના સ્નાતકોનું ગૌરવ, જ્ઞાન, પ્રતિષ્ઠા કેટલાં હતાં, વધ્યાં છે કે ઘટયાં છે તે આપણે જાણી ચૂકયા છીએ. ભવિષ્યમાં શું થશે તેની કલ્પના જ કરવી રહી. પણ જાગ્યા ત્યાંથી સવાર સમજીને આયુર્વેદને ઉપબૃંહિત કરવાની જવાબદારી આપણી–આપણા સ્નાતકોની છે. ઉપબૃંહણ ફક્ત સમન્વયથી જ થઈ શકે છે એમ નથી. થોડા રોગીઓ સુધર્યા તેથી પણ થતું નથી. પણ આયુર્વેદના સિદ્ધાન્તોનો અભ્યાસ કરી, પ્રત્યક્ષ કરી બતાવવાથી જ અને તેનાં શાસ્ત્રીય અને પ્રત્યક્ષ પાસાં વિદ્વાન સમાજ પાસે મૂકી, સિદ્ધ કરી બતાવવાથી જ બૃંહણ થઈ શકે છે ઉદાહરણ તરીકે–એક રોગી આવ્યો, તેનુ નિદાન કર્યું. દોષ, દૂષ્ય, સ્રોતસ કે અગ્નિ કેવી રીતે, કેવી રીતની અને કયાં વિકૃત થઈ છે. પાશ્ચાત્ય પદ્ધતિ સાથે સમન્વય થઈ શકે છે કે નહીં; દોષ આદિનું પ્રત્યક્ષીકરણ શક્ય છે કે કેમ? એ બધું નક્કી કરી, ચિકિત્સા, પથ્ય–અપથ્ય નક્કી કરી, ચિકિત્સા કરવી. કેટલો લાભ કે ગેરલાભ થયો તેનો અનુભવ કરી, તેના જેવા જ બીજા રોગીઓનો અભ્યાસ કરી તેનું statistics તૈયાર કરી આપણે આયુર્વેદનું બૃંહણ કરવું જોઈએ. સફળતા મળે તો તેમાં વિશેષ અધ્યયન કરવું અને નિષ્ફળતા મળે તો તેનાં કારણો શાં છે તેનો અભ્યાસ કરી, ચર્ચા કરી, તેમાંથી રસ્તો કાઢી, નિરાકરણ મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. જ્યાં સુધી દરેક વૈદ્ય, સ્નાતકો ઉપર પ્રમાણે આયુર્વેદની દૃષ્ટિએ નિદાન–ચિકિત્સા નહીં કરે અને ફક્ત શ્લોકો જ બોલ્યા કરશે તો તેથી આયુર્વેદને કઈ રીતે બૃંહિત કરી શકાશે?

આયુર્વેદના સ્નાતકો નથી વૈદ્ય બનતા કે નથી ડૉક્ટર બની શકવાના ડૉક્ટરો સ્નાતકોને સ્વીકારવા તૈયાર નથી એટલું જ નહીં પણ તેમને વિશેષ અધ્યયનની સુવિધા આપવા પણ તૈયાર નથી. પોતાના સ્વાર્થ ખાતર થોડા સ્નાતકોને માન આપે એટલું જ. બાકી ઈન્ડીઅન મેડિકલ કાઉન્સિલે તેમને માન્ય કર્યા ખરા કે? જ્યારે સ્નાતકો આયુર્વેદને તિરસ્કારે છે. આયુર્વેદ કોલેજોમાં પ્રવેશ મેળવ્યા પછી આયુર્વેદની યથાશક્તિ, યથામતિ સેવા કરવાની પ્રત્યેક સ્નાતકની ફરજ છે; તો આ પરિવર્તનના કારણ શું તેનો અભ્યાસ કરવો જોઈએ અને તેનું સમાધાન કરવાની આપણી ફરજ છે. તેનાં કારણોની વિસ્તૃત ચર્ચા અહીં અસ્થાને છે. પણ અત્યારના ગણમાન્ય વૈદ્યો, રાજનીતિજ્ઞો અને પ્રધાનોની એ ફરજ છે કે આયુર્વેદનો સ્નાતક શા માટે પાશ્ચાત્યાભિમુખ બનતો જાય છે તેનુ કારણ જાણવું જોઈએ. આયુર્વેદમાં તેને રસ લેતો કરવા શું કરવું જોઈએ એ વિચારવું જોઈએ. ચરકે ત્રણ એષણા આપી છેઃ પ્રાણૈષણા, ધનૈષણા અને પરલોકૈષણા; પરલોકૈષણા બાબતની ફક્ત કલ્પના જ કરવી રહે છે, પણ ઇહ લોકૈષણા મુખ્ય છે. આ લોકમા યશ, માન, ધન વગેરે સંપાદન થાય તો મને લાગે છે કે આયુર્વેદમા રસ લેતા કરી શકાય. ધનૈષણાપ્રધાન આ યુગમા આયુર્વેદના સ્નાતકોને સરકાર તરફથી Status અને Scope આપવામા આવે તો તે ઇચ્છનીય છે અને તેમને આયુર્વેદાભિમુખ બનાવી શકાય એમાં શંકા નથી.

બીજી અનુસન્ધાન (Research) ની આવશ્યકતા છે. આ પ્રશ્ન અત્યારે મહત્ત્વનો છે. આજના અણુયુગમા જો ઠેર ઠેર અનુસન્ધાન નહીં કરવામા આવે તો આયુર્વેદ તરફનો પ્રેમ જાગૃત થવાનો નથી

અધ્યયન–અધ્યાપન પદ્ધતિ : આ ત્રીજું મહત્ત્વનું અગ છે. અધ્યયન કરાવનાર અધ્યાપક ફક્ત શ્લોકો જ બોલે, પ્રત્યક્ષીકરણ ન કરી બતાવે તો આયુર્વેદ કઈ રીતે વિદ્યાર્થીઓના હૃદયમાં ઊતરી જાય? હૃદય સોંસરવો ઉતારવા માટે તો પ્રત્યક્ષ જ્ઞાનની આવશ્યકતા છે. પછી ભલે તે શુદ્ધ હોય, કે મિશ્ર આયુર્વેદનો વિદ્યાર્થી હોય. માટે આપણી અધ્યાપકોની ફરજ છે કે આયુર્વેદને ઉપબૃંહિત કરવા માટે, વિદ્યાર્થીઓને આયુર્વેદમાં રસ લેતા કરી જ્ઞાન આપવા માટે તેમજ લોકોમા

આયુર્વેદની પ્રતિષ્ઠા પુનઃસ્થાપિત કરવા માટે પ્રત્યક્ષીકરણ તથા તેમાથી ઉત્પન્ન થતા અનુભવોનું સંકલિત સાહિત્ય તૈયાર કરવું જોઈએ. આ કાર્ય દરેક વૈદ્ય તથા અધ્યાપકનુ છે. શરૂઆતમા ભૂલ થશે. માર્ગ મેળવવામાં મુશ્કેલી થશે પણ અનુભવે યોગ્ય માર્ગ મળી જશે એમા શંકા નથી.

અધ્યયન તેમજ વ્યવસાય માટે એક વિશેષ આવશ્યકતા, પાશ્ચાત્ય અભ્યાસક્રમની જેમજ આયુર્વેદના અભ્યાસને સમાન તેમજ એકસૂત્રિત કરવા માટે પાશ્ચાત્ય વૈદ્યક સમિતિના ધોરણે એક અખિલ હિન્દ આયુર્વેદ સમિતિની. તેના કાર્યક્ષેત્રમા અભ્યાસનિયમન, રજિસ્ટ્રેશન, અનુસંધાન, ભવિષ્યમાં થનારા પરિવર્તન વગેરે હોવા જોઇએ. સદ્‌ભાગ્યે 'ભારતવર્ષીય આયુર્વેદ બોર્ડની' સ્થાપના થઈ રહી છે. આ માટે ગુજરાત ગૌરવ લઈ શકે છે.

આશા રાખીએ કે આ બોર્ડ પાસે વિશાળ સત્તા હોય અને વૈદ્યોના પ્રશ્નોની ન્યાયી સમીક્ષા કરી, તેમનું સ્તર ઊંચું લાવવામાં મદદરૂપ થાય. આ ઉપરાત આ જ સમિતિ દ્વારા એક મધ્યસ્થ-આદર્શ આયુર્વેદિક સંસ્થા ઊભી કરવામા આવે જેમાં આયુર્વેદનાં આઠેય અંગોનું અનુસંધાન કરવામા આવે, સ્નાતક શિક્ષણ તેમજ સ્નાતકોત્તર શિક્ષણ આવે. શિક્ષણ પદ્ધતિ નક્કી કરવામા આવે અને તેના અનુભવોના આધારે સમગ્ર ભારતમાં બીજી સંસ્થાઓ ઊભી કરી આયુર્વેદનો સર્વાંગી વિકાસ થઈ શકે. અત્યારે જામનગરમાં આવી એક સંસ્થા-'ઇન્સ્ટીટ્યુટ ફોર આયુર્વેદિક સ્ટડીઝ એન્ડ રિસર્ચ' અસ્તિત્વમાં છે. તેમાં ઉપરનાં ત્રણે કાર્યો-અંગો ચાલી રહ્યાં છે. તેમાં ક્ષતિ હોય તેનું સંશોધન કરી, ક્ષતિપૂર્તિ કરીને મધ્યસ્થ સંસ્થા બનાવી શકાય અને આદર્શ આયુર્વેદિક સંસ્થા બનાવી શકાય. તેવી જ રીતે બીજી પણ સંસ્થાઓ બનાવી શકાય એમ છે. તો જ આયુર્વેદ સર્વ અંગોથી વિકસિત બનશે અને જનતા, વૈદ્યસ્નાતકો તેમજ મહાજનોને આયુર્વેદોન્મુખ બનાવી શકાશે.

પૂ. શ્રી બાપાલાલભાઈએ આજથી ૨૫ વર્ષ પહેલા જે કહ્યું હતું તે જેટલું ત્યારે સત્ય હતું તેટલું જ આજે પણ સત્ય છે. ફકત એમના ઉત્તરાધિકારી તરીકે હવે આપણી ફરજ છે કે આપણે આદર્શ બની આયુર્વેદની પ્રતિષ્ઠાપના કરીએ.

તેમની સાથે ફેકલ્ટીમાં કાર્ય કરવાનું સદ્‌ભાગ્ય મને સાપડયું છે. તેમાં પણ તેમનો સ્નાતકો તરફનો પ્રેમ દેખાઈ આવતો હતો. માર્ગદર્શન આપવાની તેમની રીત તો આગવી જ છે એમ કહી શકાય.

આજે આપણે તેમની ષષ્ટિપૂર્તિ ઊજવીએ છીએ, પણ ઈશ્વર પાસે આપણે પ્રાર્થના કરીએ કે આયુર્વેદના કાર્યમા માર્ગદર્શન આપવા માટે આપણે તેમની હીરક જયન્તી અને શતાબ્દી ઉજવીએ. ઈશ્વર તેમને દીર્ઘ આયુષ્ય, સ્વાસ્થ્ય, બલ આપે જેથી સદાય માર્ગદર્શન આપતા રહે.

---

# બહાદુરશાહનું રાજ્યારોહણ

અનુવાદક : વૈદ્ય બાપાલાલ શાહ

વીર સાવરકરનું અંગ્રેજ સરકારે જપ્ત કરેલ પુસ્તક War of Indian Independence નો અનુવાદ બાપાલાલભાઈએ ૧૯૨૨ની આસપાસ કરેલો; જેવો છે તેવો અત્રે તેમાથી થોડોક ભાગ રજ કરીએ છીએ.

સ્વધર્મ અને સ્વરાજ્યને માટે મંડાયેલા સ્વાતંત્ર્ય યુદ્ધને બળવો કહેવો અને તેમા ઐક્યના રસથી ધમનાર શહીદોને બળવાખોર કહેવા એ તો આપણી જ સરકાર કરી શકે !

જો એ બળવો જ માત્ર હતો-અને તે પણ માત્ર અમુક વિભાગના લશ્કરી સિપાહીઓનો, તો પછી તેમા પ્રજાનુ સંગઠન શી રીતે થયું ? રાજા મહારાજાઓ શી રીતે ભળ્યા ? વ્યવસ્થા શી રીતે આવી ? આજ્ઞાંકિતપણું શી રીતે જળવાયુ ? અરે ! એટલું જ નહિ પરંતુ દારૂગોળો, હથિયાર અને સ્વાતંત્ર્ય યુદ્ધને માટે જોઈતી સર્વ સામગ્રી-રે ! ખજાના શીખોની એ બળવાખોર વ્યક્તિઓને શી રીતે આવી મળી ?

નહીં, નહીં, અમે એને બળવો કહેવા નાકબૂલ છીએ. અમે તો એને ભારતવર્ષની પ્રજાનું પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધ જ કહીશુ. કારણ કે જે પ્રજા સ્વતંત્ર થવા લડતી હોય તે પોતાનો સ્વાતંત્ર્યનો ઝંડો ફરકતો કરે છે, સ્વતંત્રતાના ગીતો રચે છે, સ્વતંત્રતાનુ સાહિત્ય ખીલવે છે, પોતાનો એક ચક્રવર્તિ રાજા પણ પોતે પસંદ કરે છે, અને આ બધુ એ ૧૮૫૭મા હિંદી પ્રજા સમસ્તે કરેલું હતું.

સ્વતંત્રતાનો ઝુંડો એ ઝાસીનાં રાણી લક્ષ્મીબાઈની જરીપતાકા, મૌલવી અહમદશાહની ગઝલો, એ સ્વાતંત્ર્ય યુદ્ધનાં ગીતો અને બ્રહ્માવર્તના પેશ્વા નાનાસાહેબની લશ્કરી વ્યવસ્થા એ તેના સાહિત્યની ખિલવણી તથા મોગલ વંશમા ઊતરી આવેલ ઘરડા બહાદુરશાહનું ગાદીનશીન થવું એ પોતાનુ એક ચક્રવર્તિપણું. અરે ! એટલું જ નહીં પરંતુ ૧૮૫૭ની ૧૧મી મેને દિવસે તો હિંદની રાજ્યધાની દિલ્હીમાથી "સ્વતંત્રતા એ અમારો જન્મ સિદ્ધ હક છે" એમ બુલંદ અવાજે હિંદી પ્રજા નિનાદ કરે. ૧૮૫૭ મે તા. ૧૧ મીનો દિવસ એ તો મહોત્સવનો દિવસ ગણાય ! સારી હિંદી પ્રજામા તે દિવસે એક જ જાતનો રણકાર વાગી રહ્યા હતો કે અમે સ્વતંત્ર છીએ-સ્વતંત્ર થવા લડીએ છીએ. પરદેશી-ફિરંગીની ગુલામી અમારે નહિ જોઈએ ! આવા પ્રકારનો રણકાર કરતાની સાથે જ પ્રજામા એક જાતની સુરતા અને ઘણી જ ઝડપથી સ્વાતંત્ર્ય યુદ્ધનુ મંડાણ થયુ યુદ્ધનુ મંડાણ કાઈ જેવુ તેવુ નહોતું ! એમા તો વિપ્લવની વ્યવસ્થા હતી, દુશ્મનને હરાવવાની બાજી હતી, ફિરંગીઓને હાંકી કાઢવાની ચાલ હતી. અને આ બધું એ કોની આશરૂ પર, કોના ભરોસા પર ! માત્ર એક મોગલવંશમા ઊતરી આવેલા, ઉમ્મરે પહોચેલા, બાગરના વારસ બહાદુરશાહની આશરૂ પર અને તેના ભરોસા પર ! કારણ કે પ્રજાએ તેને પોતાનો બાદશાહ કબૂલ્યો હતો, તેની છાયા નીચે પ્રજા લડવા તૈયાર થઈ હતી.

I have referred to all these to show that there was no similar revolution or renaissance in the field of medicine during the same period, in India. What really happened was that small doses of the outcome of the renaissance in Europe were made available to us by our British Rulers and the country itself was completely apathetic to scientific developments and Vaidyas were antagonistic to any criticism of Ayurvedic doctrines There was alround stagnation and pathetic dependence on Europe for any worthwhile knowledge.

The National Movement to which I referred earlier aimed at the inauguration of a scientific revolution in the field of medicine in India by embarking boldly upon a scientific study of the Ayurvedic concepts relating to the theory and practice of the system. Some of them, who were brilliant students of Modern Medicine like Dr. Jamini Bhushan Roy, Dr Gana Nath Sen, Capt. Sirinivasan Murty, Maharaja of Gondal, B. N. Seal made a critical scientific study of the system and drew attention to the significant, salient and scientific features of Ayurveda They also pointed out, at the same time its short-comings. They were the savants to whose credit goes the rediscovery of Ayurveda The Movement for a scientific appraisal of Ayurveda with a view to enable it to contribute to the sum total of the knowledge of medicine of the world, unfortunately took a wrong turn and got struck up Institutions founded by early pioneers, instead of serving as places of scientific revolutions have ended up as centres for the production of pale and second rate imitation of the practitioners of Modern Medicine This has raised many complex situations one of which is the Shuddha Ayurvedic Movement While I do not wish to get involved in controversies about the merits or demerits of this Movement, I am firmly of the opinion that the Ayurvedic Colleges are still capable of inaugurating a revolution in the field of medicine in India and be able to contribute substantially to the development of the medicine in the world For this purpose, those who qualify through such institutions as yours, should dedicate themselves as the earlier pioneers of Medical Revolution in Europe did, to a career of research in the different aspects of Ayurveda with a view to place before the world the following:

(1) Knowledge which is still valid.

(2) Knowledge which can be developed and brought up-to-date and which may form the basis for new developments.

The boys and girls who study in Institution of the type of your College, are exactly those who can undertake this stupendous task. I believe that a new direction should be given to the Ayurvedic Movement so that it may spear-head another Medical Renaissance in the world Pioneers like you, should lead this Movement.

× × ×

My personal acquaintance with the loveable and dignified personality of Shri Bapalal G. Vaidya dates from 1956 even though I have known him much earlier through his valuable publications on Dravyaguna. Subsequent to 1956, I had many occasions to meet and discuss with him problems relating to Ayurveda. I found him to be not only an erudite scholar of Ayurveda but also a person with an open mind and catholic outlook. More recently, we have been together working on the Ayurvedic Pharmacopoeia Committee appointed by the Government of India. This contact has shown that he is easily one of our outstanding authority on Ayurvedic medicinal plants. His advanced age not withstanding, he has been contributing a great deal to a better understanding of the principles and practice of Ayurveda

× × ×

I pray to the Almighty once again that He may give you a long, healthy and vigorous life.

# ધન્યતાનું પર્વ

**પરિશિષ્ટ ૫**

બાપાલાલભાઈનો ષષ્ટિપૂર્તિ મહોત્સવદિન, જેની ઈંતેજારીપૂર્વક રાહ જોવામાં આવતી, તે તા. ૫–૧–૬૪ના રવિવારને રોજ ઘણી જ શાનદાર રીતે ઉજવાયો. પ્રમુખસ્થાને મહારાષ્ટ્ર રાજ્યના આરોગ્યપ્રધાન શ્રી. શાન્તિલાલ શાહ હતા. ગુજરાતભરમાંથી બાપાલાલભાઈના મિત્રો, સ્નાતકો, પ્રસંશકો વગેરે આગલે દિવસથી આવવા શરૂ થઈ ગયા હતા. શનિવારની રાત્રે જ શ્રી. શાન્તિલાલભાઈ તથા સ્નાતક સમેલનના પ્રમુખ શ્રી. ડૉ પ્રાણજીવનદાસ મહેતા પધાર્યા હતા. અને રવિવારની સવારથી જ મિત્રતાનો મેળો જામવા લાગ્યો ઘણા લાંબા વખતે મળતા મિત્રોને માટે આ એક અમૂલો અવસર હતો. પોતાના ગુરુનું બહુમાન અને સાથે જૂના સંભારણાંનો સંચાર. સાચે જ તે એક વિરલ દિન હતો, અને ઘણાને માટે જીવનની ધન્યતાનું પર્વ પણ હતું.

બાપાલાલભાઈ સવારે આઠ સાડાઆઠ વાગતામાં તો મહાવિદ્યાલયના પટાંગણમાં અનેકોના અભિનંદન ઝીલતા આવી ગયા હતા. ડૉ. મહેતા સાહેબ પણ આવી ગયા અને સવારે નવ વાગ્યા પછી મહાવિદ્યાલયનો મુખ્ય હોલ સ્નાતકોથી ચિકાર ભરાઈ ગયો હતો, કેટલાઓને બેસવાને માટે જગા પણ ન હતી. 'સ્નાતક સંમેલન કોઈ રાજકીય ભૂમિકા ઉપર નહોતું મળી રહ્યું'. જો કે કેટલાક સ્નાતકોનો વિચાર તેનો તે રીતનો ઉપયોગ કરવાનો હતો, પણ આ તો આનંદનો, અભિવાદનનો દિવસ હતો. અહિંઆ કોઈ રાજકીય વાતો અસ્થાને હોય તે સ્વાભાવિક છે. પ્રાર્થના ગીત બાદ શરૂઆતમાં બાપાલાલભાઈએ ડૉ. મહેતા સાહેબનો સુંદર પરિચય કરાવ્યો અને પછી તો એક બાદ એક સ્નાતકભાઈઓ આવતા ગયા, પોતાના સંસ્મરણો રજુ કરતા ગયા અને તેમના 'બાપાજી'ને અભિનંદન આપીને રાજી થતા રહ્યા. સુરતથી આવેલા વૈદરાજ કનૈયાલાલ ભેડાએ સંસ્કૃતમાં બાપાલાલભાઈનું અભિવાદન કર્યું. અંતે ડૉ. મહેતાએ બાપાલાલભાઈને પોતા તરફથી ભવ્ય અંજલિ આપતાં જણાવ્યું કે વાણીનું સાફલ્ય જ પોતાના વડેરાઓના ગુણગાન ગાવામાં છે અને એ રીતે જ મોટેરાઓ જે માર્ગે જતા હોય તેમની પાછળ જવાની પ્રેરણા મળી શકે છે. બાપાલાલભાઈએ આયુર્વેદની અપૂર્વ સેવાઓ અનેક રીતે કરી છે અને પોતાનું જીવન ધન્ય કર્યું છે.

બપોરે એક હજાર મિત્રોની સાથે બાપાલાલભાઈ માટેનો ભોજન સમારંભ થયો આ એક અતિ ભવ્ય કહેવાય તેવો પ્રસંગ હતો. મરવા માટે કાશી જવું તો હવે લોકો પસંદ નથી કરતા પણ જમવા માટે સુરત આવવું તો બધાને જ ગમે તેવું હોય છે.

સાંજે ચાર વાગે ષષ્ટિપૂર્તિનો મુખ્ય સમારંભ અતિશય કલાત્મક રીતે શણગારેલા મહાવિદ્યાલયના પટાંગણમાં ઘણી જ ઉત્સાહજનક રીતે ઉજવાયો. વ્યાસપીઠ ઉપર પ્રમુખ મહાશય અને બાપાલાલભાઈ સાથે પૂ. મોટા કે જેઓ ઉચ્ચ કક્ષાના સંતપુરુષ છે તેમની સાથે ગુજરાતના છોટે–સરદાર ડૉ. ચંદુલાલ દેસાઈ ઉપરાંત સંસ્થાના પ્રમુખશ્રી પોપાવાળા અને અનેક ભાઈ–બહેનો હતા. 'પ્રતાપ'ના તંત્રી શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુકલની સાથે બાપાલાલભાઈના ધર્મપત્ની શ્રીમતી જડાવબહેન અને શ્રી. શાન્તિલાલ શાહના ધર્મપત્ની વગેરે બેઠાં હતાં.

શરૂઆત વેદગાનથી કરવામાં આવી. ત્યાર બાદ આવેલા અનેક સંદેશાઓમાંથી થોડાક વાંચવામાં આવ્યા અને બાકીનાનાં કેવળ નામો બોલીને જ સંતોષ માનવામાં આવ્યો, છતાં એટલું તો કહેવું જ જોઈએ કે કેટલાક સંદેશાઓ આજની પ્રવર્તમાન આયુર્વેદીક નીતિ રીતિઓ ઉપર સુંદર પ્રકાશ ફેંકનારા હતા અને કેટલાક બાપાલાલભાઈના જીવનને પણ વિવિધ રીતે નિરખાવનારા હતા. એમાંના કેટલાક તો આ ગ્રંથમાં સ્થાન પામવા જ જોઈએ.

ત્યારબાદ સન્માન સમિતિના પ્રમુખ શ્રી. વિનાયકરાવભાઈએ સૌ પધારેલા મહેમાનોનું સ્વાગત કર્યું. સંસ્થાના પ્રમુખશ્રી પેપાવાળાએ આ સમારંભના પ્રમુખ શ્રી. શાંતિલાલ શાહનો સભાજનોને પરિચય આપતાં તેઓશ્રી અને બાપાલાલભાઈના જુના સંબંધની યાદ તાજી કરાવી હતી તેમણે જણાવ્યું કે શાંતિલાલભાઈએ આરોગ્યપ્રધાન અને કેળવણીપ્રધાન તરીકે જુના મુબઈ અને હાલના મહારાષ્ટ્ર રાજ્યમાં સુંદર કામગીરી બજાવી છે. આજે આયુર્વેદની આસપાસ જે કિલ્લેબંધી કરવામા આવી રહી છે તેથી આયુર્વેદને પ્રોત્સાહન મળવું તો બાકી રહ્યું પણ તેને નુકસાનકારક નીવડશે એમ તેમનું ભારપૂર્વક કહેવું હતું. ત્યારબાદ મંત્રીઓ તરફે કેશવભાઈ પટેલે બાપાલાલભાઈનો ષષ્ટિપૂર્તિ ઉત્સવ ઉજવવાનો વિચાર શી રીતે ઉદ્દભવ્યો અને તેના માટે કેવા કેવા પ્રયત્નો કરવામાં આવ્યા તેનો ખ્યાલ આપ્યો હતો.

પૂજ્ય મોટાના પવિત્ર હસ્તે થનાર ગૌરવ ગ્રંથની અર્પણ વીધિ માટેની વિનંતિ કરતાં શાંતારામ વૈદ્યે ગ્રંથ સંબંધમાં જણાવ્યું કે કદાચ સારાએ હિંદુસ્તાનમાં કોઈ પણ વૈદ્યને આવું માન મળવાનો આ પ્રથમ જ પ્રસંગ હશે. આ ગ્રંથમાં લગભગ ૩૦૦ પાનાં થશે, તેમાં સંસ્કૃત, ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી મળી ૪ ભાષાઓમાં બાપાલાલભાઈના જીવન વિષે વિવિધ ક્ષેત્રના નિષ્ણાત લેખકો મારફતે લેખો મેળવવામાં આવ્યા છે અને તે લેખો મારફત બાપાલાલભાઈની બહુમૂખ પ્રતિભાનું સામ્યગ્ દર્શન કરવાનો લાભ મળશે. પૂજ્ય મોટાએ બાપાલાલભાઈને ગ્રંથ અર્પણ કરતાં એક ટુંકા ભાષણમાં મહાજનોનું ગૌરવ કરીને આપણને તેમના જેવા થવાનું બળ મળે એમ જણાવી બાપાલાલભાઈએ વિવિધ ક્ષેત્રે મેળવેલી સિદ્ધિઓને બીરદાવી અને હવેથી બાપાલાલભાઈ તેમનું ભવિષ્યનું જીવન આયુર્વેદની સેવા અર્થે ગાળશે એમ કહી તેમની તંદુરસ્તી માટે પ્રાર્થના કરી. ત્યાર બાદ બાપાલાલભાઈને સમારંભ પ્રમુખ શ્રી. શાંતિલાલ શાહના શુભ હસ્તે રૂપીઆ સાઠ હજાર ને એકની થેલી અર્પણ કરવામાં આવી. થેલીનો સ્વીકાર કરતાં બાપાલાલભાઈએ એક ટુંકું પણ અતિશય માર્મિક પ્રવચન કરીને આભાર માનતા જણાવ્યું કે આ માન મને નથી આપવામા આવતું પણ જે આયુર્વેદની હું સેવા કરી રહ્યો છુ તેને આપવામાં આવી રહ્યું છે. વ્યક્તિના જીવનમા આવા પ્રસંગો ભાગ્યે જ આવે છે અને જ્યારે તે આવે છે ત્યારે તે વ્યક્તિને ધન્યભાગ્ય બનાવી જાય છે આવો આ એક મારા જીવનનો અતિશય ધન્ય પ્રસંગ છે હું વધુ નથી બોલી શકું એમ, તે આપ સૌ સમજી શકશો તેમણે કવિવર ટાગોરનું પ્રસિદ્ધ 'સોનારતરી' કાવ્ય યાદ કરતાં જણાવ્યું કે માણસની કોઈ કિંમત નથી, તેની મારફત જે સારૂં કે માઠું થઈ રહ્યું હોય તેનું જ ઇશ્વરને ત્યા મૂલ્યાંકન થાય છે. વ્યકિત તો કેવળ નિમત્તમાત્ર છે માણસે પોતાના જીવનમાં ખેતી કરવી જોઇએ. જીવનની જમીનને સારી રીતે ખેડી ખાતરીને અંદર સુંદર બીજ રોપવા જોઈએ અને જે મોલ આવે તે તેણે સમાજને પાછો આપવો જોઇએ. થેલીને સંસ્થાના પ્રમુખ શ્રી. પેપાવાળાને પાછી આપતાં તેમણે કહ્યું કે હું તો સ્વભાવે કવિ છું અને મારી પ્રિય સખી જેવી આ મારી સંસ્થાને તે પાછી આપી હું ધન્ય બનું છું. આગળ ચાલતાં 'રાઇના પર્વતમા'ની રમણલાલ નીલકંઠની પ્રસિદ્ધ ચાર લીટીઓ તેમણે સંભળાવી કે 'જે પુષ્પનાં દલ ખોલીને રજસ્થુલને રસમય કરે, અધિકારી એ મધુમક્ષિકા એ ફુલ તણી પહેલી ઠરે તુ જ સાથ જીવતાં હે સખી ! જે શુભ કાર્ય સાધિયું જીવનસખી રે તુ જ વિના, તે જાય કોને અર્પિયું ?' ફૂલમાં સુગંધ તો મધમાખી ભરે છે પણ એનો યશ ફૂલને ફાળે જાય છે. તેવી રીતે જીવનસખી જેવી મારી સંસ્થાને કારણે મને યશ મળે છે તે હું તેને પ્રત્યર્પણ કરીને ધન્ય થાઉં છું.

## ષષ્ટિપૂર્તિ સમારંભનાં કેટલાંક દશ્યો



← ગૌરવગ્રંથ અર્પણવિધિ વખતે
પૂ. મોટા આશીર્વાદ આપે છે.

સ્વાગતપ્રમુખ શ્રી વિનાયકલાલ જરીવાળા →
આવકાર પ્રવચન કરે છે.

[છબીકાર : કુ ઠક્કુ સુરતી]



શ્રી. પોપાવાળાએ થેલી સ્વીકારતાં બાપાલાલભાઈએ જે ખંતથી અને જે લગનથી સંસ્થાની સેવા કરી છે તેનાં વખાણ કર્યાં હતાં. અને તેમના જેવો સજ્જન આચાર્ય ન મળ્યા હોત તો સંસ્થા આગળ જ ન વધી શકી હોત તેનો કેટલોક ઇતિહાસ તેમણે રજુ કર્યો હતો. તેમનું ખાસ કહેવું તો હતું, 'આયુર્વેદનો અહીં યજ્ઞ મંડાયો છે અને તેના અગ્નિહોત્રી તરીકે બાપાલાલ જેવા અહીં પોતાની ધૂણી ધખાવી રહ્યા છે. એક રથના બે ચક્રો જેવા બાપાલાલ પોપાવાળા મળીને સ્વામી આત્માનંદ સરસ્વતીનાં આયુર્વેદનાં અધુરાં સ્વપ્નોને સાકાર કરી રહ્યા છે તેનું હૃદયંગમ દૃશ્ય અહીં નજરે પડતું હતું. અને તેને નિરખનારાને પણ અવર્ણનીય આનંદ થતો હતો; જે આ સમારંભમાં હાજર રહેલી વિશાળ જનમેદનીના મ્હોં ઉપર તરી આવતો હતો.

બાપાલાલભાઇને તેમના મિત્રો, પ્રસંશકો, વિદ્યાર્થીઓ અને જુદી જુદી સંસ્થાઓ તરફથી હારતોરા થયા હતા જેના ભારમાં બાપાલાલભાઈ સાચે જ ખોવાઈ ગયેલા લાગતા હતા. પુષ્પોનો પ્રચંડ ઢગ જામ્યો હતો અને તેમની મહેક બાપાલાલભાઈની સુગંધની જેમ ચોમેર વિસ્તરતી જતી હતી.

હારતોરા બાદ જુદા જુદા અનેક વકતાઓએ બાપાલાલભાઈને પોતાની અંજલિઓ આપી હતી. તેઓએ બાપાલાલભાઈના ઘડતર અને ચણતર ઉપર વેધક પ્રકાશ ફેંક્યો હતો. બાપાલાલભાઈ કેવી રીતે દેશપ્રેમના રંગે રંગાયા, કેવી તમન્નાથી આયુર્વેદની ઉપાસના કરી, કેવા અભ્યાસ બાદ આયુર્વેદીય ગ્રંથોનું નિર્માણ કર્યું, કેવા મુશ્કેલ સંજોગોમાં નાઝર આયુર્વેદ મહાવિદ્યાલયનું સંચાલન કર્યું, સરકાર સામે આયુર્વેદનો કેસ કેવી રીતે રજુ કર્યો વગેરે અનેક બાબતોની જુદા જુદા વકતાઓ તરફથી રજુઆત થઈ. ડૉ. પ્રાણજીવનદાસ મહેતા, ગુજરાતના છોટે સરદાર ડૉ ચંદુભાઈ દેસાઈ, ખ્યાતનામ વકીલ શ્રી. મોતીલાલ વીણુ, વિધાનસભાના સભ્ય શ્રી. ચંદ્રશંકર ભટ્ટ, મહારાષ્ટ્ર વિધાનસભાના અને મુંબઈ યુનીવર્સીટીના સભ્ય શ્રી. નામજોષી, શ્રી. યશવંતરાય જોષી, સુરતના લોકસેવક શ્રી. કલ્યાણજી મહેતા, મનુભાઈ વૈદ્ય વગેરે અનેક મહાનુભાવોએ પોતાના ખરા અંતઃકરણ પૂર્વક બાપાલાલભાઈને મુબારકબાદી આપી અને તેમની સાથેના પોતાના પ્રસંગો વર્ણવ્યા. વખત ઘણો જ ઓછો હતો વકતાઓને પોતાના વિષયને ન્યાય આપવાનું સમયના અભાવે મુશ્કેલ હતું છતાં સર્વ જોનાર સાંભળનારના દિલમાં આ યાદગાર પ્રસંગની છબી પૂરી યથાર્થતાથી કોતરાઈ રહી.

અંતમાં સમારંભના પ્રમુખ શ્રી. શાન્તિલાલ શાહે પોતાના ચિરસ્મરણીય ઉપસંહારમાં બાપાલાલભાઈ અને આયુર્વેદ વિષે ઘણું ઘણું જણાવ્યું. તેમણે જણાવ્યું તેથીએ વિશેષ શ્રોતાઓને સમજવાનું મળ્યું.

શ્રી. શાન્તિલાલ શાહે શ્રી. બાપાલાલભાઈ સાથેના પોતાના સંબંધોનું સ્મરણ કરાવી કહ્યું હતું કે આયુર્વેદ એક મોટું શાસ્ત્ર છે પણ આપણે તેને ઉવેખ્યું છે, એવી છાપ મારા ઉપર પડી છે. આયુર્વેદને રાજ્યાશ્રય મળ્યો નહી એટલે તેની પ્રગતિ અટકી ગઈ. છેલ્લા પાંચસો વર્ષમા એનું સંશોધન ભાગ્યે જ થયું છે અને ગ્રંથો જુજ જુજ લખાયા છે. જ્યારે એલોપથીની ખૂબ પ્રગતિ થઈ અને તેની સિદ્ધિથી આંખો અંજાઈ ગઈ.

આયુર્વેદમાં મેડીકલ બાજુ–દવાઓનો ખુબ વિકાસ થયો છે. એમા સર્જરી શરૂઆતમાં હતી, પરંતુ તેનો વિકાસ અટકી ગયો. પ્રસુતિશાસ્ત્રનો વિકાસ પણ સ્થંભી ગયો જ્યારે એલોપથીમા આ શાસ્ત્રોનો વિકાસ થતો જ રહ્યો એટલું જ નહિ પરંતુ તેની સાથે એન્ટીસેપ્ટીક અને એનેસ્થેસીયાની શોધ થઈ. આયુર્વેદમાં આ શોધો ન આવી અને તેને પરિણામે એલોપથી ઘણી આગળ વધી ગઈ છે. જો આયુર્વેદે એલોપથીની સાથે ટક્કર ઝીલવી હોય તો એલોપથીમાં જે તમામ પાયાનું જ્ઞાન છે તે આયુર્વેદમાં પણ હોવું જ જોઈએ.

આયુર્વેદ સ્વયંસંપૂર્ણ છે અને તેણે કશું શીખવાનું નથી તેમ માનનારા આયુર્વેદની સેવા કરતા નથી. આયુર્વેદના વિદ્યાર્થીને ચરક, સુશ્રુત કે વાકભટની બહાર જઇને ભણવા નહિ દઈએ, એમ કહેનારા પણ આયુર્વેદની સેવા કરતા નથી.

હકીકતમાં તો સમાજ અને આરોગ્યને ઉપયોગમાં આવે એવી તમામ 'પથી' અને પદ્ધતિનો ઉપયોગ કરવો જોઈએ. જે ડૉકટરો એમ કહેતા હોય કે આયુર્વેદમાં કંઈજ નથી તેઓ, તેમજ જે વૈદ્યો એમ કહેતા હોય કે આયુર્વેદે હવે કશુ શીખવાનું જ નથી, તેઓ સમાજના દુશ્મનો છે. જ્ઞાન વીપુલ છે, તે મેળવવા મારેના દરવાજા કોઈ બંધ ન રાખે. જ્યાથી પણ મળે ત્યાંથી જ્ઞાન તો લેવું જ જોઈએ, તો જ પ્રગતિ શકય બની શકે. આયુર્વેદનો વિદ્યાર્થી કેમીસ્ટ્રી, ફીઝીકસ, લાઇટ, હીટ, નહી જાણે તે કેમ ચાલે ? આયુર્વેદ ભણનારે એનેટોમી અને ફીઝીયાલોજી શીખવી જ જોઈએ. આટલું જ્ઞાન તેને મળે તો આયુર્વેદ જેણે દવાઓમા સારી પ્રગતિ કરી છે તે વિશેષ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે. વળી સર્જરીએ પણ ઘણો વિકાસ સાધ્યો છે અને તે પણ આયુર્વેદના વિદ્યાર્થીએ શીખવી જોઈએ એવો મારો મત છે.

હકીકતમાં સમાજના સ્વાસ્થ્ય માટે જરૂરી હોય તે તમામ જ્ઞાન વૈદ્ય કે ડૉકટરે મેળવવું જ જોઈએ. આથી એલોપથીમા જે કંઈ સારું હોય તે આયુર્વેદે લેવું જોઈએ. તે જ પ્રમાણે આયુર્વેદમા જે કંઈ સારું હોય તે એલોપથી પણ સ્વીકારે.

જો આયુર્વેદમા સર્જરી અને પેથોલોજી નહી શીખવાય તો પછી તે શીખનાર પોતાને વૈદ્ય કહેવડાવતાં શરમાય નહી તો શું કરે ? આયુર્વેદના વૈદ્ય થર્મોમીટરનો ઉપયોગ તો કરવો જ ન જોઈએ અને કેવળ નાડી જોઇને જ તાવનું નિદાન કરવું જોઇએ એવો આગ્રહ શા માટે ? તેજ પ્રમાણે જુંગળી મુકીને જો સારું નિદાન કરી શકાતું હોય તો તે સામે શા માટે વાંધો લેવો જોઇએ ? મારું કામ તો રોગ સારો થાય એ જોવાનું છે. તમારા જ્ઞાનની તકરારમાં સંસારના માણસો શા માટે હેરાન થવા જોઇએ ?

હકીકતમાં, રોગીને સારો કરી શકે એવી પદ્ધતિ અજમાવો. પછી તે ગમે તે "પથી" હોય. એને ઇન્ટિગ્રેટેડ કે મિશ્ર અભ્યાસક્રમ કહો, તેમાં કશુ ખોટું નથી. પરંતુ કેવળ શુદ્ધ આયુર્વેદ શીખવવાથી એલોપથીના જેવા સમાજને ઉપયોગી ડૉકટર તૈયાર નહિ થઈ શકે, એવી મને બીક છે.

શુદ્ધ કે મીશ્રની ચર્ચાનો આ સમય નથી. આયુર્વેદીક અને એલોપથી એ ઉભયનો સંયુક્ત અભ્યાસક્રમ તૈયાર કરી તેનું જ્ઞાન તમે અહીં આપો, એવું કેમ ન થઈ શકે ? વળી, રોગીઓને પ્રત્યક્ષ બતાવીને જ કોઈ પણ પદ્ધતિનો ઉપયોગ થવો જોઈએ એટલે આયુર્વેદ માટે પણ મોટી હોસ્પીટલ જોઇએ જ.

શ્રી. બાપાલાલને તમે થેલી આપી, જે તેમણે તમને પાછી આપી. દર વર્ષે તમે તેમને આનાથી બમણી રકમ આપો; તેમની શક્તિનો પૂરો લાભ ઉઠાવવા માટે તેમને જોઇતાં તમામ સાધનો અને નાણા આપો. આ વખતે શ્રી. કલ્યાણજી મહેતાએ વચમાં દરમિયાનગીરી કરતાં કહ્યું કે જો અમે નાણાં આપીએ તો અમારી કૉલેજની ડીગ્રીને તમે માન્ય રાખશો ?

શ્રી. શાન્તિલાલ શાહે જવાબમાં જણાવ્યું કે હા, જો પૈસા આપશો તો ડીગ્રી સ્વીકારનો રસ્તો હું શોધી કાઢીશ. એ માટે હું મારી સમગ્ર તાકાતનો ઉપયોગ કરીશ. આ એક ઘણી જ કટોકટીપૂર્ણ છતાં ઘણીજ તકથી ભરેલી ક્ષણ હતી એમ સમજાયા વિના ના રહ્યું.

અને તેમણે કહ્યું કે શ્રી. બાપાલાલની ગુજરાતે પૂરી કદર કરી નથી. તેમનાં પુસ્તકો અત્યંત ઉપયોગી છે છતાં વેચાતાં નથી. તેમનાં પુસ્તકોનો વધુ પ્રચાર થાય એવું ગુજરાતીઓ ન કરી શકે ? તેમની વિદ્વત્તાનો લાભ લેવા માટે જે કંઈ કરવું ઘટે તે સૌએ સાથે મળીને કરવું જોઇએ. આટલું કહી પોતાનું વક્તવ્ય તેમણે સમાપ્ત કર્યું.

અંતમાં ષષ્ટિપૂર્તિ સમારંભમાં મદદ કરનાર સૌ કોઈ ભાઇ બહેનોનો આભાર માની સમારંભની પૂર્ણાહુતિ થઈ. ગુજરાતના વૈદકીય જગતમાં આ પ્રસંગ એક સીમાચિહ્ન જેવો ગણી શકાય. ભગવાન ધન્વન્તરી આવા અનેક સુવૈદ્યોના ષષ્ટિપૂર્તિ મહોત્સવો ઉજવાઓ તેવી પ્રાર્થના કરી આ અહેવાલ સમાપ્ત કરીએ.

પ્રભુભાઈ ભકત

---

# કેટલાક સંદેશાઓ

સર્વકાળ માટે અભિનંદનો આપી પ્રાર્થીશ કે એમની યશસ્વી કારકિર્દી ચિરકાલીન બની જાઓ !

આયુર્વેદતણી સિદ્ધિ એમને સહજા બનો !
'વિશ્વકલ્યાણમા એને પ્રયોજો નિત્ય નેમથી !

**પૂજાલાલ**

વૈદ્યરાજ શ્રી બાપાલાલ વૈદ્યે આખી જિંદગી આયુર્વેદ મારફતે પ્રજાની સેવા કરવામાં જીવન વ્યતિત કર્યું છે. હજુ ઈશ્વર તેમની પાસે વધારે સેવા કરાવે અને શુભ કામથી એમના આત્માને વધુ શાન્તિ થાઓ એવી પ્રભુને પ્રાર્થના.

**રવિશંકર મહારાજ**

શ્રીયુત બાપાલાલભાઈ એક સુવૈદ્ય છે. એમના લખાણો ને પુસ્તકો તો પહેલેથી સાભળતો. ત્યાર બાદ ૧૯૩૫મા તેઓ કાશીમાં મળ્યા. આ મેળા પછી અમારો ઉત્તરોત્તર સંબંધ પુષ્ટ થતો ગયો. આ સંબંધમાં કેન્દ્રસ્થાને તો વૈદ્યકવિજ્ઞાન અને તેના પ્રયોગોની જ ચર્ચા રહેતી. હુ પોતે નથી આયુર્વેદનો જ્ઞાતા કે નથી તેનો પ્રયોક્તા. પણ મને એ વિષેની અનેક વર્ષોથી જિજ્ઞાસા રહી છે. આવી જિજ્ઞાસા સંતોષવા હું કાશીના અને બીજા સ્થળના વૈદ્યોના પરિચયમાં પણ આવ્યો છું ગુજરાતના પણ કેટલાક વૈદ્યો તો મારા પરિચિત છે જ. મેં ઘણીવાર અંગત રીતે મનમાં સરખામણી કરી જોયું છે કે બાપાલાલભાઈનુ સ્થાન બીજા વૈદ્યોથી નિરાળું છે.

આ નિરાળાપણું દર્શાવી બીજાને ઉતારી પાડવાનો કોઈ ઈરાદો છે જ નહિ. પણ માત્ર મને જે વસ્તુસ્થિતિ જણાઈ છે તેનું મારી દષ્ટિએ સૂચન છે.

એમના આજ સુધીનાં લખાણો અને પુસ્તકો જોનાર તેમજ તેમનાં અધ્યયન-અધ્યાપનને જાણનાર અને તેમના પ્રાયોગિક કૌશલને ઓળખનાર એટલું કહી શકશે કે તેઓ આયુર્વેદના સમ્યગ જ્ઞાન અને સમ્યક્ પ્રયોગના એક પાકટ વૈદ્ય છે

એમના વૈદ્યકમા જ્ઞાન અને પ્રયોગની શુદ્ધિનો આગ્રહ છે, નહિ કે ચોકાબંધીમાં પુરાયેલી, માત્ર શબ્દમા વિલસતી શુદ્ધિનો આગ્રહ આને લીધે તેઓ આદાન-નિદાન-ચિકિત્સાના ક્ષેત્રમા લભ્ય અને શક્ય હોય તેટલા બધા જ વિચાર અને પ્રયોગના પ્રવાહોને આત્મસાત્ કરે છે. એમને મિથ્યાજ્ઞાન અને મિથ્યા-પ્રયોગનો અણગમો છે. તેથી તેઓ એક સુવૈદ્ય તરીકે ઓછામા ઓછુ ગુજરાતમા તો સર્વત્ર જાણીતા છે અને સ્વભાવે અજાતશત્રુ પણ.

વૈદ્યકવિદ્યાનો ઇતિહાસ બહુ જૂનો અને દીર્ઘ કાળપટ પર વિસ્તરેલો છે. એમા તે તે સમયે અનેક નવા પ્રયોગો અને નવા અનુભવો દાખલ થયા છે અને નહિ દાખલ થયેલા એવા અનેક ટુચકાઓ અને પ્રયોગો આજે પણ લોકોના જુદા જુદા સ્તરોમા મળી આવે છે વૈજ્ઞાનિક દષ્ટિએ વિકાસ પામેલ એલોપથી, હોમિયોપથી આદિ અનેક બીજી પણ ચિકિત્સા પદ્ધતિઓ છે. એ બધી નકામી છે એમ કહેવું એ તો પોતાને સર્વજ્ઞ માનવા બરાબર છે છતાં, આપણા દેશની આબોહવામાં અને આપણી પ્રજામાં વધારેમા વધારે માફક આવે એવી પધ્ધતિ આયુર્વેદની છે, એ વિષે શંકા નથી.

પરંતુ આયુર્વેદની પદ્ધતિને પ્રતિષ્ઠિત અને લોકપ્રિય કરવી હોય તો તે વૈદ્યો પાસેથી ઘણી

શકિતઓ અને વિશેષતાઓની અપેક્ષા પણ રાખે છે. તેમાંની પહેલી શકિત તો એ કે અત્યારનો વૈદ્ય એકાંગી જ્ઞાન ધરાવનાર ન હોય. એનું મન દશે દિશાથી ખુલ્લું હોય. બીજું એ કે જેમ અત્યારના ડૉકટરો સામૂહિક રીતે પણ શોધ ને કામ કરી શકે છે તેમ વૈદ્યોએ પણ શીખવું જોઈએ. વૈદ્યોમાં સંભૂયકારિતા, સંભૂયસંભાષા ઈત્યાદિ તત્ત્વો નામનાં પણ નથી દેખાતાં અને સૌથી ચડિયાતી વિશેષતા તો એ જોઈએ કે તેઓએ ફીની વૃદ્ધિમાં અને દવાની કિંમતમાં પોતાની મહત્તાનો ખ્યાલ જતો જ કરવો જોઈએ. એ બાબતમાં ડૉકટરોનું અનુકરણ આયુર્વેદના વિકાસમાં ઘાતક નીવડે અને સૌથી મહત્ત્વની બાબત તો એ છે કે વૈદ્યોએ દરદીઓ પ્રત્યે મૈત્રી અને કરુણાની એવી વૃત્તિ કેળવવી પડશે કે જેને લીધે દરદીઓ આપમેળે જ આયુર્વેદના પ્રચારનું કાર્ય કરે. માત્ર આયુર્વેદના ગીતો ગાવાથી કે મોટા સમારંભો કરવાથી આ કામ કદી થવાનું નથી.

શ્રીયુત બાપાલાલભાઈ આયુર્વેદના લોકભોગ્ય વિકાસમાં ફાળો દીર્ઘકાળ સુધી આપતા રહે અને સમર્થ વૈદ્યોને તૈયાર કરતા રહે એવી હાર્દિક અભિલાષા.

પં. સુખલાલજી

આયુર્વેદ જગતમાં મિશ્ર તથા શુદ્ધ આયુર્વેદના વિરોધના ફલસ્વરૂપ, શુદ્ધ આયુર્વેદના હિમાયતીઓ કહે છે કે મિશ્ર આયુર્વેદના વૈદ્ય/ડૉકટરો, વ્યવસાયમાં આયુર્વેદને બદલે આધુનિક મેડિકલ સાયન્સના ઉપચારો અમલમાં મૂકે છે અને તેથી મિશ્ર આયુર્વેદ નહિ જોઈએ પણ શુદ્ધ આયુર્વેદનો જ અભ્યાસ કરવો જોઈએ.

આ વિચારસરણી તરફ સૂક્ષ્મ દષ્ટિ દાખવ્યા પહેલાં એક સર્વસામાન્ય નિયમ લક્ષ્યમાં લેવો જરૂરી છે. અને તે એ કે કોઈ પણ વિજ્ઞાનમાં જે સિદ્ધાંત રહેલો છે તેની ઉપયોગીતા તથા કાર્યક્ષમતા અને અત્યારના યુગમાં કોઈ દષ્ટિકોણનો ભેદભાવ મૂકી દઈને જન-સમાજના કલ્યાણ અર્થે, પ્રગતિશીલ વિજ્ઞાનને અમલી બનાવવાનું આપણા સ્નાતકોનું કર્તવ્ય છે. આપણને આપણા વડવાઓએ શોધેલી હકીકત વધારે પ્રિય હોય તે સ્વાભાવિક છે પણ સત્ય, દુશ્મનનું શોધેલું હોય તો પણ અપ્રિય ન થવું જોઈએ તેટલું જ નહીં પરંતુ તેની કદર કરી તેને અપનાવવું જોઈએ.

અમુક દર્દોમાં ભલે આયુર્વેદના ઉપચારોનો ઉપયોગ થાય અને અમુક દર્દોમાં આધુનિક વિજ્ઞાનશાસ્ત્રનો ઉપયોગ થાય, જેથી જે શાસ્ત્ર જે દર્દને વધુ અસરકારક હોય તે શાસ્ત્રનો યોગ્ય અને સર્વાંગી ઉપયોગ થઈ શકે. જનસમાજમાં જે શાસ્ત્ર જેટલું વધારે ઉપયોગી નિવડે તેનો જનસમાજ સ્વીકાર કરશે તે આપણે ભૂલી જવું જોઈએ નહીં.

મિશ્ર આયુર્વેદની વિચારસરણીને એક બાજુ મૂકીએ, તો એક તરફ આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર તથા બીજી તરફ શુદ્ધ આયુર્વેદ રહેશે, કે જે બન્ને પોત-પોતામા ખામીઓ ધરાવે છે. આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર અમુક દર્દોને જડમૂળથી નાબુદ નથી કરી શકતું, તે શુદ્ધ આયુર્વેદ કરી શકે છે, જયારે શુદ્ધ આયુર્વેદ કેટલાક શસ્ત્રક્રિયા લાયક દર્દો નથી મટાડી શકતું, તે આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર કરી શકે છે. પરંતુ લોકોનું શું? તેઓ તો બન્નેને પૂર્ણ રીતે પ્રવીણ માનશે અને કેટલીક વખતે તેમનો જાન જોખમાશે કે જેથી સમગ્ર જનસમૂદાયને સહન કરવું પડશે.

આ કોયડાનો એક માત્ર ઉકેલ હોય તો તે મિશ્ર આયુર્વેદ છે. કે જેમાં આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર તથા શુદ્ધ આયુર્વેદ બન્નેનાં જરૂરી જ્ઞાનનો સમાવેશ થઈ જાય છે. અને તેમાં પારંગત થયેલા નિષ્ણાતો જનસમૂદાયને પૂર્ણ સંતોષ આપવા સમર્થ થશે.

શ્રીયુત બાપાલાલભાઈએ પોતાના જીવનમાં જનકલ્યાણ અર્થે બન્ને વિજ્ઞાનોને દષ્ટિમાં રાખીને આચાર્ય તરીકે સુરતમાં કોલેજ ચલાવી. બહારના રાજકીય વાતાવરણની લેશ માત્ર અસર વિના પોતાના સિદ્ધાંતને વળગી રહી, પોતાનું કાર્ય અત્યાર સુધી આગળ વધાર્યું છે. અને હું ઇચ્છુ છું કે તે કાર્ય હજુ પણ આગળ ધપાવવા માટે અને આયુર્વેદમાં સંશોધન કરવા માટે શ્રીયુત બાપાલાલભાઈનું આયુષ્ય શતંજીવ શરદશતં પ્રમાણે દીર્ઘ થાય, તો જનતાને તેમનો લાભ થશે.

દયાશંકર દવે

ભાઈશ્રી બાપાલાલભાઈની આયુર્વેદની સેવા અદ્વિતીય અને અનુપમ છે. તેમની પ્રખર અને તેજસ્વી બુદ્ધિથી તેમણે આયુર્વેદનો તલસ્પર્શી અભ્યાસ કર્યો છે અને આયુર્વેદના અભ્યાસ ઉપરાંત તેમણે આયુર્વેદની પ્રેક્ટીસ અને આયુર્વેદના પ્રચાર કાર્યમાં ઘણો સંગીન ફાળો આપ્યો છે. તેમનું પત્ર ભિષગ્ભારતી ઘણું જ બોધપ્રદ હતું અને શુદ્ધ અને મિશ્ર આયુર્વેદના ગજગ્રાહમાં તે બંધ કરવું પડ્યું તે ઘણું જ દુઃખજનક છે. આશા રાખું છું અને પ્રભુપ્રત્યે પ્રાર્થું છું કે ભાઈશ્રી બાપાલાલભાઈ શતં જીવ શરદઃ વાકય અનુસાર દીર્ઘ આયુષ્ય ભોગવે. આયુર્વેદની, કર્યા કરતા હતા તેથી બહકે વધુ સેવા કરે અને ગુજરાતના ગૌરવ બની આયુર્વેદનો ઉદ્ધાર કરે.

**ન. હ. ભગવતી**
*(ઉપકુલપતિ બનારસ યુનીવર્સીટી)*

શ્રી. બાપાલાલભાઈએ છેલ્લાં પાત્રીસેક વર્ષથી તેમના લેખન, અધ્યાપન, અને આયોજન દ્વારા આયુર્વેદની અપૂર્વ સેવા બજાવી છે, એટલું જ નહિ, પણ સારાકારિક ગુજરાતની પણ અસાધારણ સેવા કરી છે. પ્રાચીન ભારતના મહાન આયુર્વેદાચાર્યોની જેમ બાપાલાલભાઈને પણ જેટલો રસ આયુર્વેદશાસ્ત્ર માટે છે તેટલો જ સાહિત્ય, ફિલસૂફી અને ઇતિહાસમાં છે અને તેથી એમનું લેખનકાર્ય આ સર્વ વિષયોના તેમજ આધુનિક વિજ્ઞાનોના વિશાળ પટ ઉપર વિસ્તરેલું છે. એક ઉદાહરણ આપીને કહું કે, બાપાલાલભાઈએ રચેલ 'નિઘંટુ આદર્શ'નું વૈદ્યક્ષેત્રે જેવું શકવર્તી મહત્ત્વ છે તેવું જ મહત્ત્વ અન્ય ક્ષેત્રે 'સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ' જેવા તેમના ગ્રંથોનું છે. બાપાલાલભાઈની અક્ષર સેવા ચિરંજીવ છે.

પોતાનાં પ્રિય કાર્યો દ્વિગુણિત વેગથી ચાલુ રાખવા માટે બાપાલાલભાઈ આરોગ્યમય દીર્ઘાયુ ભોગવે એવી પ્રાર્થના આ શુભ પ્રસંગે કરું છું અને સમારંભને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.

**ભોગીલાલ સાંડેસરા**

વિદ્વાન અને વૈદ્ય તરીકે બાપાલાલભાઈ આખા દેશમાં પ્રસિદ્ધ છે. તેઓ સુરતમાં છે ને સુરતમાં તેમણે સેવા આપી છે તેથી આપણે સહેજે ગૌરવ લઈ શકીએ. એમના જેવા વૈજ્ઞાનિક દષ્ટિવાળા, લોકહિતપરાયણ ને દઢસંકલ્પ વૈદ્ય અને આચાર્ય ભારતભરમા ગણ્યાગાંઠયા હશે. પરમાત્મા એમને લાંબુ આયુષ્ય આપો ! આપણને એમની અનેક વર્ષ સેવા મળ્યા કરો !

**વિઠ્ઠલ... ત્રિવેદી**

વૈદરાજ શ્રી બાપાલાલભાઈએ આયુર્વેદની પ્રતિષ્ઠા વધારવામાં અને પિડિત લોકોની સેવા કરવામા અમૂલ્ય ફાળો આપ્યો છે. એમનું સન્માન થાય એ, વાજબીજ છે.

**વિજયકુમાર ત્રિવેદી**

લોકકલ્યાણના કાર્યની અંદર વર્ષોથી પોતાની સેવા આપનાર શ્રી બાપાલાલભાઈને ઈશ્વર આરોગ્ય અને વધુ સેવા કરવાની તક આપે તેવી મારી શુભેચ્છા છે.

**ઈન્દુમતી ચીમનલાલ**

મુ. શ્રી. બાપાલાલભાઈએ આયુર્વેદના ઉત્થાન માટે પોતાનું સમગ્ર જીવન આપ્યુ છે. એમના પ્રયત્નોથી ગ્રામ્ય પ્રજાને સારી એવી વૈદકીય રાહત મળી છે. ભગવાન ધન્વન્તરી એમને દીર્ઘાયુ બક્ષે અને લોકસેવા કરવાની વધુને વધુ તક આપે એજ અભ્યર્થના સાથે સમારંભને સફળતા ઇચ્છુ છુ.

**ઊર્મિલા ભટ્ટ**

I send my best wishes for Shree Bapalalbhai. Long and healthy life to serve the cause of Ayurved. Let this occasson of honouring devotee of Ayurved inspire our *young men to devote, dedicate their lives for the sacred cause of Ayurved.*

**Vajubhai Shah**

તમારે માટે અત્યારે વહી રહેલી અનેક શુભ ભાવનાઓની સરિતામાં હું મારાં જળ પણ ઉમેરું છું તે સ્વીકારશો.

તમારું જીવન દીર્ઘાયુષ્યવંતુ અને ઉત્તરોત્તર ચૈતન્યની ઊર્ધ્વ સીડીઓ ઉપર ચડતું બનો અને જીવનની પૂર્ણ ચરિતાર્થતા તમને પ્રાપ્ત થાવો.

સુન્દરમ્

I am glad you are goin; to celebrate the Shashtipurti of Vaidyaraj Shri Bapalal on the 5th January 1964. He has done great work for the Ayurved. I wish the function every success.

Lilavati Munshi

વૈદ્યરાજની વિદ્વતા, સન્નિષ્ઠા અને માનવતા—આ ગુણોએ મને ખૂબ આકર્ષ્યો છે. એમનું ગુજરાતી ભાષા ઉપરનું પ્રભુત્વ તેમના વિષય ઉપરના પ્રભુત્વથી જરાયે ઊતરે એવું નથી. એમનું સન્માન કરીને જે યવું ઘટે છે તે જ થવા દઈએ છીએ.

એમનું મહામૂલું કાર્ય ચાલુ રાખવા માટે ઈશ્વર એમને આરોગ્યપૂર્ણ દીર્ઘાયુ બક્ષે એવી આ મંગલ પ્રસંગે પ્રાર્થના.

નોંધ લેવાવી જોઈએ તેવા કોઈ હોય તો તે શ્રી બાપાલાલ વૈદ્ય છે

તેઓ લાંબુ જીવે અને બીજાને લાંબુ અને તંદુરસ્ત જીવવામાં મદદ કરે તેમ મારી શુભેચ્છાઓ મોકલું છું

રસિકલાલ પરીખ

(માજી ગૃહપ્રધાન ગુજરાત રાજ્ય

શ્રીયુત બાપાલાલભાઈએ આયુર્વેદ ક્ષેત્રે વર્ષોથ કામ કરીને જે કિંમતી ફાળો આપ્યો છે, તે વિં ભાગ્યે જ કાંઈ કહેવાની જરૂર હોય. પ્રભુ તેઓશ્રી દિર્ઘાયુ બક્ષે અને એ સુખી જીવન ગાળે તેવી પ્ર પ્રત્યે પ્રાર્થના.

લાલભાઈ દેસાઈનાં વંદ

(ઉપકુલપતિ ગુજરાત યુનીવર્સીટી

આપણા આયુર્વેદની પ્રતિષ્ઠા ને ગૌરવ-શાસ્ત્ર તેમ જ કલા બંને દ્વારા વધારી શ્રી. બાપાલાલભાઈ એ પ્રાચીન શાસ્ત્રની જે સેવા કરી છે તેની આ રીતે કદર થાય એ સર્વથા સમુચિત છે.

દષ્ટિમાં શાસ્ત્રીયતા, વક્તવ્યમાં વિશદતા ને સતત ઉદ્યોગપરાયણતા વડે વર્ષો સુધી એમણે જે આયુર્વેદની ઉપાસના કરી છે તેનું સાહિત્યિક દષ્ટિએ પણ ઘણું

છે તે ખોટ ખાઈને પણ ચાલુ રાખવા વિનંતી છે. આ ષષ્ટિપૂર્તિ ઊજવીને આપે યોગ્ય માણસની ઈષ્ટ કદર કરી છે તે બદલ આપના મંડળને પણ ધન્યવાદ આપું છું.

રણછોડજી મિસ્ત્રી
સંચાલક : 'પ્રસ્થાન'

શ્રી બાપાલાલભાઈની માત્ર એક પ્રથમ કોટિના વૈદ તરીકેની જ પ્રતિષ્ઠા નથી, એમની પ્રતિષ્ઠા સંસ્કૃત કાવ્યસાહિત્યના તેમજ ઇતર વિષયોના ગ્રંથોના એક મહાન ગુજરાતી પંડિત તરીકેની પણ સુવિદિત છે. આવા મહાનુભાવ વિદ્વાનની ષષ્ટિપૂર્તિ ઊજવવાનો નિર્ધાર કરી સુરતે પરમ અનુકરણીય કાર્ય કર્યું છે.

કેશવરામ કા. શાસ્ત્રી

આ શુભ પ્રસંગે વૈદરાજ બાપાલાલભાઈને મારા વતી ઘણા ઘણા અભિનંદન આપશો. તેઓશ્રીએ પોતાનું જીવન આયુર્વેદને સમર્પણ કરેલું છે; અને આયુર્વેદના પુનરુત્થાન અંગે તેઓશ્રીનો અંગત ફાળો સારા પ્રમાણમાં છે.

ભાઈશ્રી બાપાલાલભાઈ વૈદરાજ ઘણું જીવો અને આયુર્વેદની વધુ સેવા કરી, ઉજ્જવળ યશ મેળવો તેવી મારી શુભેચ્છા સ્વીકારશો.

ડૉ. મંગળદાસ શાહ
(માજી ડીરેકટર, મેડીકલ સર્વીસીઝ)

આ ઉત્સવમાં ગુજરાતની શિષ્ટતાનું દર્શન કરી રહ્યો છું.

વિદ્વાન બાપાલાલભાઈના બૌદ્ધિક અને સાંસ્કારિક વિકાસનું દર્શન–મારી પાસે હસ્તામલકવત્ છે.

એમની મહત્તા—એમણે અનેક શિષ્ટગુરુજનો પાસેથી મેળવેલી સુવિદ્યા અને સુસંસ્કાર પર આધાર રાખી રહી છે.

એમનું સૌજન્ય ભારતના પંડિતોને શોભાવે એવું ઘરેણું બની રહ્યું છે.

એમની અભ્યાસવૃત્તિએ ગુજરાતનું માન વધાર્યું છે.

એમની સેવાભાવના અનેક માનવ–કલ્યાણસાધક મહાજનોના સત્સંગનું ફળ છે.

શ્રી બાપાલાલભાઈ સાક્ષર છે, વૈદ્યવર્ય છે, વૈજ્ઞાનિક છે, દેશસેવક છે, યુવકોમાં પણ યુવાન જેવા છે, સંસારના શિષ્ટ સુધારક છે, અને ગુજરાતની પ્રતિષ્ઠા વધારનાર ગુજરાતનો સુપુત્ર છે. એમને જેટલું માન અપાય તેટલું ઓછું છે.

મારે માટે તો મારા એકાદ સ્વપ્નની એઓશ્રી પ્રત્યક્ષ સિદ્ધિ છે. એમને ખરા અંતઃકરણની શુભેચ્છા પાઠવું છું.

કલ્યાણરાય ન. જોષી

પૂ. મુ. શ્રી. બાપાલાલભાઈનું સન્માન એ માત્ર વ્યક્તિગત નાતે વૈદ્ય કે વ્યક્તિનું સન્માન નથી, પણ આયુર્વેદનું અને તેમાંય ગુજરાતના આયુર્વેદિય શિક્ષણ અને સંસ્કાર સાથે જે એક નવી જ જીવનદૃષ્ટિ આપનારું સાહિત્ય પૂ. શ્રી. બાપાલાલભાઈએ ગુજરાતને આપ્યું છે તેનું આ સન્માન છે ગુણપૂજન એ માત્ર પ્રશંસા જ નથી, પણ ભાવિ પેઢીમાં આવા ભક્તિ અને પ્રેમની સંસ્કારમૂલક ભાવના જાગૃત કરવાનો મહામૂલો સંસ્કાર છે, અને તે, પ્રજામાં સનાતન રીતે જાગ્રત રહેવો જોઈએ. આજે જે પ્રકારનો સમારંભ ઉજવાય છે તેનું આ દૃષ્ટિએ ભારે મોટું મૂલ્ય છે.

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ

વૈદ્યરાજ બાપાલાલભાઈ પોતાના વિદ્યાભ્યાસંગથી ગુજરાત ભરમાં જાણીતા છે અને ગૂજરાતના વૈદ્યોમાં તેઓ એક રત્નસમાન છે.

'નિઘંટુ આદર્શ' અને અન્ય પુસ્તકો દેશને ચરણે ધરી તેઓએ આયુર્વેદની અને વૈદ્યોની ઉચ્ચતમ સેવા કરી છે; પરંતુ ત્રીસ વર્ષ પહેલાં વૃદ્ધત્રયીની વનસ્પતિઓ નામનું પુસ્તક લખીને તેઓએ પોતાના સ્વાધ્યાય પ્રવચન પરાયણતાનો વિદ્દદ્ વર્ગમાં ખરો પ્રભાવ પાડ્યો છે. આ પ્રસંગે એમને અમારા હાર્દિક અભિનંદન છે.

વલ્લભરામ વૈદ્ય

શ્રી બાપાલાલભાઈનો હું મિત્ર છું અને પ્રશંસક છુ એમની વિદ્વતા, આયુર્વેદનું પ્રાવિણ્ય, નિખાલસતા અને બહાદુરી માટે મને ઘણું માન છે એઓ સમાજની તેમજ આયુર્વેદ અને કેળવણી અંગેની સેવા, લાંબો સમય, સ્વાસ્થ્ય સાથે, કરતા રહે એમ હું પ્રભુને પ્રાર્થું છુ

કા. લ. દેસાઈ
(આચાર્ય આર્ટસ અને સાયન્સ કોલેજ, બારડોલી)

શ્રી બાપાલાલભાઈએ આયુર્વેદની જે સેવા કરી છે તે અપૂર્વ અને અત્યંત કિંમતી છે આયુર્વેદના મહત્ત્વનાં અંગોનો ગુજરાતી ભાષા દ્વારા પરિચય આપનારા સૌમા એમનુ સ્થાન મોખરે છે એમના જ્ઞાન અને સેવાની કદર આ પ્રસંગે થાય છે તે ઘણા હર્ષની વાત છે ઈશ્વર એમને દિર્ઘાયુ બક્ષે અને ગુજરાતની સેવા લાંબો વખત કરે તેવી શુભેચ્છા પાઠવુ છુ.

વ. શુ. નાયક
(આચાર્ય, ગુજરાત કોલેજ)

વૈદ્યરાજ શ્રી બાપાલાલભાઈને હુ અભ્યાસકાળથી ઓળખુ છુ વડોદરાની લક્ષ્મીનાથ વ્યાયામશાળામા શ્રીયુત અંબુભાઈ પુરાણીની દેખરેખ નીચે અમે બધા વ્યાયામ કરતા અને આનંદ લેતા વ્યાયામ શાળામાથી અમને બધાને બહુ પ્રેરણા મળેલી છે તે દશામા પણ શ્રી બાપાલાલભાઈના અસાધારણ પ્રતિભા, આરોગ્યની ભાવના અને સાત્ત્વકતાના દર્શન થતા હતા તેમણે ઉત્તરોત્તર આત્મબળથી અને સતત પરિશ્રમથી મેળવેલી સિદ્ધિઓ સર્વને સુપરિચિત છે હાંસોટ, ભરૂચ અને સુરતમા જ નહિ પણ સમસ્ત ગુજરાતમા વૈદ્યરાજ તરીકે તેમણે ગૌરવવન્તી પ્રતિષ્ઠા મેળવી છે તેમનુ આયુર્વેદનુ અધ્યયન પણ અગાધ છે સંસ્કૃત સાહિત્યનું વાચન ઉત્તમ પ્રકારનું છે સંશોધન કરવાની નૈસર્ગિક શક્તિ અનુપમ છે, મુંબઈના સ્વ પંડિત વૈદ્યરાજ હરિપ્રપન્નજી અને સ્વ આચાર્ય જાદવજીભાઈની પરંપરા બાપાલાલભાઈએ ગુજરાતમા ચાલુ કરી છે એ ગુજરાત માટે ગૌરવનો વિષય છે ગુણગ્રાહી અને સંશોધક વૃત્તિથી આયુર્વેદને તેના પ્રાચીન પ્રતિષ્ઠિત સ્થાને લાવી શકાય એમ છે તેમા બાપાલાલભાઈ મહત્ત્વનો ફાળો આપી શકે એમ છે

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ
(પુરાતત્ત્વ મંદીર, વડોદરા)

મુ શ્રી બાપાલાલભાઈને ગુજરાત ઓળખે છે એમને ધંધાદારી તરીકે ઓળખે એ સ્વાભાવિક છે પણ એક સાહિત્યકાર, ઊંડા અભ્યાસી અને ભક્ત પ્રેમી તરીકે પણ ઓળખે એ હકીકત ખાસ ધ્યાન ખેંચે એવી એમણે વૈદક વિષે જે જે સાહિત્ય રચ્યુ એની ભાષા પ્રાસાદિક, મનનીય અને વાચનારને જે તે વિષયનો આત્મસાત કરાવવાને પૂરી તાકાતવાળી હોય છે. આ સાહિત્યની બાબતમા ગુજરાતે એમની પીછાણુ વધુ કરવાની રહેશે જે તેના પોતાના જ હિતમા હશે

જેલમાં પચાસેક વર્ષની ઉંમરે એ એકલા જ ગુજરાતી કેદી હતા કે જે નિયમિત વ્યાયામ કરે, બીજું પણ કામ કરે અભ્યાસી તો એવા કે ભલભલાને શરમાવે એટલુ અને એવુ સાહિત્ય વાચતા સંસ્કૃત ભાષા ઉપર સારો એવો કાબુ ધરાવે અમને બધાને ગીતાનુ શાંકરભાષ્ય સમજાવતા અને પછી કેટલાક ઉપનિષદો પણ સમજાવતા આયુર્વેદ તો જાણે કે એમને માટે શ્વાસોચ્છ્વાસ જેટલુ સરળ હતુ ને છે જેલમા એક ભાઈને ડૉકટરો ઓપરેશન કરવાને જેલની હોસ્પિટલમા લઈ ગયા અને એક બે દિવસમા શસ્ત્રક્રિયા કરવાની હતી પણ શ્રી બાપાલાલભાઈને એવી જાણ થતા, પોતાને જો ઉપચાર કરવા દે તો વિના ઓપરેશને મટાડી શકે એમ જણાવ્યુ. જેલ અધિકારીઓને સદ્‌બુદ્ધિ મળી અને હા પાડી એટલે એમણે ગાયનું ઘી મંગાવી દવા તૈયાર કરી એ દરદીને નસકોરામા એના ટીપા મૂકય. થોડા દિવસમા દરદી વગર શસ્ત્રક્રિયાએ સાજો નરવો થઈને કોટડીમા પાછો આવ્યો.

આ બધાની સાથે એ હિંમતબાજ છે જીવનમા ડર જેવી વાત એમને લાગતી નથી એમના અર્ધમીંચ્યા નયનો, અંતરમુખ રહેવામા એ જે આનંદ લૂટે છે તેની પ્રતીતિ કરાવે છે

નટવરલાલ દવે

Sir, at this critical hour of trial for all the Scholars of Ayurvda, we look upon you to steer us safe amidst the troubled waters and lead us to better and prosperous future. You being a stalwort of Ayurvedic literature we sincerely pray that you should be spared with good health and prosperity, lest the cause of Ayurveda should suffer. With your seasoned leadership, profound knowledge, strong determination and above all selfess service to the cause of the Science, we are assurred of bright days to come.

Y. N. UPADHYAYA
(Benares University)

आयुर्वेद सुगुप्तो यो ह्यान्लविद्याप्रभावत ।
स येन सुप्रयासेन प्रबुद्धो भारते कृत-॥
बापालाल मुषी. शाह स वैद्याना शिरोमणि ।
क्रुरतात प्रचुरं कार्यमायुर्वेदविवृद्धये ॥

ડૉ. આર. એ વૈદ્ય
(પ્રેસીડન્ટ; બોમ્બે મેડીકલ યુનીઅન)

I consider Shri Bapalal, a Vaidya devoted to modern scientific method and wish him to succeed in modernising our ancient learning and thus help in advancing the progress of the country and the health of the people.

P. G. Shah
(Gujarat Reseach Society)

તમે તો આયુર્વેદની અનન્ય સેવા કરી છે. પ્રેમાળ અને કુશળ વૈદ્ય તરીકે તો તમે હજારો દર્દીઓના આશીષો મેળવ્યા છે. એ વિદ્યામા આપણા યુવકો તાલિમ મેળવી પારંગત થાય એ માટે પણ તમે વર્ષોથી ઉત્તમ કાર્ય કરતા રહ્યા છો. એ પ્રાચીન વિદ્યા અંગે ઉત્તમ સાહિત્ય પણ લખતા રહો છો. આ બધી સેવા ઉપરાંત દેશની આઝાદીની લડતમાં તેમજ ત્યાર પછીના નવનિર્માણના કામોમાં પણ તમે સારો ફાળો આપ્યો છે. આ બધી તમારી સેવાનાં સ્મરણો તાજાં છે. તમારા હિતેચ્છુઓએ તમારી ષષ્ટિપૂર્તિ અંગે જે સમારંભ ગોઠવ્યો છે તે યોગ્ય જ છે.

દીલખુશ બ. દિવાનજી

આ પ્રસંગે આયુર્વેદના ક્ષેત્રમા શ્રી. બાપાલાલ-ભાઈએ કરેલી સેવાઓને હુ અંજલિ આપું છું અને હજુ વધુ ઉપયોગી સેવાઓ કરવા માટે તેમને આરોગ્ય અને દીર્ઘાયું ઇચ્છુ છુ. સમારંભને હું સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.

કં. ચ. પરીખ
(રજીસ્ટ્રાર ગુ યુનીવર્સીટી)

તેમણે જીવનમા જે સાચુ લાગ્યુ તે પ્રમાણે કામ કરીને પ્રજાનો પ્રેમ મેળવ્યો છે. તેમણે આયુર્વેદ અંગે લોકો સહેલાઈથી આરોગ્ય સાચવી શકે એવા ઉપાય બતાવતા પુસ્તકો લખ્યા છે. તેમની સાથે મને જે પરિચય થયો છે તે બહુ સુખદ છે.

શિવાભાઈ પટેલ
(વલ્લભ વિદ્યાલય, બોચાસણ)

નિદિધ્યાસન કાજે ઘસી કાયા
કર કલમ ધરી કર્યા ઉજાગરા
જ્ઞાન, ઝરણ પિયુષ અમને પાવા
લીધો ભેખ જાણે જોગી બાવા.

ડૉ. કુ. ભક્તિ કે. શાહ

આપને જાણિયા મેં તો સત્તુના ગુરુને રૂપે,
હાંસોટે વસતા ત્યારે એકદા મળિયા હતા;
સત્યાગ્રહી સ્વરૂપે તો ધ્વજને લઈ હાથમાં,
ગયા'તા આપને ત્યાંથી, ધ્વજ સત્યાગ્રહ માટ તો ૧

ત્યારે જાણિયા સાધો ! બાપાલાલ ગૃહસ્થને,
અને જીવન-રહસ્યોને જાણવા મથતો હું યે;
આશ્રમે બાપુને તે દિ. જીવન-જલ રહસ્યને
જાણવા મળિયાં ત્યારે દીઠા અમુખપદે ૨

ષષ્ઠિ-પૂર્તિ ઉજવીએ તવ, શતંજીવશરદો ભવ,
માર્કંડ ઋષિનું આયુ પામજો પ્રિયમધુ હે !
આપને વંદના અર્પું, ધન્વંતરી ગણું પ્રિય !
રિદ્ધિ-સિદ્ધિય આરોગ્યે, આપના આશિષો ચહું ૩

પીડાઉં શીળવા જેવા વ્યાધિથી એક વર્ષથી,
ન આવે હાથ ઉપાય ને સોજા ચડી આવતા;
લઉં છું હરડે બંધો ! પેટ સાફ રાખવા,
વળી, એન્થીસન જેવી ગોળાઓ લઈને જીવું ૪

પ્રોક્લિસોલ-૮ ને કેલ્શિયમ લેતો

આજના પ્રસંગે પૂ. બાપાલાલભાઈએ વ્યાયામના ક્ષેત્રમાં પુરાણી ભાઈઓ સાથે આપેલ ફાળો યાદ આવે છે મારે મન બાપાલાલભાઈ એટલે માત્ર આયુર્વેદના નિષ્ણાત જ નહિ; પણ સાંપ્રતકાળની આરોગ્ય વિષયક સમસ્યાઓ અંગે મૌલિક વિચારણા કરનાર એક સમર્થ ચિંતક છે. એવા સમર્થ ચિંતક લાંબુ નિરામય આયુષ્ય ભોગવી પ્રજાની સેવા કરતા રહે એવી પ્રભુ-પ્રાર્થના સહ આજના પ્રસંગે મારી શુભેચ્છા પાઠવું છું.

હકૂમતરાય દેસાઈ

On this occasion in place of customary flowers, I have only to offer a few ideas which I have been able to collect recently with the fond hope that they will carry with them a freshness, fragrance and beauty of their own and which you will cherish the most. They are as follows:—

1. Tilaka—Wendlandia sp.
2. *Madhulika—Eleucine indica.*

પરિશિષ્ટ ચ

# શ્રી. બાપાલાલભાઈ લિખિત પુસ્તકો

| પુસ્તકનું નામ | પ્રકાશક | આવૃત્તિ | વર્ષ |
|---|---|---|---|
| ૧ નિઘંટુ આદર્શ (પૂર્વાર્ધ) | પોતે | ૧ લી | |
| ૨ નિઘંટુ આદર્શ (ઉત્તરાર્ધ) | પોતે | ,, | ઇ. સ. ૧૯૨૭ |
| ૩ દિનચર્યા | પ્રસ્થાન કાર્યાલય | ,, | ઇ સ ૧૯૩૪ |
| ૪ ઘરગથ્થુ વૈદક | ,, | ૧ લી | (સંવત) ૧૯૮૯ |
| | | ૨ જી | (સંવત) ૨૦૦૮ |
| ૫ વૃદ્ધત્રયીની વનસ્પતિઓ | ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્ય મંડળ | ૧ લી | (સંવત) ૧૯૮૭<br>ઇ. સ. ૧૯૩૮ |
| ૬ અભિનવ કામશાસ્ત્ર | એમ. સી. કોઠારી વડોદરા | ૧ લી<br>૨ જી | ઇ સ. ૧૯૩૦<br>,, ૧૯૬૨ |
| ૭ વૈદ્યકીય કાયદાશાસ્ત્ર | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ–વડોદરા | ૧ લી | ઇ. સ. ૧૯૩૦ |
| ૮ વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીનું જીવનચરિત્ર | પોતે | ૧ લી | ઇ. સ. ૧૯૩૧ |
| ૯ ગુજરાતની વનસ્પતિઓ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી | ૧ લી | ઇ. સ ૧૯૩૫ |
| ૧૦ ઉદ્ભિજ્જશાસ્ત્ર (વનસ્પતિનું વર્ગીકરણ) | નડિયાદ આયુર્વેદ મહાવિદ્યાલય | ૧ લી | ઇ સ ૧૯૪૦ |
| ૧૧ ભારતીય રસશાસ્ત્ર | પોતે | ૧ લી | ઇ. સ. ૧૯૪૭ |
| ૧૨ વનસ્પતિ વર્ણન પ્રવેશ | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય | ૧ લી | (સંવત) ૨૦૦૮ |
| ૧૩ દમ | ગુજરાત સંશોધન મંડળ-મુંબઈ | ૧ લી | ઇ. સ. ૧૯૫૩ |
| ૧૪ સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિઓ | ગુજરાત વિદ્યાસભા-અમદાવાદ | ૧ લી | ઇ. સ. ૧૯૫૩ |
| ૧૫ ખોરાકના તત્ત્વો | પુસ્તકાલય પ્રકાશન–વડોદરા | ૧ લી | ઇ. સ. ૧૯૫૭ |
| | ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય અમદાવાદ | ૨ જી | ઇ. સ. ૧૯૬૨ |
| ૧૬ આયુર્વેદ વ્યાખ્યાનમાળા | ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય અમદાવાદ | ૧ લી | ઇ. સ. ૧૯૫૮ |
| ૧૭ આયુર્વેદ વિહંગાવલોકન | ,, | ,, | ,, |
| ૧૮ આયુર્વેદ-વૈજ્ઞાનિક દૃષ્ટિ | ,, | ,, | ,, |
| ૧૯ આપણો ખોરાક | ,, | ,, | ,, |
| ૨૦ આરોગ્ય પાઠાવલી | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા | ,, | ૧૯૬૩ |
| ૨૧ આપણો ખોરાક | "Our Food"નો અનુવાદ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય | | ૧૯૬૪ |

૨૨. નિઘંટુ આદર્શ—ગુજરાતી અને હિંદી આવૃતિઓ તૈયાર થાય છે ગુજરાતી આવૃતિ, આત્માનંદ સરસ્વતી ફાર્મસી. હિંદી આવૃતિ ચૌખંબા સંસ્કૃત સિરિઝ બનારસ

હવે પછી

ઘરગથ્થુ દવાઓ

સ્વસ્થવૃત્ત

અ. હૃદયનું ગુજરાતી ભાષાન્તર

સો સુંદર વનસ્પતિઓ

## પરિશિષ્ટ ક

### શ્રી. બાપાલાલભાઈએ ભોગવેલા હોદ્દાઓ

મેમ્બર, સ્ટેટ ફેકલ્ટી ઓફ આયુર્વેદ (મુંબઈ રાજ્ય)

,, આયુર્વેદિક બોર્ડ ઓફ રીસર્ચ ( ,, )

ચેરમેન, સ્ટેન્ડર્ડ ડ્રગ્ઝ એન્ડ ફાર્મસી કમિટી ( ,, )

મેમ્બર, કમિટી ટુ એડવાઈઝ ગવર્મેંટ ટેક્ષ કન્સેસન્સ (મુંબઈ રાજ્ય)

,, ઈન રીસ્પેકટ ઓફ સ્પીરીચ્યુયસ પ્રેપરેસન્સ (ગૂજરાત રાજ્ય)

ચેરમેન, સ્ટેટ ફેકલ્ટી ઓફ આયુર્વેદ (ગૂજરાત રાજ્ય)

ડીન, આયુર્વેદ ફેકલ્ટી—ગૂજરાત યુનિવર્સિટી

મેમ્બર, ફાર્માકોપીઆ કમિટી—કેન્દ્ર સરકાર ન્યુ દિલ્હી

,, એડ હોક કમિટી—આયુર્વેદ કોર્સ ઘડવા માટેની મહારાષ્ટ્ર યુનિવર્સિટી (પૂના)

ચેરમેન, આયુર્વેદિક બોર્ડ ઓફ રીસર્ચ (ગૂજરાત રાજ્ય)

પ્રમુખ, ગુજરાત કચ્છ કાઠિયાવાડ મુંબઈ ૧૯૪૮

પ્રમુખ આયુર્વેદ સેકસન—ફાર્માસ્યુટીકલ કોગ્રેસ પીલાની ૧૯૬૩

